# તારાસુંદરી.

લેખક

ત્ર્યંબકલાલ જીવરાજ જોશી,

અમદાવાદ.

પ્રકાશક.

જી. એમ. જાગુષ્ટે,

ત્રણ દરવાજા—અમદાવાદ.

સોલ એજન્ટ

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે,

બુકસેલર અને પબ્લીશર

ત્રણ દરવાજા—અમદાવાદ.

ઈ. સ. ૧૯૧૯. વિ. સં. ૧૯૭૫.

# અર્પણપત્રિકા.

ભારતભૂમિના ગૌરવરૂપ સીતા, તારા, દમયંતી આદિ સતીઓનું અનુકરણ કરી મહિલામંડળના મહિમામાં વૃદ્ધિ કરનારી આદર્શ, પતિવ્રતા અને પુણ્યવતી ભગિનીઓના કરકમળમાં આ પુસ્તક સ્નેહપૂર્વક સમર્પિત કરવામાં આવે છે.

વિનીત

ગ્રંથકાર.

## રા. ત્ર્યંબકલાલ જીવરાજ જોશીકૃત રસિક નવલકથાઓ.

**કમળાદેવી**—સંસારને સ્વર્ગીય તથા સુખમય બનાવવા માટે આ નવલકથા એક વખત આપના કુટુંબમાં અવશ્ય વંચાવો. રણશૂરા રાજપૂતોની સ્વદેશભક્તિનું દર્શન કરવું હોય, માયાજાળમાં ફસાવાથી ભોગવવાં પડતાં દુઃખને જોવું હોય, તો આ નવલકથા આજેજ મંગાવીને વાંચો. મૂલ્ય ૧–૮–૦.

**મુરાદેવી** અથવા મૌર્યવંશના અભ્યુદયનો આરંભ ભાગ ૧–૨–૩ નંદવંશનો નાશ કરીને મહાબુદ્ધિમાન અને કૌટિલ્યવિદ્યાવિશારદ ચાણાક્યદેવે મૌર્યવંશની સ્થાપના શી રીતે કરી, ચંદ્રગુપ્તને રાજ્યાધિકાર અપાવવા માટે મલયપુરની રાજનંદિની મંદાકિનીએ કેવા કેવા યત્નો કર્યા હતા તે સર્વ વિષયોનું ઘણીજ સરળતાથી આ નવલકથામાં વિવેચન કરવામાં આવ્યું છે. ત્રણે ભાગની કીં. રૂા. ૫–૦–૦.

**તારાસુંદરી** અથવા સમરેન્દ્રની સમશીર-આ એક ઐતિહાસિક નવલકથા છે. આર્ય બાળાઓની ધાર્મિકતા તથા કઠોરમાં કઠોર સંયોગોમાં પણ તેમના પતિવ્રતના રક્ષણની કુશળતા જોવી હોય તો અવશ્ય વાંચો. કિંમત રૂા. ૨–૮–૦.

**સંસાર સંગ્રામ**—ભાગ ૧-૨ ધર્મપરાયણા સાધ્વી સતીઓ સંકટના પહાડો તુટી પડવા છતાં કેવી અડગ અને અચલ રીતે પતિભક્તિમાં લીન રહે છે, સ્વાર્થસાધુ સગાંવ્હાલાંઓ પોતાના સ્વાર્થને પૂર્ણ કરવા માટે કેવી દગાબાજીઓ રચે છે આદિ સર્વ વિષયો આ નવલકથામાં દર્શાવવામાં આવ્યા છે. પાકુ પુંઠું. ભાગ ૧–૨ કિંમત રૂ. ૩–૦–૦.

**પરાક્રમની પતાકા**—જાપાનના પ્રિન્સે લંડન શહેરના ભર્યા બઝારમાં તથા ચાલતી સોશીયલમાં અમેરિકાના એલચીઓ તરફ આવતા જાસૂસોનાં ભેદી ખુન શી રીતે કર્યાં તથા તેનો પત્તો છેવટ સુધી શા કારણથી ન મળ્યો આદિ સર્વ વિષયો આ નવલકથામાં આપવામાં આવ્યા છે. પૃષ્ઠ ૩૪૦ પાકું પુંઠું મૂલ્ય રૂ. ૨–૦–૦.

# પ્રસ્તાવના.

તારાસુંદરી આજથી ઘણા સમય પહેલાં લખવાનું શરૂ કરેલું, પરંતુ વચ્ચમાં એવાં એવાં વિઘ્નો આવી ઉપસ્થિત થયાં કે, જેથી બે વર્ષ જેટલો સમય સહજમાંજ વીતી ગયો, છતાં પણ તારાસુંદરી પ્રકટ થઈ શક્યું નહિ. આજે પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી હું આ પુસ્તકને વાંચકબંધુઓની સેવામાં સમર્પિત કરી શક્યો છું, એને માટે તે મહાન પ્રભુનો ઉપકાર માનું છું.,

પ્રસ્તુત પુસ્તકમાં મુખ્યત્વે સ્ત્રી-ધર્મ, સ્ત્રી-કર્તવ્ય અને સ્ત્રી-સ્વભાવનીજ સમાલોચના કરવામાં આવી છે. તારાસુંદરી, સીતા, તારા, દમયંતી, દ્રૌપદી, આદિ પવીત્ર સતીઓનાં સત્કર્મોનું આબેહુબ અનુકરણ પોતાના પતિ પ્રેમમાં અચલ રહી અનંત પ્રકારનાં દુઃખો સહન કરે છે. દુઃખ સહી પોતાની પવિત્રતાનો પ્રભાવ દર્શાવવો એ તો આર્ય સન્નારીઓનો પ્રાકૃતિક સ્વભાવજ છે! ભારતભૂમિએ આજસુધીમાં અનેક નારી રત્નો ઉત્પન્ન કર્યાં છે અને એ રત્નોના ગૌરવથીજ ભારતદેશ આજે સમગ્ર પૃથ્વીમાં શ્રેષ્ઠ ગણાય છે. તારાસુંદરીના સાત્વિક ધાર્મિક અને પવિત્ર આચરણપરથી પણ પ્રત્યેક મહિલાના હૃદયમાં પતિભક્તિનો અપૂર્વ મહિમા સમજાયા વિના રહે તેમ નથી.

વિજયકુમારે, વીરધર્મનું પાલન કરનાર શ્રેષ્ઠ યોદ્ધાનું સન્માન મેળવી પોતાની દારિદ્રનો ઉચ્છેદ કરવામાં જે અદ્ભુત કુશળતા દર્શાવી છે, તે પરથી સર્વ સહજમાંજ સમજી શકે તેમ છે કે, મનુષ્યજીવનની ઉન્નતિ જ્યાં સુધી કરવી હોય, ત્યાં સુધી કરી શકાય છે. કર્મ વિના ઉન્નતિ નથી, ઉન્નતિ વિના યોગ્યતા નથી અને યોગ્યતા વિના મનુષ્યનું કશું મૂલ્ય પણ નથી! માટેજ કર્મનો મહિમા સર્વત્ર મહાન મનાયો છે અને ભાવિષ્યમાં પણ મનાશે!

આ પુસ્તક મારી અતિશય માંદગીના સમયમાં લખાયલું હોવાથી દોષો દૃષ્ટિગોચર થાય તો તે સ્વાભાવિકજ છે અને એને માટે હું સર્વની ક્ષમા યાચું છું.

જે પ્રેમમય પરમાત્માની કૃપાથી આ પુસ્તક સમાપ્ત થયું છે, તેનો અન્તઃકરણપૂર્વક ઉપકાર માની આ પ્રસ્તાવનાને અહિંજ પરિપૂર્ણ કરૂં છું.

ઈત્યલમ્

અમદાવાદ. } ત્ર્યંબકલાલ જોશી
તા. ૧૦-૧૦-૧૫.

# અનુક્રમણિકા.

## પ્રથમ વિભાગ

## દ્વિતીય વિભાગ.



## તૃતિય વિભાગ.

## ચતુર્થ વિભાગ.

ॐ तत्सत्परमात्मने नमः

# તારાસુંદરી

## પ્રકરણ ૧ લું

### પર્ણકુટીમાં

અજય નદીના કિનારાપરની એક ભાંગી–તૂટી પર્ણકુટીરમાં માતા અને કન્યા બેઠાં હતાં. માતાએ પ્રૌઢાવસ્થામાંથી વૃદ્ધાવસ્થામાં પ્રવેશ કર્યો હતો અને કન્યાની ઉમ્મર હજી સત્તર વર્ષથી વધુ થઇ નહોતી. સેંકડો ગાંઠોવાળાં ભગવાં વસ્ત્રો પહેરેલી જનનીને જોવાથી જણાઈ આવતું કે, જાણે સાક્ષાત્ વનદેવીજ મૂર્તિમતી થઇને આ નિર્જન પર્ણકુટીમાં આવિર્ભૂત થઇ હતી. તેના શરીરપર અલંકારનું નામ નિશાન પણ નહોતું. કેવળ સૌભાગ્યવતીના ચિહ્નની રક્ષા કરવા માટે તેણે પોતાના બન્ને હાથમાં હાથીદાંતની લાલ ચૂડીઓ પહેરી હતી અને કપાળમાં કંકુનો ચાંલ્લો કર્યો હતો. અહા ! તેનાથી તેના શરીરની જે શોભા જણાતી હતી, તેવી શોભા જાણે બીજે કોઇ પણ સ્થળે કદાપિ જોઈજ ન હોય, એવો ભાસ થઇ આવતો હતો. મણિ અને મુક્તાવાળા મનોહર અલંકારોમાં પણ તેવી શોભાનો સાક્ષાત્કાર થવો કઠિન હતો. રેશમી વસ્ત્રો અને કીમતી પોશાકોમાં પણ તેવી સુંદરતાનો સંચાર થઈ શકે તેમ નહોતો. તે એક પ્રકારનું અનુપમ અને સ્વર્ગીય સૌન્દર્ય હતું. તેને જોતાંજ મનુષ્ય પોતાનું ભાન ભૂલીને તેને માતા ! માતા ! કહીને બોલાવવાની ઇચ્છા કરે તેમ હતું. વળી તે સાથે પ્રત્યેક મનુષ્યને એવી ઇચ્છા પણ થઇ આવતી હતી કે તે પુણ્યશાળી દેવીરૂપ માતાના

મધુર કંઠનું સ્નેહભરેલું સંભાષણ સાંભળી પોતાના મનુષ્ય અવતારને ચરિતાર્થ કરે, પાવન કરે.

માતા ! માતા ! તારો આવો દીનહીન અને ભીખારિણીના જેવો વેશ શાથી થયો ? તારે આવા નિર્જન વનનો નિવાસ શા માટે કરવો પડયો ? તારા આ સુંદર અને સાત્વિક મુખપર કાળાશનાં ચિન્હો કેમ પ્રકટી આવ્યાં ? વિશાળ લલાટપર ચિંતાની રેષા શાથી ઝળકી આવી. ? માતા ! તું ગમે તેટલી કોશિશ કરીશ, તો પણ તારી રાજરાજેશ્વરીના સમાન સુંદર મૂર્ત્તિને કદાપિ છૂપાવી શકીશ નહિ. તારી આ કાંતિમય કાયાને કદાપિ સંન્યાસિનીના વેશમાં ગુપ્ત રાખી શકીશ નહિ.

તે પરમાત્માના ધ્યાનમાં મગ્ન થયેલી દેવીરૂપ માતાની નજીકમાં જે એક સત્તર વર્ષની સુંદરી બેઠી હતી, તેનું રૂપ તથા લાવણ્ય પણ તેવુંજ સુંદર હતું, તેની તુલનાજ કરી શકાય તેમ નહોતી. તેના રૂપના પ્રકાશથી આખી પર્ણકુટી પ્રકાશિત થઇ ગઇ હતી.

તેના રૂપસાગરમાં યૌવનના તરંગો ઉછાળા મારી રહ્યા હતા. તે યુવતીનાં કાન સુધી વિસ્તારાયલાં મનોહર નયનો, લાંબા લાંબા કાળા વાળો અને સુંદર તથા નાજુક ભુજાઓ આદિ સર્વ જોતાં, તેને સૌન્દર્યમયીજ કહેવાની ઇચ્છા થઈ આવતી હતી. તેના શરીરના કોઇ પણ વિભાગપર કશી પણ ખામી જોવામાં આવતી નહોતી.

યુવતી ઘણીવારસુધી માતાના મ્હોં સ્હામી વાટ જોતી બેસી રહી. પરંતુ માતાના ધ્યાનનો ભંગ થયો નહિ. ત્યારે તે તેને પોતાના મધુર કંઠથી ' માતા ! માતા ! કહીને બોલાવવા લાગી. એ સાંભળી માતાએ ગભરાઇને આંખો ઉઘાડી તથા કન્યાના તરફ એકવાર ઝીણી નજરે જોયું.

એ જોઇ કન્યાએ કહ્યું:—

" મા ! આવી રીતે આપણે કેટલાક દિવસ રહી શકીશું ? "

માતાએ ઉત્તર આપ્યો:—

" કેમ બહેન ! શું થયું છે ? અહીં રહેવામાં તને શી અડચણ છે ? "

કન્યાએ ધીમેથી કહ્યું:—

" મા ! હવે તો અહીં રહી શકાશે નહિ. આજે બારસનો દિવસ છે, છતાં પણ તારા [illegible] માટે એક મુઠી અનાજ પણ નથી.

હવે જે સ્થિતિ જોઈ રહી છું, તે સ્થિતિમાં આપણાથી અહીં વધુ રહી શકાશે નહિ. ઘણાજ થોડા વખતમાં આપણાપર કાંઈક ને કાંઈક આફ્ત અવશ્ય આવી પડશે. મોહનભાઇને કાલથી હું બિલકુલ જોઈ શકી નથી અને ગૌરીબ્હેને પણ આજે પાંચ સાત દિવસ થયાં આપણી કશી પણ સંભાળ લીધી નથી. મને જણાય છે કે, તેઓ બન્ને કાંઈક આફ્તમાં આવી પડયાં છે, નહિ તો આપણી સંભાળ લેવામાં તેઓ કદી પણ આવું આળસ કરેજ નહિ.

માતાએ કહ્યું:—

"બ્હેન! દીનબંધુ ભગવાનનું નિરંતર સ્મરણ કર્યા કરીએ છીએ, માટે તેજ આફ્તમાં આપણો બચાવ કરશે. અહા! મોહન અને ગૌરીજ આપણા જીવનનાં રક્ષકો છે. તેમના યત્નથીજ આપણે અત્યાર સૂધી આપણા જાતિકુલ અને પ્રાણની રક્ષા કરી શક્યાં છીએ. દાસદાસીઓ તો ઘણાંને હશે, પરંતુ આવી રીતે પોતાનું સર્વસ્વ ગુમાવીને તથા આવો અપૂર્વ આત્મત્યાગ સ્વીકારીને કોઇ પોતાના માલિકની દુઃખી પત્ની અને દુઃખી દુહિતાનું પાલન કરવાનો ભાર પોતાના શિરપર વ્હોરી લે એવાં દાસદાસીઓ તો આખી દુનિયામાંથી ભાગ્યેજ મળી આવશે. મોહન અને ગૌરીએ ખરી અણીની વેળાયે આપણો બચાવ કર્યો છે. અને હજીપણ બીજા માલિકની તાબેદારી ઉઠાવી, નોકરી ચાકરી કરી તેઓ આપણું પોષણ કરે છે, જીવતોડ મહેનત કરી તે આપણા માટે અનાજ લાવી આપે છે, અરે, એટલું જ નહિ, પણ તેઓ પોતાના પ્રાણની માયાનો પરિત્યાગ કરી આપણા રક્ષણની ચેષ્ટા કરી રહ્યાં છે! ધન્ય છે! દુનિયામાં તેમના જેવાં માયાળુ વૃત્તિનાં મનુષ્યોને ધન્ય છે! ખરી રીતે જોતાં તેવાં મનુષ્યો દાસ-દાસીઓના નામને પાત્ર નથી, પણ દેવત્વનેજ યોગ્ય છે. સંસારમાં તેવાં આદર્શ મનુષ્યોજ શ્રેષ્ઠ છે. ધનવાન અને ગર્વથી ઉન્મત્ત બનેલાં મનુષ્યો કરતાં તેમનું મૂલ્ય હજારોવાર ચઢિયાતું છે. જો દાસદાસીઓ મળો તો સર્વ કોઇને એવાં પવિત્ર અને માયાળુજ મળજો. તેમણે આપણી સાથે માલિકપણાનો સંબંધ ન રાખતાં પોતાના કુટુંબિયોના જેવોજ સંબંધ રાખ્યો છે! અહા! તેમના પવિત્ર હૃદયમાં કેવી મધુર સહાનુભૂતિ અને દયાનો નિવાસ છે!"

"મારો દેવકાન્ત બિચારો હેતુશૂન્ય બની ગયો છે, તેના

જીવનની સર્વ આશાઓ નિરાશાના રૂપમાં બદલાઇ ગઇ છે. તે અત્યારે જીવતો છે કે નહિ, તેનો પણ કશોય નિશ્ચય નથી. પરંતુ મોહનની અસાધારણ ભક્તિ તથા શ્રદ્ધાથી મારો તે પુત્રના વિયોગનો શોક કાંઇક ઓછો થયો છે. અને ગૌરી પણ પોતાના સ્વભાવિક સદ્‌ગુણોથી મારી કન્યા જેવી વ્હાલી બની ગઇ છે. બેટા! મારી નજરમાં તું અને ગૌરી બન્ને સરખાંજ છો. તે મારી મોટી દીકરી છે અને તું નાની દીકરી છે. અહા! તે બાળકો, મને જણાય છે કે, આપણે માટેજ ઘોર વિપદમાં સપડાઇ ગયાં છે; નહિ તો અત્યાર સૂધી તેઓ અહીં શા માટે ન આવે? હું સારી રીતે જાણી શકી છું કે, તેમની ભક્તિ તથા શ્રદ્ધા કૃત્રિમ નથી, પરંતુ તેઓ ખરા જિગરથીજ આપણને ચહાય છે. તેમની તે અકૃત્રિમ દયા અને માયા જો આપણુને ન મળી હોત, તો અત્યારે આપણે કાળના ગર્ભમાં ક્યાંયના ક્યાંય છુપાઇ ગયાં હોત! દયામય ભગવાન્! અમે તો આફતના દરીયામાં ડૂબવા બેઠાં છીએ અને અમને પણ હજી આફતમાં ફેંકી દો, પરંતુ મારાં બાળકોને, મારાં સંતાનો જેવાં વહાલાં અને આપદને સમયે સહાયતા કરનારાં મોહન અને ગૌરીને તમે આફતમાં નાખશો નહિ; તેમના બન્નેનાપર કશું પણ કષ્ટ પડવા દેશો નહિ."

કન્યાએ કાંઇક વિચાર કરી કહ્યું:—

"માતા! મોહનભાઇ અને ગૌરીબ્હેને આપણે માટે જે કાંઇ કર્યું છે, તેની કશી તુલનાજ નથી. તેમના જેવાં પુણ્યશાળી અને પરોપકારી મનુષ્યો આ વિશ્વમાં વિરલજ મળી આવશે. માતા! જ્યારે તેઓ એટલાં બધાં ધર્મભક્ત છે, ત્યારે તેમના શિરપર આપત્તિ આવવાનો શો ભય છે? શાસ્ત્રોમાં લખ્યું છે કે, જેમણે પરહિત અથવા પરકલ્યાણ માટે પોતાના પ્રાણની આહુતિ આપી છે, તેમના શરીરને વિપત્તિ અથવા સંકટનો સ્પર્શ પણ થઇ શકતો નથી. ભગવાન તેમનું રક્ષણ કરશે. આપણાપર તેમણે જે ઉપકારો કર્યા છે, તેના બદલામાં તેમનો બચાવ કરશે."

માતાએ કન્યાના કહેવાના હેતુને અનુમોદન આપી કહ્યું:—

"બાપુ! વિપત્તિમાં ધીરજ ધરવાથી અને અનંતનામી ઇશ્વરમાં દૃઢ શ્રદ્ધા તથા વિશ્વાસ રાખવાથી કોઇ પણ પ્રકારનો ભય રહેતો નથી. ભગવાનપર આધાર રાખી વિપત્તિને વિપત્તિ ન માનતાં કેવળ એક જાતનું સુખજ માનવાથી, મનુષ્ય સત્ય સુખને સંપાદન કરી શકે

છે અને ત્યાર પછી ગમે તેટલી વિપત્તિઓ આવી પડવા છતાં પણ મનુષ્યના મનને કોઈ પણ પ્રકારનો ક્લેશ થતોજ નથી. બહેન ! હવે તું નાની બાળક નથી, અત્યારે ઉપદેશનો મર્મ સમજવાને તું સમર્થ થઈ શકી છે. માટે ભગવાનપર ભરોસો રાખ. સુખ અને દુઃખનો આધાર મનપર રહેલો છે. મનની માન્યતાજ સઘળાં સુખો કે દુઃખોનું મુખ્ય કારણ છે. કારણ કે, ભિક્ષા માગી પેટ ભરનાર મનુષ્યને અનાજનો એક વખતનો ખોરાક મળે, તો તેથી પણ તે સંતુષ્ઠ થઈ પોતાના દિવસને આનંદમાં ગાળે છે અને ધનવાન મનુષ્યને લાખો કે કરોડો રૂપિયાની પ્રાપ્તિ થયા છતાં પણ સંતુષ્ટતા થતી નથી તથા તેઓ રાત્રિ દિવસ વિશેષ દ્રવ્ય પ્રાપ્ત કરવાની મહત્વાકાંક્ષામાં મગ્ન રહ્યા કરે છે, આ પરથી માર્ગનો ભિક્ષુકજ વધારે સુખી છે અને મહાલયનો નિવાસી ધનાઢ્ય મહા દુઃખી છે, એમ સ્પષ્ટ જણાઇ આવે છે. માટે બહેન ! તું સુખ દુઃખની સર્વ કલ્પનાઓનો ત્યાગ કરી પરમાત્માના પ્રેમસ્વરૂપપર પૂર્ણ વિશ્વાસ રાખ ! જેણે જીવન આપ્યું છે, તેનેજ તારી સર્વ ચિંતાઓ સોંપી દે. જો તું સુખથી આનંદિત નહિ થાય અને દુઃખથી દિલગીર નહિ થાય, તો પછી તને કોઇ પણ પ્રકારની વિપત્તિ નડી શકશે નહિ. વિનાકારણ ચિંતા કરવાથી મનુષ્ય મનુષ્યત્વથી વંચિત થઈ ધીમે ધીમે શયતાનનું સ્વરૂપ ધારણ કરી શકે છે, એ વાર્ત્તાનું તું કદાપિ વિસ્મરણ કરીશ નહિ.

કન્યાએ પોતાના કોમળ કંઠથી અને મૃદુસ્વરથી કહ્યું:—

"માતા ! મેં તારા ગર્ભથી જન્મ ધારણ કરી તથા પડછાયાની પેઠે તારી સાથે રહી સંકટ સમયે ધીરજ ધરવાની શક્તિ મેળવી છે અને એના યોગે અત્યારની આ ઘોર આપત્તિની વેળાયે મારૂં ઘણુંજ ભલું થઇ શકયું છે. પણ માતા ! હું નથી જાણી શકતી કે, મારા તે પરમ પવિત્ર પિતૃ દેવતા કોણુ જાણે ક્યા નિર્જન પર્વતની ગુહામાં જઇને સમાધિમગ્ન થયા છે. તે જ્ઞાનરૂપી ગુરુતાના અગ્રગણ્ય મહા પુરુષ ગમે તે ત્યાં હશે, તો પણ તેમની સ્નેહભરી મીઠી નજર તો અવશ્ય રહેવાનીજ. જ્યાં સૂધી તેમની કૃપાદ્રષ્ટિ હશે, ત્યાં સૂધી આપણને કશી પણ ઇજા આવશે નહિ. માતા ! મેં તારા જેવી ભક્તિમયી માતાની કૂખથી જન્મ ધારણ કર્યો છે, તો પછી મને શો ભય છે ? જ્યારે તેં મને ઉત્તમ ઉપદેશ આપી સહનશીલ બનાવી છે, ત્યારે બિચારી વિપત્તિ મને શું કરી શકવાની છે."

માતાએ કહ્યું:—

"બેટા! મારૂં જ્ઞાન અને બુદ્ધિ અતિ અલ્પ છે. જ્ઞાન ભંડારના એક અણુમાત્રને પણ હું પ્રાપ્ત કરી શકી નથી. તારા ઋષિતુલ્ય પિતાની સેવા કરતાં મને જે કાંઇ અલ્પ સ્વલ્પ જ્ઞાન સંપાદન થયું છે, તે જ્ઞાનના પ્રભાવેજ હું અત્યારે મારાપર આવી પડેલી આપદ વખતે પણ ધીરજ ધારણ કરી શકી છું. પરંતુ આપણા દુર્ભાગ્યયોગે તેઓ હમણાં કોણ જાણે કયા સ્થાનમાં ચાલ્યા ગયા છે. પણ ચિંતા નહિ તેમની કરુણાથી આપણાપર કશી પણ આપદ આવી શકે તેમ નથી."

કન્યાએ કહ્યું:—

"માતા! મારા પિતાશ્રી શું ખરેખર આપણને વિસરી ગયા હશે? તેમણે પોતાની તે અપૂર્વ દયા અને પ્રેમનો પરિત્યાગ શા માટે કર્યો હશે? તેમનું કોમળ હૃદય એવો નિર્દય વ્યવહાર શી રીતે ચલાવી શકયું હશે? માતા! મારાથી તો આ વિષયમાં કશી કલ્પના પણ કરી શકાતી નથી."

માતાએ કન્યાને ઉપદેશ આપવાના ઉદ્દેશથી કહ્યું:—

"બ્હેન! તું બાલ્યવસ્થામાં તેમને ઓળખી શકી નથી. તેઓ માયાધીન પણ નથી, તેમજ માયાત્યાગી, સંસારના વિરાગી સંન્યાસી પણ નથી. તેઓ કર્ત્તવ્યપરાયણ છે. એક રીતે સંસાર તથા ભગવાનની સાથે તેઓ સમાનતાથી જોડાયલા છે. જ્યારે સંન્યાસીઓ પણ 'वसुधैवः कुटुम्बकम्' સૂત્રનું પાલન કરે છે, ત્યારે તેઓ કર્ત્તવ્યપરાયણ પરમ જ્ઞાની હોવા છતાં પણ આપણો પરિત્યાગ શા માટે કરે? તેમ છતાં પણ તેઓ આપણાથી દૂર રહ્યા છે, તેનું એક ગુપ્ત કારણ છે. તે ગુપ્ત વૃત્તાંત વિદિત કરવાનો સમય આવશે, ત્યારે હું તને તે કહી સંભળાવીશ."

આમ કહીને માતા પુનઃ આંખો મીંચીને પરમ કરુણામય પરમાત્માના ધ્યાનમાં નિમગ્ન થઇ ગઇ. તેની એ આરાધનાનો ઉદ્દેશ કેવળ મોહન તથા ગૌરીની વિપત્તિનું નિવારણ કરવાનોજ હતો. ઘરમાં ખાવા માટે અનાજનો એક દાણો પણ નહોતો, એ વાર્ત્તા આ પહેલાં આપણે કન્યાના મુખેથી સાંભળી આવ્યા છીએ, પરંતુ એ વિષયમાં તેમના હૃદયમાં કોઇ પણ પ્રકારની વ્યગ્રતાનું કશું પણ ચિન્હ જણાતું નહોતું. કન્યાએ પણ તે સંબંધમાં વિશેષ ઉહાપોહ કર્યો નહિ.

## પ્રકરણ ૨ જું

### ભગવાનની કરુણા



ભગવાનમાં ભરોંસો રાખનાર મનુષ્યને તેનું ફળ મળી શકતું નથી, એમ કોનાથી કહી શકાય તેમ છે? જે કોઇ એવું કહે છે, તે નાસ્તિકજ કહેવાય છે, અથવા જો એ નાસ્તિક નહોય તોતે મનુષ્ય ખરો વિશ્વાસ કોને કહે છે, એ સર્વ વિષયથી સર્વથા અજ્ઞાતજ છે, એમ કહેવામાં પણ કશોય પ્રત્યવાય નથી. તનમનથી બોલાવવાથી ભક્તવત્સલ ભગવાન કદાપિ સ્થિર રહી શકતો નથી અને એટલા માટેજ લોકો તેને ભક્તનો ભગવાન તથા દુઃખીનો બેલી કહે છે. કદાચ વીસમી સદીના સુશિક્ષિતો અને વિજ્ઞાનવાદીઓ આવા વિશ્વાસુ અને દૃઢ ઇશ્વર ભક્તને મૂર્ખ ગણી હસી કાઢતા હોય, તો તેમને ઘણીજ ખુશીની સાથે હસવા દો. તેથી કશો પણ લાભ કે હાનિ થવાની નથી. તેમને તેમનું શુષ્ક અને પ્રેમશૂન્ય હૃદય લઇને ઇચ્છામાં આવે તેવા એકાંત સ્થાનમાં રહેવા દો. તેમની સાથે કોઇ પણ શ્રદ્ધાસ્પદ મનુષ્ય કશી પણ સહાનુભૂતિ કદાપિ દર્શાવે તેમ નથી. તે જે ભગવાનનો અવિશ્વાસ કરે છે, કદાપિ કોઇને ચહાવાનું જાણતોજ નથી. ભગવાનમાં જેની શ્રદ્ધા નથી, તે મનુષ્યમાં દયા અથવા મમતાનો અંશ માત્ર પણ હોતો નથી. વળી જે મનુષ્ય પુત્ર અથવા કન્યાને ચાહે છે. અરે, એટલુંજ નહિ, પણ પશુ પક્ષીને પણ જે ચાહે છે, તેના હૃદયમાં ભગવત્પ્રેમ પ્રકટ અથવા ગુપ્ત રીતે પણ વિરાજમાન રહે છે. વખત આવ્યે તે પ્રેમ ઉછાળા મારી આનંદની ધારાઓના ફુવારા ઉછળાવી દે છે.

અમીરી પૂર્વે વર્ણવેલી પ્રવીણ રમણીનું નામ હરસુંદરીદેવી હતું. હરસુંદરીનો વિશેષ પરિચય વાંચકોને હવે પછીના પ્રકરણોમાં સારી રીતે મળી શકશે. અત્યારે તો અમે માત્ર એટલુંજ જણાવીશું કે, હરસુંદરી ઘણીજ આફતમાં આવી પડી હતી. તેની ચિંતાનું મુખ્ય કારણ માત્ર તેની કન્યા શ્યામાસુંદરીજ હતી. શ્યામાસુંદરીપર કોઇ પણ પ્રકારની વિપત્તિ આવી પડશે, એવા ભયથી તે નિરંતર ચિંતા-

તુર રહ્યા કરતી હતી. કન્યાનું સતીત્વરત્ન શી રીતે અખંડિત રહી શકશે, જાતિ તથા કુળના માનને શી રીતે સાચવી શકાશે, એવી એવી અનેક ચિંતાઓથીજ હરસુંદરી દુઃખિત રહ્યા કરતી હતી. તેનો રાજાધિરાજ સ્વામી કેવી સ્થિતિમાં કયાં આગળ છુપાયો છે, તેના પણ કશા સમાચાર તેને મળી શકયા નહોતા. તેનો મનોહર મહાલય, તથા વિપુલ જમીનદારી અત્યારે બીજાના હાથમાં ચાલી ગઇ હતી. રાજરાજેશ્વરી અત્યારે રસ્તાની ભિખારિણી બની ગઇ હતી. પરંતુ હરસુંદરીની વિપત્તિ જેમ જેમ વધતી જતી હતી, તેમ તેમ તેનો પ્રભુપ્રેમ પણ વધતો જતો હતો. દુઃખથી નિરાશ થઇ તે પરમાત્માના ધ્યાનથી ભ્રષ્ટ ન થતાં ઉલટી વિશેષ ધ્યાનમગ્ન બનતી જતી હતી. હરસુંદરી હમણાં તે પ્રેમમાંજ ભાનભૂલી થઇ ગઇ હતી.

મોહન અને ગૌરીની વિપદની આશંકાથી હરસુંદરીએ વિનાકારણ હા હો ન કરતાં ભગવાનના ચરણોમાં આત્મસમર્પણ કર્યું હતું. ભૂખી તરસી હરસુંદરી અનંતના ધ્યાનમાં જોડાઇ ગઈ હતી. તેની આંખમાં પલક નહોતી, શરીરમાં હાલચાલ નહોતી, તેને જોતાંની સાથે એમજ જણાઇ આવતું હતું કે, જાણે તેને સમાધિ થઈ આવી છે. અહા શો સુંદર, શો અપૂર્વ દિવ્યપ્રકાશ તેના શરીરપર છવાઈ ગયો છે! તેના શરીરની કાંતિ કેવી મનોહરતાથી વિકસી ઉઠી છે! પવિત્ર પર્ણકુટીમાં સ્વર્ગીય શોભાનો સમાવેશ થઇ આવ્યો છે! માતા! આવી સ્થિતિમાં કેટલીકવાર સુધી રહેવાથી, ભૂખ તરસ, રોગશોક, દુઃખ દારિદ્ય અને કલેશનું નિવારણ સહજમાંજ થઈ શકે છે. હિચકારાઓનું હિચકારાપણું, નિષ્ઠુરની નિષ્ઠુરતા, કામીની કામપરાયણતા સહજમાંજ દૂર થઇ શકે તેમ છે. એથી પાપીનું પાષાણ હૃદય પણ પીગળીને પાણીના પ્રવાહના રૂપમાં વહી જાય તેમ છે. આ સર્વ કારણોથીજ અમે કહીએ છીએ કે; " હે માતા! તું આવી ને આવીજ સ્થિતિમાં થોડીવાર અવસ્થાન કર. મા! તારૂં આ શાન્ત, સૌમ્ય અને સાત્વિક સ્વરૂપ જોઇને, વિષધર નાગ તારી પાસે પોતાની ફેણ નમાવશે, વ્યાઘ્ર વદન અવનત કરશે, અને ભયંકર લુટારાઓ પણ તારા ચરણની રજને મસ્તકપર ધારણ કરવા માટે આગળ વધશે. માતા! તારી આવી એકાગ્રતા જોઇને જગતના સર્વ જીવો એકાગ્રતાના મહામંત્રનો પાઠ કરતાં શિખશે. તારી આવી દૃઢ શ્રદ્ધા જોઇને સકળ સંસાર શ્રદ્ધાળુ થશે. દેવી! તારી આવી સહનશીલતા જોઇને સમસ્ત વિશ્વ

સહિષ્ણુતા સંપાદન કરી શકશે ! તારી આવી તલ્લીન ભક્તિ જોઈને દુનિયા ભક્તિના આદર્શને સત્વર જાણી શકશે ! માતા ! એટલા માટેજ અમે કહીએ છીએ કે, હજી પણ તું થોડીવાર તારી આ યોગીઓને પણ દુર્લભ એવી સુંદર સમાધિમાં તન્મય રહી સંસાર વાસીઓને સત્કર્મનો આદર્શ દર્શાવ.

જે સમયે હરસુંદરી ઇશ્વરનાં એકાંતિક ધ્યાનમાં તન્મય બની ગઈ હતી, એ સમયે અચાનક પર્ણકુટીના દ્વાર પાસે કોઈના આવવાના પગલાંનો અવાજ સંભળાયો. હરસુંદરીની એ ઉગ્ર સમાધિ ભગવાનના ચરણોમાં પહોંચી હતી અને એના યોગે અત્યારે તેના કઠોર તપનું ફળ પ્રાપ્ત થવાનો પરમાત્માએ તેને શુભ પ્રસંગ આપ્યો હતો.

## પ્રકરણ ૩ જું

### વિજયકુમાર

કેશવપૂરના જમીનદાર રાય ઉમાકાન્તનો જમાઈ વિજયકુમાર તરેહ તરેહવારના ખાદ્ય પદાર્થો તથા પોશાકો લઈને ઝુંપડીના બારણાં પાસે આવી પહોંચ્યો. આ સમયે તે પોતાની સાથે બે મજૂરો પણ લેતો આવ્યો હતો.

વિજયકુમાર તથા મજૂરોને જોઇને શ્યામસુન્દરી બૂમ પાડી ઉઠી.

હરસુંદરી તથા શ્યામસુંદરી હમેશાં દુશ્મનોના ભયથી શંકાશીલ રહ્યા કરતી હતી. મોહનના અભાવે આજકાલ તેમની શંકાનું પ્રમાણ ઘણુંજ વધી ગયું હતું. તેમને રાત્રે કે દિવસે જરાપણ આરામ મળી શકતો નહોતો. તેઓ વારંવાર શત્રુના ચઢી આવવાના ભયથી કંપ્યા કરતી હતી. શ્યામાસુંદરી તો સ્વપ્નમાં પણ કોઈ કોઇ વેળાયે જબકી ઉઠતી હતી. પ્રભુપત્ની તથા પ્રભુની કન્યા માટે મોહને પોતાની જિન્દગી કુરબાન કરી હતી. તેમની રક્ષા માટે તેણે પોતાના સર્વસ્વનો ભોગ આપ્યો હતો. તે પોતાના દેહની અથવા સુખની કશી પણ પરવા રાખતો નહોતો. મોહન અસ્ત્રવિદ્યામાં તથા ડંડાબાજીમાં એક મહાકુશળ યોદ્ધો ગણાતો હતો. તે તલ્વાર અથવા લાકડી લઈને મેદાનમાં ઉભો રહેતો, ત્યારે

કોની તાકાત છે કે, કોઇ તેની સ્હામે જઇ લડવાનું સાહસ કરી શકે? ચાલાક અને બહાદુર મોહન એકી સાથે પચાસ સાઠ માણસની ખબર લઈ શકે તેમ હતો, એમાં એને કશીપણ અડચણ આવે તેમ નહોતી. એ ઉપરાંત હરસુંદરીની પ્રિય પ્રજા વાગરીજાતિનાં ઘણા માણસો મોહનના મદદગાર તથા પક્ષપાતી હતા. તેમાંના ઘણાખરા માણસો મોહનના શાગિર્દ હતી, તેઓ પ્રથમના માલિકપ્રતિના પ્રેમના યોગે તથા મોહનપ્રતિના અપૂર્વ સ્નેહના યોગે મોહનના આજ્ઞાધીન અનુચર જેવા બની ગયા હતા. આ સર્વ કારણોથી ઉમાકાન્તના જેવા પ્રબળ શત્રુ તથા નવાબનાં માણસો પણ હરસુંદરીપર કોઈપણ પ્રકારનો અત્યાચાર કરવાનું સાહસ કરી શકતાં નહોતાં. આજે કેટલાક દિવસ થયાં મોહનની મુલાકાત થઈ નહોતી.

હરસુંદરીનો મનોભાવ કોઇપણ રીતે જાણી શકાતો નહોતો. તે પ્રભુના ધ્યાનમાં તન્મય બની ગઈ હતી. પરંતુ શ્યામાના ગભરાટની હદજ નહોતી શ્યામાના ગભરાટભરેલી ચીસ સાંભળીને માતાના ધ્યાનનો ભંગ થયો. વિજય પણ તે સમયે ત્યાં આવી પહોંચ્યો.

હરસુંદરી સહજ ગભરાટની સાથે બોલીઃ—"બેટા! આ સહાયતા વિનાની દુઃખના મુખમાં આવી પડેલી સ્ત્રીની સાથે તમારે મુલાકાત કરવાનું શું કારણ છે, એ કોઇપણ પ્રકારે મારી સમજમાં આવી શકતું નથી."

વિજયકુમારે સાથે આણેલા બન્ને મજૂરોને ચોખા, ઘી અને વસ્ત્રાદિ નીચે ઉતારવાનું કહી મસ્તક નમાવી હરસુંદરીને પ્રણામ કર્યા. ત્યાર પછી તેણે ઘણાજ વિનીત સ્વરથી કહ્યું:—

"માતા! (હરસુંદરીને જોતાંની સાથે જ વિજયકુમારના મુખમાંથી સ્વાભાવિકજ 'માતા' શબ્દનો ઉચ્ચાર થઈ ગયો.) હું દુશ્મન રૂપે તમારી પાસે આવ્યો નથી. હું તમારા મુખ્ય શત્રુનો સગો છું, એ ખરૂં; પરંતુ તમારૂં અને તમારા દેવતુલ્ય પતિનું દેવચારિત્ર્ય સાંભળીને ઘણા દિવસ થયાં તમારી ચરણરજને મસ્તકપર ચઢાવી પવિત્ર થવાની મેં ઘણા દિવસ થયાં ઇચ્છાકરી હતી. પરંતુ આજસૂધી એવો કોઈ સંજોગ અથવા સુયોગ મળ્યો નહોતો. આજે આપનાં દર્શન કરી હું ધન્યતાને પ્રાપ્ત કરી શક્યો છું, કૃતાર્થ થયોછું. મેં અત્યારે કિંચિત્ પૂજાનાં સાધનો આણ્યાં છે, તે ગ્રહણ કરી તમે મને વિશેષ કૃતાર્થ કરો."

આમ કહી તેણે ઉમાકાન્ત સાથેનો પોતાનો સંબંધ, શ્યામા સુંદરીનાં અપહરણનાં કારસ્થાનો, મોહન તથા ગૌરીના કેદ થવાના સમાચાર આદિ સર્વ બનાવો એક પછી એક કહી સંભળાવ્યા.

વિજયકુમારને ઉમાકાન્તનો જમાઇ હોવાના સમાચાર સાંભળી પ્રથમ હરસુંદરીના મનમાં એક પ્રકારના અવિશ્વાસની છાયા છવાઇ ગઈ હતી. પરંતુ તેનું સરળતા ભરેલું સુંદર મુખ જોતાંની સાથેજ તે છાયા વિલીન થઇ ગઇ. તેણે આગ્રહપૂર્વક વિજયકુમારની સઘળી વાતો સાંભળી લીધી અને તેના અક્ષરે અક્ષરપર વિશ્વાસ કરી લીધો. શ્યામાપર જુલમ ગુજારવાની મના કરવા જતાં વિજયકુમાર લાંચ્છિત અને અપમાનિત થયો હતો; એ સાંભળી તે અત્યંત દુઃખિત થઈ. હરસુંદરીએ કહ્યું:—"ભાઇ, આ અભાગિનીપર ઉપકાર કરવા જતાં તું ફરીવાર આફતમાં આવી પડશે. મારો મોહન અને ગૌરીજ તેનું પ્રત્યક્ષ પ્રમાણ છે. તેમનાપર ઉમાકાન્તે વિના વાંક જુલમ ગુજાર્યો છે. તેઓ બિચારાં અત્યારે અત્યંત કષ્ટ ભોગવી રહ્યાં છે. ?"

હરસુંદરી વિશેષ કશુંપણ બોલી શકી નહિ. તેની બન્ને આંખો-માંથી ખલખલ આંસૂ વહેવા લાગ્યાં. શ્યામાની આંખમાં પણ છલા-છલ આંસૂ ઉભરાઈ આવ્યાં. તે વિજયકુમારનો ઉત્તર સાંભળવા માટે ગભરાટથી તેના મુખતરફ જોવા લાગી.

વિજયકુમારે કહ્યું:—

"માતા ! મારા સસરા જેવા જુલ્મી છે, તેપરથી મને સ્પષ્ટ જણાઈ આવે છે કે, હું ગમે તેટલી સરળતાથી તેમની સાથે વર્તીશ તો પણ તેઓ મારા પ્રતિ કોપજ દર્શાવશે. તેમના ક્લેશમાં કશી પણ ન્યુનતા થશે નહિ. તેઓ દુનિયાના પટપરથી તમને સર્વને નાબૂદ કરવાના નિશ્ચયપર આવી ગયા હતા, પરંતુ મારી દયાળુ અને ધર્મશીલા સાસૂ અને તેમના એક પુરાણા અનુચરની કોશિશથી તેમનો તે નિશ્ચય ફરી ગયો છે. તેમના હૃદયમાં વ્યાપેલો ક્લેશ કાંઇક ઓછો થયો છે."

મા ! મોહન તથા ગૌરી તેમનાપર આવી પડેલાં દુઃખને દુઃખ ગણતાં નથી, ખાવા પીવાનું આપવા છતાં તેનો સ્પર્શ પણ કરતાં નથી. ગૌરી કહે છે કે:—"મારી માતા ભૂખી છે અને શ્યામા ભૂખના દુઃખથી રીબાઇ રહી છે, એવી અવસ્થામાં હું શી રીતે આહાર કરી

શકું ? જ્યાં સુધી મારી માતા અને ભગિનીને ખાવાનું મળશે નહિ, ત્યાં સુધી હું અન્નનો સ્પર્શ પણ કરીશ નહિ."

તે ઉપરાંત તે આખો દિવસ રડયા કરે છે અને કહે છેઃ—"મારા ગયા સિવાય તેમને ખાવાનું કોણ લાવી આપશે ? તેમની ક્ષુધાનું નિવારણ કરવાની ઉદારતા કોણ દર્શાવશે ? "

મોહન કહે છે કેઃ—"મેં આ દુનિયામાં વૃથા જન્મ ધારણ કર્યો છે, કારણ કે, આવી ઘોર આપત્તિની વેળાયે હું મારી પ્રભુપત્નીનું કશું પણ ભલું કરી શકયો નથી; શ્યામાનું રક્ષણ કરી શકયો નથી- આવા સંજોગોમાં સુઅવસર મળેલો જોઇ પાપાત્માઓ કદાચ શ્યામાનું હરણ કરી લઈ જશે, શ્યામાને લઈ જવાથી તેની માતા પોતાના પ્રાણ ત્યાગી પરલોકનો પ્રશ્રય લેશે. મારા માલિક આ સર્વ જોઇ મને શું કહેશે? તેઓ કહેશે કે, "મોહન ! તારી શકિત અથવા સામર્થ પર આધાર રાખી મેં મારૂં ઘર છોડયું હતું, છતાં તેં મારી કુલ-લક્ષ્મી અને કન્યાને કોના હાથમાં સોંપી દીધાં ? તારી ભકિત અને સ્નેહપર વિશ્વાસ રાખી મેં મારા કુટુંબના રક્ષણનો ભાર સોંપ્યો હતો. એનું તેં છેવટે આવું વિપરીત પરિણામ શા માટે આણ્યું? " ત્યારે હું તેમના સવાલનો જવાબ પણ શી રીતે આપી શકીશ ? તે દયાળુ મહાત્માતુલ્ય સ્વામી પાસે હું મારા ગુન્હાની માફી શી રીતે માગી શકીશ ? હાય ! દુનિયા મને શું કહેશે ? મનુષ્યો મને મનુષ્ય નહિ પણ શયતાનના નામથી સંબોધશે. જગતમાં મારી હાંસી થશે. અને ઉભવા માટે સ્થાન પણ નહિ મળે ?"

"મેં મારૂં જીવન જતાં સુધી પણ એમનાપર કોઇ પણ પ્રકારની આપદ નહિ, આવવા દઉં, એવા આશયની પ્રતિજ્ઞા ન લીધી હોત, તો તેઓ તેમને આવી રીતે મારા વિશ્વાસપર મૂકીને નિશ્ચિંત મનથી કયાંય પણ જવાનું સાહસ કરત નહિ. હાય ! મારા જેવ અધમપર વિશ્વાસ મૂકવાથીજ અત્યારે તેમના સર્વસ્વનો નાશ થવાનો પ્રસંગ આવ્યો છે. જો આવા સંજોગોમાં મૂકાતાં પહેલાંજ મારૂં મરણ થયું હોત, તો મને કદી પણ આવું દુઃખ થાત નહિ. "

"મેં ઘણું સમજાવી તેમના બન્નેના કાર્યનો ભાર મારા શિરપર વ્હોરી લીધો છે. મેં જ્યારે મારાપરજ બધો ભાર લઈ લીધો છે, ત્યાર પછી તેમણે અન્ન–જળનો સ્પર્શ કર્યો છે. મેં તેમની પાસે

સોગંદ લીધા છે કે, મારૂં જીવન જશે તો પણ હું તમારૂં રક્ષણ કરવામાં જરા પણ સંકુચિત થઇશ નહિ. વળી તેમનું પણ કોઈ પણ પ્રકારે અનિષ્ટ ન થાય અને તેઓ સહજમાંજ છૂટી શકે, એવો ઉપાય યોજવામાં પણ હું પાછો પડીશ નહિ. મારે ગમે તે રીતે તેમને ઉમાકાન્તના પંજામાંથી છોડાવવાં પડશે. ઉમાકાન્તની એ મલિન અને તિરસ્કારવાળી ભાવનાને હું કદી પણ પૂર્ણ થવા દઈશ નહિ. એમ કરવા જતાં કદાચ તેઓ મારાપર કોપિત થશે અથવા તો મારા પ્રતિ વિરાગ અને વિદ્વેષ દર્શાવશે અને સદાને માટે મારાથી વિખૂટા પડશે, તથાપિ હું તેની કશી પણ સ્પૃહા રાખીશ નહિ. ધર્મનો માર્ગ ગ્રહણ કરતાં પાપરૂપ કંટકની લેશ માત્ર પણ ભીતિ રાખીશ નહિ."

હવે મારી માત્ર તમોને એટલીજ વિનયસહિત પ્રાર્થના છે કે, તમો આ થોડી ઘણી સામગ્રી સ્વીકારીને મને કૃતાર્થ કરો, મારા આજના પ્રયત્નને સફળ કરો.

એટલા અલ્પ સમયમાંજ વિજયની સાથે હરસુંદરીનો સારો મેળાપ થઇ ગયો હતો; એટલે તે વિજયની પ્રાર્થનાનો અસ્વીકાર કરી શકી નહિ. હરસુંદરીએ તે સર્વ વસ્તુઓનો સ્વીકાર કરી કહ્યું:– "ભાઇ! લગભગ દિવસના ત્રણ પ્રહર વીતી ગયા છે, એટલે હવે રાંધવાનો સમય રહ્યો નથી, પણ તેમ છતાં પણ જ્યારે તમારો આટલો બધો આગ્રહ છે, ત્યારે હું રાંધવાની વ્યવસ્થા કરૂં છું, ભાઇ! તમારે પણ અમારી સાથે બેસીને અહીંજ આહાર કરવો પડશે."

વિજય હરસુંદરીની આ વાર્તાનો અસ્વીકાર કરવાનું સાહસ કરી શક્યો નહિ, શ્યામાએ જ્યારે રસોઇમાંથી પરવારી ભાણાં પીરસ્યાં ત્યારે વિજયે પણ ઘણાજ આનંદની સાથે આહાર કર્યો.



## પ્રકરણ ૪ થું

---

### ગૌડનગર

વાચક ! એકવાર કલ્પનાની દ્રષ્ટિથી ગૌડનગરની સુંદર શોભા તથા મનોહર કારીગીરીનું અવલોકન કરવા માટે તારે અમારી સાથે કલ્પનાના રાજ્યમાં આવવું પડશે. સુંદર મકાનોના ભાંગ્યા તૂટ્યા અને નાશ પામવાની અણીપર આવેલા ખંડિએરોમાં શૃગાલ તથા તેવાંજ બીજાં જંગલી જાનવરોએ હાલમાં જ્યાં પોતાનો નિવાસ કર્યો છે, તથા ઘનઘોર જંગલની ઘાટી ઘટાએ અત્યારે જે સ્થાનને સંપૂર્ણતાથી ઘેરી લીધું છે, એવું એક અતિ પ્રાચીન ગૌડનગર હજી પણ પોતાના ભૂતગૌરવની સાક્ષી આપી રહ્યું છે, પરંતુ અમે જે સમયની વાર્તા કહીએ છીએ, તે સમયે એ ધન–ધાન્ય અને ઐશ્વર્યવાળી બંગભૂમિનું શ્રેષ્ઠ સ્થાન મેળવી ગૌરવ સહિત નૃત્ય કરતું હતું. એ ગૌડના નામ પ્રમાણે આખા બંગાળાને ગૌડદેશ અથવા ગૌડભૂમિના નામથી પણ ઓળખવામાં આવે છે. *

---

* ગૌડદેશ—બંગાળા. એ ગૌડના સંબંધમાં એમ કહેવામાં આવે છે કે, પૂર્વ સમયમાં સૂર્યવંશીય મહારાજા માન્ધાતાના ગૌડ નામના દૌહિત્રે એ દેશમાં રાજ્ય કર્યું હતું, તેથી તેના નામ પ્રમાણે એ દેશનું નામ પણ ગૌડ પડ્યું હતું.

૨—ગૌડનગર બંગાળાની જૂની રાજધાની હતું અને હમણાં તે ઘણીજ દુર્દશામાં આવી પડ્યું છે. માલદહ જીલ્લામાં એ શહેર આવેલું છે, એનું બીજું નામ લક્ષ્મણાવતી પણ હતું. ખરી રીતે ગૌડ નામ ગૌડીય બંગાળાના રાજ્ય સંબંધમાં વપરાય છે. આદિશૂર, બલ્લાલસેન, લક્ષ્મણસેન, આદિ બંગાળાના રાજાઓની સાથે ગૌડ નામનો વિશેષ સંબંધ જોડાયેલો છે પરંતુ એમના સંબંધમાં પૂરતો ઇતિહાસ મળી શકતો નથી. આધુનિક ઇતિહાસમાં ગૌડનું નામ ઈ૦ સ૦ ૧૨૦૪ માં જોવામાં આવે છે. એ સાલમાં એ પઠાણોના અધિકારમાં આવ્યું હતું. લગભગ ત્રણસો વર્ષ સુધી એ સ્થળે રાજ્ય કર્યા પછી એઓ માલદહ જીલ્લાના પાંડુઆ શહેરમાં રાજધાની ઉઠાવી ગયા. ઈ૦ સ૦ ૧૩૫૦ માં ગૌડના ભાંગેલા મકાનોના ખંડિએરોની સહાયતાથી નવીન રાજધાની

એ નગરની તે સમયની શોભાનું વર્ણન પણ શી રીતે કરી શકાય? દિલ્હીના પઠાણ તથા મુગલ બાદશાહોએ દિલ્હી અને આગ્રાની સુંદરતાની વૃદ્ધિ કરવા માટે વિના સંકોચે અઢળક નાણું ઢોળ્યું હતું તથા અસંખ્ય કોટિ મુદ્રાઓનો વ્યય કર્યો હતો, તેવીજ રીતે બંગાળાના નવાબોએ પણ ગૌડનગરની શોભા વધારવા માટે દ્રવ્યનો વ્યય કરવામાં કશી પણ કૃપણતા દર્શાવી નહોતી. કોઈ કોઇ વેળાયે એકાદ બે શૌકિન અને વિલાસ પ્રિય નવાબોએ તો એવાં મનોહર મહાલયો બંધાવવા પાછળ પોતાનો આખો ખજાનો પણ ખાલી કરી દીધો હતો. શિલ્પ, વાણિજ્ય, વિલાસિન્તા આદિ કોઈ પણ વિષયમાં એ પુરાતન ગૌડનગર, દિલ્હી અથવા આગ્રા કરતાં ન્યુનતામય નહોતું. વિશાળ રાજમાર્ગો, મોટાં મોટાં સરોવરો, વિપુલ અથવા બહોળા વ્યાપારવાળી મોટી મોટી દૂકાનો, દેવાલયો, શિલ્પ શાળાઓ આદિ સર્વ વસ્તુઓથી શોભાયમાન બનેલા ગૌડનગરે એક પ્રકારના અપૂર્વ સૌન્દર્યને ધારણ કરી લીધું હતું. કેટલેક સ્થળે ફળ ફૂલવાળા બગીચાઓ, કેટલેક સ્થળે મુસલ્માનોની વિલાસિતાનાં રમણિય દૃશ્યો, બનાવટી કેલિકાનનો, વચ્ચે વચ્ચે જળના ફૂવારાઓ, અસંખ્ય મહા-

---

નિર્મિત કરવામાં આવી. કેટલાક કાળ પછી પાંડુયાને છોડી દઇ પુનઃ ગૌડમાંજ રાજધાનીની પ્રતિષ્ઠા કરવામાં આવી. ( ઈ૦ સ૦ ૧૪૫૩ ) આ સમયે રાજધાનીનું નામ જન્નતાબાદ પડ્યું. ગંગાના પ્રવાહનું પરિવર્ત્તન થવાથી એ સ્થળેથી તાન્ડા નામક સ્થાને રાજધાની લઈ જવામાં આવી. ઈ૦ સ૦ ૧૫૩૯ માં શેરશાહે રાજધાનીપર હલ્લો કરી રાજ્યના કેટલાક ભાગોને છેક નિર્બળ કરી નાખ્યા હતા. બંગાળાનો છેલ્લો પઠાણ રાજા દાઉદખાં રાજ્યનો કર આપવામાં અસમસ્ત થવાથી મોગલ સેનાએ તેના રાજ્યપર આક્રમણ કરી ઇ૦ સ૦ ૧૫૭૫ માં તેના રાજ્યને પોતાના અધિકારમાં લઇ લીધું. એ સમયે રાજ્યમાં ભયંકર મારામારી અને ખળભળાટ ઉત્પન્ન થયો અને અસંખ્ય લોકો મરણને શરણ થયા.

* મોગલ સેનાપતિ પણ એ યુદ્ધમાં માર્યો ગયો હતો, એ સમયથીજ ગૌડનું નામ મુસલમાન ઇતિહાસમાંથી અદૃશ્ય થયું અને એ સાથે ગૌડનો પણ પરિત્યાગ થયો. પરંતુ ડૉકટર બુકેનન હેમિલ્ટન સાહેબ કહે છે કે, ત્યાર પછી પણ મોગલ પ્રતિનિધિઓએ વચ્ચે

લયો, આદિ સર્વ એવી મનોહરતા દર્શાવી રહ્યાં હતાં, કે જાણે સાક્ષાત અમરાપૂરીનોજ ભાસ થઈ આવતો હતો. શહેરની ચારે બાજૂએ મજબૂત કિલ્લો પણ હતો. તે ઉપરાંત એક સ્વતંત્ર દુર્ગમાં પાયદળ, ઘોડેસ્વાર અને હસ્તીવાહક સૈન્યને રહેવાની પણ સગવડ કરવામાં આવી હતી. વળી ધર્મશાળાઓ, મસ્જિદો, હમામખાનાઓ આદિ મુસલમાન રૂચિને અનુસરતાં અસંખ્ય મકાનો પણ એ શહેરમાં ઠેકઠેકાણે શોભી રહ્યાં હતાં.

પોષ માસ હતો સખ્ત ઠંડી પડતી હતી. સૂર્યનો ઉદય થવામાં હજી થોડોક વિલંબ હતો. પરંતુ એ શુભ ચોઘડીયામાં અનેક માણસોવાળી ગૌડનગરી જાગી ઉઠી હતી.

કેટલેક સ્થળે સંસાર ત્યાગી કૌપીનધારી વૈરાગીઓ ભૈરવરાગથી ગાઈ રહ્યા હતા.

" ભોર ભયો જાગો જાગો નંદલાલ;
ભાનુ પ્રકટયો, તિમિર ગયો, થયો જગ ઉજ્વલ;

---

વચ્ચે આવીને ગૌડમાં નિવાસ કર્યો હતો. ઈ૦ સ૦ ૧૬૩૯ માં શાહ સુજાએ રાજમહેલમાં રાજધાની લઈ ગયા પછી, ગૌડનગરનો સર્વથા પરિત્યાગ થયો. ગૌડના ખંડિએરોના સંબંધમાં વિશેષ વિવેચન કરવાનો વિષય અમારો નથી, પણ શિલ્પ અથવા પુરાતનતાને શોધનારા વિદ્વાનોનું છે. એ સ્થળે હમણાં જે કાંઈ મહેલો, દુર્ગની દીવાલો, ખંડિયેરો, સરોવરો આદિ જોવામાં આવે છે, તે પરથી ગૌડના પૂર્વ ગૌરવનો કેટલોક આભાસ મળી શકે છે, ત્યાં જે કેટલીક મસજીદો તથા રોજાઓ છે, તે તે સમયની શિલ્પ વિદ્યાનો સંપૂર્ણ સાક્ષાત્કાર કરાવે છે. ત્યાંનું સાગરદીઘી નામનું સરોવર ૩૨૦૦ હાથ લાંબુ તથા ૧૬૦૦ હાથ પહોળું છે, એના જેવું મોટું સરોવર આખા બંગાળામાં બીજે કયાંય પણ જોવામાં આવતું નથી. ગૌડની જમીનનો મોટો ભાગ અત્યારે જંગલથી ઢંકાઈ ગયો છે, પણ તેમ છતાં પણ કેટલેક ઠેકાણે ખેતીની પણ શરૂઆત થઈ ગઇ છે. ભાંગેલાં મકાનોના ખંડિયેરોની ઈંટો લઈ તેનાવડે નજીકમાંજ બીજાં મકાનો તૈયાર થવા માંડયા હતાં. ઈ૦ સ૦ ૧૯૦૦ થી અંગ્રેજ ગવનમેન્ટે ત્યાંથી ઈંટો લઈ જવાનો પ્રતિબંધ કર્યો છે.

સુબલચંદ્ર મિત્રકૃત સરળ બંગાળા અભિધાન વિભાગ ૧ લો. પૃષ્ટ ૩૭૯.

ધ્યાન ધરો, પ્રભુ સ્મરો, હરિનામ રટણ કરો;
કંઈક ઋષિ-મુનિ વ્રજધામે આવી વસ્યા;
માનસ મહીં સદ્‌વિચાર કરો, નિદ્રાને પરિહરો;
પ્રભુ દરશન કાજે સર્વ સત્વર ધાઓ;
કાલિન્દી કલકલરવે, જાગો બંશીધારી બોલે;
પરમ આનન્દે હેતસંગે રાધાશ્યામ સ્મરો."

કેટલાક ધાર્મિક જનો પરમાત્માના નામનું સ્મરણ કરતા કરતા રસ્તે ચાલ્યા જતા હતા. કેટલેક સ્થળે તેજસ્વી બ્રાહ્મણો "હરે મુરારે મધુકૈટભારે ગોવિન્દ ગોપાલ મુકુન્દ સૌરે" કહેતા કહેતા ભાગીરથીમાં સ્નાન કરવા માટે ચાલ્યા જતા હતા.

કેટલાક વિદ્વાન્ વિપ્રો સ્નાન કરી પૂજા મંદિરમાં જઈ પૂજાનો વિધિ કરી રહ્યા હતા, કેટલાક પૂજામાં તન્મય થયેલા વિપ્રો અમર કવિ જયદેવના દશાવતાર સ્તોત્રનો પાઠ કરી રહ્યા હતાઃ—

प्रलय पयोधिजले धृतवानसि वेदं,
विहित वहित्र चरित्र मखेदम्;
केशव धृत मीनशरीर! जय जगदीश हरे!
क्षितरतिविपुलतरे तिष्ठतितवपृष्ठे,
धरणीधरणकिण चक्रगरिष्ठे,
केशव धृतकूर्मशरीर जय जगदीश हरे ॥
वसति दशनशिखरे धरणी तव लग्ना,
शशि निकलङ्क कलेवनिमग्ना;
केशव धृत वराहरूप जय जगदीश हरे.
तव करकमलवरेनखमद्भुत शृंगम्
दलित हिरण्यकशि पुतनु भृंगम् ।
केशव धतनरहरिरूप जय जगदीश हरे ॥
छलयसि विक्रमणे बलिमद्भुतवामन ।
पदनखनीरजनित जनपावन ।
केशव धृतवामनरूप जय जगदीश हरे ॥

ઘુમટાવાળી રમણીઓનાં ટોળાંને ટોળાં પોતાના ... બળને પણ શર્માવી દે તેવા કોમળ ચરણોના અલંકારોનો ધ્વનિ કરતાં કરતાં સુરતરંગવાળી સરિતાના તીરપ્રતિ જતાં હતાં. સમાજ શાસનના કઠોર ભયથી કંપિત થયેલા એકાદ બે નાગરિક યુવકો આખી રાત કુમાર્ગમાં વિચરણ કરી ઘણાજ છુપાતા છુપાતા ચાલ્યા જતા હતા. તે સમયે તેઓ એમજ ધારતા હતા કે, જો હમણાં લોક લજ્જામાંથી કોઇ પણ પ્રકારે રક્ષણ કરી શકીશું તો હવે પછી વારાંગનાવિલાસ બાળા વિપથમાં કદિ પણ પ્રવેશ કરીશું નહિ. ખેતીપર પોતાનું ગુજરાન ચલાવનાર ખેડુતો પરોઢિયામાંજ પોતપોતાના કામમાં ગુંથાઇ જવાની તૈયારી કરી રહ્યા હતા.

## પ્રકરણ ૫ મું

### નવાબ દરબાર



વાબના મહાલયમાં નોબતનો અવાજ ... ગો. સાથે સાથે તરેહ તરેહવારનાં મધુર સ્વરવાળાં વાદ્યો પણ વાગવા લાગ્યાં. વાદ્યોના મધુર રવથી નવાબ સાહેબની નિદ્રાનો ભંગ થયો. ઘોર ઉંઘમાં મનોહર વાદ્યોનો સુરીલો રાગ સાંભળી નવાબ સાહેબ જાગી ઉઠ્યા.

આજે નવાબના મહાલયમાં એક જંગી દરબાર ભરાવાનો હતો. નોકર ચાકરો તથા અનુચરો. ઉંચા વર્ગના અમલદારોની તૈયારીની હદજ નહોતી, સઘળા પોતપોતાના કામમાં ગુંથાઇ ગયા હતા. કોઇ કોઇને બોલાવી રહ્યા હતા, કોઈ કોઇને શું કહે છે, તેની કશી સ્થિરતાજ નહોતી. ઘણાખરા સવારમાં વહેલા ઊઠ્યા હતા, ઘણાઓએ રાત્રે જાગરણ કર્યું હતું, સઘળા જાણે અત્યારે ચક્રની પેઠે આમ તેમ ઘુમી રહ્યા હતા. આજના એ દરબારમાં કોઇના જાનમાલ વગેરે તમામ વસ્તુઓનો વિનાશ થાય તેમ હતો, કોઇને સત્તા અને સંપત્તિ પ્રાપ્ત કરવાનો સંજોગ મળે તેમ હતો. કોઇને રાયબહાદુર, રાજાબહાદુરની પદવી મળે તેમ હતી અને કેટલાક રાજ્યના કોપાગ્નિમાં બળીને ખાખ થાય તેવો પણ સંભવ હતો. કોઇ રાજામાંથી રંક થાય તેમ હતું તો કોઈ રંકમાંથી રાજાના ઐશ્વર્યને સહજમાંજ સંપા-

દન કરી શકે તેમ હતો. કોઇને માટે ઉન્હાળાનો સખ્ત તાપ હતો તો કોઇને વસંતનો વિકાસમય આનંદ પ્રાપ્ત થાય તેમ હતો. એ દરબારમાં અનેક રાજા-રજવાડાઓ, જમીનદારો, જાગીરદારો અને તાલુકદારો આમંત્રિત થઈ આવ્યા હતા; પરંતુ તેમનાં સર્વનાં શરીરો અત્યારે થરથર કંપી રહ્યાં હતાં. નવાબે બાદશાહી દરબારમાં કોને શી સજા ફરમાવવા માટે સર્વને બોલાવ્યા છે, એ વિષયથી અનેક રાજાઓ તથા જમીનદારો અજાણ્યા હતા.

એ હકીકત જાણવા માટે તેઓ બધા ઉદ્વેગી અને શંકાશીલ બની ગયા હતા. સર્વના મુખપર અજાયબીની છાયા એક સરખી રીતે છવાઇ ગઇ હતી. કેવળ ઉમાકાન્ત આદિ કેટલાક જમીનદારો આનંદથી ઉન્મત બની ગયા હતા. નવાબ દરબારમાં તેમનું સારૂં માન તથા સબંધ હોવાથી દિલ્હીના બાદશાહી દરબારમાં તેમને માટે જે મુકુર્દમા મંડાયો હતો, તેનાથી તેઓ છેક અજાણ્યા હતા, પરંતુ નવાબ સાહેબ તરફથી તેમનો સારો સત્કાર થવાથી આજે તેઓ અત્યંત આનંદિત થઈ ગયા હતા. આજે બાદશાહી દરબાર તરફથી એક ઉંચી પદ્વીવાળો અમલદાર પોતાના લશ્કર સાથે ગૌડનગરમાં આવ્યો હતો અને એના આવવાથીજ નવાબનો દરબાર ભરવાનો હતો.

બાદશાહના સહી સિક્કાવાળું હુકમનામું લઇને જે અમલદાર આગ્રાથી નવાબના દરબારમાં આવ્યો હતો, તેના ગૌરવ તથા સન્માનની સીમાજ રહેતી નહોતી. ચોર, લૂટારા અને ધાડપાડુઓથી ભરેલા તે સમયના રસ્તાઓ ઘણાજ ભયભરેલા થઈ પડ્યા હતા અને હથિયાર તથા ઝાઝા માણસો સિવાય એકલા અવાય તેમ પણ નહોતું. લૂટારાઓના ભયથી આખો દેશ કંપતો હતો. આખા દેશમાં તેમની હાક વાગતી હતી. બન્ને બાજુનાં ઘોર જંગલો ભેદીને એ રસ્તે આવજાવ કરવી પડશે, એમ ધારીને બાદશાહી દરબારમાંથી જે અમલદારો આવતા હતા, તેમને ઘણોજ ડોળ દમામ અને જબરૂં લશ્કર લઇને આવવું પડતું હતું.

બાદશાહનું મોકલાવેલું હુકમનામું ઘણુજ માનની સાથે હાથીની અંબાડીમાં મૂકી, સાથે ઘોડેસ્વાર, પાયદળ અને બંદુકવાળા સિપાહીઓ લઈ ઘણુજ દબદબાથી આવવું પડતું હતું વળી એક ટોળું કેવલ રણવાદ્યોનો ધ્વનિ કરવા માટેજ સાથે રાખવામાં આવતું હતું.

તે ટોળું વચ્ચે વચ્ચે વાદ્યનો ધ્વનિ કરી દશે દિશાઓને ગજાવી મૂકતું હતું. તથા ક્વચિત્ ક્વચિત્ તોપના અવાજે કરી બાદશાહના જયગાનનો આસપાસના મુલકને બાદશાહના પ્રભાવની સૂચના પણ આપવામાં આવતી હતી. ગઇ કાલે આગ્રાથી બાદશાહના મોકલેલા અમલદાર સાથે એક હુકમનામું આવ્યું હતું. અને એ હુકમનામા માટેજ આજે નવાબનો દરબાર ભરાયો હતો.

સવારના દસેક વાગ્યાનો શુમાર હતો. નવાબના મહેલનો દરબાર ખીચોખીચ ભરાઈ ગયો હતો. નવાબ સરકારના અમલદારો ઉત્તમ પોશાક પ્હેરી આમતેમ દોડાદોડી કરી રહ્યા હતા, બંગાલાના અધીશ્વર નવાબના હાથ નીચેના રાજાઓ અને જમીનદારો કીમતી પોશાકથી સુસજ્જિત થઇ યોગ્ય આસનોપર ગોઠવાઈ ગયા હતા. હીરા તથા મણિમુક્તાનું એ દરબારમાં જાણે પ્રદર્શનજ ભરાયું હોયની, એવો ભાસ થતો હતો. સર્વ રાજાથી બની શકે તેવો ઉત્તમ અને કીમતી પોશાક પહેર્યો હતો. મણિ અને માણિક્યને પણ સર્વ રાજાઓ વિપુલ પ્રમાણમાં એકત્ર કરી તેનાથી પોતાના સુંદર શરીરને વિભૂષિત કરી દરબારમાં આવ્યા હતા. કોઈ કોઇ રાજાઓએ તો એક એક મુક્તામાલાને બદલે બબ્બે ચાર ચાર માળાઓથી પોતાના કંઠને અલંકૃત કર્યો હતો.

નવાબ દરબારના મધ્યભાગમાં એક સુંદર સોનાની કારીગીરીવાળું તથા મણિમુક્તાઓથી જડેલું મનોહર સિંહાસન હતું અને સિંહાસનપર નવાબ સાહેબની રેશમી મસનદ અથવા ગાદી બિછાવવામાં આવી હતી. હજી સુધી મસનદ ખાલી પડી હતી, બંગાધીપ નવાબ સાહેબ હજી દરબારમાં પધાર્યા નહોતા. આગ્રાથી આવેલો બાદશાહી અધિકારી મસનદની જમણી બાજૂએ ગર્વસહિત બેઠો હતો. સેનાપતિ મુનાયમખાં નાદુરસ્તીને લીધે દરબારમાં હાજર થઇ શક્યો નહોતો. તે બાદશાહ તરફથી નીમાયલો હતો, તેથી બાદશાહની અથવા બાદશાહ તરફથી આવેલા અધિકારીની મુલાકાત કરવાને બંધાયલો હતો. બંગાળાના નવાબે સ્વતંત્ર થવાની ચેષ્ટા કરી હતી, તેથી બાદશાહે રાજા ટોડરમલને* તેમનું દમન કરવા માટે મોકલ્યો હતો. ટોડરમલ-

* ટોડરમલ દિલ્હીના પ્રખ્યાત બાદશાહ અકબરશાહનો એક સુપ્રસિદ્ધ દીવાન હતો તથા કેટલીક મુદ્દત સુધી તેણે એક મુખ્ય સેનાપતિ તરીકેની પદવી પણ ભોગવી હતી. પંજાબ પ્રદેશના એક

દ્વારા પરાજિત થઇ બંગાળાના નવાબ દાઉદે× આધીનતા સ્વીકારી હતી. ત્યારથી બાદશાહે પોતાનું એક લશ્કર ગૌડમાંજ રાખવાનો બંદોબસ્ત કર્યો હતો. દાઉદખાંએ ઝેરહીન નાગની પેઠે લાચાર થઇ બાદશાહના એ બંદોબસ્તને કબૂલ રાખ્યો હતો. મુનાયમખાં પોતે હાજર ન હોવાથી સહકારી સેનાપતિ તથા બીજા કેટલાક મોટા મોટા અમલદારો સૈનિકો દરબારની શોભાને દીપાવવા લાગ્યા. ઘોડેસ્વારો, પાયદળ અને ગોલંદાજ સિપાહીઓથી દરબાર ગૃહની ચારે બાજૂએ અપૂર્વ શોભાનો સમાવેશ થયો હતો. અર્ધચંદ્રના ચિન્હવાળી નીલરંગની ધજાવાળા અસંખ્ય સિપાહીઓ બંગાધીપના મહાલયના દ્વારથી લઇને દરબારગૃહ સૂધી હારબંધ ગોઠવાઇને ઉભા હતા.

---

કાયસ્થ કુળમાં એનો જન્મ થયો હતો. એણે પ્રથમ ગુજરાત દેશના રાજ્યકર્મમાં પ્રવેશ કર્યો હતો, અને પોતાના અસાધારણ સદ્‌ગુણ તથા સાહસિકતાનો પરિચય આપી ધીમે ધીમે તે અકબરનો મુખ્ય કર્મચારી અને વિખ્યાત પુરુષ થઇ શક્યો હતો. અકબર બાદશાહે એના અનેક ગુણો જોઇને એને મોટાં મોટાં કામોનો ભાર સોંપ્યો હતો. (ઈ. સ. ૧૫૭૬ માં બાદશાહે તેને પઠાણોના હાથમાંથી બંગાળાનો વિજય કરવા માટે નીમ્યો હતો. ત્યાર પછી અનંસત્ક કાબૂલનો બળવો સમાવવા માટે રાજા માનસિંહની સાથે મોકલવામાં આવ્યો હતો.) સલ્તનતની મહેસુલ તથા કરને માટે અકબર બાદશાહે જે ધોરણ બાંધ્યું હતું, એ પણ ટોડરમલની બુદ્ધિનુંજ પરિણામ હતું. અને એથી કરીનેજ તેનું નામ અમર અથવા હમેશને માટે સ્મરણીય થઇ ગયું છે. એ ઘણોજ નિર્લોભી, અકપટી અને અમાયિક પુરુષ હતો.

પ્રયોજક

× દાઉદ એક સ્વેચ્છાચારી અને ઉચ્છૃંખલ પુરૂષ હતો. તેણે ઘોર વિલાસમાં રહી બંગાળાને પોતાના હાથમાંથી ગુમાવ્યું હતું. તેના જુલ્મ અને ત્રાસથી આખો બંગદેશ તેના પ્રતિ એક પ્રકારનો ધિક્કાર પ્રકટ કરતો હતો. પ્રજાપર અત્યાચાર કરવામાં તે લેશમાત્ર પણ સંકુચિત થતો નહોતો. ઘણા વર્ષો થયાં સ્થપાયલા પઠાણોના રાજ્યને ગુમાવનાર છેલ્લો પઠાણ રાજા દાઉદજ હતો. દાઉદના અસ્તની સાથેજ બંગાળામાંથી પઠાણોનો પણ અસ્ત થયો.

પ્રયોજક

દરબાર ગૃહદ તદ્દન શાન્ત અને નિઃસ્તબ્ધ હતું. એક સોયના પડવાનો અવાજ પણ સ્પષ્ટ રીતે સંભળાઈ શકે તેમ હતો. એવામાં અચાનક પાસેનાં દ્વાર બળપૂર્વક ઉઘડી ગયાં અને તે સાથે મણિ તથા મુક્તાજડિત પોશાકવાળા નવાબ દાઉદખાંનાં પણ દર્શન થયાં. દાઉદખાં એક ક્ષણનો પણ વિલંબ ન કરતાં તરતજ પોતાની મનોહર મસનદપર જઈ વિરાજમાન થયો. બંગ, બિહાર અને ઓઢીયાના અધીશ્વર નવાબ દાઉદખાં પૂરતા દબદબાથી દરબારમાં આવ્યો હતો, એના અમૂલ્ય પોશાકની પાસે દરબારમાં એકઠા થયેલા સર્વ રાજા રજવાડાઓ, જમીનદારો અને અન્યાન્ય જનોનો અમૂલ્ય પોશાક ઝાંખો પડી ગયો. અનેક જનોના અલંકારોનો ગર્વ ચૂર્ણ થઇ ગયો.

બંગાર્ધીપે મસનદપર બેસતાંની સાથેજ પેસકારને બાદશાહે મોકલેલું હુકમનામું વાંચવાનો ઇશારો કર્યો. પેશકારે અથવા પત્ર વાંચકે ઘણાજ માનસહિત હુકમનામું લઇને મસ્તકપર ધારણ કર્યું અને ત્યાર પછી ફરીવાર તેને હાથમાં લઈ તે વાંચવા લાગ્યો. તેમાં લખ્યું હતું:–

“ રાજા રતિકાન્તની જમીનદારીપર જે જપ્તી મૂકવામાં આવીછે, તેને ઉઠાવી લેવાની સૂચના આપવામાં આવે છે. તથા તેને પકડવા માટે જે ગિરફતારી પરવાનો બહાર પાડવામાં આવ્યો છે, તે પરવાનાને પણ રદ કરવામાં આવે છે. રતિકાન્તની રાજાની પદવી ઉમાકાન્તરાયને આપવાનો જે હુકમ કરવામાં આવ્યો છે, તે હુકમને પણ અટકાવવામાં આવેછે. આગ્રાના બાદશાહી દરબારમાં ખબર આપ્યા પહેલાંજ રાજા રતિકાન્તને કેદ કરવાનો હુકમ તથા તેની મિલ્કત જપ્ત કરવાનો પરવાનો જે સૂબેદારે બહાર પાડયો છે, તે સૂબેદારનો સખ્ત દંડ કરવામાં આવે છે તથા ભવિષ્યમાં સાવચેત રહેવાની સૂચના આપવામાં આવે છે. આ હુકમનામું મળતાંની સાથેજ એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના રાજા રતિકાન્તને તેની જમીનદારી પાછી સોંપી દેવી અને તેમની પાસેથી સુબેદારે પોતાના ગુન્હાની માફી માગવી. રતિકાન્ત રાયની રાજભક્તિ શૌર્ય, પરાક્રમ, તથા સદ્‌ગુણો સંબંધી કેટલાંક પ્રશંસાપત્રો પણ આ હુકમનામા સાથે જોડવામાં આવ્યાં છે. બંગાળાના નવાબે એ પ્રશંસાપત્રો વાંચવાની પત્ર વાંચકને અનુમતિ આપી. એટલે પત્ર વાંચકે ઘણાજ ઉંચા અવાજથી એ પ્રશંસાપત્રો વાંચી સંભળાવ્યાં. એ પ્રશંસાપત્રો પર રાજા ટોડરમલ, મુખ્ય દીવાન અને બીજા કેટલાક મોટા મોટા ઉમરાવોની સહી પણ હતી.

બાદશાહના હુકમમાં એક ખાસ હિતકારી આજ્ઞા બંગાળામાં માત્ર રાજા રતિકાન્તજ છે, એક એ પ્રશંસાપત્રોમાં લખવામાં આવ્યું હતું.

બાદશાહનું આ હુકમનામું સાંભળીને સઘળા ચુપ થઇ ગયા. ઉમાકાન્તનું વિકસિત વદન કરમાઇ ગયું. તેના મ્હોંપર શોકની છાયા છવાઇ ગઇ. બંગાળાના નવાબના કરેલા કાર્યપર આવો સખ્ત હુકમ આવશે, એવો કોઇને સ્વપ્નમાં પણ ખ્યાલ નહોતો.

નવાબ દાઉદખાં હદ ઉપરાંત ગુસ્સે થઇને બોલ્યો:–"અસહ્ય, અસહ્ય, આ અપમાન અત્યંત અસહ્ય છે. મેં મારી આખી જીન્દગીમાં કદીપણુ આવું અપમાન સહ્યુંજ નથી."

બાદશાહના હુકમનો આવો તિરસ્કાર ભરેલો પ્રતિવાદ સાંભળીને સભાના સઘળાલોકોએ ભય અને વિસ્મયથી મસ્તક નીચું નમાવી લીધું. પણ સૌભાગ્યનો વિષય એ હતો કે, અત્યારે સેનાપતિ મુનાયબખાં સભામાં હાજર નહોતો. કારણ કે, જો તે હાજર હોત તો, આજે એક ભયંકર ઝગડો ઉપજ્યા સિવાય રહેત નહિ. પરંતુ સમ્રાટના મોકલેલા સુબેદારના કાને નવાબનાં આ વચનો છેક અસહ્ય થઈ પડયાં. તેના મનમાં નવાબના તરફ એક જાતનો ભયંકર કોપ ઉત્પન્ન થયો.

તે કમ્પતા અવાજથી એકદમ બોલી ઉઠયો–"બદબખ્ત! કમજાત! શહેનશાહે આલમના હુકમનું આવું અપમાન? આટલો બધો ગર્વ કરી વિના કારણ શા માટે ફુલાય છે? કપટી અને દુરાચારી નવાબ! બિચારાં ભોળાં અને સરલ માણસોનાં ગળાં કાપતાં જરાપણ શરમાતો નથી? રાજા રતિકાન્ત જેવા વફાદાર પુરુષની જમીનદારી પરાણી પાડતાં તને જરાપણ દયા નથી આવતી? દુનિયાના બાદશાહ અકબરશાહ પાસે તારો જુલ્મ ચાલી શકે તેમ નથી. નાદાન! નામર્દ! હવે પછી જો શહેનશાહની વિરુદ્ધમાં એક અક્ષર પણ બોલીશ તો તારી આ મસનદ બાળીને ખાખ થઈ જશે."

ઘણા ખરા લોકો આ સાંભળીને "આફરીન, આફરીન" શબ્દનો પોકાર કરી ઉઠયાં. વળી કેટલાક શાન્ત સ્વભાવના માણસો કેવળ ચુપકી પકડીનેજ બેસી રહ્યા.

દાઉદખાંના ચૈતન્યનો લોપ થવા આવ્યો, ઘડી બે ઘડીમાં તે બેભાન થઈ જાય તેવી સ્થિતિમાં આવી પડયો. ક્ષોભ અને રોષથી છંછેડાયલા નાગના જેવો ભયંકર ઝેરીલો દાઉદખાં ચારે તરફ આંખો ફેરવીને દરબાર તરફ જોવા લાગ્યો. અત્યારે એની આંખમાંથી આગના

અંગારા ઝરવા લાગ્યા. પરંતુ બાદશાહના અમલદારને કશી પણ ઈજા કરવાનું સાહસ તેનાથી થઈ શક્યું નહિ. તેણે વિચાર્યું કે:—" ભય, ભક્તિ અને કર્તવ્યના અનુરોધથી અત્યારે સમ્રાટ અથવા બાદશાહનો પક્ષ ત્યાગી શકાય તેમ નથી. કારણ કે, જો હું તેમનાથી વિરુધ થઈશ, તો મારા પક્ષમાં અત્યારે કોઈપણ રાજાકે જમીનદાર સહાયતા માટે હાજર રહેશે નહિ. વળી બીજી તરફ અપમાન કરનાર બાદશાહી અમલદાર પણ કમજોર અને બાયલો નથી. જો તેને સેનાપતિ મુનાયમખાંની મદદ મળશે તો મારો વિનાશ થવામાં જરાપણ વિલંબ લાગશે નહિ" આ પ્રમાણે વિચાર કરી નવાબ ચૂપચાપ સભાનો ભંગ કરીને તરતજ આરામ લેવા માટે ચાલ્યો ગયો.



## પ્રકરણ ૬ ઠ્ઠું

### શશી ગાંડી



સૂર્યનારાયણ અસ્તાચલમાં જવાની તૈયારી કરી રહ્યા હતા; દિવસ પૂરો થવા આવ્યો હતો, ગાયોનાં ટોળાંઓ જંગલમાં ચારો ચરી પોતપોતાના માલિકને ત્યાં જવા માટે હારબંધ શહેર તરફ ચાલ્યાં જતાં હતાં, એ સમયે એમની ગતિને અટકાવવાની શક્તિ કોનામાં હોઈ શકે તેઓ તન્મય થઈને કેવળ પોતાનાં વાછરડાંઓની સંભાળ લેવા માટે વ્યાકુળ થઈ ગયાં હતાં, પક્ષીઓ કલરવ કરતાં પોતપોતાના માળાઓની શોધમાં ગુંથાઈ ગયાં હતાં, આખો દિવસ સપ્ત તાપમાં આનંદની સાથે વિચરણ કરી અચાનક અંધકારના આવવાનો આભાસ જાણી તેઓ જાણે કાંઈક ગભરાઈ ગયાં હતાં. મનુષ્યો પણ સર્વ કાર્યોમાંથી નિવૃત્ત થવાની ચેષ્ટા કરી રહ્યાં હતાં.

વૈશાખ માસની સાંઝનો સમય હોવાથી, ઘણીજ શીતળતા મળી શકતી હતી. સર્વત્ર રમણીયતાનો સાક્ષાત્કાર પણ થઈ શકતો હતો. બગીચામાં ખીલેલાં ફૂલોની બહાર પણ કાંઈક અજબજ હતી. નદીઓનું શીતળ જળ નાચતું કૂદતું, ઉછાળા મારતું, મદભરી માનિનીની પેઠે ચાલ્યું જતું હતું.

એ સમયે અઠ્ઠાવીસ વર્ષની શશી ગાંડીએ હરસુંદરીની ઝૂપડીના આંગણામાં પ્રવેશ કર્યો. શશીનાં મૃગલીના જેવાં મોહક નયનો, સુંદર મુખ, સહજ ગુલાબી લાલીવાળો ગોરો રંગ તથા શરીરના બીજા ભાગોની સુંદરતા જોતાં તેને સાધારણ અથવા મનોવિકારને વશ થએલી કુલટા સ્ત્રી ધારી શકાતી નહોતી. કેટલીકવાર સુધી વાતચીત કર્યા પછી તે પોતાની વાતને અદ્ધરથીજ તોડી નાંખતી, વિના કારણ ઘણીવાર સુધી હસ્યા કરતી અને વારંવાર ગાયન ગાઇનેજ પોતાનો મનોભાવ જણાવવાનો પ્રયત્ન કર્યા કરતી. આ સર્વ ચિન્હોપરથી લોકો તેને ગાંડી ધારતા હતા અને શશી ગાંડીના નામથીજ બોલાવતા હતા. શશીને ગાયન ગાવાનો ઉન્માદ લાગૂ પડયો હતો. તે જે જે ગાયનો ગાતી, તે ગાયનોમાં રાગ, તાલ કે પ્રાસનો કશો પણ ધડો રાખતી નહોતી. ફક્ત ગાવું એજ તેનો હેતુ હતો. તેમ છતાં પણ શશીનાં ગાયનમાં કાંઇક છુપો ભાવ અથવા આશય તો અવશ્ય મળી આવતો પણ તે આશય કોઈ સાધારણ મનુષ્યથી સહજમાં સમજી શકાય તેમ નહોતો.

શશીના શરીરપર અલંકારનું નામ નિશાન પણ નહોતું. તેણે ફક્ત એક મેલું કપડુંજ પહેર્યું હતું. પરંતુ તેમાંથી પણ તેના રૂપનો પ્રકાશ ચારે તરફ ફેલાઈ રહ્યો હતો.

શશીએ હરસુંદરીની પર્ણકુટીના આંગણામાં આવી કોમળ કંઠથી ગાવાની શરૂઆત કરી:—

"દીવાની કહી બોલાવે, દુનિયા મને દીવાની કહી બોલાવે;
પણ દુનિયા ના જાણે કે, દુનિયા સર્વ દીવાની છે;
મમ અંતરનો ઉન્માદ, વ્યાપ્યો છે સર્વ જગે;
સર્વે નિજ નિજ મને અઘોર ઉન્મત્ત છે અરે;
છતાં જગ ઉન્માદિ મનેજ ગણે, દીવાની મનેજ ગણે;
હાયરે! માયા તણા એ સર્વે ખેલો, જગ ના જાણે;
માનવ બિચારાં પોકાર કરી મરે, હાય પોકાર કરી મરે;
મર્મ મુજ અંતરનો નિજ ઉર વિશે લવલેશ નહિ ધરે."

આ સમયે હરસુંદરી પરિબ્રહ્મ પરમાત્માના ધ્યાનમાં તલ્લીન બની ગઇ હતી; તેથી શશીના ગાનનો એક અક્ષર પણ તેના કાનમાં પહોંચી શક્યો નહિ. પરંતુ શ્યામાસુંદરીએ ભાવનામય સંગીત સાંભ-

બીને સ્થિર રહી શકી નહિ. તે તરતજ ઝુંપડીના દ્વાર પાસે આવી પહોંચી અને શશીના સુંદર સ્વરૂપને જોઇને મોહિત બની ગઈ.

શશીએ ફરીવાર ગાવા માંડયું:—

" કોઈ ધારે પોતાને બુદ્ધિ તણા ધુરંધર;
કોઇ કહે ' મારૂં અતિ નિર્મળ અંતર; '
ભ્રાન્ત પાપી સમજે નહિ કે, ભ્રાન્તિએ ગંભીર;
ખેલે તેથી તે પાપના ખેલો નિરંતર;
પાગલ–પાગલે ભર્યું આ ચરાચર. "

આ સાંભળી શ્યામાએ શશીને સંબોધીને ઘણાજ મીઠા અવાજથી કહ્યું:—

" શું ગાંડાં માણસના મુખમાંથી આવી ઉત્તમ વાતો નીકળતી હશે ખરી કે? લોકો કહે છે શશીમુખી ઘણીજ ગાંડી છે, તેની ડાગળી ચસ્કી ગઇ છે અને તે હમણાં દીવાની બની ગઈ છે. પણ હું કહું છું કે, એ વાત તદ્દન જૂઠીજ છે. કારણ કે, આવું બોધક ગાન ગાંડું માણસ કદી પણ ગાઇ શકેજ નહિ. અત્યારે ગાયેલું ગાયન મહા બુદ્ધિમાન મનુષ્ય પણ જવલ્લેજ ગાઈ શકે તેમ છે. આ ગાયનમાં તો મહા જ્ઞાનીના જ્ઞાનનો સમાવેશ છે, જેમને હૃદય નથી, સમજવાની શક્તિ નથી, તેમની પાસેજ શશી ગાંડી છે. ગાંડાં માણસોજ શશી બ્હેન! તને ગાંડી કહેતાં હશે. ભલે કહે, તેથી તું કાંઇ ગાંડી થવાની નથી. તારૂં હૃદય ડહાપણથી ભરેલું છે, એમાં ગાંડાઇનો અંશ માત્ર પણ નથી. "

આમ કહી શ્યામાસુંદરીએ દોડી જઈ શશીમુખીનો હાથ પકડી લીધો અને ત્યાર પછી મૃદુસ્વરે કહ્યું:—" ભસ્મમાં છુપાયલા અગ્નિ તું કોણ છે? તને મારા સોગન છે, તું તારી ખરી ઓળખાણ આપ."

શશીમુખીએ જવાબ આપ્યો:—

બ્હેન! હું ગાંડી છું, દીવાની છું. આખું જગત મને ગાંડી કહીને બોલાવે છે, છતાં તું આવો અજાયબી ભરેલો સવાલ શા માટે પૂછે છે? શું તું શશી ગાંડીને નથી ઓળખતી? અથવા તો તેનું નામ પણ નથી સાંભળ્યું? બાપુ! ગાંડીની વધુ ઓળખાણ મેળવવાની તને શી જરૂર પડી છે? ગાંડીના વિશેષ પરિચયની આવશ્યકતા પણ શી છે? "

સ્યામાએ કહ્યું:–"હા-બ્હેન! હું તને સહજસહજ ઓળખું છું, પણ તેમ છતાં પણ મને તારી પૂરતી ઓળખાણ મળી શકી નથી. લોકો તને ગાંડી કહે છે, એ સાંભળીને મારૂં કાળજું પણ કપાય જાય છે, તને ગાંડી કહેનારના સાત પુરુષો ગાંડા હોય, એમજ જણાય છે. તને અમે બધાં શશી ગાંડીના નામથી જાણીએ છીએ એ ખરૂં, પરંતુ હું આજે તારા ખરા સ્વરૂપને કાંઈક કાંઈક જાણી શકી છું. શશિ! તું સામાન્ય સ્ત્રી નથી, પણ કોઈ શાપભ્રષ્ટા દેવીજ છે."

બહેન! જ્યારે તેં કૃપા કરી તારાં દર્શન દીધાં છે, ત્યારે હવે તું તારો પરિચય પણ છુપાવીશ નહિ" શશીમુખી સ્યામાનું કરુણતા ભરેલું સંભાષણ સાંભળી, પોતાનો પરિચય છુપાવી શકી નહિ. તેણે તરતજ તેને દાઉદખાંની કુસલાહ, ઉમાકાન્તનાં કાવત્રાં આદિ સર્વ વિષયો ધીમે ધીમે કહી સંભળાવ્યાં. તથા તે સાથે સ્યામાને સાવચ રહેવાની સૂચના પણ આપી દીધી.

સ્યામાએ કહ્યું:—

"શશી બહેન! અમારા માટે આટલાં બધાં કારસ્થાનો રચાઇ રહ્યાં છે, ત્યારે અમે લોકો હવે અહીં શી રીતે રહી શકીશું? અમારા સ્ત્રીધર્મનો બચાવ કેમ કરીને કરી શકીશું?"

શશીએ તરતજ જવાબ આપ્યો:—

"તારો રાજરાજેશ્વરપતિ કર્મશૂન્ય થયો નથી. તેની આજ્ઞામાં અત્યારે હજારો-લાખો માણસો તૈયાર છે. મેં મારી આખી જીન્દગીમાં તેના જેવો કર્મવીર નર બીજે ક્યાંય પણ જોયો નથી. તેણે પોતાના હાથ તળેનાં માણસોને પણ એવાંજ મક્કમ અને મજબૂત બનાવી દીધાં છે. હું મારી નજરોનજર તેનાં સઘળાં કાર્યો જોઇ આવી છું. તેઓ હજારો શૂરવીરોને એકઠા કરી એક ભયંકર યુદ્ધની તૈયારી કરી રહ્યા છે. તેમના રહેઠાણમાં જ્યાં જોઇએ. ત્યાં તલ્વાર, ઢાલ અને ભાલાઓજ નજરે ચઢે છે. તે વીરનરની એક આંખમાંથી અશ્રુની ધાર વહી રહી છે અને બીજી આંખમાં ચપળ ચપળા ચળકી રહી છે. વીરવ્રતમાં તે એક ખરેખરો અગ્રગણ્ય પુરુષ છે. મેં એના જેવો બહાદુર પુરૂષ હજી સુધી બીજે ક્યાંય પણ જોયો નથી. બહેન! તું નિર્ભય રહે! તો શૂરવીરસિંહ તારાપર ધસી આવનાર શૃગાલને કદીપણ જીવતું છોડશે નાહ. ઇન્દ્ર જેવા વીરપતિ મળવા છતાં તું આમ ભયભીત કેમ બની જાય છે?"

શશીના મુખથી આવી સુંદર વાર્ત્તા સાંભળી શ્યામાના ગભરાએલા ચિત્તને કાંઇક ધીરજ મળી. સ્વામીના કામકાજના વિષયમાં એના મનમાં અત્યાર સુધી એક જાતની શંકા રહ્યા કરતી હતી પરંતુ આજે શશીમુખીના મ્હોંએથી તેનાં વખાણ સાંભળી તે ઘણીજ આનંદિત થઈ. તેની શંકાનું નિવારણ થયું. તેનો સ્વામી ભીરુ—બ્હીકણ અને બાયલો નથી, એમ તો તે પ્રથમથીજ સારી રીતે જાણતી હતી, પરંતુ આજે તેના મનમાં શશીની વાતોએ કાંઇક જૂદીજ છાપ પાડી દીધી. તે વાર્તાનો પ્રભાવ ઘણોજ સચોટ રીતે બેસી ગયો. ઉમાકાન્તની પેઠે સતા તથા વિષયમાં પણ કોઇપણ પ્રકારે ઉત્તરે તેમ નથી, તે પણ તે જાણતી હતી, તેમ છતાં પણ બંગાળાના બળવાન નવાબ જેવા ભયંકર દુશ્મન સાથે ખુલ્લી રીતે બળની પરીક્ષા કરી, ઇજ્જત આબરૂ તથા જાતિ અને કુળના માનની રક્ષા શી રીતે થઈ શકશે, એ વિષયમાં તેને સંપૂર્ણ શંકા હતી. નવાબનું નામ સાંભળીને તે કમ્પી ઉઠતી હતી. કારણ કે, નવાબ દાઉદખાં એક ઘોર અત્યાચારી અને કામાંધ પુરુષ હતો. અત્યાર સુધીમાં તેણે અનેક અબળાઓના ધર્મને ભ્રષ્ટ કર્યો હતો. અનેક નિર્દોષ બાળાઓએ પાપીયાના પાપમય વ્યવહારથી મરણને શરણ થઈ હતી. શ્યામાસુંદરીના પિતાને પણ દુષ્ટ નવાબે કેવલ શ્યામાને પોતાના જનાનખાનાની બેગમ બનાવવાના ઇરાદાથીજ પદભ્રષ્ટ કર્યો હતો. તથા તેની જમીનદારી ખૂંચવી તેને કેદ કરવાનો હુકમ બહાર પાડયો હતો. ઉમાકાન્ત એક સ્વાર્થ સાધુ અને નીચ પ્રકૃતિનો પુરુષ હતો અને તે શ્યામાનાં સરળ પિતાની સઘળી મિલ્કત હજમ કરી રાજાબહાદુરની પદવી મેળવવા માટે ઘણોજ આતુર બની ગયો હતો. ગમે તેમ હો, પણ આજે શશીમુખીની વિશ્વાસપાત્ર વાર્ત્તા સાંભળી શ્યામા સુંદરીને પોતાના પતિમાં દૃઢ વિશ્વાસ બંધાઇ ગયો હતો.

શશી મુખીએ ફરીવાર ગાયનમાંજ શ્યામાને સંબોધીને કહી સંભળાવ્યું:—

કરી જો પ્રશ્ન તું પ્યારી, હૃદય તારા વિશે આજે;
ધરી જો ધ્યાન, તું આજે કરી એકાગ્ર વૃત્તિને;
સહજમાં પામશે ઉત્તર, " પતિ તારો નથી કાયર;
ઘૂમીને યુદ્ધ ભૂમિમાં ચલાવે છે અસિધારા;

નહિ ડરશો કદાપિ તે નવાબી કે અમીરીથી.
સમય આવ્યે ખરી થાશે સહુ આ વાતડી મારી."

શશીમુખીએ કેવળ ભાવનામય ગાનથીજ આ સમયે શ્યામાસુંદરીને સર્વ વૃત્તાંત વિદિત કરી દીધો. શ્યામાના પિતા રાજા રતિકાન્તનો મુગલો સાથેનો મેળાપ, શ્યામાના શૂરવીર પતિ વીરેન્દ્રનારાયણની કાર્ય કુશળતા તથા યુદ્ધની ભારી ભારી તૈયારીઓ, વિજયકુમારની મુલાકાત વગેરે બધી વાતો તેણે શ્યામા સુંદરીને ધીમે ધીમે જણાવી દીધી.

શશીમુખીએ વિશેષમાં એમ પણ કહી દીધું કેઃ—"બહેન! તું ધારે છે કે તું તથા તારી માતા તદ્દન નિઃસહાય અવસ્થામાં આવી પડયાં છો, પરંતુ તારી ધારણા ભૂલ ભરેલી છે. તમારા તરફ સેંકડો યોદ્ધાઓની મીઠી નજર છે. તો પછી કોની તાકાત છે કે, તમારો એક વાળ પણ વાંકો થવા દે?"

તું સુખેથી આ ઝુંપડીમાં રહી ભગવાનનું ભજન કર. પરમ કૃપાળુ પરમાત્મા થોડાજ વખતમાં તારૂં કલ્યાણ કરશે. તારી ભગવતી માતાના પુણ્યના પ્રભાવે તને અથવા તારા ધર્મને કશી પણ અડચણ આવી શકશે નહિ, પરમાત્મા થોડા વખતમાંજ તારો ઉદ્ધાર કરશે."

તે ઉપરાંત તેણે બીજી એક વાર્તા એ જણાવી કે,—"તારી માતા એક રીતે સમાધિમાં તલ્લીન થઇ ગઇ છે. આવાં ધાર્મિક માતા પિતાનાં સંતાનોપર કદાપિ કોઈ પણ પ્રકારનું કષ્ટ પડેજ નહિ. તારા પિતા એક મહા જ્ઞાની અને ધર્મમાં દૃઢ શ્રદ્ધા રાખનાર પુરુષ છે, તેમનાપર જેણે જેણે જુલ્મ ગુજાર્યો છે, તેઓ બધા અધર્મની આગમાં બળીને રાખ–ખાખ થઈ જશે. વળી તારા સ્વામીની તો વાતજ શી કહેવી? તેં કોણુ જાણે કેટલાંએ પુણ્યના ફળરૂપે આવો પતિ મેળવ્યો છે; એની તો મારાથી કશી કલ્પના પણ કરી શકાતી નથી. એવા 'વજ્રાદપિ કઠોરાણિ મૃદુનિ કોમલા નિચ' પુરુષો દુનિયામાં જવલ્લેજ જોવામાં આવે છે. અહા! તે જેવો વીર છે, તેવોજ પ્રેમિક છે. તેના જેવો પ્રેમી પુરુષ બીજે કયાંય પણ જોયો નથી. અહાહા! જ્યારે મેં તેની બન્ને આંખોમાંથી આંસુની ધારા વહેતી જોઇ હતી, ત્યારે મને તે બીકણ અને કાપુરુષ જણાયો હતો, પરંતુ બીજી વાર જ્યારે મેં તેને અદ્‌ભુત કર્મોમાં જોડાયલો જોયો, સૈનિ-

કોને શિક્ષણ આપવાની એની અલૌકિક પદ્ધતિ જોઇ તથા તેના હૃદયમાં છુપાયલા ઉચ્ચ ભાવનાઓનું મને દિગ્દર્શન થયું, ત્યારે મને એમજ જણાતું હતું કે, એના હૃદયમાં કોમળતાનો ગંધ માત્ર પણ નથી. શ્યામા ! એ નર પોતાના દેવતાના જેવા ઉચ્ચ અને ઉત્તમ ગુણોથી વિશ્વવિખ્યાત થશે. ”

“ તે છુપી રીતે હનેશાં તારા સમાચાર મેળવ્યા કરે છે. તારૂં સ્મરણ કરી કોઈ કોઈ વેળાયે આંખોમાંથી આંસુની ધારાઓ પણ વહાવી દે છે. આજે તેણે પ્રત્યક્ષ રીતે તને આશ્વાસન આપવા માટે તારી પાસે મોકલી આપી છે. સખી ! તારી માતાને મારા પ્રણામ કહે જે. હવે હું રવાના થાઉં છું. ”

આમ કહીને શશીમુખી ક્ષણવારમાં ત્યાંથી ચાલી ગઇ.

---

## પ્રકરણ ૭ મું

---

### તારાસુંદરી

તારાસુંદરી દેવીની ઉમ્મર તેર વર્ષની હતી. આર્ય જનોની કન્યા એ અવસ્થામાં પ્રવીણા તથા ગૃહિણી જેવી ગણાય છે, બાલિકા હોવા છતાં પણ તેણે તે વયમાં પ્રવેશ કર્યો હતો. તે ઉપરાંત વળી તેના વિવાહ પણ થઈ ગયા હતા. વિવાહ થયા પછી આર્ય કન્યાઓ બચપણથીજ ગંભીરતા ધારણ કરે છે, પરંતુ તારાસુંદરીની બચપણની તે ઉચ્છૃંખલતા, બોલચાલ અને દોડા દોડી જેવીને તેવીજ રહી હતી તે દાસ દાસીઓના અસંતોષ તરફ કશું પણ ધ્યાન આપતી નહોતી. માતાની આજ્ઞાને પણ માનતી નહોતી. કેવળ પિતાને જોતાંજ આજ કાલ તે કાંઇક શરમાઈ જતી હતી. ઉમાકાન્તનો સ્વભાવ જેવો ખરાબ હતો, તેવીજ તેની આકૃતિ પણ ભયંકર હતી. તેની ભયંકર મૂર્ત્તિ જોઇને ક્ષણવારને માટે સર્વ કોઈ ભયભીત બની જાય તેમ હતું. તેની સાથે બોલનારની જીભ અટકી પડતી હતી, તેની ભયંકર પ્રતિમા પાસે જવાથી બુદ્ધિમાનની બુદ્ધિનો લોપ થતો હતો. બાલકો તેના વિકરાળ મોઢાને જોતાંજ ચીસ પાડી ઉઠતાં હતાં. નોકર ચાકરોથી

તેની પાસે એક અક્ષર પણ બોલી શકાતો નથી.

ઉમાકાન્તની આકૃત્તિ કરતાં પણ તેનાં કાળાં કામો ઘણાંજ ભયંકર હતાં. આજસુધીમાં એ નરાધમે અનેક ધનવાનોને ભીખ માગતા કર્યા હતા, ઘણા ઘણા ગરીબોનાં ગળાં રેંસી નાંખ્યાં હતાં. ઘણા નિર્દોષ અને નિઃસહાય મનુષ્યોને યમના પરોણા બનાવી દીધા હતા. તેનું નામ સાંભળતાંજ સજ્જન તથા દુર્જન, ધનવાન તથા રંક મનુષ્યો થરથર કમ્પી ઉઠતા હતા. દુરાચારી નવાબની સાથે દોસ્તી બાંધી તેણે અધર્મનો પ્રચાર કરવામાં કાંઈ પણ ખામી રહેવા દીધી નહોતી.

ઉમાકાન્ત ગમે તેવો ભયાનક પુરુષ હોવા છતાં પણ તારાસુંદરી તેનાથી બહુ ડરતી નહોતી. ઉમાકાન્તને જોતાંજ તારાની અદબની હદજ રહેતી નહોતી. ઉમાકાન્ત જોકે નિર્દય પ્રકૃતિનો પુરૂષ હતો, તેમ છતાં પણ તે તારાસુંદરીને બહુજ ચહાતો હતો. તારાસુંદરી સિવાય તેને બીજું એક પણ સંતાન નહોતું. પણ આજકાલ તેના તે સ્નેહમાં ઘણુંજ પરિવર્તન થઇ ગયું હતું. તારા પર તેને એક જાતનો ધિક્કાર થઇ ગયો હતો. અનેક પ્રકારનાં કુકર્મોમાં પિતાને લિપ્ત થયેલો જોઈ તારાસુંદરી સ્વભાવિકજ પિતા પાસે જતી અટકી ગઇ હતી. તારાએ પિતાને પુણ્યના પથપર જવાનો ઘણીવાર ઉપદેશ પણ આપ્યો હતો. પરંતુ એ મહત્વાકાંક્ષી પિતાને તેનો એ ઉપદેશ ઘણોજ અરૂચિકર થઈ પડયો હતો. તારા માત્ર એકજણની અદબ રાખતી હતી, તેનો અવાજ સાંભળી પોતાની ચંચળતાને સ્થિર કરી દેતી હતી. એ પુરુષ અન્ય કોઈ નહિ પણ વિજયકુમારજ હતો. વિજયકુમારને જોતાંજ તારા શરમાઇ જતી હતી, તેનું મન સંકોચાઈ જતું હતું. પ્રથમ પહેલાં તો વિજયકુમારને જોઇ તારા ઘણીજ આનંદીત થતી હતી, તેની સાથે બેસી મીઠી મીઠી વાતો કરતી હતી. તેના મ્હોંપર શરમનું નામ નિશાન પણ નહોતું, તેના આનંદની કશી હદજ નહોતી. વિજયની સાથેને સાથેજ તે આખો દીવસ વીતાડતી હતી. રમતગમતનો સોબતી તેણે વિજયનેજ કરી લીધો હતો. દાસદાસીઓની સાથે કોઇપણ જાતનો સંબંધ ન રાખતાં તેણે વિજયનેજ પોતાનો પરમ પ્રિય સહચર બનાવી દીધો હતો.

વિજય તેને ખાવાનું કહે તોજ તે ખાતી, સુવાનું કહે તો તે સુતી વિજય જેમ કહે તેમજ તારા કરતી હતી. વિજયનું એકપણ વચન

ઉથાપવાની તારામાં શક્તિ રહી નહોતી, વિજયકુમાર પણ એ ઘણીજ સંપત્તિવાળો સુંદરી કન્યાને જોઈ મુગ્ધ થયો હતો. એક મોટા જમીનદારની કન્યા એકની એક વ્હાલી કન્યા તેના જેવા એક સાધારણ ગરીબ માણસની સાથે આટલો બધો સ્નેહ રાખી તેને આધીનજ થઇ જશે, એમ વિજયે સ્વપ્નમાં પણ ધાર્યું ન હતું. વિજયને કદાપિ એવી પણ આશા થઈ આવી નહોતી કે, એ અપ્સરા જેવી સુંદર સ્ત્રીની સાથે પોતાનાં વિવાહ થશે અને તે પોતાની પ્રાણેશ્વરીનું પદ પ્રાપ્ત કરી શકશે વિજયના કહેવા પ્રમાણે વર્ત્તવામાં તારાસુંદરી જરાપણ ખલલ પડવા દેતી નહિ. આ પ્રમાણે ઘણી ઘણી મુદ્દત સુધી વખત વીતવા માંડયો. પરંતુ છેવટે તારાના પ્રથમના મનોભાવનું એકાએક પરિવર્તન પણ થઈ ગયું. ચંચળ સ્વભાવની તારાસુંદરી વિજયકુમાર પાસે પોતાની ચંચળતા મૂકી દીધી? તારાની ચંચળતા જોકે છેક મટી ગઈ નહોતી, તેમ છતાં પણ તેના પિતા સાથે તે જેવી અદબથી ચાલતી હતી, તેવીજ અદબથી વિજયકુમારની સાથે પણ વર્તન ચલાવવા માંડયું. તેણે હમણાં બાલ્યકાળની સર્વ ચેષ્ટાઓનો ત્યાગ કર્યો હતો. પતિને પ્રસન્ન રાખવા માટે તેને હમણાં ઘણાં કામો કરવાં પડતાં હતાં. એ જોઇને ઘણાં માણસો એમ પણ કહેતાં કે હવે એનો પ્રણય પરિપક્વ થવા આવ્યો છે. કદાચ તેની ચંચળતા જોઇને તેનો સ્વામી નારાજ થાય, એટલા માટે તે આવો ગંભીર ભાવ ધારણ કરી એક પ્રકારની છળના કરી રહી છે તે ગમે તેમ હો. પણ અમારી ધારણા પ્રમાણે તો ઉમાકાન્તના કુટિલ વ્યવહારથીજ તારાસુંદરીનું આટલું બધું પરિવર્તન થઇ ગયું હતું. સ્નેહમય પિતાની પુરૂષપ્રકૃતિની છાયા જ્યાં સુધી તેની નજર આગળ રહેતી, ત્યાં સુધી તેની ચંચળતાનો લોપ થતો. ધીમેધીમે સહવાસના અતિરેકના યોગે તારાની ચંચળતા છેક નષ્ટ થવા આવી. જાણે એકાદ કાળાં વાદળાંએ તે હાસ્યમયી વિદ્યુત–સુંદરીના સ્વચ્છ હૃદયમાં ધીમે ધીમે પ્રવેશ કર્યો. ખાસ કરીને જે દિવસથી સાસરા તથા જમાઇના વાદવિવાદની વાત તેના સાંભળવામાં આવી, તે દીવસથીજ તારા પહેલાંની તારા રહી નહિ. એના હૃદયમાં ઘણુંજ પરિવર્ત્તન થઈ ગયું. તેમ છતાં પણ એકાએક તેની માતાના મનમાં કોઈપણ જાતનું દુઃખ ન લાગી આવે એટલા માટે તે કોઇકોઇ વેળાએ કાંઇક ચંચળતા પણ અવશ્ય દર્શાવતીજ.

## પ્રકરણ ૮ મું

---

### પ્રેમી-યુગલ



વિજયકુમાર હરસુંદરીની ઝુંપડી ભણી ગયો હતો. ઉમાકાન્ત કચેરીનાં કેટલાંક ખાસ જરૂરી કામોમાં રોકાયો હતો અને તેની પત્ની ઘરના કામકાજમાં ગુંથાઈ ગઈ હતી.

સાંઝ થવામાં હવે ઝાઝીવાર રહી નહોતી, તારાસુંદરી એકલી પોતાના ઓરડામાં બેઠી હતી. ધનાઢ્ય પુરૂષની દુહિતાને સમય વીતાડવા માટે જે જે વસ્તુઓનું પ્રયોજન છે, તે સર્વ વસ્તુઓનો તારાસુંદરીને કશો પણ અભાવ નહોતો. ઘણી વાર સુધી એકલી રહેવાથી તારાને કશું પણ રૂચતું નહોતું. તેને એક વ્યક્તિ વિના એક ક્ષણ પણ ગોઠતું નહોતું. એથી છેવટે તેણે છેક કંટાળીને ઘરેણાંની એક નાની પેટી ઉઘાડીને તેમાંથી ધીમેધીમે બધાં ઘરેણાં પોતાના શરીરપર પહેર્યાં. તેના ઘરેણાનો મોટો ભાગ હીરા તથા મુક્તાજડિતજ હતો, સુવર્ણના અલંકારો ઘણાજ ઓછા હતા.

તારાએ તઘળાં ઘરેણાંની સાથે એક સુંદર કારીગીરીવાળી બનારસી સાડી પહેરી, એક સુંદર રેશમી ચોળી પણ વક્ષપર ધારણ કરી. સર્વ અલંકારોથી વિભૂષિત થઈ તારાએ એકવાર એક દર્પણ પાસે જઇ પોતાના પહેરેલા અલંકારો, બનારસી સાડી, મણિમુક્તાજડિત ચોળી તથા પોતાના શરીરના પ્રત્યેક અવયવોનું બરાબર અવલોકન કર્યું. પણ તેમાંનું તેને કશું પણ ગોઠયું નહિ. તેણે એક પછી એક બધા અલંકારો તપાસી જોયા એ સમયે તેને માત્ર ત્રણ અલંકારોજ કાંઇક રૂચિકર લાગ્યા. તે રૂચેલા અલંકારોનેજ શરીરપર રહેવા દઈ બાકીના બીજા બધા અલંકારો તેણે તરતજ પાછા ઉતારી નાખ્યા.

એ રૂચિકર અલંકારોમાંના ઘણાખરા અલંકારો વિજયકુમારના પિતા તરફથી આવેલા હતા. તારાદસુંરી જે કાંઈ કરતી હોય તે કરવા દો, આપણે એ દરમ્યાન તેના મનોહર રૂપ તથા લાવણ્યનું નિરીક્ષણ કરી આવીએ.

તેર વર્ષની તારાના રૂપનું વર્ણન પણ શી રીતે કરી શકાય?

ગુલાબ, ચંપા, વેણુ, વીણા, માલતિ આદિ અનેક મનોહર પુષ્પની ઉપમા આપવામાં આવે તો પણ તારાના સુંદર શરીરના એક અંગની સાથે પણ તેની તુલના કરી શકાય તેમ નથી. એથી અમે માત્ર એટલુંજ કહીએ છીએ કે, ' વિધાતાએ જાણે યાવતીય ઉત્કૃષ્ટ વસ્તુઓ એકઠી કરી તારાસુંદરીના શરીરની રચના કરી હતી. તેના ભ્રમરના સમાન કાળા કેશો, વેણુને શરમાવે તેવી સુંદર નાસિકા, મૃગલીને લાંચ્છિત કરે તેવાં મધુર નયનો, શરદ ઋતુની કૌમુદીથી પણ સુંદર રંગ, સોનાના ચંપા જેવી નાજુક આંગળિયો, મૃણાલના સમાન કોમલ ભુજાઓ, નવનીતના જેવો દેહ આદિ સર્વ જોતાંજ સ્પષ્ટ જણાતું હતું કે, તેના લાવણ્યનું યથાર્થ વર્ણનજ કરી શકાય તેમ નથી. ટુંકામાં તેનું રૂપ અતુલ્ય અને અનુપમ હતું. તેના તરફ એકવાર નજર નાંખવાથી, તે નજરને પાછી ફેરવવાનું મનજ થતું નહોતું તે પ્રકાશમયી, મોહમયી, રૂપની વિભાથી કેવળ નયનોજ નહિ, પરંતુ હૃદય પણ આકર્ષાતું હતું. તે મનોહર પ્રતિમાને જોતાંજ સાક્ષાત્ દેવીનો ભાસ થઇ આવતો હતો, તથા તેના પ્રતિ સ્વાભાવિકજ એક પ્રકારની અપૂર્વ ભક્તિ ઉત્પન્ન થતી હતી. અહા ! તેના રૂપની શી સુંદર છટા હતી, તેના સુધામય તથા મધુમય લાવણ્યની કેવી મોહક ઘટા હતી ! વળી તેની સાથે સરલતા તથા મધુરતાનો ભાવ પણ પ્રકટી રહ્યો હતો તેના અંગેઅંગમાં સ્વર્ગીય જ્યોતિ ઝળકી રહી હતી. એના વીજળી જેવા તેજસ્વી રૂપનો વિસ્તાર થવાથી તથા તેનું પ્રતિબિંબ દર્પણમાં પડવાથી આખો ઓરડો ઝળહળી રહ્યો હતો. સર્વત્ર સુંદરતાનો વરસાદ વર્ષી રહ્યો હોય, એવો ભાસ થતો હતો.

પ્રિય વાંચક! આ રૂપ, નયનમાં કામની જ્વાલા પ્રકટાવનાર રૂપ નહોતું, કે જેની તીવ્ર જ્યોતિથી નયનો સળગી ઉઠે, હાવભાવ અને લાવણ્યથી ભરેલું એનું સુંદર હૃદય કોઇપણ પ્રકારની કુવાસનાથી કલુષિત થયેલું નહોતું તેના રૂપરાશિનું અવલોકન કરતાં હૃદયને તૃપ્તિજ થતી નહોતી. તેની સુંદરતા મનુષ્યના મનને ભક્તિના માર્ગમાં જવાનું સૂચવન કરી રહી હતી. તેની મૃદુતા વિશ્વને સરળતાનો સદ્‌બોધ આપી રહી હતી.

તારાસુંદરીએ દર્પણ પાસે જઇ, વિજયના પિતા તરફથી આવેલા અલંકારોનેજ માત્ર દેહપર રહેવા દઇ બીજા બધા અલંકારોને

પાછા પેટીમાં મૂકી દીધા હતા. હમણાં તેણે બનારસી સાડી તથા મણિમોતી વાળી ચોળીને બદલે એક સાદી સાડી પહેરી લીધી; એથી તેને કાંઇક શાન્તિ મળી. પણ તે શાન્તિ ઝાઝીવાર રહી નહિ. ફરીવાર તે અસ્થિર થઈ ગઈ. તે પિતાની ઇચ્છાથી ગુરુ મહાશય પાસેથી વાંચવા લખવામાં કુશળ થઈ ગઇ હતી. પરંતુ તે સમયની તેવી વિદ્યાથી ખરૂં શિક્ષણ મળી શકતું નહોતું, કેવળ સાધારણ રીતે કાગળપત્ર લખતાં તથા સાદું લખાણ વાંચતાંજ આવડતું હતું. એથી ઉમાકાન્તે એક વિદ્વાન પંડિતને તારાસુંદરીને સંસ્કૃત શિક્ષણ આપવા માટે બોલ્યો હતો. તારા વ્યાકરણ પૂરૂં કરી, કાવ્ય તથા અલંકારના વિષયમાં થોડું ઘણું જ્ઞાન મેળવી શકી હતી. એટલુંજ નહિ પણ તે સામાન્ય શ્લોકની રચના પણ કરી શકતી હતી. પંડિતના પ્રયત્નથી ગીતા તથા ભાગવત તરફ પણ તારાનું ધ્યાન ખેચાણું હતું. એ ગીતા–ભાગવતના અધ્યયનની સાથેને સાથે તારાસુંદરીની ભાવનાઓના તરંગોનું પણ આકર્ષણ થયું હતું. લોકો ધારતા હતા કે, અવસ્થાની વૃદ્ધિની સાથે તારાના બાલ્યભાવોનું પરિવર્તન થયું છે, પરંતુ વિજ્ઞાનવાળી ગીતારત્નનો પાઠ કરવાથી તેના હૃદયમાં ભાવનાઓના તરંગો ઉછળી રહ્યા હતા, એ કોઇ પણ વ્યક્તિ જાણી શકી નહોતી. તેનો શિક્ષિત અથવા બુદ્ધિમાન સ્વામી વિજયકુમાર પણ તારાસુંદરીના એ ભાવને સમજી શકયો નહોતો. ગમે તેમ હો, પણ અત્યારે તો તારા પુસ્તકાલયમાંથી એક પુસ્તક લઇ વાંચવા લાગી. પુસ્તકનાં કેટલાંક પૃષ્ઠો ફેરવ્યાં પછી તે પોતાના અતિ મૃદુ મંજુલ કંઠથી ધીમે ધીમે એક કવિતા વાંચવા લાગી. કવિતાનો આશય આ પ્રમાણે હતો:—

“ જીવો સહુ આત્મના સરખા, ઉઠે સુખના તરંગો બહુ;
નથી જ્યાં દ્વેષનો ધુમસ, અમારા પ્રેમ સાગરમાં;
હૃદય વિસ્તાર બહુ થાતો, સકલ દોષો જતાં તળીયે;
દયાની આર્દ્રતા નિર્ઝર, અમારા પ્રેમસાગરમાં;
પ્રકટતો સામ્યતા ચન્દ્રજ, પ્રસરતાં શાન્તિનાં કિરણો;
વિકલ્પો બહુ સમાતા જ્યાં, અમારા પ્રેમસાગરમાં;
રહે ઘુઘવાટ વાણીનો, ત્યજાતી નહિ કદી મર્યાદ,
રહે રત્નો સકલ તળીયે, અમારા પ્રેમસાગરમાં;
નથી ઇર્ષ્યા તણી ખારાશ, ઘણા સમતા તણા બેટો;
ઘણો વિસ્તાર જોવાનો, અમારા પ્રેમસાગરમાં;

ગુરુ નૌકા તરે ઉપર, મુમુક્ષુઓજ ત્યાં બેસે;
લહે છે મુક્તિનો કાંઠો, અમારા પ્રેમસાગરમાં;
જરા નહિ ક્લેશનો તાપજ, ક્ષમા વાયુ વહે ઠંડો;
ટળે છે ભેદના રોગજ, અમારા પ્રેમસાગરમાં;
કરુણાની થતી વૃષ્ટિ, મળે છે મૈત્રીની નદીયો;
ઘણી ગંભીરતા છાજે, અમારા પ્રેમસાગરમાં;
ધુએ છે ચિત્તના મલને, મનુષ્યો મુક્તતા ક્ષારે;
સદા આનંદમય જીવન, અમારા પ્રેમ સાગરમાં;
નથી જ્યાં શુષ્કતા કિંચિત્, બન્યો વિવેકનો કાંઠો;
પ્રવેશે કોઈ યોગીઓ, અમારા પ્રેમસાગરમાં;
નથી જ્યાં સ્વાર્થની સેવાળ, સદા પરમાર્થની ભરતી;
બુદ્ધ્યબ્ધિ ધર્મિયો ઝીલે, અમારા પ્રેમસાગરમાં,

કેટલીકવાર સુધી કવિતાના પુસ્તકનું વાંચન કર્યા પછી તારાસુંદરીને કાંઈક કંટાળો જણાવા લાગ્યો એટલે તેણે તરતજ પુસ્તકને બંધ કરી પાછું યથાસ્થાને મૂકી દીધું. ધીમે ધીમે તેનો ગભરાટ વધવા માંડયો. તે દાસ દાસીઓને અકારણ ધમકાવવા લાગી. તેના સ્વર સપ્તમ સૂરપર જઇ પહોંચ્યો. છેવટે તે રડી પડી. એ જોઇ માતા તેની પાસે દોડી આવી. પરંતુ તેના ગભરાટનું કશું પણ કારણ તેના જાણવામાં આવ્યું નહિ. તારા પણ કાંઈ કહી શકી નહિ. તે ઘણા કાલાવાલા કરવા છતાં પણ કન્યાને શાન્ત કરવા સમર્થ થઇ શકી નહિ, એવામાં વિજય ત્યાં અચાનક આવી ચઢયો એ જોઇ માતા પણ નિશ્ચિંત થઈ પોતાના ઓરડામાં ચાલી ગઇ.

## પ્રકરણ ૯ મું

### યુદ્ધ સજ્જા



વિજયકુમારને ઘરમાં પ્રવેશ કરતો જોઇ, તારાના ક્રોધનો આવેગ બમણો વધી ગયો. તેણે વિંચાર્યું કે, હવે વિજયને એના અપરાધની પૂરતી સજા કરીશ. આ પ્રમાણે વિચાર કરી તે મનોહારિણી માનિની અભિમાનના તીક્ષ્ણ અસ્ત્રથી સજ્જિત થઇ ચંચળચરણોથી તે ગૃહમાં આવી પહોંચી.

अजायुद्धे ऋषिश्राध्धे प्रभाते मेघडम्बुरः
दम्पत्याः कलहाश्चैव बह्वारम्भे लघुक्रिया ।

આ સુંદર કવિતાનો અંશ કોઈ અત્યંત રસિક અને ભોગી પુરુષનો રચેલો હોવો જોઇએ, એમાં કશોપણ સંદેહજ નથી. તારાસુંદરી એ ઘોરતમ યુદ્ધનાં આયુધોથી સુસજ્જિત થવા છતાં પણ યુદ્ધ ક્ષેત્રમાં એક ક્ષણ માત્ર પણ ટકી શકી નહિ.

વિજયકુમાર ઘરની છેક નજીકમાં આવી પહોંચ્યો, એવામાં તારાના ચરણોનું ચુંબન કરતા રૂપાના અલંકાર અથવા ઝાંઝરના ઝણઝણ શબ્દનો ઝણકાર સાંભળી તે સ્તબ્ધ થઇ ઉભો રહ્યો. તારા વિજયની સાથે વિવાદ કરતી નહિ, એ ખરૂં; પરંતુ બીજાની સાથે વિવાદ કર્યા પછી અથવા તેનાપર ગુસ્સે ભરાયા પછી આવો અવાજ કરતી કરતી ચાલી જતી હતી.

વિજયકુમાર અદાલતના આરોપીની પેઠે ઉભો રહ્યો. તારાએ તેની સાથે ન બોલવાની પ્રતિજ્ઞા કરી હતી, તેથી તેણે કશું પણ કહ્યું નહિ. અત્યાર સુધી જેને ન જોવાથી, સમસ્ત સંસાર શૂન્ય જણાતો હતો. વિરક્તિ તથા વિષાદનાં તૂફાને હૃદયને હચમચાવી મૂકતાં હતાં અને જેને માટે તારા અત્યંત આકુલ બની ગઈ હતી, આંખમાંથી આંસૂ વહાવતી હતી, પોતાનાં પરમપ્રિય પુસ્તકપ્રતિ પણ વિરક્ત થઇ હતી; તેને સ્હામેના સંગ્રામમાં ઉભેલો જોવા છતાં પણ તે તેના તરફ કોઇ પણ પ્રકારનું અસ્ત્ર ફેંકી શકી નહિ. તારા વિપક્ષમાં હોવા છતાં પણ તેનું હૃદય વિપક્ષમાં જવા ઇચ્છતું નહોતું. તે ક્ષણવારમાંજ વિવાદ-

વિગ્રહનો અંત આણવાની ઇચ્છા ધરાવતું હતું. તારાનું હૃદય તારાને સંબોધીને કહી રહ્યું હતું:—"તારા! તું તારા પ્રાણેશ્વર સાથે વિવાદ કરવાને તૈયાર થઈ છે? તારા જીવનનો જે રક્ષક છે, તારા સુખ દુ:ખનો જે સહાયક છે, આપત્તિમાં જે તારો ઉદ્ધાર કરે તેમ છે, તેની સાથે તું વિગ્રહ કરવા માગે છે? જે તારૂં આ સંસારનું સર્વથી શ્રેષ્ઠ ધન છે, જે તારો પૂજનીય દેવતા છે, તેની સાથે ક્લેશ કરવાની તારી ઇચ્છા છે? તું અનેક ગ્રંથોનું અધ્યયન કરે છે, એમાં શું સ્વામી સાથે ક્લેશ કરવાનું કહ્યું છે? ના-કદાપિ નહિ. તું એવું સાહસ કરીશ નહિ. તારી લજ્જાનો ત્યાગ કરીશ નહિ. કારણ કે, નીતિજ્ઞ પુરુષો કહે છે કે, લજ્જાનો ત્યાગ કરનાર લલના રાક્ષસી છે. વળી:—

असंतुष्टा द्विजा नष्टाः सन्तुष्टा इव पार्थिवाः ।
सलज्जा गणिका नष्टा निर्लज्जाश्च कुलस्त्रियः ॥

અર્થાત:—" દ્વિજજનો સંતોષશૂન્ય થવાથી નષ્ટ થાય છે, રાજાઓ હમેશાં સંતોષપરાયણ થવાથી વિનષ્ટ થાય છે, વેસ્યાઓ લજ્જાશીલા થવાથી તેમનો સત્કાર થતો નથી, અને કુળવાન સ્ત્રીઓ લજ્જાહીના થવાથી નિંદાને પાત્ર થાય છે." માટે, તારા! પતિ સાથેના વિરોધને ત્યાગી દે. શું તું તેની સાથે વાર્તાલાપ કર્યા વિના રહી શકીશ ખરી કે? તે તો તારૂં સર્વસ્વ છે. તેનાપર આવો રોષ શામાટે પ્રકટ કરે છે? જા, તેમના ચરણોમાં જઈ સત્વર તારા અપરાધની ક્ષમા માગ."

તારાના હૃદયમાં જ્યારે આવા પ્રકારના અનેક વિચારો ઉછાળા મારી રહ્યા હતા, ત્યારે વિજયકુમારે તેને ઉદ્દેશીને પૂછ્યું:—"તારા! આજે તને શું થયું છે? તું બોલતી કેમ નથી? આજે તો વાદળાં નથી, વરસાદ નથી અને વીજળી પણ નથી, છતાં તારા હૃદયમાં આવા વિશાળ તરંગો શા કારણથી ઉછળી રહ્યા છે? શું હું કાંઇ તારા ગુન્હામાં તો નથી આવ્યો ને?"

તારાએ વાતચીત ન કરવાનો સંકલ્પ કર્યો હતો, પરંતુ અત્યારે પ્રાણેશ્વરના મુખથી આવા મધુર શબ્દો સાંભળી તે પોતાનું હસવું પણ રોકી શકી નહિ. પ્રથમ તે મૃદુહાસ્ય કરી, ધીમે ધીમે ખડખડાટ હસી પડી. એ જોઇને વિજયકુમાર પોતાનું ભાન પણ ભૂલી ગયો. તારાના મૃદુમંદહાસ્યે તેને વિમોહિત કરી દીધો. તે હવે સ્થિર રહી શક્યો નહિ.

તારાના બન્ને હાથ પકડી પોતાના બાહુબંધનમાં તેને બંધનયુક્ત કરી વિજય તેના વાદળાવિહીન સુધાકરના સમાન સુંદર વદનપર વારંવાર ચુંબન કરવા લાગ્યો. આ વાર્ત્તા તારાસુંદરીને રૂચિ કે નહિ, એ વિષયમાં અમે કશું પણ કહી શકતા નથી; પરંતુ તેમ છતાં પણ જે બીના સત્ય બની હતી, તેને છુપાવવાનો અમને કશો અધિકાર ન હોવાથી અમે આ સ્થળે એનો યથાર્થ ઉલ્લેખ પ્રકટ કર્યો છે.

વિજયકુમાર મનમાંજ વિચારતો હતોઃ—"મેં એવાં તે શાં પુણ્ય કર્યાં હશે કે, આજે આવી નિરૂપમા સુંદરીને મારા વક્ષપર ધારણ કરવાનો મને સુઅવસર પ્રાપ્ત થયો છે? એવાં શાં સત્કર્મોનો મેં સંચય કરી રાખ્યો હશે કે જેથી આ અમૂલ્ય રત્નને કંઠમાં આરોપવાનો મને આજે સુંદર પ્રસંગ પ્રાપ્ત થયો છે? શરદપૂનમના શશધરમાં પણ આવી શોભા હોઇ શકે નહિ. મુક્તાને લજાવનારાં શિશિરથી ભીંજાયલાં કમળોમાં પણ આવી સુંદરતાનો વિસ્તાર હોઇ શકેજ નહિ. અહા! પરમાત્માએ મને કેવી પ્રેમમયી પ્રમદાનો પતિ બનાવી ધન્ય કર્યો છે? મારા ભાગ્યમાં કેવું અનુપમ સુખ મેળવી આપ્યું છે! તારા! ખરેખર સુંદરી અને સદ્‌ગુણી છે. સોનામાં સુગંધનો મેળાપ થયો છે."

"તારા! કહે જોઇએ કે, તું આજે આટલી બધી અભિમાની કેમ બની ગઈ છે? તારા હૃદયમા આટલો બધો ગભરાટ કેમ આવી પડયો છે? અહા તારા! જો તું નાની બાળક ન હોત તો સારી રીતે સમજી શકત કે, હું કેવું કઠોર હૃદય કરી, હૈયાપર પાષાણરૂપ ચિંતાનો ભાર મૂકી, અસહ્ય યાતનાને સહી રહ્યો છું. તારા માટે મેં મારા ભવિષ્યના સુખની સર્વ આશાઓને દુઃખ તથા યાતનાના પ્રબળ પ્રહારદ્વારા કચડી નાંખી છે. તારા માટે મેં આખા વિશ્વનો ત્યાગ કર્યો છે. મારા બુદ્ધિબળનો આધાર માત્ર તું એકજ છે. મારી આંધળાની લાકડી પણ તુંજ છે. જીવનેશ્વરી! વિશેષ શું કહું. તારા સદ્‌ગુણોમાં મોહિત થઈ હું જીવન ધારણ કરી રહ્યો છું." આમ કહી વિજયકુમાર સ્નેહસહિત તારાસુંદરીનો હાથ પકડી એકાગ્રદષ્ટિથી તેના મુખ તરફ જોવા લાગ્યો.

આ જોઇ તારાનું હૃદય પીગળી ગયું, તેનું મુખ પણ ઉતરી ગયું. પ્રિય પતિના હૃદયમાં જે એક વિષાદની છાયા છવાઈ ગઈ હતી, તે તારા બાળા હોવા છતાં પણ જાણી ગઇ. તારા બુદ્ધિમતી, વિચાવતી

અને સ્વામીભક્ત હતી, તેના ક્ષુદ્ર પ્રાણ સ્વામીના હૃદય સાથે મળી ગયા હતા; તેથી સ્વામીનું સુખ દુઃખ જાણવાની શક્તિ તેને સ્વાભાવિકજ આવી ગઇ હતી.

પ્રાણીહૃદયની એ આધ્યાત્મિકતાના સંબંધમાં વિદ્યા અથવા બુદ્ધિના વિચારોથી કશી પણ મીમાંસા થઈ શકતી નથી. વિજ્ઞાન પણ એ વિષયમાં કશી સહાયતા કરી શકતું નથી. પ્રાણથી પણ પ્રિય એવો પુત્ર ભયંકર રોગથી પરદેશમાં પીડાતો હોય અથવા પ્રાણ પણ ગુમાવી ચૂક્યો હોય, અને બીજી તરફ માતાના હૃદયમાં યાતનાના તુફાનો ઉઠતાં હોય, શરીરનુ સુખ નષ્ટ થતું હોય, હૃદયમાં શાંતિનો અંશ માત્ર પણ ન રહેતો હોય, અંતરતું અંતર પણ ચિંતાના અગ્નિથી સળગી ઉઠતું હોય, એવા સંજોગોમાં માતા પુત્રની સ્થિતિ જાણી શકતી નથી અને પુત્ર માતાની સ્થિતિને જાણી શકતો નથી. એ વિષયમાં વિજ્ઞાન વિદ્યા પણ કશા ઉપયોગમાં આવતી નથી. એ સર્વ અનંતનામી ઇશ્વરજ જાણી શકે છે અને ખરૂં કહેવામાં આવે તો એ સર્વ ઇશ્વરની લીલાનોજ પ્રભાવ છે. ઈશ્વરે મનુષ્યને મનુષ્યનું હૃદય પારખવાની અથવા તો તે હૃદયમાં છુપાયલી ભાવનાઓ જાણવાની ખરી શક્તિ આપીજ નથી.

પિતા–પુત્ર, માતા–પુત્રી, પતિ–પત્ની, સગાં–વહાલાં, બન્ધુ–બાન્ધવો આદિ પ્રિયજનોના હૃદયમાં પણ એવી અનુપમ શક્તિનો નિવાસ હોતો નથી. તેમ છતાં પણ ઇશ્વરની અગાધ કરૂણાથી તેમને તેમનાં સંબંધીઓના દુઃખનો આભાસ તો અવશ્ય મળી શકે છે. કોઇએક અદૃશ્ય શક્તિ એ સમાચાર ગમે ત્યાંથી પણ અવશ્ય લાવી આપે છે. પરંતુ એ શક્તિ તે મનુષ્યની શક્તિ નથી, પરંતુ કેવલ ઇશ્વરની દયાનો અંશ માત્રજ છે. એ આત્મગત આધ્યાત્મિકતાવાળા દયાના અંશના યોગે તારાસુંદરી પતિના શોકનું કારણ સમજી શકી હતી. બુદ્ધિમતી તારાએ સમજવા છતાં પણ સમય અને સુયોગના અભાવે પોતાના મનની વાર્તાને છુપાવી રાખી હતી. પણ આજે તે તે વાર્તાને પ્રકટ કર્યા સિવાય રહી શકી નહિ. તેણે વિજયકુમાર પાસે કોઈપણ પ્રકારનો સંકોચ રાખ્યા વિના તે વાર્તા વિદિત કરી દીધીઃ–

"તમારા હૃદયમાં જે ઉગી આવ્યું છે તથા જેને માટે તમે દુઃખી થઈ રહ્યા છો, એ વાર્તાને હું બહુજ સારી રીતે જાણી શકી

છું.” તારાસુંદરીએ પોતાનું હૃદય ખોલીને કહેવા માંડ્યું:-“પણ બાલિકા ધારીને તમે મારો ઉપહાસ કરશો નહિ. તમને જે કાંઇ દુઃખ હોય તે મને કહી દો. મારી પાસે કશું પણ છુપાવશો નહિ. જ્યારે આપણે એક બીજાના અંગ તથા આત્માને પણ છુપાવ્યાં નથી, ત્યારે આવી સાધારણ વાતને પણ તમે કદાપિ છુપાવશો નહિ, એવી મને સંપૂર્ણ આશા છે. તમે તમારા ક્લેશનું કારણ મને જણાવશો તો તેથી કરીને તમારા તે ક્લેશનો અર્ધોભાગ મારા હૃદયમાં સ્થાન મેળવી શકશે અને એના યોગે તમને એટલા પૂરતી શાન્તિ પણ મળી શકશે. હું જેમ તમારા સુખની ભાગીદાર છું, તેમ તમારા દુઃખમાં પણ મારે અવશ્ય ભાગ લેવોજ જોઇએ. પતિના સુખે સુખી અને દુઃખે દુઃખી રહેનાર અબળાજ જગતમાં પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી શકે છે. અરે એટલુંજ નહિ પણ એ સ્ત્રીઓનો મુખ્ય ધર્મ પણ ગણાય છે.”

“તારા, હું એવો નરાધમ નથી કે, તારા જેવી ગુણવતી પત્નીને, દુઃખનો ભાર સોંપી પીડાને આધીન કરૂં તથા મારા ભારને હળવો કરૂં. પુરૂષે પોતાપર આવી પડેલી આફતને વેઠી લેવી જોઇએ. વિશ્વમાં ચિંતા પુરુષો માટેજ સરજાયલી છે સ્ત્રીઓએ તો કેવલ સ્વામી સેવામાં તત્પર રહી ધર્મનું પાલનજ કરવાનું છે વ્યવહારની ઉપાધિમાં પડવાની સ્ત્રીઓને કશીપણ જરૂરજ નથી. જે પુરુષ પત્નીને દુઃખનો ભાર સોંપી નિશ્ચિંત થાય છે, એ કેવલ સ્વાર્થ પરાયણજ છે.” વિજયકુમારે કોમલતાથી કહ્યું.

“ના, પ્રભુ! આવી વાર્તા કહેશોજ નહિ. હું જો તમારા દુઃખમાં ભાગ નહિ લઇ શકું તો પછી બીજું કોણ લઇ શકશે. મારાથી જો તમારી ચિંતામાં ભાગ ન લેવાય તો પછી હું તમારી પત્ની થવાને માટે પણ સર્વથા અયોગ્યજ છું. સ્વામીના સુખદુઃખમાં સમભાગિની થવું એજ પત્નીનો એક માત્ર ધર્મ છે.” તારાસુંદરી આગ્રહપૂર્વક કહેવા લાગી:—“તેમાંજ અતુલ સુખ સમાયલું છે. એ સુખથી શું તમે મને વંચિત કરવા ઇચ્છો છો? પ્રાણેશ્વર! સંસારમાં સ્ત્રીઓનો જન્મ સેવા માટેજ થયો છે, ભોગવિલાસ અને વાસનાના મલિન પ્રવાહમાં તણાઇને સ્વેચ્છાચાર પ્રમાણે માયાવી સુખ ભોગવવાનો સ્ત્રીઓને કશો પણ અધિકારજ નથી. જ્યાં સુધી તમે-મારા પતિદેવતા દુઃખી હો, ત્યાં સુધી મારે પણ એ દુઃખમાં અવશ્ય ભાગ લેવોજ જોઇએ.”

“જે દુઃખથી અને જે ક્લેશથી મારૂં હૃદય જર્જરિત થઇ રહ્યું છે, તે દુઃખ તથા ક્લેશની તને ભાગીદાર બનાવવાની મારી ઇચ્છા નથી. કારણ કે, જો હું મારા દુઃખનું કારણ તને જણાવીશ તો તેથી

તારું હૈયું દાઝયા વિના રહેશે નહિ. તારા! અબળાનું અંતર જરાપણ દુઃખ સહી શકતું નથી, એ વાત મારાથી અજાણી નથી. તું એ કારણ જાણવાનો આગ્રહ ન કર." વિજયકુમારે દુઃખિત સ્વરથી કહ્યું.

"પ્રિયતમ તમારૂં અને મારૂં ઉભયનું અસ્તિત્વ જ્યારે જુદુ નથી, ત્યારે તમારે દુઃખનું કારણ જણાવવામાં શી હરકત છે? શું સ્વામીની મર્મવેદના જાણવાનો એક પત્નીને અધિકાર નથી હોતો? વળી તમારૂં હૃદય વેદનાથી પીડાતું હશે, એ જોઇને મને પણ વેદના થયા સિવાય રહેશે નહિ; જ્યાં સુધી હું તમારા મુખપર શોકની છાયા છવાયલી જોઇશ, ત્યાં સુધી મને સુખે નિદ્રા પણ આવશે નહિ" તારાએ વિજયકુમારના હાર્દિક ભાવને જાણવાના ઉદ્દેશથી કહેવા માંડયું:—"પ્રાણાધાર! કૃપા કરી તમે સત્વર તમારી ગુપ્ત વેદના મને જણાવો. હું એ જાણવા માટે ઘણીજ આતુર છું. પતિના દુઃખમાં ભાગ લેવાથી દુઃખ નહિ પણ સ્વર્ગના સુંદર સુખની પ્રાપ્તિ થાય છે. મને દૃઢ શ્રદ્ધા છે કે, તમારી સેવાથીજ મારો ઉદ્ધાર થવાનો છે. તો પછી હૃદયના આધાર! તમારી દીનદાસીને વિના કારણ શા માટે તલસાવો છો? જે કાંઇ દુઃખ હોય તે જલ્દી જણાવો."

વિજયે કહ્યું:—"તારા, મેં ઘણા દિવસ થયા મારા આ દુઃખનું કારણ દર્શાવી મારા હૃદયપરનો ભાર ઓછો કરવાનો વિચાર કર્યો હતો, પરંતુ તને કેવલ એક નાની બાલિકા ધારીનેજ હું ચૂપચાપ બેસી રહ્યો હતો. પરંતુ અત્યારે જોઉં છું કે, તું સામાન્ય બાલિકા નથી, પણ મહાબુદ્ધિશાલિની અને તીક્ષ્ણ દૃષ્ટિવાળી એક ચપલ અબળા છે હવે મને સંપૂર્ણ વિશ્વાસ બેઠો છે કે, મારા દુઃખનું કારણ દર્શાવવા યોગ્ય તું થઈ ચૂકી છે. તારી આ બુદ્ધિમતા જોઈ મને ઘણોજ આનંદ થાય છે."

"હૃદયવલ્લભ! ઘણા દિવસ થયાં તમારા હૃદયના ભાવો જોઈ હું સારી રીતે જાણી શકી છું કે, તમારૂં ચિત્ત દારુણ વેદનાથી દુઃખિત થઇ રહ્યું છે. પણ તેમ છતાં પણ હું આજે એ વેદનાને સ્પષ્ટ રીતે જાણવા માગું છું. ગમે તેમ હો. પણ મને એતો અવસ્ય જણાઇ આવે છે કે, મારા પિતાજીજ તમારા દુઃખના મુખ્ય કારણરૂપ છે. તેમનાં કુટિલ કર્મોથીજ તમારૂં દિલ દુભાય છે. મારા પિતા દુરાકાંક્ષાના પ્રલોભનમાં પડી ઉન્મત્ત થઈ ગયા છે. તેઓ માયાના દાસ બની કેવો સર્વનાશ કરવા તૈયાર થયા છે! તેઓ અત્યારે ભોગવિ-

વિલાસના પૂર્ણ અવતાર અને દુરાચારના પ્રવાહમાં ધસડાતા બંગાળાના દુષ્ટ નવાબના હાથના રમકડારૂપ બની ગયા છે. તે નરાધમ તેમને જે દિશામાં દોરે છે, તે દિશામાં તેઓ દોરાઈ જાય છે. તેઓ જ્યારથી દેવતુલ્ય મહાત્મા રતિકાન્તરાયનું અનિષ્ટ કરતાં જરા પણ અચકાતા નથી, ત્યારથીજ હું સમજી ગઇ છું કે, તેમનું પતન અવશ્ય થવાનુ જ છે. તેમની પડતીનો સમય સમીપ આવ્યો છે. તેઓ સર્વ ગુણસંપન્ન અને મારા સર્વસ્વધનરૂપ જમાઈની સલાહ ન માનતાં પાપના પયોધિમાં ડૂબવાની ચેષ્ટા કરી રહ્યા છે, એ પરથી સ્પષ્ટ જણાય છે કે, તેમની અધોગતિનો આરંભ થવામાં હવે કશો પણ વિલંબ લાગવાનો નથી. વળી તેમણે તમને અપમાનિત કર્યા છે, તમારાપર કોપની જ્વાળાઓ વરસાવી છે, એ સર્વ શું બતાવી આપે છે ? તેઓ હૃદયશૂન્ય બની ગયા છે. તેમણે મહત્વાકાંક્ષાના યજ્ઞમાં આહુતિ આપી પોતાના દેહનું પતન કરવાનો પ્રારંભ કર્યો છે, તેઓ પુરુષધર્મનો ત્યાગ કરી પિશાચના પંજામાં સપડાયા છે. તેમણે રાજા રતિકાન્તનું સર્વસ્વ નષ્ટ કર્યું છે, તેના પરિવારને અરણ્યનો નિવાસ કરાવ્યો છે, છતાં પણ તેમને હજી શાન્તિ વળતી નથી; તેથી તેઓ તેની કન્યાના જાતિ કુળ અને ધર્મને ભ્રષ્ટ કરવાની કોશિશો કરી રહ્યા છે ? પ્રભુ ! આ સર્વપરથી હું સ્પષ્ટ સમજી શકું છું કે, હવે અમારૂં સર્વ માન, ધન અને અસ્તિત્વ રસાતળમાં જવા બેઠું છે. પાપ બોલતું નથી પણ બોળી મારે છે, એવી જે ઉક્તિ છે, તેનો મને હમણાં પૂરેપૂરો અનુભવ થયો છે. ઈશ્વરે પિતાજીને અખૂટ દોલત આપવામાં કોઈ પણ પ્રકારની કૃપણતા દર્શાવી નથી, છતાં તેમની મહત્વાકાંક્ષા પૂર્ણ ન થવાથી, તેઓએ આવા અસહ્ય અત્યાચારો આરંભવા માંડયા છે ! હા, ભગવન્ ! અમારૂં શું થશે ? " તારાસુંદરી વિસ્તારપૂર્વક કહેવા લાગી:—

" કેટલીકવાર મારા મનમાં એવી ઇચ્છા થઇ આવે છે કે, પિતાજીને નરકના પથપર જતા અટકાવવાની કોશિશ કરૂં, પરંતુ પ્રાણનાથ ! મારાથી તેવું સાહસજ થઇ શકતું નથી."

" જે પિતાની કોમળ ક્રોડમાં જઈ અપાર આનંદ અનુભવતી હતી, મારા મનને ઠંડક વળતી હતી, તેજ પૂજ્યપાદ પિતાના મુખ તરફ જોતાં પણ હવે મને ભય લાગે છે. તેમની વિકરાળ પ્રતિમા જોઇ મારો પ્રાણ કંપી ઉઠે છે. હાય ! આવી વિડંબના ક્યાંથી આવી પડી ? આવું વિપરિત પરિણામ શામાટે આવ્યું ? "

તારા આથી વિશેષ કશું પણ બોલી શકી નહિ. તે વિજયની ગોદમાં મ્હોં છુપાવી રડવા લાગી.

વિજય મંત્રમુગ્ધની પેઠે અત્યાર સુધી તારાની વાતો સાંભળતો હતો. એક કોમળ વયની બાલિકાનું આવું ધર્મજ્ઞાન, આવું તીક્ષ્ણદર્શન તથા આવા પ્રકારની પ્રવીણતા જોઇ તે સ્તબ્ધ થઇ ગયો. તારાને આ બધો ભેદ શી રીતે વિદિત થયો, એ સંબંધમાંજ વિજય પોતાના મનમાં જ તરેહ તરેહવારના વિચારો કરવા લાગ્યો. તે ઉમાકાન્તના ભયંકર ચારિત્ર્ય તથા નારકીય કર્મો જોઇ તારાને માટે ઘણોજ ભયભીત બની ગયો હતો. તેણે ધાર્યું હતું કેઃ—" પિતાના ગુણનો અમુક અંશ કન્યામાં પણ અવશ્ય ઉતર્યો હશે, આમ ધારીને તે એમ પણ માનતો હતો કે, તારાસુંદરી એક દિવસ તેને માટે પણ ભયંકર થઇ ઉઠશે તથા તેનાપર વિપત્તિનાં વાદળાં ખેંચી લાવશે. પરંતુ આજે તેનો તે ભ્રમ દૂર થયો. તારાનું દેવીતુલ્ય ઉચ્ચ ચારિત્ર્ય જોઈ તેના મનમાંથી તે ઘોરતમ સંદેહનું સર્વથા નિવારણ થયું. તેને રડતી જોઈ, વિજયના મનમાં આનંદ થયો. આનંદનું કારણ કેવળ તારાનું સચ્ચરિત્રજ હતું.

આ પ્રકારના આનંદ અને રોદનના વિપર્યાયમાં જગતના સુખદુઃખની સ્થિતિ રહેલી છે, સંસાર એ સ્થિતિને અનુસરીનેજ ચાલ્યો આવે છે. એક જણના આનંદનો બાજાર ભાંગી જવાથી ત્યાં ખરીદનાર કે વેચનાર આદિ કોઈ પણ આવતું નથી અને ત્યાં આગળ કેવળ અંધકાર અને નિરાશાનું રોદન સંભળાય છે, પરંતુ તેજ સ્થળે જ્યારે બીજો એક પુરૂષ પોતાની દુકાન સ્થાપે છે, ત્યારે તેના ઉત્સાહનો અવધિ રહેતો નથી, તેના સુખની કશી પણ સીમાજ રહેતી નથી.

રાજરાજેશ્વર દગાથી, પ્રપંચથી કે બળથી રસ્તાનો ભિખારી થઈ આંખમાંથી આંસુ સારતો, ઉંડા નિસાસા નાંખી દુનિયાને દયા ઉપજાવતો, આખા વિશ્વમાં રખડી રઝળીને પોતાનું દુઃખ વિદિત કરે છે, અને તેનાજ સ્થાનપર આવેલો બીજો એક સાધારણ માણસ, સુખસમૃદ્ધિ તથા આનંદનો ઉપભોગ કરી, આખા બ્રહ્માંડમાં પોતાના ગૌરવની વૈજયંતિ ફરકાવવામાં તન્મય બની જાય છે. એકના મનમાં ભયંકર નિરાશા છે. ત્યારે બીજાના મનમાં આનંદના ઉદધિ ઉછળે છે. એક જ્યારે હાય હાયના પોકારો કરી સમસ્ત સંસારમાં રખડયા કરે છે, ત્યારે બીજો મહા ગર્વની સાથે ડોલતો ત્રિવિધ પ્રકારના ભોગ્ય

પદાર્થોને ભોગવતો વિશ્વને પોતાની સંપત્તિ તથા સત્તાનો મદ જણાવવાનો પ્રયત્ન કરે છે.

તારા જેમ જેમ રડતી હતી, તેમ તેમ વિજયકુમારના હૃદયાકાશમાં છવાયલાં ચિંતાનાં કાળાં વાદળાં દૂર થતાં જતાં હતાં. જેને લઇને તેને આ જગતનું સુખ નષ્ટ થવાનો સંભવ હતો, તેના મનમાં ભાવી આપત્તિનો ભયંકર સંદેહ ઉત્પન્ન થયો હતો તથા તેના સ્વચ્છ હૃદયમાં ચિંતાનાં વાંદળાં છવાઇ ગયાં હતાં, તેજ દેવીતુલ્ય તારાની આંખમાંથી આંસુનો ખળખળ પ્રવાહ વહેતો જોઇને વિજયનો તે સર્વ સંતાપ, શોક, સંદેહ અને સંકષ્ટ વિલીન થયાં, આજે તે તારાને એક આદર્શ દેવી માનવા લાગ્યો. વિજયકુમાર અપાર આનંદમાં નિમગ્ન થયો! "તારા! તારા! નિષ્કલંક, નિરુપમાં તારા! તારૂં અંતર આવું પવિત્ર હશે, તારૂં હૃદય આવું ઉચ્ચ હશે, એમ હું જાણી શકયો નહોતો. તેથીજ અત્યાર સુધી સંચિત કરી રાખેલા વિષના વહ્નિથી હું બળ્યા કરતો હતો. પાપપરાયણ પિતાની કન્યાના હૃદયપર પાપની છાયા પડવાની સંપૂર્ણ સંભાવના રહ્યા કરતી હતી. પરંતુ આજે હું જાણી શકયો છું કે, તું અગ્નિમાં તપાવેલું વિશુદ્ધ કાંચન છે. મનુષ્ય સમાજમાં દેવીરૂપ અબળાનો અવતાર ધારણ કરી તું જગતને સહાનુભૂતિ તથા સત્કર્મનો સ્નેહમંત્ર ભણાવવા માટે આવિર્ભૂત થઇ છે. ખરેખર તારા! તારા ગુણોનો અવધિજ નથી."

આમ કહી વિજયકુમારે પોતાનાપર ઉમાકાન્તે જે જે જુલ્મો ગુજાર્યા હતા, તે સર્વનો સવિસ્તૃત વૃત્તાંત તારાને કહી સંભળાવ્યો. સસરા જમાઈ વચ્ચે જે કાંઇ ગુપ્ત વાતચીત થઈ હતી અને ઉમાકાન્તે તેને જે પ્રકારે લાંચ્છિત તથા અપમાનિત કર્યો હતો, તે બધી ખીના વિજયે ટુંકાણમાં કહી દીધી.

ત્યાર પછી તારાસુંદરી તથા વિજયકુમારે શ્યામાસુંદરીને ઉમાકાન્તના અત્યાચારમાંથી બચાવવાની ઘણીવાર સુધી સલાહ કરી.



# પ્રકરણ ૧૦ મું

## ઇદપર્વ



હવે આપણે એકવાર ગૌડનગરની નજીકમાં આવેલ ટાન્ડા નામના નગર તરફ નજર કરીશું. ગૌડથી રાજમહેલ* આવવાના વિશાળ રસ્તાના મધ્યભાગમાં એ ટાન્ડા નગર આવેલું હતું. ગૌડની પેઠે ટાન્ડાની શોભા કે સમૃદ્ધિ આદિ કશું પણ નહોતું. એ એક ફક્ત નાનું ગામડું જ હતું પરંતુ આ વાર્તામાં વર્ણવેલા નવાબ દાઉદખાંના પિતા સુલેમાન શાહની ઇચ્છાથી એને રાજધાની રૂપે જાહિર કરવામાં આવ્યું હતું. ટાન્ડાના નીચેના વિભાગમાં વાઘવતી નામની એક નાની નદી

* "રાજમહલ અથવા રાજમહેલ; બિહાર અને ઓઢીયા પ્રદેશના સંતાલ પરગણામાં આવેલું એક મોટું તાલુકાનું શહેર છે. પુર્વે એ સ્થાનનું નામ 'આકમહલ' હતું. ઓઢીયા પ્રાન્ત જીતી પાછા ફરતી વેળાએ મુગલ સેનાપતિ માનસિંહે એ શહેરને બંગાળાના રાજ્યની રાજધાની તરીકે સ્થાપ્યું હતું. (ઈ. સ. ૧૫૯૨). ત્યાર પછી કેટલાંક વર્ષે ત્યાંથી ઉઠાવીને રાજધાનીને ઢાકામાં લઇ જવામાં આવી હતી. હાલમાં તો રાજમહેલ નગર માત્ર કેટલાંક માટીનાં મકાનોથીજ શોભી રહ્યું છે. એને હાલમાં એક ગામડા સિવાય બીજું કશું પણ કહી શકાય તેમ નથી. એ ગામની આસપાસના લગભગ ચાર માઇલ સુધીના જંગલથી ઢંકાયલા ભાગોમાં પ્રાચીન રાજધાનીનાં મકાનોનાં ભાગેલાં ખંડિયેરો હજી પણ નજરે ચઢે છે. જુમ્મામસિદ, શાહ શુજા તથા મીરકાસિમના મહાલયો, ફૂલવાડીઓ વગેરે રાજમહલના પૂર્વ-ગૌરવની હજી સુધી પણ સાક્ષી આપી રહ્યાં છે. રાજમહલમાં આવેલો પર્વત વિન્ધ્યાગિરિ પર્વતનો વિભાગ નથી; પણ એક સ્વતંત્ર પહાડજ છે. રાજમહલ 'પહાડીયા' નામની આદિમ અથવા પહેલાંની જાતિનું નિવાસસ્થાન છે. જૂના જમાનામાં સંતાલ લોકો પણ એ નગરમાં આવી વસ્યા હતા. હમણાં રાજમહલમાં હિન્દુ, મુસલ્માન તથા ભીલ આદિ જંગલી જાતનાં માણસો પણ વસે છે."

પ્રયોજક.

ખળખળ શબ્દનો ધ્વનિ કરતી વહી રહી હતી. નદીની એક બાજૂએ ગીચ જંગલ આવેલું હતું અને બીજી બાજૂએ નાનાં નાનાં ગામડાં તથા ખુલ્લી સપાટ જમીન જોવામાં આવતી હતી

ટાન્ડાની શોભા સમ્પદ ગમે તેવી હોય અથવા ન હોય, તો પણ અસંખ્ય મુસલ્માનોએ આવી વસીને તે નગરીને પરિપૂર્ણ કરી હતી. ત્યાંના સર્વ નિવાસીઓ મુસલ્માન હતા, અધિકારીઓ–અમલદારો અને બજારમાં માલિક, વેચનાર તથા ખરીદનાર આદિ સર્વ પણ મુસલ્માનોજ હતા.

હિન્દુ નિવાસીઓ હજી સુધી પ્રાચીન ગૌડનાં બાપદાદાનાં ઘરબાર છોડી અહીં રહેવા આવ્યા નહોતા. કેવળ ખાસ જરૂરી કામસર કેટલાક હિન્દુઓ ટાન્ડામાં આવી વસ્યા હતા.

મુસલ્માનોના મહાપર્વ ઇદનો મહોત્સવ આવી લાગ્યો. નીલરંગના પાયજામા તથા ઇજાર પહેરી મુસલ્માનોનાં ટોળેટોળાં નમાજ પઢવા માટે બહાર નીકળી પડયાં હતાં. તેમનાં મસ્તકોપર નીલરંગના સાફાઓ, પાઘડીઓ શોભી રહી હતી. જાણે નીલ વાદળાથી આખું ટાન્ડાશહેર ઘેરાઇ ગયું હોયની, એમજ જણાઇ આવતું હતું. યવનોનો ધર્મોન્માદ ઘણોજ ભયંકર હતો. આજે તેઓ ઉન્મત્ત થઇ સ્વેચ્છાચારની પરાકાષ્ટા પ્રદર્શિત કરી રહ્યા હતા. તેમનો અત્યાચાર કેવળ હિન્દુઓ પ્રત્યેજ હતો. ટાન્ડામાં હજી સુધી સર્વ સાધારણ માણસોને નમાજ પઢવા માટે કોઇ સ્વતંત્ર મસ્જિદ બાંધવામાં આવી નહોતી, તેથી ઉછળેલા લોકોનો સમુદાય ખુલ્લા મેદાન તરફ રવાના થવા લાગ્યો.

ગાયો, બકરાં, પાડા આદિ ઘણાં ઘણાં પશુઓને કત્લ કરવા માટે વધભૂમિમાં આણવામાં આવ્યાં. આજે પશુહત્યાનો અવધિજ ન રહ્યા. કેટલાક જલ્લાદો હાથમાં તીક્ષ્ણ અને બિહામણા છુરાઓ લઈ પશુઓની કત્લ કરવાની વાટ જોવા લાગ્યા.

એક ગાય મુસલ્માનોના હાથમાંથી છટકીને હિન્દુના એક નાના ગામડામાં આવી પહોંચી. એ વખતે તેની પાછળ પાછળ કેટલાક મુસલ્માનો પણ તે ગામમાં દાખલ થયા મારો, પકડો, અહીંને અહીંજ એની કત્લ કરો, કુરબાની કરો. જોઇ શું રહ્યા છો? જલ્દી હલાલ કરો." આ પ્રમાણે પોકારો કરતા યવનો આમ તેમ કૂદવા લાગ્યા. દીવાનાની પેઠે ચાસો પાડી તેઓ આખા ગામને ગજાવવા માંડયા. એ જોઇ બિચારા નિઃસહાય હિન્દુઓએ હાથ જોડી કાલાવાલા કરી

એનો જીવ બચાવવાની માગણી કરી. કેટલાક હિન્દુઓએ ગામ બહાર બીજે કોઈ પણ ઠેકાણે ગાયને હલાલ ન કરવાની પ્રાર્થના કરી તથા કેટલાકોએ હાથે પગે લાગી તેને મુક્ત કરવાની યાચના પણ કરી, પરંતુ તેમની પ્રાર્થના અરણ્યના રૂદન સમાન વ્યર્થ ગઈ. યવનોએ તેમને કશી પણ દાદ દીધી નહિ. પણ ઉલટા તેઓ તો 'ચોર કોટવાલને દંડે' એ હિસાબે હિન્દુઓનાં ટોળાં ને ટોળાંઓને કેદ કરવા લાગ્યા. તેમણે તેમને સખ્ત માર મારી જુલ્મ તથા કાળો કેર વર્ત્તાવી મૂક્યો.

જોતજોતામાં, પચીસ, પચાસ, સો, એ પ્રમાણે અનેક હિન્દુઓ પકડાવા લાગ્યા. હિન્દુના ગામમાં ગૌહત્યા થશે, એમ ધારીને હિન્દુઓ ઘણાજ ચીડાઇ ગયા. પોતાના ધર્મને નષ્ટ થતો જોઇ તેઓ વ્યાકુળ થઇ ગયા. ગૌવધ થતો અટકાવવા માટે આજૂબાજૂનાં ગામડાંઓમાંથી પણ અનેક હિન્દુઓ ત્યાં આવી ચઢ્યા. પરંતુ યવનોના પ્રબળ સમૂહ સમક્ષ તેઓ બિચારા લાચાર બની ગયા. બન્ને પક્ષ વચ્ચે જે ઘનઘોર યુદ્ધ થયું, તેમાં હિન્દુઓનોજ પરાજય થયો.

ત્યાર પછી હિન્દુઓપર વિશેષ જુલ્મ ગુજારાવા માંડ્યો. એ જોઇને હિન્દુઓ મરણીયા થઈ એકદમ યવનોપર તૂટી પડયા. નવા નવા અનેક હિન્દુઓનાં ટોળાં ને ટોળાં આવવા માંડયાં. પરંતુ યવનોનો મોટો તહેવાર હોવાથી તેમની સંખ્યા ઘણીજ વિપુલ હતી, એટલે એ વખતના યુદ્ધમાં પણ હિન્દુઓનેજ સખ્ત હાર ખાવી પડી. રણમાં હાર પામેલા, મર્માહત હિન્દુઓના ક્ષોભની હદજ રહી નહિ. તેઓ ઘણોજ શોક કરવા લાગ્યા. એવામાં ધનુષ્ય–બાણ તથા કૃપાણથી સજ્જિત થયેલો એક વીરપુરુષ પાંચ સાત માણસોને આડાઅવળા ધકેલી બન્ને બાજૂએથી યવનોનો ધ્વંસ કરતો કરતો ત્યાં આવી પહોંચ્યો. એ જોઈ યવનો ગભરાઇ ગયા. તેમનાપર એક ભયંકર આફત આવી પડી. આવનાર વીરપુરુષના એક એક બાણથી પાંચ પાંચ યવનોના જીવનની લીલા સમાપ્ત થવા માંડી. વિલાસી યવનો, એવો ભીષણ ત્રાસ જોઈ, યુદ્ધ કરવા માટે બહાર નીકળ્યા નહિ. તેઓ તો માત્ર ધર્મના ઉત્સવનો આનંદ ભોગવવાના ઉદ્દેશથી આવ્યા હતા, પણ એ દરમ્યાન આવો અણધાર્યો ઝગડો મચવાથી અને આગંતુક વીરપુરુષની ત્રાસદાયક વીરતા જોવાથી, તેમના છક્કા છૂટી ગયા અને ધીમે ધીમે તેઓ ત્યાંથી નવ બે અગિયારાં ગણવાની શરૂઆત કરવા

માંડયા. આવનાર વીરનરે અશ્વપરથી નીચે ઉતરી ગૌમાતાને બંધનમાંથી છોડાવી દીધી. એ સમયે ગંભીર શબ્દથી 'જય કાલીમાતાનો જય' 'જય કુમાર વીરેન્દ્રનારાયણનો જય' એવો કોલાહલ મચી ગયો.

---

## પ્રકરણ ૧૧ મું

---

### મૃગયા

તે વીર યોદ્ધો રાજમહલના રસ્તા તરફ દોડવા માંડયો. એ રસ્તાની બન્ને બાજૂએ ઘોર જંગલ આવેલું હતું. તે જંગલી જાનવરોથી ભરેલા જંગલી રસ્તે જતાં આવતાં, દરેક મનુષ્યને ખાસ સંભાળ રાખવી પડતી હતી તથા કેટલાંક માણસો અને બળવાન સાધનો પણ સાથેજ રાખવાં પડતાં હતાં. હથિયાર તથા માણસોના સંગાથ સિવાય સહેલાઇથી એ રસ્તે આવજાવ કરી શકાતી નહોતી. પરંતુ વીરેન્દ્રનારાયણ ભય કોને કહે છે, એ જાણતોજ નહોતો. ભયવાળી જગા જોતાં તેને આનંદ ઉત્પન્ન થઈ આવતો હતો. તેની તથા તેના વીર સોબતીઓની તલ્વાર તથા તેવાંજ બીજા હથિયારોના ખડખડાટ તથા અશ્વોના પગલાંથી વનભૂમિ કંપવા લાગી. રાજમાર્ગ તદ્દન શૂન્ય હતો, મનુષ્યનું નામ નિશાન પણ જોવામાં આવતું નહોતું. આસપાસના જંગલે પણ તેવીજ ભયંકરતા ધારણ કરી લીધી હતી. એવામાં એક હરિણ જંગલમાંથી બહાર નીકળી રસ્તા વચ્ચે આવી ઉભું રહ્યું, એ જોઇ વીરેન્દ્રનારાયણે તરતજ ભાથામાંથી તીર કાઢી ધનુષ્યપર ચઢાવ્યું, પણ હરિણ કરૂણાભરી દૃષ્ટિથી વીરેન્દ્રનારાયણના મુખ સ્હામું જોતું ઉભું રહ્યું, એથી વીરેન્દ્રનારાયણનું તીર ધનુષ્યમાંથી છૂટી શકયું નહિ, હાથમાં ને હાથમાંજ સ્થિરતાથી ચોંટી રહ્યું. થોડીવારમાંજ એક જબરો વાઘ હરિણપર ધસી આવ્યો, એ જોઇ હરિણ પુનઃ એકવાર વીરેન્દ્રનારાયણના મુખ તરફ જોઈ પાસેના જંગલમાં ઘુસી ગયું. આ સમયે વીરેન્દ્રનારાયણના ધનુષ્યમાંથી સર સર શબ્દ કરતું એક તીર છૂટયું. તે તીર પેલા હરિણ તરફ તાકવામાં આવ્યું નહોતું; પણ હરિણ લોલુપ વ્યાઘ્ર તરફ છોડવામાં આવ્યું હતું. થોડી

વારમાંજ તે પ્રચંડ વ્યાઘ્ર વીરેન્દ્રનારાયણના અવ્યર્થ બાણથી છેદાઇને ભૂમિપર ગબડી પડયો, ક્ષણવારમાંજ તેનું વક્ષ વીંધાઇ ગયું. એ સમયે તે ઘોર જંગલમાં રણશીંગા તથા બંશીનો અવાજ અચાનક સંભળાયો. એ અવાજ કોણે કર્યો હશે ? ધીમે ધીમે અશ્વ, હાથી, સિપાહી તથા છાવણીનો સામાન આદિ સર્વ દષ્ટિગોચર થયું. બંગાળાનો નવાબ દાઉદખાં શિકાર માટે બહાર નીકળ્યો હતો. વીરેન્દ્ર પણ નવાબનો બધો દમામ જોવાની ઇચ્છાથી તે વનમાં દાખલ થયો. વનમાં પ્રવેશ કરવાનો વીરેન્દ્રનો બીજો પણ એક મુખ્ય ઉદ્દેશ એ હતો કે, આજે ગમે તે રીતે બંગાળાના અધીશ્વરને તેનું બાયલાપણું સાબીત કરી બતાવી પોતાના પરાક્રમનો પરિચય કરાવવો.

વીરેન્દ્ર પોતાના અનુચરો સહિત આગળ વધવા લાગ્યો. બળવાન અશ્વો એકદમ વનમાં દાખલ થયા, તેમને વનમાં દાખલ થતી વેળાએ કોઇએ કશીપણ ઇજા કરી નહિ. એ સમયે વનમાં કોઇના બોલવા ચાલવાનો તથા પક્ષીયોના કલરવનો કશોપણ અવાજ સંભળાતો નહોતો. ઘનઘોર વાદળાંઓનાં આવરણથી ઉદાસ આવતો અટકી પડયો હતો. એ ઘોર અંધકારવાળી વનભૂમિ શું કોઇ વિલાસીનું આનંદ નિકેતન હશે ? ના. તે ભોગ વિલાસના ગુલામ–તાબેદાર કાપુરુષોનું સ્થાન નહોતું. જે મદિરાથી મસ્ત થયેલો, વિલાસીઓની ગોદમાં ઉછરેલો નવાબ કેલિકાનના અતુલ સુખના ઉપભોગથી વ્યાકુળ થઈ ગયો હતો; તે શું આ હિંસક તથા જંગલી જાનવરોથી ભરેલા ઘોર જંગલમાં પશુઓનો શિકાર કરવાનું કષ્ટ સહી શકે ખરો કે ? એ કોણ છે ? પેલું કોણ આવે છે ? તેનો મણિમુક્તા જડિત રાજપોશાક આમતેમ ખસી પડયો હતો, અશ્વારોહીના શરીરમાં ચેતન છે કે નહિ એનો પણ કશોય નિર્ધાર નહોતો. તેના અશ્વના મુખપર ફીણ વળી ગયાં હતાં, અશ્વારોહીના શરીરપરથી પરસેવાની ધારાઓ છૂટી રહી હતી. કોણ, એ નવાબ દાઉદખાં હતો ? હા–હા. એજ વ્યાઘ્રના ભયનો માર્યો ન્હાસી છૂટેલો કાપુરુષ નવાબ દાઉદખાં હતો. વ્યાઘ્ર તેના શરીરપર ધસી જવાની તૈયારીમાં હતો, એવામાં વીરેન્દ્ર નારાયણે એ અત્યાચારી વ્યાઘ્રની અત્યાચારલીલાને પૂર્ણ કરી તથા આપતના મુખમાં આવી પડેલા નવાબને બચાવી લીધો. એ સમયે નવાબનો એક અનુચર વીરેન્દ્રનારાયણને ધન્યવાદ આપતો મનમાંને મનમાંજ કહેવા

લાગ્યોઃ—" આ શું ? વીરેન્દ્ર ! તેં આ શું કર્યું ? તારા આ તીક્ષ્ણ શસ્ત્રથી તેં આ વ્યાઘ્રનું જીવન શા માટે વિનષ્ટ કર્યું ? આ વ્યાઘ્રતો કદાચ એકાદ બે કે પાંચ સાત માણસોની ભાગ્યેજ હત્યા કરી શકત, પરંતુ જેના બચાવ માટે તેં આ વ્યાઘ્રને મરણને શરણ કર્યો છે, તે પાપાત્મા નવાબને તેં તારા તીક્ષ્ણ શસ્ત્રથી શા માટે ન સંહાર્યો ? તેના જીવવાથી હજારો માણસોની હત્યા થશે, હજારો સબળાઓ અબળાઓ બની જશે. બિચારાં કોમળ બાળકો માતાપિતા વિનાનાં થઇ જશે. ધનવાનો પાયમાલ થશે, ગરીબોનાં ગળાં કપાશે, સતી સાધ્વીઓ, પતિ વિનાની થશે. પણ ચિંતા નહિ. જ્યાં સુધી તારા જેવા વીર અને માતૃભક્ત સંતાનોના જીવમાં જીવ હશે, ત્યાં સુધી હિન્દુઓનો વાળ પણ વાંકો થઇ શકશે નહિ."

વ્યાઘ્ર મૃત્યુને શરણ થયો હતો. તીક્ષ્ણ શસ્ત્રથી વિંધાવાથી તેના જીવનનું ચિન્હ માત્રપણ રહ્યું નહોતું. આ તરફ નવાબ દાઉદખાં પણ બેભાન અવસ્થામાં પડ્યો હતો. વ્યાઘ્રના ભયથી નવાબે પ્રથમથીજ પોતાનું ચેતન ગુમાવી દીધું હતું. ધન્ય છે તેના સાહસને ! ધન્ય છે તેના પરાક્રમને ! બંગાળાના કરતા કારવતા નવાબને માટે એ ઘણીજ ગૌરવની વાર્તા છે ! જે નવાબ અનેક આર્ય દુહિતાઓના ધર્મનો ભંગ કરવામાં મહા પરાક્રમી ગણાતો હતો, જે નવાબ ગરીબોની ગરદન કાપવામાં શૂરવીરતા માનતો હતો તથા જે નવાબ ધનવાનોનું ધન લૂટી પોતાના ખજાનામાં ભરવા માટે રાત્રીદિવસ તત્પર રહેતો હતો, તે નવાબ અત્યારે એક વ્યાઘ્ર જેવા સાધારણ જાનવરથી ડરીને બેભાન બની ગયો હતો, એના જેવી ગૌરવની વાર્તા નવાબને માટે બીજી કઈ હોઈ શકે ? તે પોતાના આવા ઘોર પરાક્રમથી (!)જ દિલ્હીના બાદશાહની વિરુદ્ધ વર્તવાની ઇચ્છા ધરાવતો નહોતો. વિલાસ તથા વૈભવનો ઉપભોગ કરવામાંજ તે પોતાના જીવનને વીતાડતો હતો, યુદ્ધનું નામ સાંભળતાંજ તેના પ્રાણ કંઠે આવી જતા હતા.

વીરનર વીરેન્દ્રનારાયણ અશ્વપરથી નીચે ઉતરી નવાબ સાહેબને શુદ્ધિમાં લાવવાના પ્રયત્નો કરવા લાગ્યો. ઘણીવાર સુધી સેવા બરદાસ્ત કરવાથી નવાબ શુદ્ધિમાં આવ્યો. તેણે આંખો ઉઘાડીને જોયું તો, સ્હામે પ્રચંડ વ્યાઘ્ર પડેલો દેખાયો. એ જોઇને ધીમે ધીમે તે શિકારની બધી વાર્તાને મનમાંને મનમાંજ સંભારવા લાગ્યો. ઘણીવાર સુધીના આ વિચારોના પરિણામે તે સારી રીતે સમજી શકયો કે, હું એક કાયર પુરુષ

છું. આવો વિચાર આવતાંજ તે અત્યંત લજ્જિત થયો. ત્યારપછી તે પોતાનો જીવ બચાવનાર વીર પુરુષને ખુલ્લી રીતે ધન્યવાદ આપવા લાગ્યો. વીરેન્દ્રનારાયણ નવાબને શુદ્ધિમાં આવેલો જોઇ પોતાના અશ્વ-પર સ્વાર થયો અને ત્યાર પછી નવાબને ઉદ્દેશીને બોલ્યોઃ—" વિલાસી નવાબ! શિકાર કરવાનું કામ તારા જેવા જનાનખાનાના બંદીવાનો માટે નથી વીર પુરૂષોજ ખરો શિકાર ખેલી શકે છે. જે પુરૂષ વ્યાઘ્ર જેવા સામાન્ય જાનવરથી ગભરાઇને બેભાન થાય છે, તે પુરૂષ ખરો પુરુષ નથી. હું તારી સાથે દોસ્તીનો ડોળ કરવા માગતો નથી. અમે સર્વ તારા દોસ્તો નથી, પણ ભયંકર દુશ્મનોજ છીએ. તેમ છતાંપણ આ વ્યાઘ્રના હાથમાંથી તારૂં રક્ષણ કરવાનું કારણ માત્ર એટલુંજ છે કે, એક દિવસ હું મારા પોતાના હાથથીજ તારૂં મોત કરી મારા વેર-નો બદલો વાળીશ. જો તું અત્યારે વ્યાઘ્રના પંજામાં સપડાઇને મરણ પામ્યો હોત, તો ભવિષ્યમાં અમને અમારો પ્રતિશોધ લેવાનો પ્રસંગ મળત નહિ. આ સર્વ કારણોથીજ મેં તને મરણના મુખમાંથી બચા-વ્યો છે. જો કે અત્યારે હું અનાયાસે તારો વધ કરી શકું તેમ છું, પર-ન્તુ હિંદુઓના ધર્મમાં એમ કરવાની સ્પષ્ટ મના કરેલી હોવાથી તને જીવતોજ છોડી દઉં છું. તારી આવી નિઃસ્હાય અવસ્થામાં તારૂં ખૂન કરી વેરનો બદલો લેવાની મારી ઇચ્છાજ નથી. હિન્દુઓ તારા જે-વા દુષ્ટાત્માઓ નથી, દગાબાજ નથી કે, આફતમાં આવી પડેલા દુ-શ્મન પર દુષ્ટતા દર્શાવે." આમ કહીને વીરેન્દ્રનારાયણ ત્યાંથી પોતાનો અશ્વ દોડાવી અદ્રશ્ય થઇ ગયો અને નવાબ બુદ્ધિહીન બની તરેહ તરેહવારના વિચારો કરવા લાગ્યો.



## પ્રકરણ ૧૨ મું

### અકસ્માત્



શ્યામાસુંદરીનું હરણ થયું હતું. હરસુંદરીની પ્રબળ પ્રભુ ભક્તિ, વિજયકુમારના અનેક પ્રયત્નો તથા રાજા રતિકાન્તરાયની તીક્ષ્ણ દૃષ્ટિ હોવા છતાં પણ, શ્યામાસુંદરીની કોઈ પણ પ્રકારે રક્ષા થઈ શકી નહોતી. ઉમાકાન્તના ભયંકર કારસ્થાનોએ સર્વની આંખોમાં ધૂળ નાંખી, શ્યામાસુંદરીનું હરણ કર્યું હતું. ઉમાકાન્તે કેવી ચાલાકીથી તથા કેવી સાવધતાથી એ કાર્ય કર્યું હતું, એ વિષયમાં કોઈનાથી કશી કલ્પના પણ કરી શકાતી નહોતી. ઘોર અંધકારમાં રાત્રે સૂતેલી શ્યામાસુંદરીને એક પાલખીમાં નાંખી ચુપકીથી ભોઈઓ તેને એવી ચાલાકી તથા સાવચેતીથી ઉપાડી ગયા હતા કે, તે બિચારીને તે લોકોના ગુપ્ત સ્થાનમાં જતાં સુધી પોતાના જવાની કશી ખબર પણ પડી શકી નહોતી. જે સમયે હરસુંદરીની ઝુંપડીમાંથી તેને ઉપાડવા માટે ભોઇઓ પાલખી લઇને ગયા હતા, તે સમયે એક સિપાહીઓનું ટોળું પણ તેમની સાથે ગયું હતું. એ ટોળાંનો મુખ્ય સરદાર રહેમતખાં હતો. રહેમતખાં ઘણોજ નીચ પ્રકૃતિનો પુરુષ હતો. તે પણ પ્રસંગોપાત આર્ય લલનાઓના ધર્મનો નાશ કરવાનું ચૂકતો નહોતો. બિચારી ધર્મપરાયણ હરસુંદરી જે સમયે ભગવાનના ધ્યાનમાં તન્મય બની ગઇ હતી અને તેનો આત્મા અવનીશ્વરના ચરણોમાં સંસારની સર્વ ભ્રમણાઓનો ત્યાગ કરી એકાગ્રતાથી તન્મય બની ગયો હતો. તે સમયે ઉમાકાન્તના મોકલેલા દુષ્ટ રહેમતખાંએ ઊંઘમાં સૂતેલી શ્યામાસુંદરીને ઉંચકી લેવાની ભોઇઓને આજ્ઞા આપી હતી. અર્થપિપાસુ ભોઇઓએ પણ દ્રવ્યના લોભથી એ જાલિમ કૃત્ય કરવામાં કશો પણ સંકોચ ન રાખતાં બિચારી ભોળી અને સરલ શ્યામાને ઉંઘમાંને ઉંઘમાંજ પોતાની પાલખીમાં સૂવડાવી ઉંચકી લીધી હતી. આજે શ્યામાને પુણ્ય ભવનનો ત્યાગ કરાવી પાપસદન તરફ તે પાપાત્માએ પરાણે પ્રયાણ કરાવ્યું હતું.

ઉમાકાન્તે પ્રથમથીજ આ બધો બંદોબસ્ત કરાવી રાખ્યો હતો. તે દુષ્ટે રહેમતખાં તથા તેના સોબતીઓને શ્યામાને ઉપાડી લાવવાના

બધા ઉપાયો બતાવી દીધા હતા. આ કાર્યો કરવામાં ઉમાકાન્તે ઘણીજ સાવચેતી રાખી હતી, છતાં પણ તારા એનાં સઘળાં કારસ્થાનોને સરળતાથી જાણી શકી હતી. તેનાથી ઉમાકાન્તની એક પણ વાત અજાણી રહી નહોતી. પિતાનાં કામકાજની વ્યવસ્થા જોઇ તારાસુંદરી સમજી શકી હતી કે, શ્યામાસુંદરીના સર્વ નાશ માટેજ આજે આ સર્વ કાવાદાવા ચાલી રહ્યા છે. તે દિવસે વિજયકુમાર હરસુંદરીની ઝુંપડીએ ગયો હતો. સ્વામીની પ્રતીક્ષામાં તારાસુંદરીએ પોતાના ટોળાંથી વિખૂટી પડેલી મૃગલીની પેઠે તારા માર્ગ તરફ જોઇ હતી. વિજયના આવ્યા પછી, તેણે તેને બધી બીના કહી સંભળાવી હતી. એ સાંભળી વિજયે, મોહન તથા ગૌરીને ઉમાકાન્તના પંજામાંથી છોડાવવાનો નિશ્ચય કર્યો હતો. એ સાથે તેમણે બન્નેએ એમ પણ ધાર્યું હતું કે, જો મોહનને મુક્ત કરવામાં આવશે તો તેના અનેક સોબતીઓની સહાયતાથી તે શ્યામાનો ઉદ્ધાર કરાવી શકશે. પણ આ તરફ ઉમાકાન્તના પક્ષનું બળ પણ કાંઇ જેવું તેવું નહોતું તેણે ટાન્ડાથી સો દોઢસો સિપાહીઓનું એક મોટું ટોળું તૈયાર કરાવી રાખ્યું હતું. ઘણા ઘણા વિચારો કર્યા પછી તારા–વિજયે મોહનને ઉમાકાન્તના બંદીખાનામાંથી છોડાવવાનો નિશ્ચય કર્યો. સ્વામીભક્ત અને વફાદાર મોહને જ્યારે, પોતાના સ્વામીની કન્યાપર આવી પડનાર આપદની વાત સાંભળી, ત્યારે તેના જીવમાં ઘણોજ ઉચાટ થવા માંડ્યો. તે ગમે તે રીતે સ્વામીની કન્યાને છોડાવવાના ઠરાવપર આવી ગયો. તેણે વિચાર્યું કે,—"હવે સમય ઘણોજ થોડો રહ્યો છે. રાત્રિના એક પ્રહર તો વીતી જવા આવ્યો છે, તેથી કદાચ તે પિશાચો શ્યામાસુંદરીને ઉપાડી પણ ગયા હશે. પણ ચિંતા નહિ. જ્યાં સુધી મારા જીવમાં જીવ હશે, ત્યાં સુધી હું મારા પ્રભુની પુત્રી પર કોઇ પણ જાતની આફત આવવા દઇશ નહિ. આટલા થોડા વખતમાં પણ હું મારા સોબતીઓને એકઠા કરી લઇશ. નવાબનાં એક સો માણસોને મારો એકજ સોબતી ઘણીજ સહેલાઇથી પાછા હઠાવી શકશે. કારણ કે, એ સર્વ સિપાહીઓ દોલતના ગુલામો છે અને ભાડુતી લડવૈયાઓ છે, પણ મારા વીર સોબતીઓ તો કેવળ ધર્મને માટેજ પોતાના પ્રાણ ગુમાવે તેમ છે. તેઓ ધર્મના રક્ષકો છે. ધર્મ માટે પ્રાણની પણ સ્પૃહા રાખે તેવા નથી." આવી આવી અનેક ચિંતાઓ કરવા છતાં પણ મોહનની ચિંતાનો અંત આવ્યો નહિ. તે

બિચારો ચિંતાના સમુદ્રમાં પડીને આમ તેમ ગોથાં ખાતો અથડાવા લાગ્યો.

મોહને, મનુષ્યથી જેટલું બની શકે તેટલું કામ બજાવ્યું. રાત્રિના બીજા પહોરે હરસુંદરીને અનેક વીર પુરુષોથી ઘેરાઇ ગઇ. તે સર્વ સિપાહીઓ હથિયારબંધ હતા તેમજ કેટલાક ડંડેબાજો પણ હતા. પરંતુ ડંડેબાજોની સંખ્યા બહુજ ઓછી હતી. એ સર્વ હથિયારબંધ પુરૂષો ડંડાવાળાઓ મોહનના પક્ષનાજ હતા. તેમના ડંડાના સપાટા આગળ તલ્વાર, ભાલા કે તીર આદિ કોઇ પણ હથિયારનું કશું પણ બળ ચાલી શકતું નહોતું. મોહને એ ઉપરાંત બીજું પણ એક ચાલાકીનું કામ કર્યું હતું. રાજા રતિકાન્તરાયે જે સ્થળે સુરક્ષિત સૈન્ય એકઠું કર્યું હતું, તથા વીરેન્દ્રનારાયણ આદિ જે સ્થળે સેનાપતિનું પદ શોભાવી રહ્યા હતા, તે સ્થળે પણ મોહને આ સમાચાર મોકલાવી દીધા હતા. એ સમાચાર સાંભળીને રતિકાન્તરાયે પોતાના લશ્કરની એક ટુકડી મોકલી હતી અને તેના સેનાપતિ તરીકે સ્વયં-વીરેન્દ્રનારાયણ નીમાયો હતો. શ્યામાને હવે કશો પણ ભય રહ્યો ન હોતો. જેઓ મરણનો કશો પણ ભય ન રાખતાં કેવળ ધર્મના ઝનુનપર આવીનેજ લડવા તૈયાર થયા હતા, તેમની પાસે યવનનું સૈન્ય કેટલીકવાર ટકી શકે તેમ હતું ? પરંતુ દુર્દૈવયોગે આ સર્વ સંજોગો આવી મળતાં પહેલાંજ પિશાચો ચુપકીથી શ્યામાસુંદરીને ઉઠાવી ગયા હતા. મોહન તથા વીરેન્દ્રનારાયણનાં માણસો સ્હામે યુદ્ધ કરે એવું એક પણ વિપક્ષનું માણસ તે સમયે ત્યાં હાજર નહોતું નરાધમ ઉમાકાન્તના કારસ્થાનથી એ સર્વ વીરજનોના આવતાં પહેલાંજ શ્યામાસુંદરીને નવાબનાં માણસો ઉંઘમાં ને ઉંઘમાંજ ઉપાડી ગયા હતા. તેઓ શ્યામાસુંદરીને બીજે કોઇ પણ સ્થળે ન લઇ જતા સીધે ઘોરતમ વિલાસી નવાબ દાઉદખાનનાં વિલાસભવનમાં અથવા ટાન્ડા નગરના ગુપ્ત જનાનાખાનામાં ઉપાડી ગયા હતા.

## પ્રકરણ ૧૩ મું

### સિરાજુલ્‌ન્નિસા

શ્યામાસુંદરીને ટાન્ડાના બાદશાહી જનાનખાનામાં લાવવામાં આવી એ ખરૂં, પરંતુ તેનું અપૂર્વ તેજ, ધર્મનું અભિમાન અને વીરજાયાને છાજે તેવો ગર્વ જોઇને, નવાબ દાઉદખાં તેની પાસે જવાનું સાહસ કરી શક્યો નહિ. પાપિષ્ટ નવાબ જિહાના બેગમની પેઠે શ્યામાને પણ ઘણીજ સહેલાઇથી પોતાની બેગમ બનાવી શકશે એમ ધારીને, મનમાં ને મનમાંજ આકાશ કુસુમને પ્રાપ્ત કરવાની કલ્પના કરી રહ્યો હતો; પરંતુ એનું પરિણામ એનાથી સર્વથા વિપરીત આવેલું જોઇને અત્યારે તે અત્યંત નિરાશ થયો. તેમ છતાં પણ તેણે તે આશાનો એકદમ ત્યાગ કર્યો નહિ. તેણે ધાર્યું કે, કેટલાક દિવસ આવીને આવી સ્થિતિમાં રહેવાથી, નવાબી સાયબી જોઇને તેની ઉગ્રતા શમી જશે તથા છેવટે તે પોતાની દીલરૂબા બેગમ પણ બની જશે. શ્યામાને જોતાંની સાથેજ સિરાજુનું ધ્યાન તેના તરફ ખેંચાયું. શ્યામા તરફ તેને એક જાતની દયાની લાગણી ઉપજી આવી. શ્યામા અને તેની વચ્ચે શો સંબંધ હશે કે, જેથી સ્વાભાવિકજ સિરાજુનું મન તેના તરફ આકર્ષાયું ? શ્યામાનો છૂટકારો કરવા માટે તે આટલી બધી કોશિશો શા માટે કરી રહી હશે ? શ્યામાના ધર્મ તથા કુળની રક્ષા કરવા જતાં તેને તેના પિતાના ક્રોધાગ્નિમાં પડવું પડશે, એમ જાણવા છતાં પણ શ્યામાના તરફ આટલો બધો અનુરાગ શા માટે દર્શાવી રહી હશે ? શ્યામાને પોતાની માની જણી બ્હેનના કરતાં પણ વધુ શામાટે ચાહતી હશે ? તેના મનમાં આવી લાગણી શાથી ઉપજી હશે ?"

શ્યામા હિન્દુ હતી, તે મુસલ્માન હતી, શ્યામા એક જમીનદારની કન્યા હતી, ત્યારે તે, તે બંગાળા, બિહાર અને ઓઢીયાના ભાગ્યવિધાતા નવાબની તનયા હતી; શ્યામા સાધારણ સત્તાવાળી હતી, સિરાજુ સત્તાની અધીશ્વરી હતી. શ્યામા અને સિરાજુ વચ્ચે સખીભાવ ઉત્પન્ન થાય તેવો કશો સંભવજ નહોતો. એ ઉપરાંત શ્યામાનો પિતા રતિકાન્તરાય સિરાજુના પિતાને—બંગાળાના નવાબને બંગાળા-

ની મસનદપરથી પદભ્રષ્ટ કરવાની ચેષ્ટા કરી રહ્યો હતો, એ પણ સિરાજુથી અજ્ઞાત નહોતું. તેમ છતાં પણ સિરાજુ શ્યામાને માટે એટલી બધી સંભાળ શા માટે રાખતી હતી? શ્યામાને માટે તે પોતાના પ્રાણ પાથરી શ્યામાનો બચાવ કરવા માટે રાત્રિ–દિવસ તે શા વાસ્તે પ્રયત્નશીલ રહ્યા કરતી હતી? ગમે તેમ હો, પણ અમારાથી તો ઘણી ઘણી તપાસ કરવા છતાં પણ શ્યામા અને સિરાજુની મિત્રતાના સંબંધમાં, કશો પણ નિશ્ચય કરી શકાતો નથી. તેમ છતાં એ વિષયમાં એક અજ્ઞાત અને ગુપ્ત રહસ્ય તો અવશ્ય હતુંજ. એ રહસ્ય શું હતું વારૂ? સાંખ્ય, પાતંજલ આદિ દર્શનકારોના મત પ્રમાણે એ પૂર્વ જન્મમાં જન્મેલો પ્રિય સંબંધજ હતો; પૂર્વની લેણા દેવીજ હતી. પણ આ સ્થળે એવા દાર્શનિક વિષયની વિવેચના કરવાની કશી પણ આવશ્યકતા નથી. શ્યામા આવી ભયંકર વિપત્તિની વેળાયે સિરાજુના સમાન પરોપકારિણી મહિલાનો આશ્રય મેળવવાથી ઘણીજ આનંદિત થઈ. તેના હૃદયમાં વ્યાપેલી વ્યાકુળતા સિરાજુના સંકેતથી ઘણે અંશે દૂર થઈ. જાતિ, કુળ અને માન આદિ સર્વ આપવામાં આવી પડવા છતાં પણ શ્યામાને સિરાજુની સહાયતાથી કશોપણ ભય ન રહ્યો. યવનના વિકરાળ ભવનમાં ઈજ્જત–આબરૂ તથા ધર્મ અને નીતિ આદિ સર્વ જોખમમાં આવી પડવા છતાં સિરાજુને પોતાની પીઠ પાછળ ઊભેલી જોઇ શ્યામાએ શૂરવીર સિંહણનું સ્વરૂપ ધારણ કરી લીધું. સિરાજુની દયા, માયા, સૌજન્ય અને આદર–સત્કારનો અવધિજ નહોતો; પરંતુ શ્યામાના મનમાં કાંઇક સંકોચ રહ્યા કરતો હતો. તે સિરાજુથી શરમાતી હતી. ઉપકારિણી સિરાજુના ઉપકારનો આભાર માનવાની તેના મનમાં વારંવાર ઇચ્છા થઇ આવતી હતી; છતાં પણ શરમને લીધે તેના મુખમાંથી એક શબ્દ પણ નીકળી શકતો નહોતો. શ્યામા પોતાના મનમાંને મનમાંજ વારંવાર સિરાજુની પ્રશંસા કરી કહ્યા કરતી કે:– "અહા! યવનના જનાનામાં જન્મ ધારણ કરવા છતાં આ અનુપમ કન્યા કેવી દયાળુ છે? એનું હૃદય કેટલું બધું ઉદાર છે? ખરેખર આ માનવી નથી પણ દેવતાના શાપથી ભ્રષ્ટ થયેલી કોઈ દેવીજ છે."

બપોર થઈ ગઈ હતી. સૂર્યદેવ પૂર્ણ પ્રતાપથી પ્રખર કિરણો પાથરી જાણે સહજ આરામ લેવાની આશાથી કવચિત્ કવચિત્ ગગનમાં વિસ્તારાયલાં વાદળાંના ઓથમાં છુપાઇ જતા હતા. અમીર ઉમરાવોથી લઇને દીન દુઃખી આદિ સઘળાં માણસો બનતી રીતે ભુખ-

નિવારણ કરી આરામ તથા સુખની સેવા કરી રહ્યાં હતાં. પશુ પક્ષીઓ પણ અત્યારે પરિશ્રમથી વિમુખ થયાં હતાં.

શ્યામા સુંદરીએ હજી સુધી પાણીના એક ટીપાનો સ્પર્શ કર્યો નહોતો. ચિંતામાં મગ્ન થયેલી શ્યામા જ્યાં સુધી સિરાજુ પાસે રહેતી, ત્યાં સુધી તેના ચિત્તને કાંઇક શાંતિ મળી શકતી, પરંતુ સિરાજુથી વિખૂટી થયા પછી, તે ચિંતાના અગાધ સાગરમાં ડુબી જતી હતી. તે સમયે તેને ખાવાપીવાનું પણ ભાન રહેતું નહિ. તેણે ટાંડા નગરમાં આવ્યા પછી અન્નનો આહાર પણ કર્યો નહોતો. સિરાજુના અત્યાગ્રહથી તેણે કેટલાક દિવસ ફળમૂળનો આહાર કર્યો હતો. આજે સિરાજુ શ્યામાને ઘણીજ ખેંચતાણ કરી કહી રહી હતી: "સખી શ્યામા સુન્દરી! આમ કરવાથી તારૂં આ દુબળું પાતળું શરીર ક્યાં સુધી ટકી શકશે? મેં બ્રાહ્મણ રસોઇયણ તથા હિન્દુ દાસીદ્વારા તારા માટે જમવાનો બધો બંદોબસ્ત કરાવી આપ્યો છે, લક્ષ્મણાવતીથી* ભાગીરથીનું જળ મંગાવી આપ્યું છે, છતાં પણ, તું અન્ન કે જળનો સ્પર્શ પણ કેમ કરતી નથી? બેન! ભૂખ્યાં તરસ્યાં જીવન નભી શકતું હશે ખરૂં કે? તું નાહક આવો ઉચાટ કેમ કરે છે? જ્યાં લગી હું તારી મદદમાં છું, ત્યાં લગી તું ગભરાટ શા માટે રાખે છે?

આમ કહી સિરાજુ શ્યામાનો હાથ પકડી, તેને ઘણાજ સ્નેહની સાથે ખાવાપીવાનો આગ્રહ કરવા લાગી. એ જોઈ શ્યામા શરમાઇને

---

*" લક્ષ્મણાવતી એ ગૌડ નગરનું બીજું નામ માત્રજ છે. કેટલાક લોકો એને લક્ષ્મણાવતી કહે છે અને કેટલાક ગૌડનગર પણ કહે છે. લક્ષ્મણાવતી બંગાળાની રાજધાની હતી અને એ લક્ષ્મણસેન નામના એક વીર રાજાએ વસાવી હતી."

પ્રયોજક (બાંગાલાર ઇતિહાસ, પ્રથમ ભાગ પૃષ્ટ ૩૨૫)

મહમ્મદ-ઇ. બખ્તીયારે ઈ. સ. ૧૨૪૩-૪૪ અથવા હિજરી સન ૬૪૧ માં ગૌડ અથવા લક્ષ્મણાવતીપર ચઢાઇ કરી હતી અને તેના દ્વારા પણ ગૌડના સેન તથા રાઇ રાજાઓનો અધિકાર લુપ્ત થયો હતો.

Reverty. No. 552 Tabarat-i-Nasirit.

કહેવા લાગીઃ—" નવાબનન્દિની! તમારી દયાની હદજ નથી. એક આફતમાં આવી પડેલી અબળાપર તમે જે દયા દર્શાવી છે, તે દયા તથા સહાનુભૂતિના બદલામાં ભગવાન તમારૂં ભલું કરશે. હું તમારા ચરણનો બદલો આ જિન્દગીમાં કદી પણ વાળી શકીશ નહિ."

સિરાજુલન્નિસાએ કહ્યું:—

"એથીજ હું ધારૂં છું કે, તું અન્નજળ ગ્રહણ ન કરતાં મારા મનને દુઃખી કરી રહી હશે?,'

"નવાબનન્દિનિ! તમે દેવી છો. તમારી પાસે રહેવાથી હું મારી ચિન્તાને ભૂલી જાઉં છું. પરંતુ તમારી ગેરહાજરીમાં એક જાતની ભયંકર દુશ્ચિંતા આવીને મને ખાવાપીવાનું તથા સૂવા બેસવાનું ભાન પણ ભૂલાવી દે છે. મને આ પાપપૂરીમાં તમે એકજ પુણ્યશાળી જીવ હો, એમ લાગે છે. તમારા વિના આ મહેલ ખાવા દોડે છે. મારા કિસ્મતમાં શું લખાયું છે, એની મને કશી ખબર પડી શકતી નથી." આમ કહી શ્યામાએ ફરીવાર કહ્યું:—" હું હમણાંજ થોડું ઘણું ખાઇ લઉં છું."

શ્યામા ત્યાર પછી જમવા માટે ચાલી ગઇ. એ સમયે સિરાજુએ ફરીવાર શ્યામાનો હાથ પકડીને કહ્યું:—"સખી! મારી બીજી એક માગણીને તું કબૂલ રાખીશ કે? તું મને નવાબનંદિની ન કહેતાં, સખી કહીને બોલાવી શકે? તેથી મને ઘણો આનંદ મળી શકશે.

શ્યામાએ સહજ હસીને કહ્યું:—"હવે પછી સખી કહીનેજ બોલાવીશ."

## પ્રકરણ ૧૪ મું

### શશીમુખીનો સાક્ષાત્કાર



ઢાકાના દુર્ગથી ઘેરાયલા, અનેક દીવાલોથી વીંટળાયલા અને અસંખ્ય પ્રહરીઓ, અપાર ખાજાસરાઓથી રક્ષાયલા રાજમહેલમાં શશીગાંડી મધુર કંઠથી ગાયન ગાતી ગાતી બેગમ મહેલ તરફ જતી હતી.

એ ગાંડી અબળાએ નવાબના એ દુષ્પ્રવેશ મહાલયમાં શી રીતે પ્રવેશ કર્યો હશે? અહા! એ અબળાની કેવી અદ્-

ભુત શક્તિ કે જેણે સેંકડો ગુલામોની આંખમાં ધૂળ નાખી નવાબના મહાલયમાં પ્રવેશ કર્યો ! શશી ! શું તારો કલનાદી મધુર ધ્વનિ સાંભળી કોઇ પણ મનુષ્યને ચૈતન્ય રહ્યું નહોતું કે, તું આમ સરળતાથી નવાબી મહેલમાં ધસી આવી ? ધન્ય છે ! તારા સુધામય સંગીતને ધન્ય છે ! તારી ગતિને અટકાવવાનું સાહસ પણ કોનામાં હોઇ શકે ? સુંદરતાના અવતારરૂપ શશીમુખી ! તું અતિ સમર્થ છે ! તારો સુધામય સ્વર તેનાથી પણ સમર્થ છે ! ગમે તેમ હો, પણ તેં માનવજીવનના ઉચ્ચતમ સ્થાનપર સત્વર તારો અધિકાર સ્થાપી દીધો છે ! સર્વ લોકોને અજ્ઞાનાંધકારમાં રાખવાના ઉદ્દેશથી તેં આ દીવાનીનો વેશ ધારણ કરી લીધો છે. પરહિતકારિણી ! પરકલ્યાણકારિણી ! તને સહસ્ત્રવાર ધન્ય છે ! વાસ્તવિક રીતે તું દીવાની નથી, પણ દુનિયાજ દીવાની છે કે જેથી કરીને તારા જેવી દેવીને પણ તે દીવાની તરીકે ઓળખી રહી છે. તું પરોપકારની જીવતી પ્રતિમા છે. તારા જીવનની ઉચ્ચતાનો અવધિજ નથી. શશી ! શશી ! તું માનવમંદિરમાં જ્ઞાનનો સંચાર કરનારી દેવીજ છે !

શશી મહાલયમાં પ્રવેશ કર્યા પછી મધુર સ્વરથી દશે દિશાઓને કંપાવતી ગાવા લાગી;

" અરે ઓ પશુપતિ, કર અનુમતિ જાઉં હિમાલય;
જનની તાપિની મુજ વિયોગે પીડાય અતિશય;
ગઇ નિશા આખી શોક સંતાપ અને ત્રાસની માંહિ;
અશ્રુતણા માગ વહાવી કરે પોકાર ત્રાહિ ત્રાહિ;
સ્વપ્ન કે સુષુપ્તિ મહીં નહીં સુખ છે કયાંહિ;
માત તણું હૃદય ઉદાસ, શોક અતિશય ત્રાસ;
આવ્યો સમીપ વિકરાળ કરાળ કાલ કરવા ગ્રાસ;
છિન્ન વિચ્છિન્ન મલિન વેશ વિન્યાસ;
તથા હૃદયતણા અતિ ઘોર નિશ્વાસ;
નિરખી હૃદય થાય નિરાશ, હણાય આશ;
અંતરમહીંથી જાય ઉચ્ચતમ ઉલ્લાસ;
કરી માત તણો વિશ્વાસઘાત;
વ્હોર્યો વ્યર્થજ શાને વિનિપાત. "

મહાલયના પ્રત્યેક વિભાગોમાં આ ગાનનો પ્રતિધ્વનિ થવા લાગ્યો. તે સ્વરની લહરીઓએ નવાબી મહાલયનાં જનાનખાનાની

પ્રત્યેક બેગમની હૃદયતંત્રી ભેદીને કરુણરસનો પ્રવાહ વહેવડાવી દીધો; ગાંડીના તે સ્વરે ઉંચા આકાશને ભેદી, એ ત્રણમાળા મકાનોને ધ્રુજાવી નવાબજાદીના ઓરડામાં પ્રવેશ કર્યો. નવાબદુહિતા સિરાજુલન્નિસા પોતાના ઓરડામાં બેસી શ્યામાસુંદરી સાથે વાર્તાલાપ કરી રહી હતી; એવામાં અચાનક આ મધુર સ્વરે તેના કાનમાં પ્રવેશ કર્યો. તે સ્વર શ્યામાસુંદરીથી અપરિચિત નહોતો; પણ શ્યામા અત્યારે અચેત અવસ્થામાં આવી પડી હતી. સિરાજુના યત્નથી શ્યામાને ચેતન આવ્યું ખરૂં, પરંતુ તે ચેતન ન આવ્યું હોત તોજ શ્યામાને માટે વિશેષ સુખકર ફળ ઉપજત. દીવાનીનું હૃદયાકર્ષી તથા માતૃપ્રેમનું મધુર ગાન સાંભળી તેને પોતાની પ્રેમમયી જનનીની પ્રતિમા સાંભરી આવી અને એ સાથે તરતજ તેની આંખમાંથી દડદડ આંસુની ધારાઓ વહેવા લાગી.

" નવાબનંદિનિ ! એકવાર એ દીવાનીને બોલાવી મંગાવો. હું તેને મારી દુઃખિની માતાના સમાચાર પૂછી જોઉં, હાય ! મારી માતાની શી દશા થઈ હશે ? તે બિચારી કેવો વિલાપ કરી રહી હશે ? " આમ કહીને શ્યામાસુન્દરી સિરાજુને આગ્રહ કરવા લાગી. સિરાજુ બીબીએ તરતજ પોતાની એક બાંદીને શશી ગાંડીને બોલાવવાનો હુકમ કર્યો. બાંદી તરતજ શશીને લઇને નવાબનંદિની પાસે આવી પહોંચી.

શશીમુખીએ ગાતાં ગાતાંજ નવાબ દુહિતાના અન્તઃપુરમાં પ્રવેશ કર્યો:—

" ન સમજું સ્વામી શી રીતે ચરણસેવા સ્વીકારૂં હું;
ન એવી કોઈ વસ્તુ છે પ્રભુ તમને રીઝાવું હું;
તમે છો પૂર્ણ વ્યાપક બ્રહ્મ અનંતાનંત બ્રહ્માંડે;
કયું સ્થળ શૂન્ય છે તમથી કે જ્યાં સ્વામી બોલાવું હું;
સદા નિર્મળ નિરંજનને વળી નિર્વાસ ને નિર્લેપ;
પછી જળ સ્થાન ચંદન ધુપ કયાં પુષ્પો ચઢાવું હું;
જગત સૌન્દર્યના આધાર અને શૃંગાર સૃષ્ટિના;
ક્યા શૃંગાર વસ્ત્રોથી દિગંબરને વીટાળું હું ?
સ્વયંભૂ તાતના તેજે તપે રવિચંદ્ર ને તારા;
મહા જ્યોતિ દીપકની અલ્પ જ્યોતિ હું બતાવું શું ?

સુમન ભાવે સુમન પૂજા સુમનસહ તન કરૂં અર્પણ;
સદા અંતર તણા શાતા, પછી અંતર બતાવું શું ?"

શ્યામા હવે આંખનાં આંસુને અટકાવી શકી નહિ. કેટલીક વાર સુધી આંસુ વહાવ્યા પછી શ્યામા 'મા મા' કહી મોટેથી રડી પડી. એ જોઇ નવાબનંદિનીની આંખમાં પણ આંસુ ભરાઇ આવ્યાં. શશી નવાબજાદીને કુર્નિશ કરી એક કોર ઉભી રહી. સિરાજુલન્નિસાએ તે કુર્નિશના બદલામાં માથું નીચું નમાવી કહ્યું:—"શશીમુખિ ! તારો અવાજ સુરીલો છે. તારૂં સંગીત પણ તેવુંજ મનોહર છે."

"નવાબનન્દિની ! દીવાનીના કંઠ તથા ગાયનનો શો ધડો હોય ? હું જે કાંઇ ગાઉં છું. તે સંગીતના નિયમ પ્રમાણે ગાતી નથી. જે સમયે મારા મનમાં જે કાંઈ ઉગી આવે છે, તે બધા ઉભરાઓને એકી સાથે બહાર કાઢું છું. મને સંગીત વિદ્યાનો જરાપણ અભ્યાસજ નથી. તમારા ખ્યાલમાં મારા માટે જે કાંઇ આવતું હોય, તે કહો, ખુશીથી કહો, એમાં મને કશું પણ માઠું લાગવાનું નથી. ગાંડું માણસ કોઇનો ધોખો કરતુંજ નથી. મારાં ગાયનો તે કેવળ મારા દિલના પ્રલાપો છે, મારો મિથ્યા બકવાદજ છે."

"શશીમુખિ ! હું જો કે તને બરાબર ઓળખતી કે જાણતી પણ નથી, તેમ છતાં પણ મારાથી એટલું તો અવશ્ય કહી શકાય છે કે, તને જે કોઇ દીવાની કહે છે, તેઓજ ખરેખરાં દીવાનાં છે, તેં ધર્મના માર્ગમાં સારૂં સ્થાન તથા જ્ઞાન સંપાદન કર્યું છે. તેં સ્વાર્થનો ત્યાગ કર્યો છે અથવા પરહિતમાં પ્રાણ સમર્પણ કર્યાં છે. પરકલ્યાણ અને પરસેવા કરતાં બીજો એક પણ ધર્મ ઉચ્ચ નથી, એવી મારી દૃઢ માન્યતા છે, તું એનાથી વિશેષ કયો લાભ મેળવવા માગે છે ? તેં ઉચ્ચના કરતાં પણ ઉચ્ચ પદવી પ્રાપ્ત કર્યા પછી દીવાનીનો વેશ ધારણ કર્યો છે. દીવાની થઇનેજ તેં આવી ઉચ્ચતા પ્રાપ્ત કરી છે. દુનિયામાં જન્મી તેં તારો જન્મ સફળ કર્યો છે. તારા આત્માનું કલ્યાણ તેં કરી લીધું છે. મેં તારા જેવી સ્વાર્થત્યાગિની સ્ત્રીઓ બહુ અલ્પજ જોઈ છે." નવાબનંદિનીએ કહ્યું.

"નવાબદુહિતા ! એશ્વર્યની સાથે ધર્મનો સંબંધ ઘણોજ થોડો હોય છે. એશ્વર્યશાળી મનુષ્ય ધર્મના ભયંકર વિરાધીઓ હોય છે. એવીજ મારી ધારણા હતી; પરંતુ આજે મારી તે ધારણા દૂર થઈ છે. હું જોઉં છું કે, આ સ્થળે અગ્નિ અને જળનો એકત્ર સમાવેશ

થયો છે. અથવા તો કોઇ કોઇને બાળતું કિંવા શોષણ કરતું નથી. બ્રહ્માંડમાં હંમેશાં નાના પ્રકારના સંગ્રામો થયા કરે છે. લક્ષ્મી અને સરસ્વતી, દેવ અને દાનવ, ધર્મ અને અધર્મ, નીતિ અને અનીતિ આદિ સર્વમાં નિરંતર સંઘર્ષણો થયાજ કરે છે. પરંતુ તમારા હૃદય રાજ્યમાં કોઇપણ પ્રકારનું સંઘર્ષણ ઉત્પન્ન થયું નથી. એ જોઇ મને ઘણો આનંદ થાય છે. અમે નિર્લિપ્ત થવા માટે બનતા પ્રયત્નો કરીએ છીએ, પ્રલોભનોથી દૂર ન્હાસીએ છીએ. પરંતુ તમે રાજાધિરાજની દુહિતા થયાં છો, ઐશ્વર્યની ગોદમાં ઉછર્યાં છો તથા ઐશ્વર્યના આગારમાં બેઠાં છો, તેમ છતાં પણ જે સત્યજ્ઞાન પ્રાપ્ત કર્યું છે, અને ધર્મના ગૂઢ રહસ્યને જાણી લીધું છે, એ જોઇને મને જે આનંદ થાય છે તેની કશી સીમાજ નથી. મોહ–મદ–માયા–મત્સર અને આત્મશ્લાઘા, આત્મગરિમાનો ઉદ્ભવ કરનાર કેવળ લક્ષ્મીજ ગણાય છે. તે લક્ષ્મીના તમે સંપૂર્ણ રૂપે અધિકારી હોવા છતાં એવા–એક પણ આસક્ત પદાર્થમાં લુબ્ધ થયાં નથી, કિંવા તે દુષ્ટ દુર્ગુણો તમારો–તમારા હૃદયનો સ્પર્શ પણ કરી શક્યા નથી, એ પણ આનંદની વાર્તા છે. આ સર્વ પરથી સ્પષ્ટ જણાઇ આવેછે કે, તમે શાપભ્રષ્ટા દેવીજ છો. દેવી હોવાથીજ તમારા હૃદયમાં આવી દયા, આવી સહાનુભૂતિ આવી વસી છે. દેવીના સર્વ ગુણો સંપાદન કરીનેજ તમે સતીત્વની રક્ષાની અભિલાષા ધરાવનારી એક કુલવતીના સતીત્વની રક્ષા કરવાનું વ્રત ધારણ કર્યું છે. હું તમારાં દર્શનથી કૃતાર્થ થઇ છું. શ્યામાસુંદરીનું ભાગ્ય ઘણુંજ પ્રબળ છે કે તે જેથી નરકના પથપર જતાં જતાં તમારા જેવી દેવીરૂપિણી હિત ચલાનારી સખી રત્નને પ્રાપ્ત કરી શકી છે. મારો હેતુ સિદ્ધ થયો છે અને આગમન સફળ થયુંછે" શશીમુખીએ કહ્યું.

"શશીમુખી ! જ્યાં સુધી શ્યામાનો ઉદ્ધાર ન થાય, ત્યાં સુધી તું નિશ્ચિંત રહેજે. તેને માટે કશીપણ ચિંતા કરીશ નહિ. હું મારા પ્રાણ આપીને પણ શ્યામાના ધર્મની, સતીત્વ અને કુળની રક્ષા કરીશ. આજથી શ્યામાની સર્વ ચિંતાઓનો ભાર હું મારા શિરપર વ્હોરી લઉં છું. શ્યામાના એક વાળનો પણ કોઇ સ્પર્શ કરી શકશે નહિ." સિરાજુએ ખુલ્લા દિલથી શશીમુખીને સાંત્વન આપી કહ્યું:–

"જો શ્યામાસુંદરીવિલાસ તથા વાસના પરાયણા હોત, તો તેથી હું તેને કશીપણ સહાયતા કરી શકત નહિ, પરંતુ શ્યામા રૂપવતી, શિ

લવતી, ગુણવતી અને ધર્મશીલા છે. શું એ સ્વર્ગીય પ્રતિમા પાપના પાવકમાં બળીને દગ્ધ થશે ' ના—કદાપિ નહિ. જ્યાં સુધી સિરાજુ ન-વાબી મહેલમાં હયાત હશે ? ત્યાં સુધી શ્યામા તરફ કોઇપણ વ્યક્તિ કુદૃષ્ટિ કરી શકશે નહિ. શ્યામાના ધર્મપર આક્રમણ કરનારના પ્રાણ પંચત્વને પ્રાપ્ત થશે. શ્યામાના મુખ તરફ નજર કરનારની આંખો ફોડવામાં આવશે અને શ્યામાના શરીરનો સ્પર્શ કરનારને સદાને માટે સૃષ્ટિ પરથી પ્રસ્થાન કરવું પડશે."

શશીમુખી નવાબ કન્યાના આવાં વચનો સાંભળી તેની પ્રશંસા કર્યા સિવાય રહી શકી નહિ. તે પુનઃ પોતાની ધુનમાં ને ધુનમાંજ કહેવા લાગી:—

"માનવી કે દેવી આવી વસી આ નવાબભવને;
માનવી કદી હોઇ શકે ના આ વિલાસભવને;
વિદ્યુત્વરણી બાલા, ફુટી છે કિરણ માલા;
આહા! નહિ જોઈ શોભા કદી આવી નયને;
ભર્યો ભંડાર છે પૂરો નીતિને ન્યાય ન્યારાનો;
હરે છે ગર્વ રમણી આ સદાએ દેવ દારાનો."

સિરાજુ હસતી હસતી ત્યાંથી બીજા ઓરડામાં ચાલી ગઈ. ત્યાર પછી શશીમુખીએ શ્યામા સુંદરી પાસે આવી તેને ઉપાડી લાવવાનો સર્વ વૃત્તાંત વિસ્તાર પૂર્વક સાંભળી લીધો. શ્યામા પાસેથી સત્ર વૃત્તાંત સાંભળી, શશીમુખીએ વીરેન્દ્રની વીરત્વસૂચક પ્રતિજ્ઞા, રાજા રતિકાન્તની અદ્‌ભુત ધીરતા, મોહન તથા ગોરીની મુક્તિ, શ્યામાના રક્ષણ માટેનો મોહનનો પ્રાણાન્ત પ્રયત્ન, વિજય તથા તારાની હિતૈષિતા આદિ સર્વ વર્ણન ધીમે ધીમે કહી સંભળાવ્યું. પણ હરસુંદરીના વિષયમાં તેણે કશીપણ વાતચીત કરી નહિ. એ જોઈ શ્યામાના ઉદ્વેગની સીમાજ ન રહી.

"કહે જોઇએ શશી બહેન! મારી માતા શું કરે છે? તેની શી દશા થઇ છે? મારી આવી દુર્દશા જોઇને તે પોતાનું ભાન પણ ભૂલી ગઇ હશે. અરેરે! એ બિચારીની આંખમાંથી આંસુની ધારાઓ વહેતી હશે. હૃદયમાં દુઃખનો દાવાનળ સળગી ઉઠયો હશે! હાય! એનું હવે શું થશે? એની સંભાળ કોણ લેશે?"

આમ કહીને શ્યામા મોટે સાદેથી રડવા લાગી.

"તેના ઉચ્ચ હૃદય પર કોઇપણ પાર્થિવ પદાર્થ આઘાત કરી

શકે તેમ નથી. જગતનાં માયાવી સુખદુઃખોથી તેનું દિલ દુઃખાય તેમ પણ નથી. કોઈકોઈ વેગાએ તેના ધ્યાનનો ભંગ થઈ જાય છે, પણ તેમ છતાં પણ ચંચળતાનાં કશાં ચિન્હો જણાતાં નથી. અહા! શું સુંદર હૃદય છે! એના જેવું દૃઢ હૃદય, ઉચ્ચ આશય, આદર્શજીવન અને અવિચલ ભક્તિ મેં બીજે ક્યાંય પણ જોઇ નથી." શશીએ કહ્યું.

"બહેન હવે શો ઉપાય કરવો જોઇએ વારૂ? શ્યામસુંદરીએ પૂછ્યું.

"કેમ, હવે ઉપાયની શી આવશ્યક્તા છે? જ્યારે નવાબનંદિનીજ સહાય છે, ત્યારે પછી શો ભય છે? તારે હવે કશીપણ ચિંતા કરવી નહિ. ભક્તનો ભગવાન સર્વ સારૂંજ કરશે," શશીએ ઉપદેશ આપ્યો.

"તેના હૃદયને તું શી રીતે જાણી શકી વારૂ?" શ્યામાએ ઉત્સુકતાથી પૂછ્યું.

"બહેન! દેવતાને ઓળખતાં શો વાર લાગે? હું એક ક્ષણુ વારમાં જાણી શકી છું કે, સિરાજુલન્નિસા માનવી રૂપિણી દેવી છે. તેનું હૃદય દયાથી ભરપૂર છે. યવન તનયા હોવા છતાં એના અંતરમાં સહાનુભૂતિ તથા દયાનો ભંડાર ભર્યો છે. જ્યાં સુધી એ તારા પક્ષમાં છે, ત્યાં સુધી તારે ભય રાખવાનું કશું પણ કારણુજ નથી. વળીઃ—
આમ કહીને શશીમુખી ફરીવાર ગાવા લાગીઃ—

"તારો વીરેન્દ્ર વીર સત્યપરાયણુ;
ઉદ્ધાર પ્રતિજ્ઞા તે તણી થઈ છે પણુ;
જે પ્રતિજ્ઞા તેજ કાજ, શું વિશેષ કહું હું આજ;
જોઈશ પ્રતિજ્ઞા થશે જહીં પૂરણુ;
એકલો સાધશે આ અસાધ્ય સાધન."

આમ કહી શશીમુખીએ ફરીવાર શ્યામાને ઉદ્દેશીને કહ્યુંઃ—
"શ્યામા! હું ગુપ્તચરરૂપે આ યવનોના શહેર તથા મહાલયની તપાસ કરવા આવી હતી. આજે મેં આખા શહેરમાં ફરી ફરીને શહેરના સઘળા રસ્તા, ઘાટ તથા ગુપ્ત સ્થાનો બરાબર જોઇ લીધાં છે. મારે મારા શુભ હેતુને પૂર્ણ કરવો હતો, એટલા માટેજ મેં આ દીવાનીનો વેશ ધારણ કર્યો છે. હવે તું કશી પણ ચિંતા કરીશ નહિ. થોડા સમયમાંજ તારો ઉદ્ધાર કરવા માટે પ્રબળ પરાક્રમી વીરેન્દ્ર અહીં આવી પહોંચશે."

શશીમુખી શ્યામા સુંદરીનો ઉદ્ધાર કરવા માટે વીરેન્દ્ર ના ઘણાજ થોડા સમયમાં આવશે, એવા સમાચાર આપી ત્યાંથી થઇ. વિદાય થતી વેળાયે તે બીજી બેગમોનાં જનાનખાનાં તે પોતાની ઇચ્છાને અટકાવી શકી નહિ. તેથી ગાતી ગાતી જિ બેગમના મહેલ તરફ તે ચાલવા માંડી.

## પ્રકરણ ૧૫ મું

### જિહાના બેગમ

શશીમુખીએ ગાયન ગાવાનો પ્રારંભ કર્યો:—

"ચિરદિન ના ટકશે જીવન યૌવન;
નિશિર સ્વપન સમ છે ગમન;
છતાં કેમ વૃથા સહો;
હૃદયે યાતના સહો:
કાંચન ત્યાગી કાચમાં લોભાવો કાં મન;
વૃત્તિ તણા દાસ બની ગુમાવો કાં તન;
જીવન નૌકાને પાપ દરિયે ડુબાવી,
ભોગ વિલાસની છોળો ઉછળાવી,
માનવો મોહો કાં મોહિની માયા મહીં;
સંતોષ સમતા સમ સુખ છે કહીં ?
ધર્મ સારથી ધારણ કરી, ચલાવો જીવન રથ;
મોક્ષ માર્ગ ગ્રહણ કરો ધરી ઉચ્ચ મનોરથ."

સંગીત પ્રિયા જિહાના દીવાનીનું ગાયન સાંભળી ઓરડ બહાર આવી બેઠી. દીવાની ફરીવાર ગાવા લાગી.

"મન તણી ભાવનાઓ પ્રકટ કરે છે પાગલિની;
એ કદી પાગલ નહિ, નહિ છે કદી એ ભિખારિણી;
ભાંગી છે સુખ તણી સર્વ આશા;
થઈ છે તેથી મમ દેહતણી દુર્દશા;
નિજ સર્વસ્વ ગુમાવી થઈ છું અતિ દુઃખીની."

શશી આવી કુર્નિશ કરી સ્હામે ઉભી રહી; પરંતુ ગર્વિતા

નાએ સિરાજુની પેઠે કુર્નિશના બદલામાં સ્હામી કુર્નિશ કરવાની વાત તો દૂર રહી, પણ શશીનો સત્કાર પણ કર્યો નહિ.

જિહાના અતિ સુંદર સ્ત્રી હતી. હજી તેની ઉમ્મર માત્ર અઢાર વર્ષનીજ હતી. તે પ્રથમ સોનાપૂરના જમીનદાર કમલનારાયણની પત્ની હતી. બંગાળાના વિલાસપ્રિય કામાંધ નવાબ દાઉદખાંએ કમલનારાયણને કારાગૃહમાં મોકલાવી આ અપૂર્વ સુંદરીને પોતાના અન્તઃપુરમાં આણી મુસલમાન ધર્માનુસાર તેની સાથે લગ્ન કર્યાં હતાં. કમલનારાયણે જ્યારે બહુ બહુ કાલાવાલા કર્યા તથા પોતાની પત્નીને નવાબના જનાનખાનામાં મોકલવામાં કોઇ પણ પ્રકારનો પ્રત્યવાય ન કર્યો, ત્યારે નવાબ સાહેબે તેને કારાગૃહમાંથી મુક્ત કરી તેની જમીનદારી ઉપરાંત બીજો એકાદ તાલુકો આપવાની પણ ઉદારતા દર્શાવી હતી. કમલનારાયણ અત્યારે એ તાલુકદારીનું સ્વપ્ન જોઈ પરમ આનંદને પ્રાપ્ત થયો હતો.

કમલનારાયણની પેઠે બીજા કેટલાક અર્થપિપાસુ અને અધર્મના ઉત્પાદક આર્યજનોએ પણ પોતાની સ્વરૂપવતી ભાર્યા, દુહિતા કે ભગિનીનો કામપરાયણ અને ભોગવિલાસી નવાબના અન્તઃપુરમાં વિક્રય કરી અગાધ સંપત્તિ પ્રાપ્ત કરી હતી. પરંતુ કામાંધ નવાબનો એ સર્વ સુંદરીઓપર સમાનભાવે અનુગ્રહ થઈ શકયો નહોતો. તેણે પોતાની વાસના તૃપ્ત કરી, તે નિર્દોષ, નિરપરાધી અબળાઓનો સર્વનાશ કરી જનાનખાનામાંથી વિદાય કરી રસ્તાની રખડતી ભિખારિણો બનાવી હતી. તેમાંની કેટલીક ધર્મવતીઓ સંસારત્યાગિની સંન્યાસિનીઓ થઈ પોતાના દુઃખનો વલોપાત કરતી, કાશી વૃંદાવન કે ગયા જેવા પવિત્ર ધામોમાં જઈ વસી હતી. તથા સંસર્ગ દોષથી વિકારવશ થયેલી વનિતાઓ વારાંગનારૂપે બાજારમાં બેસી સૌન્દર્યનો વિક્રય કરી પોતાનું ગુજરાન ચલાવતી હતી. હાય ! અર્થના ઉપાસકોનો કેવો ભીષણ ઉત્પાત ! કેવો ભયંકર ઉન્માદ ! પુત્રીના હિતાહિતનો વિચાર ન કરતાં કેવળ દ્રવ્યની આકાંક્ષા રાખી કન્યા વિક્રય કરનાર માતા પિતાની કન્યાઓની આવી દુર્દશાજ થાય છે ! આ પ્રકાર કાંઇ નવીન નથી. હજી પણ કન્યા વિક્રયનાં કેવાં વિપરીત પરિણામો આવે છે, એ સર્વ કોઇને વિદિત છે, માટે એ વિષયમાં અમે અધિક વિવેચન કરવા ઇચ્છતાજ નથી. પરંતુ દ્રવ્યના ગુલામ જનોની પત્ની, પુત્રી અને ભગિનીની નવાબના હાથથી ભયંકર દુર્દશા તો અવશ્ય થવા લાગી હતીજ.

બંગાધિપ દાઉદખાંએ જિહાનાના સૌંદર્યનો ગુલામ બની, તેની ઈચ્છાને તૃપ્ત કરવામાં કશી પણ ન્યુનતા રહેવા દીધી નહોતી. જિહાનાને વિવિધ પ્રકારના વસ્ત્રાલંકારોથી વિભુષિતા કરી પોતાની મુખ્ય બેગમના પદપર પ્રતિષ્ઠિત કરી હતી. જિહાના જે ધારે, તે સહજમાંજ મેળવી શકતી હતી. તે મુખ્યત્વે સુખ, વિલાસ, વૈભવનેજ ચહાતી હતી. વિલાસિતાના સાગરમાં ડુબ્યા રહેવાનુંજ તે પસંદ કરતી હતી, અત્યારે તેના તે સર્વ મનોરથો ફળીભૂત પણ થયા હતા. ઘોર વિલાસી નવાબના અનુગ્રહથી જિહાનાબેગમ વિલાસના સમુદ્રમાં ડુબેલી હતી. સૌંદર્યના વિનિમયમાં તેણે સત્તા, સંપત્તિ અને સુખ ખરીધાં હતાં. માયાવી અને ક્ષણભંગુર સુખના યોગે તે પોતાની જાતિ, કુળ તથા ધર્મનું અભિમાન પણ ભૂલી ગઈ હતી. ગાંડીનું ગીત મનુષ્યને મદિરાની પેઠે ઉન્મત્ત બનાવી દેતું હતું. તેના સુરીલા સ્વરથી તેના પ્રતિ સર્વ કોઈ સહજમાંજ આકર્ષાતું હતું.

સાધ્વી શશીમુખીએ જિહાનાને માર્મિક શબ્દોનો પ્રહાર કરતા ગાવા માંડયું:—

" ઉડો નાદાન મન બુલબુલ, રહો ગુલઝારમાં ના ના;
વફાઈ એક પણ ગુલની, દીઠી ભર પ્યારમાં ના ના;
સુણાવો ગાનની વાતો, જખ્મને દાગ દઈને;
અરે એ દર્દીના દર્દ, રહો દરકારમાં ના ના;
રહો જ્યાં ચંગ ને ઉપંગ, વીણાના નાદ વાજે છે;
ઘડી આ બેવફાઈના, રહો દરબારમાં ના ના;
કદાપી રાતભર રો તું, સહી શરદી ગરીબીથી;
પરંતુ ઓસ એ ત્યારે, જુલમગારે દીધો ના ના;
સુકાશે તાહરૂં ગુલઝાર, પણે જો ગ્રીષ્મ આવે છે;
પ્રજળશે વિશ્વ વન્હિથી, રહે તુજ પાંખડી ના ના;
સુગંધી વાસમાં ઉદાર, મહૂત છે જન્મથી તેમાં;
ન બાકી ઓસની રાખી, કૃપણતામાં જરા ના ના;
વિધિના ઉલટા અંકો, સુવરણે ત્યાં થકી સુરભી !
તને કોમળ અહો મનકેરિ, કોમળતા કરી ના ના;
વળી જો એ સવારે સર્વ, અંગોઅંગ ખીલાવીને;
જખ દરશે બીજે હાથે, વફાઇ કંઈ ધરી ના ના;
બળાપા બાલનાથી રાતભર, રાકાપતિ દાઝયો:
સમુદ્રે જઈ પડયો શીતળ થવા, શાન્તિ રહી ના ના.

આમ કહી શશીમુખીએ ફરીવાર જિહાનાના હૃદયને સખ્ત આઘાત કરવાના ઉદ્દેશી ગાવા માંડ્યું:—

"અરે ! આ વિશ્વવાડીનાં, જીવનપુષ્પો ખરતાં જાય;
નહિ ફૂલ્યાં, નહિ ફાલ્યાં, ન કો માળી બચાવે હાય—અરે.
ઝપટ સંસાર-પવનની વાય, બિચારાં બ્હાવરાં તે થાય;
છુપાયાં સ્વાર્થ ઝાડીમાં, અરર, ત્યાંયે ગયાં વિંધાય—અરે.
વિલાસોમાં દિલાસો લઇ, ભોગવવા ભોગ બને ઘેલાં;
મઝા ચૂસી લૂટી લેવા, ઉછાળા મારતાં ઘેલાં—અરે.
જીવન-લ્હાવા લઈ લેવા, સુરસ ભંડાર ભરી લેવા;
ઘડીના કોડ પૂરવા, અહા ! શો કલેશ ! શાં વલખાં ! અરે.
પૂરી થઈ વાસના ના એક, બીજી ઉભી, ત્રીજી ઉભી;
મળ્યું જીવન, જોબન ક્યાં ? મળ્યું જોબન, છે રસ ક્યાં ? અરે.
મળ્યો રસ, કોણ પીનારાં ? પીનારાં છે, પણ પ્રીતિ ક્યાં ?
મળી પ્રીતિ, પણ શાંતિ ના ? રહ્યાં ઝૂરતાંજ જ્યાંને ત્યાં—અરે.
કુસુમનું દિલ નહિ રીઝ્યું, રીઝવવાથી શું માલીનું ?
કુસુમ-જીવન નહિ ખીલ્યું, ખીલવવાથી શું માલીનું ? અરે.
અધુરી આશ, અધુરા કોડ, મૂરખ માળી ! તું માયા છોડ;
ખીલાવો ફૂલડાં ભોળાં, જગત ઉદ્ધારમાં મન જોડ—અરે.

આ સાંભળી જિહાનાએ અજાયબીથી પૂછ્યું:—"દીવાની ! શું તું ખરેખરી દીવાની છે કે, કોઇ પણ પ્રકારની આશાનો ભંગ થવાની શોકના સાગરમાં નિમગ્ન થઈ આ પ્રમાણે ભટકી રહી છે ?"

દીવાની શશીમુખીએ જવાબ આપ્યો:—"બેગમ સાહબા ! આશાનો અથવા મનનો ભંગ થવો એ કાંઇ નવીન નથી. એ સર્વ માયાવી દુનિયાના માયામય ખેલોજ છે. જીવનમાં અનેક આશાઓ બંધાય, અનેક નિરાશાઓ ઉભરાય છે. હું આશા અથવા નિરાશાપર લેશ માત્ર પણ વિશ્વાસ ન મૂકતાં કર્મપર દૃઢ શ્રદ્ધા રાખનારી છું, તમે જેને સુખ માનો છો, તે સુખનેજ હું સર્વ દુઃખોનું સ્થાન માનું છું. ઘોરતમ વિલાસમાં રચ્યા પચ્યા રહેવાથી સત્ય સુખને સંપાદન કરી શકયાં છીએ, એમ માનવાનું નથી. જીવન ક્ષણિક છે. પણ એ ક્ષણિકતામાં અનેક પ્રકારનાં પરિવર્તનો થયા કરે છે. પરલોકના સુખને પ્રાપ્ત કરવાની જે મનુષ્યના હૃદયમાં વાસના ઉત્પન્ન થાય છે, તેજ મનુષ્ય મનુષ્ય છે."

જિહાના બેગમે આનંદના આવેશમાં આવી કહ્યું:—"વાહ—વાહ! ધાર્મિકા લલના! જગત્ તને દીવાનીના નામથી ઓળખાવે છે, તેમાં તેનો ભયંકર અન્યાય થાય છે. તારાં મધુર ગાનોએ મને જાદૂના મંત્રની પેઠે મોહિત બનાવી દીધી છે. મેં મારી જિન્દગીમાં કોઈ પણ વ્યકિતના મુખથી આવો અનુપમ ઉપદેશ કદાપિ સાંભળ્યોજ નથી. ગાંડી! ગાંડી! તેં મને ગાંડીમાંથી ડાહી કરી છે. અનંત કાળની ઘોર નિદ્રાનો ત્યાગ કરાવી તેં ... કર્મનો માર્ગ બતાવ્યો છે."

દીવાનીએ કહ્યું:—"જનાબ, હુ એક પામર અને ભિખારિણી અબળા, તમારા જેવી ઐશ્વર્યમાં મ્હાલતી મહારાણીને શો ઉપદેશ આપી શકીશ? વૃક્ષની શાખાઓપર અનંત પુષ્પો વિકસે છે અને તે સર્વ પુષ્પોમાંથી સુગંધનો વિસ્તાર પણ થાય છે. પરંતુ અંતે તે બિચારાં પુષ્પો સૂકાઇ જાય છે, પૃથ્વીપર ખરી પડે છે, મનુષ્ય અથવા પશુઓના પગતળે કચડાઇને વિનષ્ટ થાય છે. સુગંધ વાયુમાં વિમિશ્રિત થઇ અદૃશ્ય થાય છે. વળી તેજ પુષ્પોમાંના કેટલાંક પુષ્પોને માળાના રૂપમાં મનુષ્યના હૃદયપર વિરાજવાનું સ્થાન પણ પ્રાપ્ત થાય છે. કેટલાંક પુષ્પો આદર સહિત દેવની આરાધનામાં ઉપયોગી થઇ પડે છે. તેવીજ રીતે તમે પણ તમારા ભાગ્યના ગુણથી સિંહાસન સંપાદન કરી રાજરાજેશ્વરીના પદનો ઉપભોગ કરી રહ્યાં છો. અને સાક્ષાત્ નવાબ સાહેબ પણ તમારા ચરણોતળે બેસી ભિક્ષા માગે છે. ખરેખર તમે આર્યદુહિતાના નામનું યથાર્થ સાર્થક્ય કર્યું છે. તમારા જેવાં સૌભાગ્ય સર્વ કોઇ આર્ય અબળાને પ્રાપ્ત થઈ શકતાં નથી."

શશીમુખીના આ કટાક્ષ ભરેલા શબ્દોએ જિહાનાના મર્મસ્થળનો સ્પર્શ કર્યો. જિહાના આત્મપ્રશંસા હોવાથી તેના આનંદની સીમા ન રહી. તે શશીમુખીના શબ્દોનો ખરો અર્થ સમજી શઈ નહિ. આનંદથી ઉન્મત્ત થઈ જિહાના બેગમે એક સોનામહોર લઈ શશીમુખીના મ્હોં આગળ ધરી.

શશીમુખીએ મહોર જોઇ કંપિત કલેવરથી કહ્યું:—"બેગમ સાહેબા! બેઅદબી માફ કરશો. હું અહીં કાંઇ તમારી પાસે મોહોર લેવા આવી નથી. હું મોહોર લઇ શકીશ નહિ. દીવાનીને દ્રવ્યની શી જરૂર?"

આ સાંભળી જિહાનાએ સહજ હસીને કહ્યું:—"દીવાની! તને દ્રવ્યની આકાંક્ષા નથી, એ જોઇને હું ઘણીજ ખુશી થાઉં છું."

# પ્રકરણ ૧૬ મું

## સરખામણી

વાંચક! અમે આ પહેલાં નવાબનંદિની સિરાજુલન્નિસાના રૂપ લાવણ્યનો કશો પણ આભાસ દર્શાવ્યો નથી. તે દર્શાવ્યા વિના તે સુરસુંદરીના લાવણ્યની કશી કલ્પના પણ આવી શકે તેમ નથી. તે પોતાના સ્વરૂપને છુપાવી રાખવાની અભિલાષા ધરાવનારી સુંદરીની શાન્ત તથા સલજ્જ મૂર્ત્તિને, લોકોના નયનથી અલગ રાખવી એજ વિશેષ ઉત્તમ છે. પરંતુ આત્મપ્રકાશલોલૂપા હાવભાવ તથા કટાક્ષવાળી જિહાનાના રૂપની છબિને ઉજ્વલ આલોકથી દર્શાવ્યા સિવાય શી રીતે રહી શકાય? જે પોતે પ્રકાશમાં આવવાની ઇચ્છા ધરાવે છે, જે પોતાની ઉજ્જવલ જ્યોતિથી અન્યનાં મન લોભાવવા ઇચ્છે છે, તેના સ્વરૂપનો પરિચય કરાવવામાં આવે તો તેમાં શો દોષ છે? જિહાના પુષ્પ, હીરાવતી નામના બંગાળાના એક નાના નિર્જન ગામમાં વિકસ્યું હતું, વિકસ્યું હતું એ ખરૂં; પરંતુ તે પ્રાણાકર્ષક તથા મનમોહક ફૂલથી વિમોહિત થાય, એવો કોઇ પણ પુરુષ તે ગામમાં નહોતો. કુમુદ, કમળ, ગુલાબ, ચંપા આદિ ખીલી ખીલીને સુગંધનો વિસ્તાર કરે છે. પછી તેમનો કોઇ ઉપભોગ કરે અથવા ન કરે તેની કશી પણ સ્પૃહા રાખ્યા વિના તેઓ ખરી પડે છે, પરંતુ જિહાના એ પંક્તિનું પુષ્પ નહોતું. તે વિકસી વિકસીને કરમાવા ચાહતું નહોતું. પરંતુ જગતને મોહાવવા માગતું હતું. તે ભાવિકના હૃદયને મોહાવવા ચાહતું હતું. તે આદર, સ્નેહ અને સોહાગની આકાંક્ષા રાખતું હતું. તથા સર્વથી વિશેષ એ પુષ્પને સમસ્ત વિશ્વમાં પોતાની પ્રશંસાનો વિસ્તાર કરવાની પ્રબળ આકાંક્ષા હતી. તેની તે આકાંક્ષા પૂર્ણ થઇ હતી. જિહાનાની પ્રબળ વાસનાને તેની કામનાએ પૂર્ણ કરી હતી. તે આજે નિર્જનમાં નહોતી. આજે તો તે બંગાળા, બિહાર અને ઓઢીયાની રાજધાનીમાં શ્રેષ્ઠથી પણ શ્રેષ્ઠ પદને પ્રાપ્ત કરી શકી હતી. બંગાળાનું સિંહાસન તેના ચરણો તળે હતું. અને સિરાજુ? પરદુઃખ દુઃખિની લજ્જાવતી સિરાજુ? સિરાજુ વિકસિત થવા ઇચ્છતી નહોતી; સૌરભ વિસ્તારવા ઇચ્છતી નહોતી; તેના વિકસિત ભાવને જો કોઇ

જાણે અજાણે જોઇ જતું તો તે લજ્જાની મારી આંખો મીંચી લેતી હતી. આગ્રાનો બાદશાહજાદો સિરાજુના સૌરભની વાર્તા સાંભળી, તેની સાથે લગ્ન કરવા માટે લાલાયિત થયો હતો, પણ સિરાજુ તેમાં લેશમાત્ર પણ રાજી નહોતી. સિરાજુ ઘણીજ શરમાળ હતી, વળી જેવી શરમાળ હતી, તેવીજ આત્મવંચક પણ હતી. તે વેશવિન્યાસને વિશેષ ચ્હાતી નહોતી.

અમે એ ઉભય લલનાઓની સરખામણી કરી વાંચકોને એમના સ્વભાવ તથા સ્વરૂપનો કિંચિત્માત્ર પરિચય આ સ્થળે આપીશું, તો તે અસ્થાને નહિજ ગણાય. ઉભય લલનાની તુલનામાં સિરાજુ અલંકાર શૂન્ય, શુકલવસના સતી હતી અને જિહાના હાવભાવ તથા લાવણ્યમયી, મણિકાંચનજડિતા વારવિલાસિની હતી. એકમાં મૃદુતા; મધુરતા હતી; બીજીમાં ચંચળતા અને ચમત્કારિતા હતી. એકમાં વિષણ્ણતા મલિનતા હતી; બીજીમાં પ્રખરતા, પ્રફુલ્લતા હતી. એકમાં અર્ધ વિકસિત સુમધુર સલજ્જ ભાવ હતો, બીજીના આખા શરીરમાં પ્રકાશ હતો. એક સ્વાભાવિક વિકસેલું મધુર કુસુમ હતું, બીજી કૃત્રિમતાથી પોષેલી લત્તાનું ફૂલ હતું. એકના હૃદયમાં ભાવિકતા, પ્રેમિકતા તથા ભક્તિની મધુરતા હતી, બીજીના હૃદયમાં ચપળતા, તથા રસિકતાનો અવધિ હતો. એક જણીની શાન્તિદાયિની મધુર મૂર્તિના દર્શનથી, ચંચળની ચંચળતા દૂર થતી હતી અને બીજીના હાવભાવ તથા લાવણ્ય જોતાં પ્રવીણ પુરૂષ પણ ચંચળ બની જતો હતો. એક જણીના નૈસર્ગિક રૂપ તથા લાવણ્યની ભાવનાની લહરીઓ લ્હેરાતી હતી, ભક્તિના ફુવારા છુટતા હતા. બીજીની લાવણ્યલીલાનું ઉજ્જવલ ચિત્ર લાલસાનીજ વૃદ્ધિ કરતું હતું; એકની જ્યોતિ મુગ્ધકર, સ્નિગ્ધકર તથા વારંવાર જોવાની ઇચ્છા થઇ આવે તેવી હતી. બીજીના અતિ સૌન્દર્યથી નયન સળગી ઉઠતાં હતાં, પરંતુ તેના સામું પણ જોઈ શકાતું નહોતું, એક શાન્ત શીતરશ્મિ શશધર સમાન હતી અને બીજી સખ્ત તાપના અંગારા જેવા પ્રચંડ સૂર્ય જેવી હતી. એક વાદળામાં વિકસેલી કૌમુદી હતી, બીજી નેત્રમાં જ્વાળા ઉત્પન્ન કરનાર સૌદામિની હતી એક અર્ધા ખ.લેલા રૂપની આભાવલી, બીજી વિજળીના ઉછાળાથી વિસ્તરાયલા સૌન્દર્યના રાશિ સમાન હતી. સિરાજુ વિલાસિતાથી વર્જિત થયેલી પવિત્ર ભૂષણવાળી દેવી હતી અને જિહાના સુંદર કારીગરીવાળી કાચની કૃત્રિમ પ્રતિમા હતી.

---

## પ્રકરણ ૧૭ મું

---

### ઉદ્ધાર




પક્ષની રજની ઘનઘોર અંધકારમયી હતી. રાત્રિનો એક પ્રહર વીતી ગયો હતો. રાત્રિ જેમ જેમ વધતી જતી હતી, તેમ તેમ અંધકારનું પ્રમાણ પણ વધતું જતું હતું. એવામાં એક કાળાં વાદળાંએ વાઘમતી નદીના ઉપરી વિભાગમાં ઉદ્‌ભવીને ટાન્ડાનગરીને આચ્છાદિત કરી દીધી. અત્યાર સુધી જે કાંઇ જોવામાં આવતું હતું, એ સર્વ એકાએક ઢંકાઇ ગયું. મેઘમંડિત ટાન્ડાનગરીને હવે મેઘ રહિત કરવાનો ઉપાય અવશિષ્ઠ રહ્યો નહિ. ક્વચિત્ ક્વચિત્ વીજળી પણ એકાદ વાર ચમકીને અંધકારને વિદૂરિત કરવાનો પ્રયત્ન કરી રહી હતી અને તે સાથે ગગનમાં થતા ભયંકર ગગડાટના શબ્દો પણ સ્પષ્ટ સંભળાતા. હતા એ ઘનઘોર અંધકારવાળી રાત્રે એક વ્યક્તિ વાઘમતિના કિનારાપર ચાલ્યો જતી હતી.

પથિક રાત્રે રાજમાર્ગનો પરિત્યાગ કરી નદીના કિનારાપર શા માટે ચાલ્યો આવતો હતો? શું એને પોતાના પ્રાણનો પણ ભય નહિ હોય ? વાઘમતીપરથી ચાલીને ટાન્ડાના મધ્યભાગમાં આવેલા નવાબી મહેલ પાસે આવી તે પથિક આમ તેમ ફરવા લાગ્યો. થોડીવાર પછી તે સરિયામ રસ્તાપર જઇ પહોંચ્યો. ફરતાં ફરતાં તે રાજમહાલયની ચારે બાજૂએ વિંટળાયલી એક ખાઇના કિનારા પાસે ગયો. ખાઇના સેતુના પ્રવેશદ્વારને તેણે બરાબર તપાસી જોયું. સેતુ અથવા પૂલપર ઉજ્જવલ આલોક સળગતો હતો. અને પ્રહરીઓના સખ્ત પહેરાનો બંદોબસ્ત કરવામાં આવ્યો હોય, એમ પણ જણાઇ આવતું હતું. કેટલીકવાર સુધી ત્યાંનાં પ્રત્યેક સ્થાનોનું યથાર્થ અવલોકન કર્યા પછી તે પથિક ત્યાંથી સહજ દૂર પાછો ચાલ્યો આવ્યો. પછી ધીમે ધીમે તે ખાઇના જળમાં ઉતરી પડયો તથા તરતો તરતો તે સામા કિનારાના કયા સ્થાનપર જવું એના વિચારમાં ગુંથાઇ ગયો. પરંતુ એવું કોઇ સ્થાન નક્કી થઇ શકયું નહિ. તે કિનારાનો પ્રકાશ તથા પહેરો ભરતા પ્રહરીઓની લાંબી લાંબી હારો જોઇને, તે

પોતાના સાહસ માટે પશ્ચાતાપ કરવા લાગ્યો. તેમ છતાં પણ છેક નિરાશ ન થતાં, તે તરતો તરતો બીજે પાર પહોંચી ગયો. અજાણ્યા માણસને આવતો જોઇને એક સિપાહી બૂમ પાડી ઉઠયો. આગંતુક વ્યક્તિએ એકદમ પાણીમાંથી બહાર નીકળીને તે સિપાહીનું મ્હોં દબાવી દીધું તથા પોતાનાં ભીનાં વસ્ત્રના ખીસામાંથી એક ડબ્બી બહાર કાઢી તેમાંની દવાથી તેને બેશુદ્ધ કરી દીધો. સિપાહી બેભાન થઈ જમીનપર ગબડી પડયો, ત્યાર પછી તે પથિકે તે સિપાહીનો પોશાક પહેરી સિપાહીનો વેશ ધારણ કરી લીધો અને પછી તે હથિઆર સહિત નવાબી મહેલ તરફ રવાના થયો. તેનો સિપાહીનો વેશ જોઈને કોઇના મનમાં શંકા થવાનો સંભવ પણ ન રહ્યો.

રસ્તામાં તેને જે સર્વ પ્રહરીઓની મુલાકાત થઇ, તેમને તેણે કહી દીધું કે:—"નવાબનંદિની સિરાજુલન્નિસાએ તેને તત્કાળ તેડાવ્યો છે." દયાશીલા નવાબનંદિની અત્યાચારથી પીડાતી બંદિની રમણીઓને સહાયતા કરવા માટે રાત્રે કોઇકોઇ વેળાએ સિપાહીઓને પોતાની પાસે બોલાવતી હતી, તેથી તે પથિકની વાતપર સર્વ કોઇને સંપૂર્ણ વિશ્વાસ બેસી ગયો.

અસીમસાહસી પથિકે આ પ્રમાણે પ્રહરીવર્ગની સાવધતમાંથી છટકીને, બંગાળાના ભાગ્યવિધાતા નવાબના દૌલતખાનામાં પ્રવેશ કર્યો. આ સ્થળે પણ તેને અનેક પ્રહરીઓનાં ટોળાંને ટોળાં નજરે પડ્યાં. પરંતુ તેમનાથી લેશ માત્રપણ ભયભીત ન થતાં 'નવાબજાદી સિરાજુલન્નિસાએ કોઈ પણ અગત્યના કામ માટે બોલાવ્યો છે.' એમ કહીને તે પ્રહરી ત્યાંથી પણ આબાદ સહી સલામતીથી છટકી ગયો.

અન્તઃપુરમાં પ્રવેશ કરવાનો દરવાજો ખુલ્લો પડયો હતો, પરંતુ અન્તઃપુરના કયા ઓરડામાં નવાબજાદીનું નિવાસસ્થાન છે, એ તે પથિકના જાણવામાં નહોતું. એથી તે કેટલીકવાર સુધી ગુંચવણમાં આવી પડ્યો. અત્યારે તેને બુદ્ધિનો આશ્રય લેવો પડયો. તેણે જોયું કે, અન્તઃપુરના ઘણાખરા ઓરડાઓ ઉજ્જવલ પ્રકાશથી ઝળહળી રહ્યા હતા તથા તેમાંથી દશે દિશાઓને કંપાવતો મનોહારિણી નવયૌવના નારીઓના કંઠમાથી નીકળેલો સંગીતનો ધ્વનિ સંભળાતો હતો. નાના પ્રકારના વેશવિન્યાસથી સુસજ્જિત થયેલાં દાસદાસીઓ દોડાદોડી

કરી રહ્યાં હતાં. આનંદના તરંગો ઉછળી રહ્યા હતા તથા હાસ્યના નિનાદથી સમસ્ત અન્ત:પુર ગુંજાયમાન થઈ ગયું હતું.

આ સમયે વારવિલાસિની સંગીતપ્રવીણા જિહાના બેગમના કક્ષમાં એક અદ્‌ભુત પ્રકાર ચાલી રહ્યો હતો. તે હાથમાં સારંગી ધારણ કરી, બુલબુલના સમાન કોમલ કંઠથી એક મધુર સંગીત ગાઇ ઘોરવિલાસી તથા કામપ્રિય નવાબને પ્રસન્ન કરવાનો પ્રયત્ન કરી રહી હતી. તે સુરના હિલ્લોલો મહાલયના પ્રત્યેક વિભાગમાં પથરાઇને સ્હામો પ્રતિધ્વનિ કરી રહ્યા હતા. આગંતુક પથિક એકાગ્ર ચિત્તથી તે ગાયિકા સુંદરીનું ગાયન સાંભળતો સ્થિરતાથી ઉભો રહ્યો. તેણે સાંભળ્યું:—

"જફા પ ઉનકી કમર બંધી હૈં, મગર વફાકા ખ્યાલ ભી હૈ;
હમારે મરનેસે ખુશ હુએ હૈં, મગર ઉન્હેં કુછ મલાલ ભી હૈ.
વ જખમ ખાએ હૈં તેરે ગમકે, કિ દિલ કા અહવાલ કુછ ન પૂછો;
શહીદ ભી હૈં, જબીહ ભી હૈં, કતીલ ભી હૈ હલાલ ભી હૈ;
ન તોડ શીશોંકો મુહતસિબ યોં, કિ મૈક દે મેં જમા હૈ મૈકશ.
કિસીકા દિલ ટૂટતા હૈ જાલિમ, તુઝે કુછ ઇસકા ખયાલ ભી હૈ;
ન હૂરે જન્નત મેં યે અદાએં, ન કાફ મૈ યે પરી કે ગમઝે
કોઈ તુમ્હારા જવાબ ભી હૈ, કોઇ તુમ્હારા મિસાલ ભી હૈ;
જો જલ્વા રૂખસારકા દિખાયા. કલીમ કો નૂર પરકાશ આયા;
કરમસે કયા કહરકો મિલાયા, જમાલ ભી હૈ જલાલ ભી હૈ;
હજાર ફુરકતમેં દારા ખાઉં, હજાર અન્દોહો ગમ ઉઠાઉં;
કલામેં શિકવા જવાં પ લાઉં, ય મેરી સફદર મજાલ ભી હૈ;"

આ પ્રમાણે ગાયન સાંભળતાં સાંભળતાં તેના મનમાં એક કલ્પના ઉદ્‌ભવી આવી. એકાએક તેની દૃષ્ટિ એક કક્ષપર પડી. તે કક્ષમાં ઉજ્જવલ આલોક નહોતો, ગાન–તાન કે ગુસ્તાનનું નામ-નિશાન પણ નહોતું. દ્વારપર દાસ દાસીઓની દોડાદોડીનાં પણ કશાં ચિન્હો જણાતાં નહોતાં. એ કક્ષનેજ નવાબનંદિનીનો કક્ષ ધારીને, પથિકે કોઇ પણ પ્રકારના સંકોચ વગર તે ગૃહમાં પ્રવેશ કર્યો. એ સમયે સિરાજુ સ્યામાની સાથે વાતચીત કરી રહી હતી; એવામાં સહસા સિપાહીને ઘરમાં પ્રવેશેલો જોઇ, તે ગભરાઇને ઉભી થઇ ગઈ. સામાન્ય સિપાહીનું આવું સાહસ્! આવી ગુસ્તાકિ! આવી

ઉદ્ધતાઈ ! મહા આશ્ચર્યનો વિષય છે ! સિરાજીના આશ્ચર્યનો અવધિજ રહ્યો નહિ.

એ જોઈ સિપાહી વિનીતસ્વરે બોલ્યોઃ-" બાદશાહજાદી ! ગુલામની ગુસ્તાખી માફ કરશો. આપનો આ નફર ગુલામને છેક લાચાર થઈ આ ઇલાજ લેવો પડયો છે. "

સિરાજી સિપાહીની મધુરતાભરેલી વાર્ત્તા સાંભળી તથા તેના મુખનું સૌન્દર્ય જોઈ સમજી ગઇ કે, આગંતુક સિપાહી કોઇ સામાન્ય પુરૂષ નથી, એ સમયે શ્યામાસુંદરી અવગુંઠનથી પોતાનું મુખ છુપાવી, સિરાજીની પાસે આવીને કહેવા લાગીઃ—" નવાબનંદિની ! ક્ષમા કરો. સિપાહી મારા તરફથી આવ્યો છે. " આમ કહેતાં કહેતાં તેની જીભ અટકી ગઈ. તે વધુ બોલી શકી નહિ. બુદ્ધિમતી સિરાજી તરતજ સમજી ગઇ કે, આગંતુક સિપાહી, અન્ય કોઇ નથી, પણ શ્યામાસુંદરીનો સ્વામી વીર વીરેન્દ્રનારાયણજ છે. ત્યારે તે સહજ હસીને બોલીઃ-" આ ગૃહમાં જ્યારે મારી સખી શ્યામાસુન્દરીનો સમ્પૂર્ણ અધિકાર છે, ત્યારે ક્ષમા કરવાનું હું કશું કારણજ જોતી નથી. મેં તમારી સાથે અયોગ્ય વ્યવહાર કર્યો છે, એને માટે હુંજ તમારી અપરાધી છું અને એ અપરાધની ક્ષમા માગું છું. મને આશા છે કે, તમે મને અવશ્ય ક્ષમાનું દાન આપવાની ઉદારતા દર્શાવશોજ. "

" નવાબદુહિતા ! તમારી દયા અને ઉપકારથી અમે જિન્દગી સુધી તમારા આભાર તળે દબાઇ રહીશું. શશીમુખીએ મને જે કાંઈ કહ્યું છે, તે અક્ષરે અક્ષર સત્યજ છે. તમે માયામય દુનિયાની માયાવિની માનિની નથી, પરંતુ સ્વર્ગભૂમિની કોઇ પવિત્ર દેવીજ છો. " વીરેન્દ્રે કહ્યું.

" કુમાર ! મેં તમારી વીરતાની વાર્ત્તા સાંભળી છે. આજે તમે જે અદ્ભુત સાહસ દર્શાવ્યું છે, તેથી હું અત્યંત ચમત્કૃત થઇ છું. તમે મારા પિતાના જીવનના રક્ષા કરી, અને સદાને માટે કૃતજ્ઞતાના બંધનમાં બાંધી લીધો છે. હું ગમે તેટલું કરીશ તો પણ તમારા તે ઉપકારનો બદલો વાળી શકીશ નહિ. અહા ! તમારૂં અદ્ભુત સાહસ, અલૌકિક વીરતા તથા અનુપમ કાર્યદક્ષતા આદિ સર્વ સદ્ગુણો જોતાં તમે મને સામાન્ય કોટિના માનવી નહિ પરંતુ દેવકોટિના કોઈ મહાપવિત્ર પુરૂષ હો, એવોજ ભાસ થઇ આવે છે. " સિરાજીએ કહ્યું.

આમ કહીને નવાબનન્દિનીએ, વીરેન્દ્રનારાયણને બેસવા માટે એક આસન આપ્યું.

"નવાબકન્યા ! હવે શ્યામાના ઉદ્ધારનો ઉપાય શો છે ?" વીરેન્દ્રનારાયણે આસન ગ્રહણ કરી કહ્યું.

"હું કેવળ તમારી કૃપાપર આધાર રાખી એકલોજ અહીં આવ્યો છું. તમારા વિના મને બીજું કોઇપણ સહાયતા કરે તેમ નથી. મને સમ્પૂર્ણ આશા છે કે, તમે અવશ્ય કાંઇક સરળ ઉપાય બતાવશોજ."

"કુમાર ! હું તમારી પત્નીની પ્રિય સખી છું, માટે તમે પણ મને નવાબકન્યાના નામથી ન બોલાવતાં સખીનું નામ સૂચવતાં સંબોધનથી બોલાવશો તો હું એથી પણ અધિક આનંદિત થઇશ." નવાબનન્દિનીએ પોતાનો મનોભાવ વ્યક્ત કરી કહ્યું :–"શ્યામાના ઉદ્ધાર માટે તમારે કશીપણ ચિંતા કરવી નહિ. હું હમણાંજ તેનો યોગ્ય ઉપાય કરી આપું છું."

આમ કહી સિરાજુન્નિસાએ વિશ્વાસુ અનુચરને બોલાવી, વાહક, પાલખી તથા અશ્વનો બંદોબસ્ત કરવાની આજ્ઞા આપી દીધી. ત્યાર પછી વીરેન્દ્રને ઉદ્દેશીને કહ્યું:–" તમે આ સિપાહીના વેશમાંજ વાહકોની પાછળ પાછળ ચાલ્યા જજો. હું બીજા કેટલાક યોગ્ય સિપાહીઓની પણ તમારી રક્ષા માટે યોગ્ય વ્યવસ્થા કરાવી આપીશ. શ્યામાસુંદરીના સંબંધમાં તમે કશીપણ ચિંતા કરશો નહિ. મારી ધારણા પ્રમાણે તમે તેને ઘણીજ સરળતાથી લઇ જઇ શકશો. જો તમને કદાચ કોઇ પૂછે તો તેના જવાબમાં તમે તેને જણાવજો કે:–"કેશવપૂરના જમીનદાર ઉમાકાન્તને ત્યાં જઇએ છીએ." આથી તમારાપર કોઇપણ વ્યક્તિ કશી શંકા કરી શકશે નહિ. પાલખીમાં મારી કોઇક સહચરી બેઠી છે, એમજ જણાવજો. હું પણ અહિં એમજ જણાવીશ. તમને સર્વ પ્રહરીઓ નવાબના સિપાહીજ ધારી લેશે, એટલે પછી કોઇપણ જાતની ગરબડ થશે નહિ."

નવાબકન્યાની આજ્ઞા પ્રમાણે સર્વ સાધનો તૈયાર થયાં. કુમાર કૃતજ્ઞતાપૂર્વક હૃદયથી, નવાબનન્દિનીને સહસ્ર સહસ્રવાર ધન્યવાદ આપવા લાગ્યો. શ્યામાસુંદરી ગભરાટભરેલું રૂદન કરી નવાબનંદિનીના કંઠ સાથે વળગી પડી. પાંજરામાં કેદ પૂરાયલી પંખિણી પાંજરૂં છોડવા ઇચ્છતી નહોતી, કારાગૃહની બંદિનીને કારાગૃહનો પરિત્યાગ કરવાની ઇચ્છા થતી નહોતી; એ સર્વનું કારણ માત્ર દયાની દેવીરૂપ સિરાજુન્નિસાની મોહિની શક્તિજ હતી !

# પ્રકરણ ૧૮ મું

---

## પિતા અને પુત્રી

દ દરબારમાં સર્વ સભાસદો સમક્ષ અપમાનિત થયાપછી, નવાબ દાઉદખાંના મનની શાન્તિનો સર્વથા વિક્ષેપ થયો હતો. તે દિવસથીજ જાણે તેની ભાગ્યદેવી તેના પ્રતિ અપ્રસન્ન થઈ હતી. તેને ડગલેને પગલે પોતાની આશાનો ભંગ થતો હોય તથા અસહ્ય અપમાન સહેવું પડતું હોય, એવો ભાસ થયા કરતો હતો. તે ધારતો હતો કે, તેની વિરૂદ્ધમાં, દેશના મોટા મોટા પ્રજાજનોમાં એક ઘોર પડ્યંત્ર ચાલી રહ્યું હતું. તે દિવસના શિકાર વખતે, વીરેન્દ્રનારાયણે તેને સાહસી તથા ગર્વભર્યા વાક્યો તેનો આભાસ કરાવ્યો હતો. આ તરફ મુગલ બાદશાહોનું પ્રાધાન્ય પણ તેને અત્યંત અસહ્ય થઈ પડ્યું હતું; તેથી એવી ઘોર વિપદમય સ્થિતિમાં વિલાસી દાઉદખાં ઘણોજ ગભરાઈ ગયો હતો. તેની એ વ્યાકુળતા શી રીતે શાન્ત થઈ શકશે? જિહાના સિવાય આ ભયંકર દુર્દિવસોમાં બીજી કશીપણ ઔપધિ તેના મસ્તિષ્કમાં વ્યાપેલી વિષણ્ણતાની વેદનાને લાગૂ પડે તેમ નહોતી. પ્રફુલ્લિત તથા આશાભર્યા હૃદયથી દાઉદખાંએ જિહાનાના મહેલમાં પ્રવેશ કર્યો. જિહાનાએ ગાન ગાઇને તેના અંતરનો અનલ હોલવવાનો પ્રયત્ન કર્યો, સુંદર શીતળ શિરાજીનું પાન કરાવી તેના દારૂણ દુઃખનું નિવારણ કરવાનો ઉપાય યોજ્યો, પરંતુ દાઉદખાંના અંતરનો અનલ હોલવાયો નહિ. તેને કશીપણ શાન્તિ મળી નહિ; સહાનુભૂતિ પણ મળી નહિ. તે સારી સલાહ સાંભળી શક્યો નહિ. એ સર્વ શું હૃદયહીના વિલાસીની પાસેથી મળવાની સંભાવના પણ હોઇ શકે ખરી કે? જેનામાં વિવેક નથી, વિશુદ્ધતા નથી, કેવલ વિષયવાસના જ્વલન્ત અગ્નિની પેઠે ભડભડ સળગ્યા કરે છે, તેની પાસેથી શાન્તિ શી રીતે મળી શકે? ચિંતાથી વિમલિન થયેલો બંગાળાના ભાગ્યભાનુ નવાબે હૃદયની એ અશાન્તિના નિવારણ માટે વિલાસના સાગરમાં ડૂબીને જોયું હતું, છતાં પણ અશાન્તિનું નિવારણ થયું નહિ. વ્યાકુળ હૃદયને નિવૃત્તિ મળી ખરી, પરંતુ તે ક્ષણવારથી વિશેષ ટકી શકી નહિ. તેણે ઘૃણા તથા ગભરાટની સાથે જિહાના બેગમના અન્તઃપુરનો પરિત્યાગ કર્યો. આ સમયે નવાબના ખુશામદીઆઓ પણ તેની પાસે આવવાનું સાહસ કરી

શક્યા નહિ. નવાબને આરામ મેળવવા જેવું બીજું એક સ્થાન પણ ન રહ્યું. બંગાળા, બિહાર અને ઓઢીયાનો કર્ત્તાહર્ત્તા, ભાગ્ય વિધાતા દારિદ્રમાં આજે પોતાના ખરા મિત્રને મેળવી શકતો નહોતો.

બંગાળાના અધિશ્વર નવાબ! તું આંખો હોવા છતાં આંધળો છે; તેથીજ તને કોઇપણ ખરો મિત્ર મળી શકતો નથી. તેં વાસનાના પ્રબળ પ્રવાહમાં તારા શરીરને વ્હેતું મૂકી તીરના વેગથી તણાવા માંડયું છે. એ પ્રબળ પ્રવાહના આવેગમાંથી જો કોઈ પાછો ખેંચી કાઢવાની કોશિશ કરે, તો તેનેજ તું તારો ખરો મિત્ર માની લેજે. જેઓ તને મનમાંને મનમાંજ ધિક્કારે છે, તે તને કોઇપણ રીતે છોડશે નહિ; પરંતુ દૂર બેસી તારૂં અધઃપતન થતું જોઇ આનંદથી પ્રફુલ્લિત થશે. તેઓ તારા મિત્ર નથી. તથા જેઓ તને ચાહવાનો ઢોંગ કરેછે, તેઓ પણ તને જીવતો મૂકશે નહિ. કારણ કે, તેથી તેમના સ્વાર્થની હાનિ થશે. માટે તેઓ પણ તારા હિતેચ્છુઓ નથી. ત્યારે શું આ અગાધ સંસારમાં તારો કોઈ મિત્રજ નથી? તારા પાપ તથા તાપથી દગ્ધ થયેલા હ્રદયને આશ્વાસન આપે એવું કોઈપણ નથી? ક્યાંથી હોય? જે વ્યક્તિ પુણ્યના પથનો ત્યાગ કરી પાપના પયોધિમાં ડૂબતી હોય, જેનાં કાળાં કૃત્યો સમસ્ત સંસારને ભીષણતાનો સાક્ષાત કરાવતાં હોય, જેણે માનવમાથી પિશાચનું સ્વરૂપ ધારણ કરી લીધું હોય, તેને સહાનુભૂતિ તથા સહાયતા આપવાની ઉદારતા કોણ દર્શાવે? જે માનવધર્મનો ત્યાગ કરી પિશાચ ધર્મને આધીન થયો હોય તેની સાથે મિત્રતા કરવાનું પણ કોણ પસંદ કરે?

પણ નિર્ભાગી નવાબ! આથી તું લેશમાત્ર પણ નિરાશ થઈશ નહિ. વિચારના પરિણામે તને તારૂં હિત ઇચ્છે તેવી વ્યક્તિ સહજમાં મળી શકશે. પાપાત્મા પ્રતિ દયા દર્શાવનાર પરોપકારી જનો આ વિશ્વમાં એક નહિ, અનેક છે. તને તારી આ ઘોર ચિંતામાં યોગ્ય સહાય આપનાર એક માત્ર તારી ધર્મમયી મંદાકિની તુલ્ય દુહિતાજ છે તારો આ અવશ્યમ્ભાવી અધઃપાત જોઇ તે બિચારી એકાંતમાં બેસી અશ્રુપાત કરી રહી છે. વળી વારંવાર નમન કરી ભગવાન પાસે કરુણતાથી રુદન તથા પૂજન કરી તારા પારલૌકિક કલ્યાણની કામના પણ કરી રહી છે. તે કોણ છે, તે તું સમજી શકે છે? તારી પોતાની દેવી તુલ્ય દુહિતા સિરાજુજ છે? એ પવિત્ર દેવીરૂપ કન્યા રત્નને તું ઓળખી શકયો નથી. તું અસંખ્ય મણિ તથા રત્નોનો ખરીદનાર હોઇ,

કાચ તથા કાંચનના ભેદને જાણી શક્યો નથી. જો તું સમજી શક્યો હોત તો તે સ્વર્ગની સુંદર પ્રભાવાળી દિવ્ય દ્યુતિ તુલ્ય તનયાને શા માટે ત્યજી ધારી લેત ?

આજે એકવાર પિતાના સ્નેહથી છલકાતા હૃદયે, તે પિતાની ભક્તિમાં તન્મય રહેનારી કન્યા પાસે જા; ત્યાં જવાથી તું જોઈ શકીશ કે, તે સ્વાર્થશૂન્યા દેવી તારા માટે, પોતાના પ્રાણ આપવાને તત્પર નથી થઇ રહી ? તારા હિતાર્થે તે ઇશ્વરની આરાધનામાં તત્પર થઇ રહી નથી ?

અન્ય કોઈ પણ સ્થળેથી શાંતિ ન મળી શકવાથી તથા તેવું કોઈ પણ ઉત્તમ સ્થાન ન જણાવાથી દાઉદખાં સિરાજુના અન્તઃપુર તરફ રવાના થયો. પ્રાણ સમાન તનયા કે જેના મનોમોહક હાસ્યમય મુખચંદ્ર જોઇને, કેટલીકવાર તે અનેક દુઃખ તથા યંત્રણાને વિસરી ગયો હતો, આજે પણ તેજ દુર્દમનીય દુઃખનો ભાર શિરપર વ્હોરી, તેજ પ્રાણાધિક પુત્રી પાસે જવા માટે તૈયાર થયો. ત્યાં જઈને તેણે જોયું કે, સિરાજુલ્લમિસા ઘુંટણભંડીએ બેસી ઉંચા હાથ કરી ભગવાનની આરાધનામાં ગુંથાઈ ગઈ હતી: તેની બન્ને આંખોમાંથી આંસૂની અસ્ખલિત ધારાઓ વહી રહી હતી. એ પવિત્ર દૃશ્ય ઘણા દિવસમાં દાઉદખાંની નજરે પડ્યું નહોતું, પાપના સંસ્પર્શ તથા પાપિણીઓના સંસર્ગથી, તે ભગવાનનું પવિત્ર નામ એક પ્રકારે ભૂલી ગયો હતો. આજે તનયાની આવી અપૂર્વ શોભા જોઈ, તેના હૃદયમાં પુણ્યલોકની પવિત્ર પ્રભાએ પ્રવેશ કર્યો. બંગાળાના સર્વશક્તિમાન નવાબના હૃદયમાં ભયંકર તુફાન ઉત્પન્ન થયું હતું. દાઉદખાં બન્ને હાથ પ્રસારી અનિમિષ નયને, કન્યાના તે સ્વર્ગની જ્યોતિનો વિસ્તાર કરતા રૂપરાશિનું સંદર્શન કરવા લાગ્યો.

સિરાજુની આરાધના સમાપ્ત થઈ. તેણે આંખો ઉઘાડી જોયું કે, સ્નેહમય પિતા બન્ને બાહુ વિસ્તારી પોતાની સ્હામું જોતા ઉભેલા છે. આ જોઇ તેણે તરતજ બન્ને હાથથી પિતાના ગળાને વીંટી લીધું. દાઉદખાંએ આવેગપૂર્વક કન્યાને વક્ષપર ધારણ કરી. સિરાજુ પિતાની ગોદમાં મ્હોં છુપાવી રડવા લાગી. બન્નેની આંખમાંથી અશ્રુની અવિરલ ધારા વહેવા લાગી. અહા ! શી સુંદર સ્વર્ગીય શોભા ! કેવું અનુપમ સુખ ! પવિત્ર વાત્સલ્ય રસના સુખસંમિલનથી દાઉદખાંએ આજે જે સુખનો અનુભવ કર્યો હતો, તે સુખ તેને ઘણા દિવસ થયાં મળ્યું નહોતું.

પાઠક ! એ પવિત્ર સુખ ભરેલા સંમિલન તરફ એકવાર દષ્ટિપાત કર. એ સંમિલનમાં સ્વાર્થપરાયણતાનો સમાવેશ નહોતો, આકાંક્ષાનો ઉત્કટ આવેગ પણ હતો. કેવળ પવિત્રતા અને પરાર્થપરાયણતાજ હતી.

---

## પ્રકરણ ૧૯ મું

### મંત્રણાગૃહ

ગેશ્વર નવાબે મંત્રણાગૃહમાં બેસી પોતાના પઠાણ જાગીરદારોને બોલાવ્યા. એ જાગીરદારોમાં બે ચાર હિન્દુઓ પણ નહોતા, એમ નહોતું. તેઓ સર્વ નવાબના ખંડિયા તથા તાબેદારો હતા. મંત્રણાગૃહની બેઠકમાં એવો ઠરાવ થયો કે, બાદશાહના હુકમનામાને નામંજુર રાખવું, બળવાખોર લોકોને યોગ્ય સજા કરવી, જીવનું જોખમ વેઠીને પણ મુગલોની સાથે લડાઈ જાહિર કરવી તથા લડાઈની જરૂરિયાત મૂજબ સિપાહીઓની સંખ્યા વધારવી અને યુદ્ધનાં સર્વ સાધનો જેમ બને તેમ જલ્દી એકઠાં કરવાં."

સભાનું કામ પૂરૂં થયા પછી ઉમાકાન્તરાય ચૌધરીના નામનો પોકાર થયો. ઉમાકાન્ત કુર્નિસ કરી નવાબ સાહેબ સમક્ષ આવી ઉભો રહ્યો, એ જોઇ દાઉદખાંએ કઠોરસ્વરથી કહ્યું:—“ઉમાકાન્ત ! તારાં દરેક કામોમાં રાજશક્તિની વિરુદ્ધ આચરણ થતું હોય તેમ જણાય છે. બંગાળાના શહેનશાહની આંખમાં ધુળ નાંખી તું જે કારસ્થાનો રચી રહ્યો છે, એ મારાથી જરા પણ અજાણ્યાં નથી. કેમ, આજકાલ તારો શો વિચાર ચાલી રહ્યો છે ? શું તું બંગાળાની સલ્તનતને હજમ કરવાની ઉમ્મીદ ધરાવે છે ? ત્યારે આવાં ભેદભર્યાં કારસ્થાનો શા માટે કરવાં પડે છે ? ”

ઉમાકાન્તે કમ્પતા કાળજાથી તથા ધબકતા હૃદયથી કહ્યું:—“જહાંપનાહ ! ગુલામ તરફ આપની આ એક નિરર્થક શંકા થતી હોય તેમ જણાય છે. આપનો આ તાબેદાર—નફર ગુલામ હમ્મેશાં રાજ્યનું હિતજ ચાહતો આવ્યો છે. બંગાળાના સુલતાન સાહેબની

સેવામાં આ સેવક પોતાની ગર્દન કપાવતાં પણ કુણ્ઠિત થશે નહિ-ખુદાવંદ ! મારાથી એવો તે શો ભયંકર ગુન્હો થઇ ગયો છે કે, આપ નામદાર મારા તરફ આમ રોષાન્વિત થઇ જાઓ છે-ઈતરાજી બતાવો છો ? મારી આખી જિન્દગીમાં મેં કદી પણ આપનું અહિત કરવાની ઇચ્છાપણ કરી નથી. ”

દાઉદખાંએ ગંભીરસ્વરથી કહ્યું:—“ કાફિર ! તારી જીભ જેવી મીઠી છે, તેવું તારૂં હૃદય નથી. તું નિમકહરામ કુતરો છે. તારૂં એક પણ જાલિમ કામ મારાથી છૂપું રહેવા પામ્યું નથી. મુખમાં રામ બગલમાં છુરી લઈ ફરનાર તું એક શયતાન છે.”

આ સાંભળી ઉમાકાન્ત ભયથી થરથર કમ્પવા લાગ્યો. તેનાથી એક અક્ષર પણ બોલી શકાયો નહિ.

બંગાળાના નવાબે કહ્યું:—“ જો, ઉમાકાન્ત ! અત્યાર સુધી તેં મને મિથ્યા આશાની જાળમાં ફસાવી તારા કાર્યને સફળ કરી લીધું છે, અને હજી પણ તારી તેવીને તેવીજ બદદાનત હોય તેમ જણાય છે. તેં મને કહ્યું હતું કે:—“શ્યામાસુંદરી મારા પ્રતિ અપૂર્વ પ્યાર દર્શાવે છે.” પરંતુ તેણે મારી અંકલક્ષ્મી થવાને બદલે મારા પ્રાણનો પરિત્યાગ કરાવવાનો છેવટનો વખત આણી દીધો છે. તે મને એમ ઠસાવ્યું હતું કે, શ્યામાનો સ્વામી વીરેન્દ્રકુમાર અતિ મૂર્ખ અને નિર્માલ્ય છે, તેનામાં મનુષ્યત્વનો અંશમાત્ર પણ નથી. તે નાદાન, બાયલો અને કાપુરુષ છે, પરંતુ તે વીર પુરુષ એકલો ટાન્ડા નગરીમાં આવી મારા અસંખ્ય પ્રહરીઓથી રક્ષાયલા મહાલયમાંથી શ્યામાસુંદરીને ઉપાડી ગયો છે. તથા તે દિવસે શિકારમાં મને તેણે જીવનદાન આપી મરણના મુખમાંથી બચાવ્યો છે. અહા ! શું તેનું સાહસ ! શી વીરતા ! નરાધમ ! મેં એના જેવો બહાદુર લડવૈયો બીજે કયાંય પણ જોયો નથી. એવા મર્દને તું બાયલો કહે છે, એ મારાથી હરગિઝ માની શકાય તેમ નથી.”

“શું આ સર્વ વીરતાઓ કાપુરુષ અને ભીરુથી કદાપિ થઈ શકતી હશે ખરી કે ? વળી મેં સાંભળ્યું છે કે, તારે તારાસુંદરી નામની એક ઘણીજ ખૂબસૂરત અને પરિસ્તાનની હૂર જેવી એક કન્યા છે, તે શ્યામાસુંદરીથી પણ વિશેષ સુંદર છે. મારા સાંભળવા પ્રમાણે તારાસુંદરી જેવી મનોહરા માનિની આ આખા બંગાળામાં નથી. પણ આ વાર્તા પણ તેં મારાથી છુપાવીને બીજા એક પુરુષની સાથે તેનાં છુપી

રીતે લગ્ન કરી નાખ્યાં છે. જો તું મને ચાહતો હોય, તો પછી મારી સાથે આવી દગાબાજી શા માટે કરે ? દગાબાજ શયતાન ! તારી કન્યાને છૂપાવી રાખી બીજાઓની કન્યાની ઈજ્જતને ગર્દમાં મેળવતાં તને જરા શર્મ પણ ન આવી ? ગમે તેમ હો, પરંતુ તું આજેને આજે તેને મારા જનાનખાનામાં મોકલી દે. હું તેની ખૂબસૂરતીથી તેને મારી મુખ્ય બેગમ બનાવવા ધારૂં છું. તેના લાવણ્યરસનું પાન કરી મારી વાસનાપિપાસાને તૃપ્ત કરવા ઇચ્છું છું."

ઉમાકાન્તે વિનીત ભાવથી નવાબ સાહેબના ચરણોમાં મસ્તક નમાવી ઘણાજ ધીમા સ્વરથી કહ્યું:—"જહાંપનાહ ! મારી કન્યા હજી એક નાની બાલિકા છે. હજી સુધી મેં તેનાં લગ્ન કર્યાં નથી; માત્ર વિવાહજ કર્યાં છે. આર્ય ધર્મ પ્રમાણે તેનાં લગ્ન કરવામાં હજી ઘણોજ વિલંબ છે."

દાઉદે મુખપર એક પ્રકારની પ્રસન્નતાની છાયા છવરાવીને હસતા મુખથી કહ્યું:—"વાહ, એતો ઘણુંજ મજાનું કામ થયું છે. તે બાલિકા હશે, તો પણ ચાલી શકશે, મને એમાં કશો પણ વાંધો આવશે નહિ. હિન્દુ તથા મુસલ્માનોના કોઈ પણ શાસ્ત્રમાં બાલ્યવિવાહનો કશો પણ નિષેધ નથી. જો તું મને તારી કન્યા સોંપીશ તો હું તને એક મોટી જાગીર આપી મારો માનવંતો ઉમરાવ બનાવીશ તથા કન્યા પણ પોતાની અપૂર્વ સુંદરતાના યોગે સહજમાંજ બંગાળાનું સિંહાસન સંપાદન કરી શકશે. આ અનુપમ મહાલયમાં વસતી સર્વ બેગમો એની ગુલામડીઓ થશે અને રાત્રિદિવસ એ અતુલ રૂપધારિણી અંગનાની આજ્ઞાનું પાલન કરવાને તત્પર રહેશે. ગમે તેમ હો, પણ હવે હું તને આજ્ઞા કરૂં છું કે, આજે નહિ તો એક માસ પછી પણ તારી કન્યાને મારા મહાલયમાં મોકલી આપજે આ એક માસના અવધિમાં જો તું મારી આજ્ઞાનું પાલન નહિ કરે તો તને કાગડા કૂતરાની પેઠે વણમોતે મારી નાખવામાં આવશે. મારી ઇચ્છાને જો તું તૃપ્ત નહિ કરે તો હું તને કારાગૃહમાં મોકલાવીશ. તારો શિરચ્છેદ કરાવીશ. જો કે અત્યાર સુધી તેં જે જે અપરાધો કર્યાં છે, તેના બદલામાં તને મરણની સજાજ થવી જોઇએ. પરંતુ તેં ઇચ્છાથી અથવા અનિચ્છાથી રાજ્યનાં જે એકાદ બે હિતકર કાર્યો કર્યાં છે, એ જોઈને હાલ તરત હું તને માફી આપું છું. મેં તને જે એક માસનો વખત આપ્યો છે તે તારી કન્યાને લાવી આપવા માટે પૂરતો છે. એ દર-

ચ્યાન તું અનાયાસે તારી કન્યાની અનુમતિ લઇ મારા મહાલયમાં મોકલાવી શકીશ. મેં મારી ધર્મશીલા કન્યા સિરાજુ પાસે સ્વીકાર કર્યો છે કે, હવે પછી હું કદાપિ બીજી કોઇ પણ અબળાપર અત્યાચાર કરીશ નહિ. એટલા માટેજ તને આ એક માસનો અવધિ આપું છું. હું તને હજી પણ કહું છું કે, મારી સાથે લગ્ન કરવાથી તને યોગ્ય લાભ અવશ્ય પ્રાપ્ત થશે."

નવાબનાં આ વચનો સાંભળી ઉમાકાન્તના મસ્તકપર વજ્રપાત થયો. પોતાની દુહિતાને યવનના કરમાં શી રીતે સમર્પિત કરવી, એ વિષયની ચિન્તાથી તે વ્યાકુળ બની ગયો. કારસ્થાની ઉમાકાન્ત અત્યારે પોતાની પાથરેલી જાળમાં પોતેજ ફસાઇ ગયો.

## પ્રકરણ ૨૦ મું

### પાપનું પરિણામ

"પાપનો જય અને પુણ્યનો ક્ષય." આ કહેવત ઘણા દિવસ થયાં ચાલી આવે છે. પાપાત્માઓ પાપનો પ્રચાર કરતી વેળાયે પોતાનેજ સર્વથી શ્રેષ્ઠ, સર્વથી બુદ્ધિમાન અને સર્વથી ગુણવાન હોવાનો મહા ભયંકર આડંબર દર્શાવે છે. પોતાથી સહજ દુર્બળ મનુષ્યનાં ગળાં કાપવામાં કલિકાળના કેટલાક માનવીઓ મહત્તા માને છે. ઇશ્વરે આપેલી સામાન્ય શક્તિનો દુરૂપયોગ કરી યથેચ્છાચારી થવામાં, મદિરાપાન કરવામાં, વેશ્યાગમન કરવામાં અને વિશ્વાસઘાતક, પ્રપંચ અને પ્રતારણાનો પ્રશ્રય લઇ નીતિનું નિકંદન કાઢવામાં સભ્યતાને સંપાદિત કરી મહાન હોવાનો દાવો ધરાવનારા પણ અનેક મનુષ્યો આ વિશ્વમાં દૃષ્ટિગોચર થાય છે. કેટલાકો કહે છે કે, નીતિ એ અતિ નિર્માલ્ય વસ્તુ છે અને એ વસ્તુને અમારા અભિધાનમાં સ્થાન પણ ન મળવું જોઇએ. ત્યારે કેટલાકોની માન્યતા એવી છે કે, નીતિથી સંસારમાં સુખ તથા સંપત્તિ પ્રાપ્ત કરી શકાતાં નથી માટે અમે નીતિનો સર્વથા બહિષ્કાર કર્યો છે, અથવા તો અમે નીતિના પ્રબળ વિરોધીઓ છીએ. કેટલાક માનવતાભક્ષક પિશાચો પાપનો પ્રશ્રય લઇ ધર્મશીલ વ્યક્તિઓનું સર્વસ્વ હરણ કરવાની અ-

ભિલાષા ધરાવે છે, સૃષ્ટિના નિયમોથી વિરુદ્ધ વર્તન ચલાવી ઈશ્વરના અસ્તિત્વનેજ નષ્ટ કરવાનો યત્ન કરે છે. કેટલાકો પાપથીજ ઉદર પોષણ થઇ શકે છે, એવી અંધશ્રદ્ધાને આધીન થઇ કુકર્મના ઉત્પાદક થાય છે.

ત્યારે શું વાસ્તવિક રીતે એ વાર્તા સત્યજ હશે ! ના—કદાપિ નહિ. હરિ હરિ ! નારાયણ ! મધુસુદન ! તેં તારા સુખમય સંસારમાં સંતાપની જ્વાળાઓનો વિસ્તાર કરનારા આ ભયંકર અગ્નિરૂપ દુર્ગુણોનો ઉદ્ભવ શા માટે કર્યો ? નારાયણ ! તું આવો નિષ્ઠુર કેમ થયો ?

પણ, નહિ, એ વિષયમાં ઇશ્વરનો કશો પણ પ્રમાદ જોવામાં આવતો નથી. આ વિશ્વ કર્મની ભૂમિ છે. કર્મનાં ફળ આપવાં એજ ઇશ્વરનું કાર્ય છે. કર્મભૂમિમાં પરીક્ષા આપી મનુષ્ય એ દુર્ગુણોના દાવાનળોમાંથી દગ્ધ થતાં નિસ્તાર મેળવી શકે છે. આપણે સામાન્ય બુદ્ધિનાં માનવો, ભગવાનની લીલાને શી રીતે જાણી શકીએ ? તેમ છતાં પણ મનુષ્ય શક્તિની સીમા જ્યાં સુધી વિસ્તરાયલી છે, તે વિસ્તારના પ્રમાણમાં જો મનુષ્ય જોવા બેસે તો તેને સહજમાંજ સમજાઈ શકે તેમ છે કે, તે પાપીઓને અલ્પ સમયને માટે ઉન્નતિના શિખરપર ચઢાવી તેમની પરીક્ષા કરી જૂએ છે. એ ઇશ્વરી લીલાના મોહમંત્રથી મુગ્ધ થઇ લંકાપતિ રાવણે પાપની પરાકાષ્ટાનું પ્રદર્શન કરાવ્યું હતું. કુરુકુળ યથેચ્છચારી થયું હતું. કંસ કુમતિને આધીન થયો હતો. નંદ રાજાને નાશનો ઉપાય સૂઝયો હતો. પરંતુ તેમને તેમના સર્વના કર્મોનું ફલ શું મળ્યું ? વંશસહિત ધ્વંસ થયો. અંતરની મલિન ઉર્મિઓ અનંતનામીના અદૃશ્ય આઘાતથી કચડાઇ ગઇ અને જગતના ઇતિહાસનાં પૃષ્ટોપર તેમનાં સર્વના નામો સદાને માટે કલંકના કાળા અક્ષરોથી લખાઈ ચૂકયા. પાપાચારીઓની ઉન્નત્તિ કેટલા દિવસને માટે ? નિર્વાણુની અણીપર આવેલા દીપકની શિખા જેવી રીતે હોલવાઇ જતાં પહેલાં એકવાર પ્રબળતાથી સળગી ઉઠે છે, તેવીજ રીતે પાપાચારી પણ અમુક સમયને માટેજ સુખનો ઉપભોગ કરી શકે છે. પાપનો ઘડો પૂરો ભરાતાંની સાથેજ સમુદ્રના અતલજળમાં ડૂબી જાય છે. ઉમાકાન્તના પાપનો ઘડો પણ તેવીજ રીતે ભરાઇ જવા આવ્યો હતો. તેણે પાપપરાયણ પઠાણોના પાસમાં રહી પ્રત્યક્ષ અથવા પરોક્ષ ભાવે અનેક પાપકર્મો કર્યાં હતાં. જે મનુષ્ય જેમ જેમ પાપનાં કર્મો

કરતો જાય છે, તેમ તેમ તેનું ગૃહ ધન, ધાન્ય તથા સંપત્તિ-સમૃદ્ધિથી પરિપૂર્ણ થતું જાય છે. તેના ઐશ્વર્યનો આગાર છલકાઈ જાય છે. પરંતુ તેના હૃદયભંડારમાં પાપરૂપ તસ્કરનો પ્રવેશ થવાથી ધર્મ, નીતિ-ન્યાય અને બુદ્ધિનો સર્વથા લોપ થવા માંડે છે અને એ લોપના યોગેજ મનુષ્ય મનુષ્યત્વથી વંચિત થઇ માયાના મોહમય સાગરમાં ડુબવા માંડે છે તથા છેવટે નરકનો માર્ગ નિર્માણ કરી અનેક યંત્રણાદાયક, ત્રાસજનક અને પીડામય નરકની ગર્તામાં અનંતયુગોના યુગો સૂધી અથડાયા કરે છે. પાપ બાહ્યસુખનો સાક્ષાત્કાર કરાવી મનુષ્યનું સર્વસ્વ ગુમાવરાવે છે. ધામ, ધરા અને દોલત એ ત્રણે વસ્તુ કદાચિત્ પાપથી પ્રાપ્ત થઇ શકે છે, પરંતુ ધર્મરૂપ અમૂલ્ય રત્ન તો કદી પણ પ્રાપ્ત થઈ શકતું નથી તે નથીજ.

પાપમાં પ્રવૃત્ત થયેલા ઉમાકાન્તને પાપના પ્રશ્રયથી પ્રાપ્ત થયેલી સંપત્તિદ્વારા અત્યંત આનંદ ભાસવા લાગ્યો. તેના ઉત્સાહ તથા મહત્વાકાંક્ષાનો અવધિજ ન રહ્યો. ઉમાકાન્તે રાજા રતિકાન્તરાયનો સર્વનાશ કર્યો હતો, શ્યામાસુંદરીના ધર્મને ભ્રષ્ટ કરવામાં સહાયતા કરી હતી. ગરીબોની ગર્દન રેંસવામાં લેશમાત્ર પણ સંકોચ દર્શાવ્યો નહોતો. એ ઉપરાંત લૂટફાટ, દસ્યુતા, ચોરી, ખૂન, દગાબાજી, પ્રપંચ, પરસ્ત્રીગમન, પરપ્રમદાપર ત્રાસ, જુલ્મ અને અત્યાચાર આદિ જે કાંઈ તેણે કર્યું તથા ગુજાર્યું હતું; તેની કશી સીમાજ નહોતી. તેણે પુણ્યાત્માને પીડ્યા હતા, જાલિમતાથી રીબાવ્યા હતા, ધર્મશીલોના ધર્મપર વ્યાઘાત કર્યો હતો, માનીના માનનું હરણ કર્યું હતું, જ્ઞાનીનું અપમાન કર્યું હતું, અબળાઓની આબરૂ લૂટી હતી. સતીઓના સતીત્વને રાખખાખ કર્યું હતું, ઉમાશંકરની સોલ કળા પૂર્ણ થઈ હતી. ભગવાન હવે કેટલુંક સહન કરશે ? હવે તેના પતનનો પ્રારંભ થયો હતો. ટાન્ડાથી પાછાં આવ્યા પછી, ઉમાકાન્તના મસ્તિષ્કમાં વિકાર ઉત્પન્ન થયો હતો. તે પોતે ક્યારે શું કરે છે તથા શું કહે છે, તેનું તેને કશું પણ ભાન રહ્યું નહોતું. તે દાસદાસીઓને પળેપળે હુકમ ફરમાવતો, ધમકાવતો તથા કોઇ કોઈ વેળાયે તો ગુસ્સામાં આવીને તેમનાપર મારનો સપાટો પણ ચલાવતો હતો. ધીમેધીમે તેની સ્મરણ શક્તિ પણ ઘટવા માંડી. હવે તે બીજા કોઈ પરિચિત માણસને ઓળખતાં પણ ભૂલી ગયો. ક્યારેક હસી હસીને લોટપોટ થઈ જતો, તો ક્યારેક રડી રડી આંખના આંસૂથી ધરણી પણ ભીંજાવી દેતો. તારાસુંદરી તેની પાસે

જતી તો તે ચીત્કાર કરી બોલી ઉઠતો:-" ન્હાસો, ન્હાસો, ભયંકર વંટોળિયો આવી રહ્યા છે, સમુદ્ર ઉછાળા મારતો ધસી આવે છે. અગ્નિ સળગી ઊઠયો છે" આમ કહીને તે દોડાદોડી કરી મૂકતો. કેટલીવાર દીવાલો સાથે માથાં અથડાવી લોહીની ધારાઓ વહાવતો. કેટલીવાર બૂમો પાડી ગામ ગજાવતો, હમણાં તેની જમીનદારીની આવક આવતી પણ બંધ થઇ ગઇ હતી. પ્રજાએ મહેસુલ આપવું બંધ કરી હતી. તેના અનુચરો પ્રજાપાસે મહેસુલની ઉઘરાણી કરવા જતા, તો પ્રજાજનો ઉમાકાન્તને મહેસુલ આપી દેવાનું સૂચવતા. ઉમાકાન્તનું ભેજું અત્યારે ઠેકાણે નહોતું, તેનું તબલ ફુટી ગયું હતું.

પિતાની આવી શોચનીય સ્થિતિ જોઇ તારાસુંદરી કિંકર્તવ્યવિમૂઢ બની ગઈ. વિજયકુમાર કેશવપૂરનો પરિત્યાગ કરી ચાલ્યો ગયો હતો; માતા શૈલબાલાદેવી વિજયના જવાથી મરણતુલ્ય બની ગઇ હતી. તે ઉપરાંત સ્વામીના આવા ચિત્તવિકારથી છેક ગભરાઇ ગઈ હતી. સ્વામીના વિયોગથી વિધુરા થયેલી તારા એકલી શું કરે ? તે માતાની સેવા સુશ્રુષા કરતી હતી; પિતાની દવાની વ્યવસ્થા કરતી હતી; આવક જાવક તથા ખજાનાનો બંદોબસ્ત રાખતી હતી તથા મહેસુલનો હિસાબ કિતાબ સંભાળવામાં પણ રાત્રિ દિવસ રચી પચી રહેતી હતી. અત્યારે સર્વ કાર્યો તેની આજ્ઞા પ્રમાણેજ સંપૂર્ણ થતાં હતાં. તારા સર્વ કાર્યો કરતી હતી ખરી, પરંતુ તેની દશા કેવળ પ્રાણવગરની પૂતળી જેવીજ હતી.

તેની તે સજીવતા રહી નહોતી, તે ચંચળતા નહોતી, તે આનંદ પણ નહોતો; પ્રાણપ્રિય પતિની સાથે તેનું સર્વસ્વ ચાલ્યું ગયું હતું. તેનો તે બાલ્યકાળના રમતગમતોનો સાથી, યૌવનનો આનંદદાતા, પ્રાણાધિક પતિ, તેના પ્રાણ તથા મનનું હરણ કરી ચાલ્યો ગયો હતો. અભાગિની તારા પતિના વિરહથી આવી પીડા ભોગવવી પડશે, એમ જાણી શકી નહોતી. પણ જયારે એ વાત તેના જાણવામાં આવી ત્યારે તે પતિના જવામાં કોઇપણ પ્રકારે અનુમોદન આપી શકી નહિ. પરંતુ તારા સ્વાર્થપરાયણા નહોતી. સ્વામી પાસે રહેવાથી સુખી થશે એમ ધારી તે સ્વામીના મનની વેદનાને જાણી શકી નહોતી. ઉમાકાન્તના કુટિલ વ્યવહારથી વિજયને તેના ઘરને છોડયા સિવાય ચાલી શકે તેમ નહોતું. તેથી તે સમયે તેને જતો અટકાવવો એ કેવળ સ્વાર્થનુંજ કાર્ય છે, એમ ધારીને તારાએ તેને જતો અટકાવ્યો

નહોતો. પિતૃભક્ત અથવા પતિપ્રેમી તારાએ એક પ્રકારની વિષમ અવસ્થામાં આવી પડવાથી પતિના જવામાં યોગ્ય સલાહ આપી હતી.

તારા જેવી રીતે પોતાના પિતા તરફ ભક્તિભાવના દર્શાવતી હતી, તેવીજ રીતે પતિપ્રતિ પણ અપૂર્વ સ્નેહ રાખતી હતી. પિતાના અન્યાયથી પતિએ દેશનો ત્યાગ કર્યો છે એમ ધારીને તેને હૃદયમાં દારુણ પીડાને ધારણ કરી લીધી હતી; પણ તેમ છતાં પણ તે પિતાની સેવામાં કશીપણ ખામી આવવા દેતી નહોતી. તેનો પિતા સર્વ દોષોનો દોષી હતો, મહા પાપોનો પાપી હતો. છતાં પણ તે પિતાને ચાહતી નહોતી, એમ નહોતું. અહા ! ભારતના એ અતુલ્ય રમણીરત્નોને વિધાતાએ કેવાં અપૂર્વ રચ્યાં છે! રત્નપ્રસવિની ભારતભૂમિનાં લગભગ સઘળાં રત્નો ધીમે ધીમે અદૃશ્ય થયાં છે. સીતા, તારા, અનસુયા, ગાર્ગી, મૈત્રેયી, દમયંતી, આદિ સર્વ પુણ્યની પ્રતિમાઓ વિશ્વને ચારિત્ર્યનો આદર્શ દર્શાવી અનંતની અનંતતામાં મળી ગઈ છે. ભારતનું અપૂર્વ વીરત્વ તથા ગૌરવ વિસ્મૃતિના અતલ સમુદ્ર તળે ડુબી ગયું છે. વ્યાસ વાલ્મીકિની પ્રતિભા અન્તર્હિત થઇ છે. મહારાણા પ્રતાપસિંહ તથા વીર શિવાજી જેવા વીરજનોની વીરતા ભારતનો ત્યાગ કરી ચાલી ગઈ છે. ગુરુ ગોવિંદસિંહ તથા તેમના સિંહહૃદય પુત્રોની ધાર્મિકતા કેવળ સ્મૃતિરૂપેજ રહી છે. બુદ્ધ તથા ચૈતન્યની ઉજ્વલ જ્યોતિ હોલવાઇ ગઇ છે. કૃષ્ણ, રામ જેવા મહા તેજસ્વી મહાત્માઓના નાંમ કેવળ સ્મરણ રૂપજ રહ્યાં છે. દરિદ્ર ભારતે અનેક આઘાતોને વક્ષપર ઝીલી લીધા છે, અનેક વિઘ્નો તથા બાધાઓને ઓળંગી દીધી છે. તેમાંના એક એક આઘાતથી તેનું એક એક અંગ ચૂર્ણ વિચૂર્ણ થઈ ગયું છે. પરંતુ ભસ્મથી આચ્છાદિત થયેલા વન્હિ જેવું, અંગારાથી દગ્ધ થયેલા સુવર્ણના જેવું, જે એક અમૂલ્ય રત્ન ભારત માતાના વક્ષપર નિર્જનતામાં છૂપાયું છે, તે એટલા બધા આઘાતોથી એવા એવા અનેક ઝંઝાવાતોથી પણ વિચ્છિન્ન ન થતાં, વિવર્ણતાને ધારણ ન કરતાં તથા વિમલિન ન થતાં દૃઢતાથી જેમનું તેમ સ્થાયી રહી પોતાની અમરતાને સાચવી રહ્યું છે. તે લેશ માત્ર પણ વિકૃત થયું નથી. તે અમૂલ્ય અને દેવ દુર્લભ મહા મણિ, અન્ય દેશોના લાખો કે કરોડો ગૃહમાં પણ નથી, રાજાધિરાજ મહારાજાઓના રાજમહાલયો માં પણ નથી. છે કેવળ ભારતમાંજ; દારિદ્ર ભારતના ધનવાન તથા દરિદ્ર સર્વના ગૃહમાં તે વિદ્યમાન છે. પવિત્ર ભારતીય

રમણીઓની પવિત્રતાના સ્પર્શથી ભારત પવિત્રથી પણ પવિત્ર છે. શ્રેષ્ઠથી પણ શ્રેષ્ઠતમ છે. કોણ કહેછે કે ભારતનો અધઃપાત થયો છે? કોણ કહે છે કે ભારતની ઉન્નતિ અતલ જળમાં ડુબી ગઇ છે? એવું જે કોઇ કહે છે, તે ખરેખર ભ્રાન્તજ છે! જે કોઈ કહેતા હોય, તેઓ જૂઓ, વિજ્ઞાનના સ્પર્શવાળાં ચક્ષુઓ ઉઘાડી જૂઓ. એક દેશદર્શિતાનો પરિત્યાગ કરી જૂઓ કે, ભારતની રમણીઓની પવિત્રતા તથા સ્નેહ અને ભક્તિનું પ્રમાણ કેટલું વિશાળ છે? તેમની ત્યાગવૃત્તિ કેવી અદ્‌ભૂત છે! એ સરળ કોમળ અને મૂર્ત્તિમતી કરૂણાના આધારરૂપ રમણીઓના આવિર્ભાવથીજ ભારતજનની આવી ઐશ્વર્યશાલિની છે! એ દેવ દુર્લભ લલનાઓના અસ્તિત્વથીજ ભારત માતાના પવિત્ર ગૃહમાં અનુપમ શોભાનો સમાવેશ થયો છે. જેઓ પરનિન્દક અને પારકાના અવગુણો જોનારાઓજ છે, અરે અન્યના દોષોને ઉઘાડવામાંજ જેઓ રાત્રિ દિવસ નિમગ્ન રહે છે તેમને સર્વને બોલાવીને અમે કહીએ છીએ કે, જો આધ્યાત્મિક તત્વપર તમારો અધિકાર હોય, તો જૂઓ પારકાનું કલ્યાણ ઇચ્છનારી તથા સ્નેહખાણ સ્વરૂપા ભારતીય લલનાઓથી સૃષ્ટિ કેવી અપૂર્વ છે! એ રત્નની પવિત્રતા તથા વિશુદ્ધતા સાચવી શકવાથી, ભારત કોઇ કાળે પણ દરિદ્ર થશે નહિ. એ મહામૂલ્ય રત્નના સુખભરેલા સ્પર્શથી ભારતવાસીઓ કંગાલ હોવા છતાં પણ કરોડપતિ છે. પ્રજા હોવા છતાં પણ રાજાધિરાજ છે.

---

## પ્રકરણ ૯ મું

---

### પૂર્વસ્મૃતિ



ઉમાકાન્ત અત્યારે ઘોર ઉન્માદી બની ગયો હતો. તારાસુંદરીએ તેને માટે દરેક પ્રકારની ઔષધિઓની વ્યવસ્થા કરી હતી. પણ ઔષધિનું સેવન કરવામાં ઉમાકાન્ત વારંવાર વાંધો ઉઠાવ્યા કરતો હતો. બળાત્કાર કર્યા વિના તેને ઔષધ ખવડાવી શકાતું નહોતું. તે પોતાની મેળે સ્નાન અથવા ભોજનાદિ ક્રિયાઓ કરવા પણ ઇચ્છતો નહોતો. તારા પિતાપર બળાત્કાર કરવાનું પસંદ કરતી નહોતી. તે સ્તુતિ

અથવા વિનતિ કરીનેજ રોગીની સેવા કરવા ઇચ્છતી હતી. ઉમાકાન્ત તારાના સિવાય બીજા કોઇની વાત પણ સાંભળતો નહોતો. આજે ઉમાકાન્ત કોઇપણ રીતે દવા ખાતો નહોતો. તારા બનતી કોશિશ કરતી હતી, બાળકને જેવી રીતે ફોસલાવવામાં આવે છે, તેવીજ રીતે પિતાને પણ તે ફોસલાવતી હતી. ઉમાકાન્ત આજે બાળકની પેઠે લાલચમાં લોભાયો હતો. બાળકના જેવો કોમલ અને સરળ બની ગયો હતો. અહા! ઉમાકાન્ત તેં ભગવાનની કૃપાનો પ્રસાદ પ્રાપ્ત કર્યો છે. પ્રથમની પશુ સમાન તારી નારકીય અવસ્થાથી આવી સ્મૃતિહીન અવસ્થા હજારોવાર ઉત્તમ છે. જ્યાં સુધી તારો ઇન્સાફ શરૂ થયો નહોતો. ત્યાંસુધી અધોગતિના માર્ગમાં ઘસડી જનાર અને કેવલ ઉપરથીજ રમ્ય ભાસતી સાંસારિક શ્રીની વૃદ્ધિ થતી હતી; તું તેથી ઉત્સાહિત થઇ પાપનો ઘડાનો ભાર ઉપાડતો હતો. પરંતુ તારા સૌભાગ્યના બળથી આજે તારો તેમાંથી છૂટકારો થયો છે. હાં તારા પ્રાયશ્ચિતનો પ્રારંભ થયો છે. હવે તારો ઉદ્ધાર અવશ્ય થઇ શકશે, તારી રક્ષા અવશ્ય થશે ને થશેજ.

જે સમયે તારા પિતાને ઔષધ આપવામાં ગુંથાઇ હતી, તે સમયે અચાનક કોઇનો પદરવ સંભળાયો. શશીમુખીએ નિત્યના અભ્યાસ પ્રમાણે ગાતાં ગાતાં ઓરડામાં પ્રવેશ કર્યો.

" હવે હૈયે ન રહેવાયે, કરૂં વિનતિ અનિચ્છાયે;
અનિચ્છા ! હા ! હતી ઇચ્છા; વિફલ વાંચ્છા બધી થાયે !
ચ્હડયું આ ચિત્ત ચકડોળે! ખરો કૈં માર્ગ ખોળે છે;
અને, ઉરવૃત્તિઓ મારી, બધીયે ત્યાગ બોલે છે;
ન જોડાવું—ન જોડાવું ન સંસારે ડગો માપું;
ન રૂદિને નમ્યૂં આપૂં, ભલે ગૃહ જંગલે સ્થાપૂં;
રડું છું તોય ના રોશો. હું છૂં એ ભ્રાન્તિ દૂર કરશો;
ભરૂસો છે પ્રભુ પર તો જગત્ વ્યવહારનો ડર શો?
સગાં, સંબન્ધીઓ વ્હાલાં, બધાં બ્હાનાં જૂઠાં ઠાલાં;
પિતા, માતા, પતિ, પત્નિ, અરેરે ! માત્ર કહેવાનાં!
અનુસરૂં તો ગમૂં સૌને ! હું દુઃખ તો ન કોઇને !
જગતમાં જોઉં એ નીતિ ! ફસાવું ત્યાં શું ભોળીને ?
જૂઠો આ દમ્ભ સૌ ભાસે ! નથી વિશ્વાસ વ્યવહારે !
ભ્રમણ વમળે ચડું શાને ! પ્રભુ વિણ કોણ છે મારે ?

* * * *

જૂઓ છવાયું છે પેલું ગગન અતિશે ઘોર મેઘોથી;
પ્રબળ પ્રભંજન તથા ઝાઝાવાતો થશે એ મેઘોથી;
ન્હાસો, ન્હાસો સંસારના વિકારીને વિમોહીજનો;
નથી ઉપાયો કાંઇ રહ્યા અવશિષ્ટ ઉગરવા એ આપત્તિથી;
મહાલયો મોટાંને કુટીરો નાની પણ થશે નષ્ટ સુરાવાથી
વ્યાપી જશે વિશ્વમાં અંધકાર ને અંધકારની છાયા;
નહિ રહેશે કાંઇ આસક્તિ, અનુરાગ, શાંતિ, માયા.

ઉમાકાન્તે ભયથી વ્યાકુળ થઇ શુષ્ક મુખેથી એકવાર શશીમુખીના મુખ તરફ જોયું, ફરીવાર તેના તરફ દૃષ્ટિ કરી જાણે કંઇક સ્મરણ કરવાની તે ચેષ્ટા કરવા લાગ્યો. કેટલીકવાર સુધી સ્થિરભાવથી ઉભો રહી તે બોલી ઉઠ્યો:—" ખરૂ કહે છે, ભયંકર ઝંઝાવાતજ જણાયછે. તારા—બ્હેન—ન્હાસો—ન્હાસો. ઝંઝાવાત અથવા વંટોળીઓ, વરસાદ અને વજ્ર આદિ સર્વ એકી સાથે તૂટી પડ્યું છે, ન્હાસો જલદી ન્હાસો. " આમ કહી તે તારાનો હાથ પકડી તેને ખેંચવા લાગ્યો.

તારાસુંદરી પિતાનો ગભરાટ જોઈ સ્તબ્ધ થઇ ગઇ. દીવાનો થયા પછી તેણે ઉમાકાન્તની આવી તત્પરતા તથા વ્યાકુળતા કદીપણ જોઈ નહોતી. અત્યાર સુધી તો તેણે કેવળ જડતા તથા જીવનની શૂન્યતાજ જોઈ હતી. આજે આમ અચાનક શું થયું ? તારા ઘણાજ ગભરાટમાં પડી ગઈ.

ઉમાકાન્તે ફરીવાર કહ્યું:—" તારા, હું હવે દીવાનો નથી. મારો ઉન્માદ દૂર થયો છે. મારી પૂર્વની સ્મરણ શક્તિ પુનઃ પ્રાપ્ત થઇ છે. ચાલ હવે અહીંથી ન્હાસી છૂટ ! ભયંકર આફત આવી પડી છે. સર્વનાશ ઉપસ્થિત થયો છે. હવે વિલંબ ન કર. શાંતથા પિતાની વાત સાંભળી લે. હું સોગન દઇને કહું છું કે, અહિં એક ક્ષણ પણ ન રોકાતાં સત્વર ભાગવા માંડો. "

આમ કહીને ઉમાકાન્ત ઘણુંજ દુઃખ તથા વ્યગ્રતા પ્રકટ કરવા લાગ્યો.

શશીમુખીએ ફરીવાર ગાવા માંડ્યું:—

" મહાલય મનોહર ત્યાગી સખી, ચાલ જઇએ વનમાં;
પ્રાપ્ત થશે સુખ પરમ અનુપમ એ નિર્જનમાં;
અવિચાર અત્યાચારથી દગ્ધ થઇશ આ સંસારમાં;
કહું તેથી ચાલ જઇએ પ્રિયા ગહન—ઘોર કાનનમાં. "

ઉમાકાન્ત હવે ઉન્માદી રહ્યો નહિ; તેના મસ્તિષ્કમાં વ્યાપેલો સર્વ ઉન્માદ દૂર થયો. તેણે ધીર, સ્થિર તથા સૌમ્ય મૂર્ત્તિ ધારણ કરી લીધી. તે કેવળ શશીમુખીનું ગાન સાંભળી કોઈ કોઈવાર આવેશમાં આવી ઉંચા અવાજથી બોલી ઉઠતો હતોઃ—"હિતેચ્છુ દેવી સ્વરૂપિણી શશીમુખી! તું મારા કયા પરમ પરોપકારી મિત્ર તરફથી આવા ઘોર દુર્દિવસોમાં અમને સાવધાન કરવા આવી છે? કહે દેવી! તે મિત્ર કોણ છે?"

શશીમુખીએ આ સમયે ગાયન ન ગાતાં સંક્ષેપમાંજ જવાબ આપ્યોઃ—

"તમે મનમાં ને મનમાંજ જેને હમેશાં તમારા શત્રુ માનો છો, તે મહાપુરુષજ તમારાપર ઉપકાર કરવામાં રોકાયા છે. તેમણે બીજાઓના કલ્યાણ માટે પોતાના સર્વસ્વનો ત્યાગ કર્યો છે અને રાત્ર દિવસ પરકલ્યાણ કરવું એજ તેમના જીવનનું ધ્યેય થઈ પડ્યું છે. એ પુરુષ અન્ય કોઇ નહિ, પણ મહા પરોપકારી રાજા રતિકાન્તરાયજ છે અને તેમણેજ મને આ સમાચાર આપવા માટે મોકલી છે. તમારાપર થોડા વખતમાંજ એક મોટી આફત આવી પડશે. માટે એક ક્ષણનો પણ વિલંબ ન કરતાં તમે તમારા કુટુંબસહિત જેમ બને તેમ જલદી અહીંથી ન્હાસી છૂટો."

આમ કહીને શશીમુખીએ તારાસુંદરીને બધો વૃત્તાંત કહી સંભળાવ્યો, હવે બીજી કોઈ પણ જગાએ જવાથી એમનાપર એથી પણ ભયંકર આફત આવી પડશે. રાજા રતિકાન્તરાયના દુર્ગમાં જવાથી કોઇ પણ પ્રકારની આપત્તિ આવી શકશે, નહિ એમ પણ તેણે તારાસુંદરીને જણાવી દીધું. રાજા રતિકાન્તરાયે અસંખ્ય સૈન્ય એકત્ર કરી દુર્ગનું રક્ષણ કર્યું છે, તેમણે રાય ઉમાકાન્તની રક્ષા માટે પોતાના પ્રાણનું પણ બળિદાન આપવાનો સ્વીકાર કર્યો છે, તથા તેના સમસ્ત કુટુંબને પણ સાથે લઇ આવવાનું સૂચવન કર્યું છે, આદિ સર્વ વાર્ત્તાઓ શશીમુખીએ તારાસુંદરીને કહી સંભળાવી.

ઉમાકાન્તે આતુરતાથી શશીમુખીની બધી હકીકત સાંભળી લીધા પછી તેને પોતાની છાતીપર ખેંચી લીધી અને ત્યાર પછી તે તેની ગોદમાં મુખ છૂપાવીને નાના બાળકની પેઠે રડવા લાગ્યો. તે રડતો રડતોજ કહેવા લાગ્યોઃ—"તારા! શો સર્વનાશ થવા બેઠો છે! અધમતાના અવતારરૂપ ઘોરતમ અત્યાચારી નવાબે મને માત્ર એક

માસની મુદ્દત આપી છે, અરે તે મુદ્દત પણ હવે પૂરી થવા આવી છે. બહેન ! મારૂં ધન, પ્રાણ, ઐશ્વર્ય આદિ સર્વ જાય, તો તેથી મને લેશ માત્ર પણ દુઃખ થાય તેમ નથી. પરંતુ તને મારી ગોદમાંથી એ દુષ્ટ દાનવો ખેંચી જશે, એ મારાથી શી રીતે જોઈ શકાશે ? તારા ધર્મનો ઉચ્છેદ થતો મારાથી શી રીતે રહેવાશે ? આર્યો ધર્મના સ્થંભરૂપ ગણાય છે, પરંતુ હું આર્ય હોવા છતાં એક નીચ અને કાપુરુષ છું. હું મહા પાપી છું, તેથીજ આવા ઘોર ઉન્માદના રોગથી પીડાઇને સ્મરણ–શક્તિથી વંચિત થયો હતો. હાય ! મારો ધર્મ જશે, મારૂં ગૌરવ જશે ? શું મારી દુહિતા–મારી તારા યવનોના અન્તઃપુરની ગુલામડી થશે ? જો મેં મારી બુદ્ધિ તથા શક્તિને ન ગુમાવ્યાં હોત તો આટલા દિવસોમાં હું એનો કાંઇક પ્રતિકાર પણ કરી શકત. પરંતુ હવે એવો સમય પણ રહ્યો નથી. યવનોના આવવાના પગલાં સંભળાયા કરે છે. હૃદયમાં રાત્રિ દિવસ એ દુષ્ટોના આવવાના ધબકારા થયા કરે છે. અરેરે ! હિન્દુનો ધર્મ ક્ષણવારમાં નષ્ટ થશે. પાખંડી યવનો પોતાનાપર થયેલા ઉપકારો તરફ લેશ માત્ર પણ નહિ જૂએ ? હવે રાજા રતિકાન્તરાયનો આશ્રય લેવો એજ વિશેષ ઉત્તમ છે. અહા ! તે કેવો દયાળુ પુરુષ છે. મેં તેની જમીનદારીને રાખમાં રોળી દીધી છે, તેના ઘરબારપર જપ્તિ બેસાડી છે, તેના પરિવારને જંગલનો નિવાસી કર્યો છે, તેનાપર કેદ કરવાનો પરવાનો બહાર કઢાવ્યો છે તથા છેવટે તેની કન્યાના ધર્મને નષ્ટ કરવા માટે નવાબના જનાનખાનામાં પણ મોકલાવી છે. છતાં પણ તે મહાત્મા પુરુષે મારા એક પણ અપરાધને લક્ષમાં ન લાવતાં મને સહાયતા કરવાનું વચન આપ્યું છે. ધન્ય છે ! મહાત્મા પુરુષ ! તને ધન્ય છે. તારા જેવા પરોપકારી, ધાર્મિક અને ઉદારાશય નરોથીજ આ પુણ્યભૂમિ ભારત પવિત્ર થઇ છે. મેં તારા તરફ ગુજારેલા જુલ્મનો મને હવે પૂરતો પસ્તાવો થાય છે. મારા પાપના જંતુઓ મને ફોલી ખાય છે. મારા હૃદયમાં પશ્ચાતાપનો જે પાવક પ્રજળી ઉઠયો છે, તે મને બાળીને દગ્ધ કરે છે. ”

આમ કહી ઉમાકાન્ત અત્યંત રૂદન કરવા લાગ્યો. તેની આંખમાંથી આંસુના ઓઘ છૂટવા માંડયા. હૃદય આર્દ્રતાથી ભરાઈ ગયું. મુખમુદ્રાએ મલિન ભાવ ધારણ કરી લીધો. પિતા તથા પુત્રીએ પરસ્પર એક બીજાના ગળાંના સાથે વળગી પડી ઘણીવાર સુધી આંસુ

વહાવ્યાં. કેટલીકવાર સુધી આ પ્રમાણે રૂદન કરવાથી બન્નેના હૃદયને આશ્વાસન મળ્યું. મહાપાપી ઉમાકાન્તના પાપ તથા ભયનો બોજો કાંઇક હળવો થઇ ગયો. હે સ્વર્ગના નિવાસી અશ્રુ! સંસારમાં તમારા જેવા ઉપકારી વિરલજ હોય છે. તમારી તે પવિત્રતાની નિવાસભૂમિ તથા સુનિર્મળ સ્ફટિક બિન્દુના પ્રત્યેક પરમાણુ સ્વર્ગીય ભાવથી ભરેલાં છે, સમગ્ર પૃથ્વીનું રાજ્ય આપવા છતાં પણ જેનું હૃદય આકર્ષી શકાતું નથી, તે હૃદયને તમારૂં એક બિન્દુ ઇંદ્રજાળની પેઠે નિમેષ માત્રમાં, ચરણુતળે લોટાવી દે છે. મહાકવિની કાવ્ય સુધાનું પાન કરવાથી જે હૃદયની કઠોરતા દૂર થતી નથી, તમારા એક બિન્દુથી તે કઠિન હૃદય બાળકની સરળતાના રૂપમાં બદલાઇ જાય છે. બાળકને ભૂલાવે, વૃદ્ધને રડાવે, યુવકનાં મનને મોહિત કરે એવું તારા સિવાય બીજું એક પણ અમોઘ અસ્ત્ર નથી.



## પ્રકરણ ૨૩ મું.



### પ્રભુભક્તિ

પ્રાતઃકાળનો સમય હતો, સૂર્યદેવ પોતાની લાલ ઘટામાં કિરણની જટાનો વિસ્તાર કરી ઉદયાચલમાંથી ધીમે ધીમે ઉંચા આવતા જતા હતા; કૃષક અથવા ખેડુતોનાં બાળકો ગાય, ભેંસ બળદ આદિ પશુઓને લઇ પરભાતિયાં ગાતા ગાતા ખેતરો તરફ જતા હતા. કોઈ નાચતા હતા. કોઇ વાંસળીના મધુર અવાજથી નીરવ તથા નિઃસ્તબ્ધ ગ્રામને મોહિત કરતા હતા. ગ્રામવાસીઓ આતુરતાથી તે વેણુનો કર્ણપ્રિય મધુરધ્વની સાંભળતા હતા; તથા ભક્તિરસથી આર્દ્ર થઇ જગતપતિ હરિની વૃંદાવનલીલાની પેઠે મોહિત થતા હતા. પક્ષીઓ પ્રકાશ મળવાથી એક સ્થળેથી બીજે સ્થળે જઈ રહ્યાં હતાં. તથા ક્ષણુવારને માટે એક વૃક્ષપર બેસી બીજા વૃક્ષપર ઉડી બેસવાની તૈયારી કરી રહ્યાં હતાં. જીવ જન્તુ આદિ સર્વ સજીવ થઇ ગયા હતા, સર્વના હૃદયમાં એક પ્રકારની ચંચલતાએ પ્રવેશ કર્યો હતો. એક બે અને ધીમે ધીમે અનેક લોકોનાં ટોળાંઓએ આવજાવ કરવા માંડી હતી. રસ્તાઓ તથા દુકાનો મનુષ્યોથી ચીકાર ભરાઇ ગઇ હતી.

આજે સવારમાં વ્હેલો ઉઠી મોહન હરસુંદરીની ઝુંપડી ભણી રવાના થયો હતો. શ્યામાનું હરણ થયા પછી મોહનના પીડાની હદજ રહી નહોતી મોહન પોતાના ગજા ઉપરાંત મહેનત કરવા છતાં પણ શ્યામાસુંદરીને છોડાવી શક્યો નહોતો. શી રીતે છોડાવી શકે? વિધાતાના લખેલા લેખમાં શી રીતે મેખ મારી શકે? એમાં જો મનુષ્યનો હાથ હોત, તો અનેક ન ઘટવાની ઘટનાઓનું નિવારણ થઈ શકત—કેટલાક પુરુષાર્થના પક્ષપાતી મહાપુરુષો કહ્યા કરે છે કે, અદૃષ્ટનો સ્વીકાર કેવળ કાપુરૂષોજ કરે છે. ઉદ્યમશીલ વ્યક્તિઓને માટે એ અતિ ભયાનક વસ્તુ છે. ઘણોજ લજ્જાનો વિષય છે. કારણ કે;—

उद्यमेनैव कार्याणि सिध्यन्ति न मनोरथैः ।
नहि हि सुप्तस्य सिंहस्य वदने मृगाः
आलस्य हि मनुष्याणां शरीरस्थो महारिपुः
नास्त्युद्यमसमो बन्धुः कृत्वा यं नावसीदति ॥
न दैवमपि संचिन्त्य त्यजेदुद्योगमात्मनः ।
अनुद्योगेन कस्तैलं तिलेभ्यः प्राप्तुमर्हति ॥
विहाय पौरुषं यो हि दैवमेवावलम्बते ।
प्रासाद सिंहवत्तस्य मूर्ध्नितिष्ठन्ति वायसाः ॥
यथा ह्येकेन चक्रेण न रथस्य गतिर्भवेत् ।
एवं पुरुषकारेण विना दैवं न सिध्यति ॥

કેટલાક શાસ્ત્રકારોએ પણ આ મતને પુષ્ટિ આપી છે. પરંતુ અમે એ મતમાં અમારો મત આપી શકતા નથી. જ્યારે આંખો સમક્ષ જોઇએ છીએ કે, વિદ્યા તથા બુદ્ધિમાં અતુલ હોઇને, ઉદ્યમશીલતા તથા ઉત્સાહની પ્રચૂરતા સાથે એક મનુષ્ય રાત્રિ દિવસ પરિશ્રમ કરે છે, તેમ છતાં પણ તેને પોતાના પેટ પૂરતું ખાવાનું પણ મળી શકતું નથી. તથા એક મૂર્ખ, નિરુદ્યમી આળસમાં જીવન વીતાડવા છતાં પણ કરોડોપતિ થઇ પડે છે. ત્યારે અમારાથી શી રીતે કહી શકાય કે અદૃષ્ટ એ કશી વસ્તુજ નથી. વળી ભાગ્યવાદીઓ પોતાના પક્ષનું સમર્થન કરતાં કહે છે કે;—

लब्धव्यमर्थं लभ्यते मनुष्या—
देवोऽपि तं वारयितुं न शक्तः ।
अतो न शोचामि न विस्मयो मे
ललाटरेखा न पुनः प्रयाति ॥

એકજ માતાના ઉદરથી જન્મેલા બન્ને ભાઇઓ માતા-પિતા દ્વારા પોષાઇને તથા એકજ પરિવારમાં ઉછેરાઇને મોટા થાય છે અને ત્યાર પછી તેમાંનો એક ઉન્નતિના ઉચ્ચ શિખરપર આરોહણ કરે છે અને બીજો અધોગતિના અગાધ જળમાં ડૂબી જાય છે. ધન, જન તથા પરાક્રમથી મહા પરાક્રમી ગણાતો સમ્રાટ્ એક તુચ્છ અને સામાન્ય રાજા દ્વારા વારંવાર પરાજિત થઈ જાય છે. દુર્ગો દૂર ન્હાસતો જાય છે. વનવાળી જમીન અસંખ્ય મનુષ્યોના નિવાસસ્થાન રૂપ એક મહાનગર બની જાય છે. તથા અસંખ્ય મનુષ્યોથી વસેલાં મોટાં મોટાં નગરો ચૂર્ણ વિચૂર્ણ થઈ શૃંગાલ આદિ હિંસ્ર જાનવરોથી ભરાઇ જાય છે. આ સર્વ પ્રત્યક્ષ જોવા છતાં પણ શું તમે પુરુષકાર અથવા પુરુષાર્થનો સ્વીકાર કરી શકશો ખરા કે ?

વિશ્વમાં લલાટના લખેલા લેખો કદાપિ વ્યર્થ થતા નથી, એવાં દૃષ્ટાંતો એક નહિ પણ અનેક, અસંખ્ય જોવામાં આવે છે. અમે આ સ્થળે એવું એક પ્રાચીન અને અતિ આકર્ષક દૃષ્ટાંત આપીશું તો તે સર્વથા અસ્થાને તો નહિજ ગણાય. દૃષ્ટાંત અતિ મનોહર અને બોધદાયક હોવાથી અમે અમારા વાંચકોને તેને તેના યથાર્થ સ્વરૂપમાં દર્શાવી આપીએ છીએ.

" મહારાજા વિક્રમાદિત્યના રાજ્યમાં એક બ્રાહ્મણ વસતો હતો, તે બ્રાહ્મણને ત્યાં સંતાન થતાંની સાથેજ ઘણી નાની વયમાં મૃત્યુવશ થતાં હતાં. બ્રાહ્મણે એ માટે નાનાવિધ શાંતિ તથા સંતોષસ્થાપક અનુષ્ઠાનો કર્યાં. પરંતુ કોઈ પણ પ્રકારે તેને શાંતિ મળી શકી નહિ. એથી છેવટે તેણે કંટાળીને રાજાની પાસે જઈ એ બધી હકીકત કહી સંભળાવી. વિક્રમાદિત્યે બ્રાહ્મણની દુઃખ ભરી વાર્તા સાંભળીને કહ્યું:- " હવે પછી જ્યારે તારે ત્યાં સંતાનનો જન્મ થાય ત્યારે તેની છઠ્ઠીને દિવસે આવી મને એના જન્મના સમાચાર કહી જજે. " યથા કાળે બ્રાહ્મણને ત્યાં એક પુત્રનો જન્મ થયો, એટલે તેણે તેની છઠ્ઠીને દિવસે રાજાને એ સમાચાર કહી સંભળાવ્યા. એ સાંભળી વિક્રમાદિત્યે તે બ્રાહ્મણને ઘેર જઇ તેની પત્નીના સૂતિકાગૃહના દ્વાર પાસે શયન કર્યું. ઘનઘોર અંધારી રાત્રે વિધાતા એ બાળકના અદૃષ્ટના લેખ લખવા માટે ત્યાં આવી પહોંચી તથા ગૃહમાં પ્રવેશ કરવાનો માર્ગ ન મળવાથી તેણે દ્વારમાંથી ઉઠી જવાની આજ્ઞા કરી. એ સમયે વિક્રમાદિત્યે કહ્યું;—" તમે આ બાળકના લલાટના જે કાંઇ લેખ

લખો, તે પાછા ફરતી વેળાયે, મને જણાવવાની પ્રતિજ્ઞા કરો, તો હું તમને જવાનો રસ્તો આપું. વિધાતાએ એ વાર્ત્તાનો સ્વીકાર કરી ગૃહમાં પ્રવેશ કર્યો તથા બાળકના ભાગ્યના ફળાફળનો લેખ લખી પાછા ફરતી વેળાયે રાજાને કહ્યું:—" આ બાળક એક વર્ષ કરતાં વધુ જીવી શકશે નહિ. " આ સાંભળી રાજાએ વિધાતાને ઘણા કાલા વાલા કરી તે બાળકને લાંબું આયુષ્ય આપવાની યાચના કરી.

વિધાતાએ જવાબમાં જણાવ્યું કેઃ-" હું એક શ્લોકનું એક ચરણ કહેતી જાઉં છું કે, જો કોઇ એનાં બીજાં ત્રણ ચરણ પૂરાં કરી આપશે તો આ બાળક પુનઃ જીવતો થઇ લાંબું આયુષ્ય પ્રાપ્ત શકશે. એ શ્લોકનું એક ચરણ આ પ્રમાણે છે:-" लब्धव्यमर्थं लभ्यंते मनुष्याः " આમ કહી વિધાતા અદશ્ય થઈ ગઇ. રાજાએ પ્રભાતમાં ઉઠી બ્રાહ્મણને બધી હકીકત જણાવી ત્યાંથી પ્રસ્થાન કર્યું. એક વરસ પછી બ્રાહ્મણના પુત્રનું મરણ થયું. એ સમાચાર સાંભળી રાજા તે બ્રાહ્મણને ત્યાં આવી પહોંચ્યો તથા બ્રાહ્મણના પુત્રને ખભા પર લઈ દેશ વિદેશમાં ભ્રમણ કરવા માંડયું. તે હમેશાં लब्धव्यमर्थं સૂત્રનો ઉચ્ચાર કરવા લાગ્યો. કેટલાક દિવસ પછી તે બીજા એક રાજ્યમાં જઇ દેવશર્મા નામના એક બ્રાહ્મણને ત્યાં રહેવા લાગ્યો. તે બ્રાહ્મણ પાસે તે દેશની રાજપુત્રી, મંત્રીપુત્રી, સાધુપુત્રી અને પ્રહરી કન્યા અધ્યયન કરતી હતી. એક દિવસ બ્રાહ્મણ પોતાના યુવાન પુત્રને તેમના અધ્યનનો ભાર સોંપી બીજા કોઇપણ કારણસર બહાર ગામ ગયો. વિપ્ર પુત્રે તે દિવસે વિદ્યાર્થિણીઓને અધ્યયન કરાવી કહ્યું કે, હવે તમારૂં અધ્યયન સમાપ્ત થયું છે, માટે મને મારી ગુરુ દક્ષિણા આપો. વિદ્યાર્થિણીઓને ગુરુ દક્ષિણા આપવામાં અસમ્મત થયેલી જોઇ બ્રાહ્મણના પુત્રે કહ્યું કે:-" તમે ચારે જણીઓ મને તમારા પતિના પદપર સ્થાપિત કરો. "

એ સાંભળીને ચારે કન્યાઓ ઘણીજ દીલગીર થઇ, પરંતુ પૂર્વની પ્રતિજ્ઞાના બંધનથી બંધાયલી હોવાથી તેઓ લાચારીથી બોલી કે:-" આપ આજે રાત્રે અમુક મંદિરમાં જઇ હાજર રહેજો, એટલે અમો ત્યાં આવી આપના કંઠમાં માળા આરોપીશું. " આવો નિશ્ચય કરી કન્યાઓ વિદાય થઇ. ગુપ્તવેશી વિક્રમાદિત્યે નજીકમાં બેસીને આ સર્વ હકીકત સાંભળી લીધી. તેણે બ્રાહ્મણની પત્ની પાસે જઇ એ બધી બીના જણાવી. બ્રાહ્મણીએ પુત્રપ્રતિ અત્યંત તિરસ્કાર દર્શાવી

તેને એક ઓરડામાં પૂરી દીધો. આ તરફ વિક્રમાદિત્ય ઠરાવેલા વખતે મંદિરમાં જઇ પહોંચ્યો. યોગ્ય સમય થતાં ચારે કન્યાઓ ત્યાં આવી લાગી અને તેમણે રાજાને સંબોધન કરી બોલાવ્યો, ત્યારે રાજાએ કેવળ 'હું' એવો સંક્ષિપ્ત ઉત્તરજ આપ્યો. રાજકન્યાએ પણ કોઇપણ પ્રકારનો વિચાર કર્યા વિના તેના ગળામાં માળ આરોપી દીધી. ત્યારે વિક્રમાદિત્ય બોલી ઉઠ્યોઃ—" लब्धव्यमर्थम् । "

આ સાંભળી રાજકન્યા પોતાની ભૂલ સમજી શકી; પરંતુ હવે શો ઉપાય? ત્યારે તે માથું કુટતી બોલવા લાગીઃ—" लब्धव्यर्थम् लभ्यते मनुष्यः " ત્યાર પછી મંત્રિ કન્યાએ આવી માળા પહેરાવી એટલે રાજાએ કહ્યુંઃ—" लब्धव्यर्थम् लभ्यते मनुष्यः " મંત્રિકન્યાએ જવાબમાં જણાવ્યુંઃ—" दैवोऽपि तं वारयितु न शक्यः " એ પ્રમાણે સાધુ કન્યાએ આવી માળા પહેરાવી એટલે રાજાએ તે બન્ને ચરણોનો ઉચ્ચાર કર્યો. ત્યારે સાધુ કન્યાએ કહ્યુંઃ—" अतो न शोचामि न विस्मयो मे । થોડી વાર પછી પ્રહરીની કન્યાએ આવી માળા પહેરાવી. રાજાએ ત્યારે એ ત્રણે ચરણોનો ફરીવાર ઉચ્ચાર કર્યો. પ્રહરી કન્યાએ એ સમયે કહ્યું કે;—" ललाट लेखो न पुनः प्रयाति । એ પ્રમાણે શ્લોકનું છેલ્લું ચરણ પૂરૂં થતાંની સાથેજ બ્રાહ્મણનો પુત્ર જીવતો થઇ ઉઠ્યો. ત્યારે રાજાએ પોતાનો પરિચય આપી ચારે પત્નીઓને લઈ પોતાના રાજ્ય તરફ પ્રયાણ કર્યું. એ દૃષ્ટાંતનું તાત્પર્ય એ છે કે, જેના ભાગ્યમાં જે છે, તેમજ થશે. દૈવ પણ તેને વ્યર્થ કરવાને સમર્થ થઇ શકશે નહિ. માટે એમાં શોક અથવા આશ્ચર્યનો વિષય કશોપણ નથી કે લલાટના લેખો કોઇપણ રીતે ખંડિત થઈ શકતા નથી.

ભાગ્યના દોષથી કહો કિંવા અન્ય કોઇ પણ કારણથી કહો; પરંતુ મોહન યવનોના કરતાં પણ અધિક બળ એકઠું કરવા છતાંપણ શ્યામાની રક્ષા કરી શક્યો નહિ. એથી તેના શોકની સીમાજ રહી તે નહિ. ત્યારથી તે ઘણાજ સંકટોથી હરસુંદરી પાસે આવ્યો હતો, શ્યામાના જતા પહેલાં એક દિવસથી હરસુંદરી દેવી સમાધિગ્ન થઇ હતી; હજીસુધી તેના ધ્યાનનો ભંગ થયો હતો. એથી મોહન અતિ આનંદિત થયો હતો. શ્યામાના હરણના શોચનીય સંવાદ જ્યાંસુધી તેનાથી અજ્ઞાત હતા, ત્યાં સુધી તેને કશું પણ દુઃખ થયું નહોતું. તેણે ગૌરીને તેની રક્ષા માટે નીમી હતી અને પોતે પણ વારંવાર ખબર લીધા કરતો હતો.

આજે મોહન સવારમાં વ્હેલો ઉઠી ચાલતો થયો હતો. ગામડાનાં માણસો પાસે મોહનનું સારૂ માન હતું. તેને કોઈ બોલાવીને કહેતું હતું કે, મોહન ભાઇ જરા તમાકુ પીતા જાઓ. કોઇ કહેતું હતું કે, મોહનભાઇ ક્યાં જાઓ છો? શા માટે જાઓ છો? કોઈ યુવતી કહેતી હતી, ભાઈ! તમારી તબીયત તો આનંદમાં છે ને?' ત્યારે કોઇ વૃદ્ધા તેને સંબોધીને એમ પણ કહેતી હતી કેઃ–"મોહન ભાઇ! તમે કેવાં પુણ્યનો સંચય કર્યો છે કે, આખું ગામ તમારી સેવા ઉઠાવવાને રાત્રિ દિવસ તૈયાર રહે છે. પ્રભુની ખરી ભક્તિ જેને કહેવામાં આવે છે, તે ભક્તિનો નિવાસ તમારા હૃદયમાં સંપૂર્ણ રીતે થયેલો છે. પરકલ્યાણ અથવા પરોપકાર કરવામાં તમે કોઇપણ પ્રકારે સંકુચિત થતા નથી."

મોહન એક અભણ ખેડુત જાતિનો પુરુષ હતો, એ ખરૂં; પરંતુ મહાપુરુષ રતિકાન્તરાયના સંસર્ગથી તેને જે કાંઇ જ્ઞાન મળ્યું હતું, તે અતિ અદ્ભુત અને અલૌકિક હતું. મોહન પોતાનાં વખાણ સાંભળવાને છેક નારાજ હતો. જગતમાં મિથ્યા ડોળ દર્શાવી, આત્માભિમાન તથા આત્મગરિમાનો પરિચય આપી પોતાનું ગૌરવ દર્શાવતો નહોતો. તે સ્વામાનું હરણ થયા પછી વારંવાર ભગવાનને સંબોધીને કહ્યા કરતો હતો કેઃ–"હે વિઘ્નવિનાશક! વાસુદેવ! મધુસૂદન! તું આ સર્વ શા ખેલો દેખાડી રહ્યો છે? રાજા રતિકાન્તરાય જેવા ધાર્મિક પુરુષપર તું આમ વિપત્તિનો વરસાદ શા માટે વરસાવી રહ્યો છે? તેમનાં ઘરબાર, માલમિલકત, જરજમીન વગેરે બધું બરબાદ થવા છતાં તું તેમનાપર આવાં સંકટો શા માટે નાંખે છે. આવી વિષમ પરીક્ષા લેવાનું કારણ શું છે? મને મારા સ્વામીએ જે કાર્ય સોંપ્યું છે, તે કાર્યમાં પણ તું ભીષણ આઘાત કેમ કરી રહ્યો છે? આ સર્વ મોહનના વિનાશનાં લક્ષણોજ જણાય છે. અધમ મોહન, મૂર્ખ મોહન, અહંકારથી ફુલાઇને વિનાકારણ મૃત્યુના મુખમાં જવાની તૈયારી શા માટે કરી રહ્યો છે? સંસાર કઠોર પરીક્ષાનું સ્થાન છે, એમ જાણવા છતાં તું દુઃખી શા માટે થાય છે? જીવનપર જેમ જેમ આઘાતો થાય તેમ તેમ તેની દૃઢતા વધતી જાય છે અને એ દૃઢતાના યોગે મનુષ્ય સહજમાંજ સ્વર્ગ સદનમાં પહોંચી શકે છે. માટે મનને મજબૂત કર. સ્વામીની સેવામાં તન્મય થા. લાવણ્યમય વાસનાઓનો ત્યાગ કરી કર્મના ક્ષેત્રમાં જોડાઇ જા. કર્મનું ફલ અવશ્ય મળશેજ."

પરંતુ મોહનની પ્રાર્થનાનું ફળ ફળ્યું નહિ. તેને ચારે તરફથી પોતાની પ્રશંસાનો ધ્વનિ સંભળાવા લાગ્યો. કર્મના ક્ષેત્રમાં જોડાયલા મોહનની પ્રશંસાની છાયા સમસ્ત દેશમાં વિસ્તરી ગઇ.

મોહને કોઇની પણ વાત સાંભળી નહિ. તે કોઇની પાસે ગયો નહિ. તે ગામ મૂકી ચાલતો થયો. તે ચાલતાં ચાલતાં મેદાનમાં આવી પહોંચ્યો. ત્યાં પણ તેને પોતાની પ્રશંસાના ધ્વનિ સંભળાયા. ખેડુતોનાં બાળકો મોહનને જોઇ પહાડી અવાજથી એકી સાથે તેની પ્રશંસાનું ગાન ગાવા લાગ્યા.

"ધન્ય ધન્ય મોહનરાય ધન્ય આ સંસારે;
તાહરૂં મહત્ જીવન મહાધન્ય, કોણ આવાં કર્મ કરે ?
દેખાડી પ્રભુ ભક્તિ,
હૃદયથી આનુરક્તિ,
પર ઉપકાર તુજ મુક્તિનો ઉપાય.
આવું નિઃસ્વાર્થ કાર્ય નહિ નિરખાય.
(તારી) જન્મભુમિ ધન્ય ભાઇ, ધન્ય જન્મદાતા.
બન્ધુજનમાં ધન્ય થયો ધન્ય તુજ માતા.
ગાઇને તાહરો યશ,
પરિપૂર્ણ પ્રેમ રસ.
પુણ્યમય તુજ કથા પરમકથન.
થયા અમો સર્વ ધન્ય કૃષક ગણ."

આ ગાન સાંભળી મોહન મર્મથી મરી ગયો. તેણે શરમાઇને પોતાનું મુખ નમાવી દીધું. તેણે એવું તે શું પુણ્યનું કાર્ય કર્યું હતું કે, લોકો તેને શરીર સહિત સ્વર્ગમાં મૂકી આવતા હતા. તેની પ્રશંસા કરી તેને ઇશ્વરની ઉપમા આપતા હતા. તેણે માત્ર એકજ કર્તવ્ય કર્યું હતું. તેણે પોતાના માલિકનું લૂણ હલાલ કર્યું હતું; સ્વામીની અપૂર્વ સેવા બજાવી હતી. જે પ્રભુ તેનો અન્નદાતા, વસ્ત્રદાતા તથા જ્ઞાન આપનાર હતો, તે સ્વામીની વિપત્તિ વેળાએ તેણે તેની સ્ત્રી તથા કન્યાની સામાન્ય સેવા કરી હતી. તેના બદલામાં તેની આટલી બધી પ્રશંસા? આટલાં બધાં ગુણગાન ? ને ઉપરાંત જેણે તેને નીચવંશીય તથા નિરક્ષર જોવા છતાં પણ જ્ઞાન આપ્યું હતું, બુદ્ધિ આપી હતી, ધર્મનો માર્ગ બતાવી આપ્યો હતો; તે પુરુષ તેનાથી કેવો ઉચ્ચ હશે, કેટલો બધો ગુણવાન હશે? એ ઉચ્ચથી પણ ઉચ્ચ મહા

પુરુષના ગુણગાન ન થતાં સામાન્ય મોહનની આટલી બધી પ્રશંસા! આવા આવા અનેક વિચારો કરી મોહન ત્યાં એક ક્ષણ પણ ન થોભતાં તરતજ ચાલી નીકળ્યો. મોહને મનમાંજ વિચાર્યું:-'અહા! મહાપુરુષના સંસર્ગનો પ્રભાવ પણ કાંઇક અલૌકિકજ છે. જેવી રીતે કાચ પારસમણિના સ્પર્શથી મહામૂલ્યવાન વસ્તુ થઇ શકે છે, તેવીજ રીતે મહાપુરુષના સંસર્ગથી પામરમાં પામર મનુષ્ય પણ સ્વર્ગના સોપાનને પ્રાપ્ત કરી શકે છે" આ પ્રમાણે અનેક વિચારો કરતો દેવી હરસુંદરી પાસે મોહન આવી પહોંચ્યો. એ સમયે દેવી હરસુંદરી ભગવાનના ધ્યાનમાં નિમગ્ન થઇ હતી. તે સમયે રાજા રતિકાન્તરાય પોતાનાં કેટલાંક માણસો, ભોઇઓ તથા પાલખી આદિ લઇને દેવી હરસુન્દરીને લેવા માટે આવ્યો હતો, એ પણ મોહનના જાણવામાં આવી ગયું. પરંતુ દેવીના ધ્યાનમાંથી જાગૃત થવાનીજ તે લોકો રાહ જોઇ રહ્યા હતા. મોહન આ સર્વ જોઇને અત્યંત આનંદિત થયો. તેના આનંદનો અવધિ જ ન રહ્યો. તેની આંખમાંથી આનંદનાં આંસૂની ધારાઓ વહેવા લાગી.

## પ્રકરણ ૨૩ મું

### દેવદર્શન




રમ કૃપાળુ પરમાત્માના ધ્યાનમાં નિમગ્ન થયેલી હરસુંદરીના ધ્યાનનો ભંગ થવાની આશામાં સર્વ વાટ જોતા ઉભા હતા. શ્યામાસુંદરીને નવાબના ભયંકર પાપસદનમાંથી છોડાવીને વીરેન્દ્રનારાયણ પાછો ફર્યો હતો. શ્યામાને તથા ઉમાકાન્તને તેના આખા કુટુંબસહિત નવા દુર્ગમા સુરક્ષિત સ્થિતિમાં રાખી આવી, રતિકાન્તરાય હરસુંન્દરીને લેવા માટે આવ્યો હતો. સેવા સુશ્રૂષામાં સદા નિમગ્ન રહેનારી ગોરી કેટલાક દિવસ થયાં ઝુપડીના દ્વાર પાસે આવી બેઠી હતી. તેના વિશ્રામ સમયે મોહન દ્વારપાળનું કાર્ય કરતો હતો. સર્વ ઉત્સુકતાથી દેવીના મુખ તરફ જોઇ રહ્યા હતા. જોત જોતામાં તેની આંખો સહજ ઉઘડવા લાગી. ઉપવાસથી શુષ્ક થયેલી તથા તપના યોગે વદન ક્લિષ્ટ થયેલી દેવીના હોઠપર ધીમું ધીમું હાસ્ય પણ ઝળકવા લાગ્યું.

એ પરથી સર્વને જણાયું કે, હવે અલ્પ સમયમાંજ તેના ધ્યાનનો ભંગ થશે. હરસુંદરી ધીમે ધીમે નિઃશ્વાસ મૂકવા લાગી. તે સમયે તેના મુખમાંથી સહસા ઇશ્વરની આરાધના સૂચક સ્તોત્ર પણ સંભળાવા લાગ્યું.

सहस्र शिरसं देवं सहस्र फणमौलिनम् ।
नीलाम्बरं विसश्वेतं शृंगश्वेतमिवस्थितम् ॥
तप्तोत्सिकृघनश्यामं पीत कौशेय वाससम् ।
पुरुषं चतुर्भुजं शान्तं पद्मपत्रारुणेक्षणम् ॥
चारुप्रसन्नवदनं चारुहास निरीक्षणम् ।
सुभ्रन्नसं चारुकर्णं सुकपोलारुणाधरणम् ॥
प्रलम्ब पीवर भुजं तुङ्गां सोरःस्थल श्रियम् ।
कम्बुकण्ठं निम्ननाभिं वलिमत्पल्लवोदरम् ॥
बृहत् कटितटश्रोणि करभोरुद्वयान्वितम् ।
चारु जानुयुगं चारुजङ्घायुगल संयुतम् ॥
तुङ्गागुलफारुण नख व्रात दीधितिभिर्वृतम् ।
नवाङ्गुल्यङ्गुष्ठदलैर्विलसंतपादपंकजम् ॥
सुमहार्हं मणिव्रात किरीट कटकाङ्गदैः ।
कोटिसूत्र ब्रह्मसूत्र हार नूपुर कुन्डलैः ॥
भ्राजमानं पद्मकरं शंखचक्र गदाधरम् ।
श्रीवत्स वक्षःसंभ्राजत् कौस्तुभं वनमालिनम् ॥
प्रल्हाद नारद वसु प्रमुखैर्भागवतोत्तमैः ।
स्तुयमानं पृथग्भावैर्वचोभि रमलात्मभिः ॥
ॐ नमः ब्रह्मण्य देवाय गो-ब्राह्मण हिताय च ।
जगद्धिताय श्री कृष्णाय गोविन्दाय नमो नमः ॥

ઈત્યાદિ સ્તોત્ર પ્રાણમાદિ દેવીના મુખમાંથી એકદમ બહાર નીકળતા હતા. તે સ્તોત્રની સ્નેહ લહરીઓથી સર્વ મુગ્ધ થયા. તે સમયે દેવીની મૂર્તિ અત્યંત પ્રકાશમયી થઈ ગઈ હતી.

હરસુંદરી ગદ્ગદ્ સ્વરથી બોલવા લાગી:—"દયામય! આજે આટલા દિવસ પછી શું તેં મારાપર આવી અપૂર્વ દયા પ્રકટ કરી છે? અથવા તો મારી પાર્થિવ પ્રાર્થનાથી રુષ્ટ થઇને તું મારી સાથે છળના કરવા આવ્યો છે? ભગવાન્! હું તો પાર્થિવ વિપદમાં પરો-

વાઇ નથી. તેમ છતાં પણ મોહન અને ગૌરીના ઉદ્ધાર માટે જે પ્રાર્થના કરૂં છું, તે પ્રાર્થનામાં મારા હૃદયનો અનિવાર્ય આવેગ સમાયલો છે. તે આવેગને મારાથી કોઇ પણ રીતે રોકી શકાતો નથી. પ્રભુ! એ પણ તારૂંજ કાર્ય છે! આજે પરમાત્મા, મેં મારી નજરો નજર તારાં દર્શન કર્યાં છે, એનાથી હું કૃતાર્થ થઇ છું. મારો જન્મ મરણનો ફેરો સદાને માટે ટળી ગયો છે. મારા મનુષ્યાવતારનું સાર્થક્ય થયું છે. નાથ! આ મોહનના વેશમાં થોડીવાર ઉભો રહે. હું તારી મધુર મૂર્ત્તિ જોઇ મારા હૃદયને શીતળ કરૂં. સંસારની સર્વ વાસનાઓને પરિહરૂં. તને નિરાકાર કોણ કહી શકે તેમ છે? તેં અત્યારે મારી સમક્ષ સુમધુર સાકાર મૂર્ત્તિરૂપે ઉભારહીને, મારી જન્મો જન્મની તપસ્યાનું ફળ આપ્યું છે. દયાળુ પ્રભુ! હું તારી તે નિરાકાર મૂર્ત્તિને ઇચ્છતી નથી. હું તો તારી આ મોહન મૂર્ત્તિનું ધ્યાન કરી સ્વર્ગીય સુખ મેળવવાની ઇચ્છા ધરાવું છું.”

આમ કહેતાં કહેતાં હરસુંદરી આંખોમાંથી આંસુની અવિરલ ધારાઓ વહાવવા લાગી. કેટલીકવાર સુધી એવી સ્થિતિમાં રહ્યા પછી તેને ચૈતન્ય પ્રાપ્ત થયું, તે સંપૂર્ણ રીતે શુદ્ધિમાં આવી.

એ જોઇ રાજા રતિકાન્તરાયે ઘણાજ કોમળ સ્વરથી કહ્યું:—“દેવી હરસુંદરી! હું તારી શાશ્વત ઉન્નતિ તથા ઇશ્વરપરની એકાગ્રતા દઢતા અને અપૂર્વ શ્રદ્ધા આદિ સર્વ જોઇને અપાર આનંદ પ્રાપ્ત કરી શકયો છું. વિધાતાના આ વિશ્વમાં તું એક અનુપમા, અદ્વિતીયા અબળા છે. તારી પરીક્ષા કરવાના ઉદ્દેશથી હું તમારા સર્વથી વિખૂટો પડયો હતો. ઘોર વિપદમાં પડવા છતાં પણ તું મારા ઉપદેશ પ્રમાણે ચાલી શકીશ કે વિહ્વળ થઇ જઇશ, એ જોવા માટે હું દૂરથી આતુર નયને ઉભો હતો. પરંતુ તું તે પરીક્ષામાં પસાર થઇ છે. આવી વિષમ વિપદમાં જે ચિત્તને સ્થિર રાખી શકે છે, તે કોઇ સામાન્ય રમણી હોઇ શકેજ નહિ. ગુરુદેવ પરમાનન્દ સ્વામીનો આદેશ સર્વથા સ્વતંત્ર છે, તેમાં પણ કેટલાંક ગુપ્ત કારણો સમાયલાં છે. આપણે જે કાર્યમાં જોડાયા છીએ, તે કાર્ય જો ખુલ્લું થઇ જશે, તો આપણા પ્રાણ પણ નષ્ટ થશે. માટે એ ગૂઢ રહસ્યને ગોપન રાખવું એજ ગુરુદેવની આજ્ઞા છે. અમે હમેશાં તારૂં તથા શ્યામાનું ધ્યાન રાખ્યા કરતા હતા, તે છતાં પણ શ્યામાનું હરણ થયું, એમાં ભવિષ્ય સિવાય બીજું કશું પણ નથી. નહિ તો મોહને જે બંદોબસ્ત કર્યો હતો;

તેમાંથી શ્યામાનું અપહરણ કરવાની યવનોમાં કશી શક્તિ પણ નહોતી. પરંતુ જે અસંભવિત હતું તે સંભવિત થયું છે. એથી કાચી કાંચન શ્યામાની પરીક્ષા થઇ છે અને વીરેન્દ્ર નારાયણના બલ, વીર્ય તથા પુરુષાર્થનો પણ પ્રકૃત પરિચય મળી ગયો છે."

ગમે તેમ કહો તોપણ મોહનના નિઃસ્વાર્થ ઉપકારનો તથા ગૌરીના ગુણનો ગમે તેટલો પુરસ્કાર આપવા છતાં પણ મારા મનને શાંતિ મળી શકશે નહિ." આમ કહેતાં કહેતાં રાજા રતિકાન્તરાયની બન્ને આંખોમાં છલોછલ આંસુ ઉભરાઇ આવ્યાં. "ભાઇ મોહન! તું ઘણો માયાળુ પુરુષ છે. અમારા બુરા સમયમાં તથા ઘોર આપદમાં તેં અમને જે મદદ કરી છે, તેનો બદલો અમારાથી કદાપિ વાળી શકાય તેમ નથી તેમ છતાં પણ જ્યારે મારો સમય આવશે ત્યારે તને એક ગામ ઇનામ આપી, એક યોગ્ય સુંદરીની સાથે તારાં લગ્ન કરવાનો મેં વિચાર કર્યો છે. ભગવાન્! શું મારી એ વાસના પૂર્ણ થશે ખરી કે?" આમ કહી રાજા રતિકાન્તરાય પોતાના બન્ને હાથ ફેલાવી મોહનને આલિંગન આપવા માટે જરા આગળ વધ્યો. એ સમયે મોહન રડતો રડતો રાજાના ચરણોમાં ઢળી પડ્યો. રાજાએ જોયું કે, મોહન મૂર્ચ્છિત થયો છે.

હરસુંદરી શીતળ જળ લાવી મોહનની આંખો તથા મસ્તક પર ઢોળવા લાગી. કેટલીકવાર સુધી સુશ્રૂષા કરવાથી મોહનની મૂર્ચ્છાનો ભંગ થયો. તેણે ઘુંટણમંડીએ બેસી હાથ જોડીને કહ્યું:—"મહારાજ! દેવ! પ્રભુ! મને ગામનું આધિપત્ય આપશો નહિ, ક્ષુદ્ર જીવને ઐશ્વર્યના આગારમાં પૂરશો નહિ. હું તો કેવલ તમારા ચરણોની સેવાનો અધિકારી છું. આ સંસારમાં સ્વામીની સેવા સિવાય હું બીજી કશીપણ વસ્તુને જાણતોજ નથી. ભગવાને મારો જન્મ આપના સમાન પુણ્યશાળી પુરુષોની સેવા કરવા માટેજ આપ્યો છે. માટે મને નિરંતર આપની સેવાનું કાર્યજ સોંપશો. ગામનો ભાર હું શીરીતે ઉપાડી શકીશ; પ્રભુ! આપે મને અમુલ્ય જ્ઞાન આપી જ્ઞાનનો અધિકારી બનાવ્યો છે. અપૂર્વ સ્નેહ દર્શાવી મારું પાલન કર્યું છે, તેથી જ્યાંસુધી મારાથી આપના એ સર્વ ઉપકારોનો બદલો વાળી શકાશે નહિ ત્યાં સુધી હું સંસારના કોઇપણ સુખમાં લિપ્ત થઇશ નહિ. હું ગરીબ છું, રંક છું છતાં પણ આપની સેવા કરવાનો મને સંપૂર્ણ અધિકાર છે. અન્નદાતા! મને સંપૂર્ણ આશા છે કે, આપ સદાને માટે મને આપની

ચરણુ સેવાનો લાભ આપતાજ રહેશો. આપના સિવાય મારું આ સંસારમાં અન્ય કોઇપણુ છેજ નહિ. માતા, પિતા, ગુરૂ કે મિત્ર જે કહું તે સર્વ આપનામાંજ આવી વસ્યું છે. મારા પંચપ્રાણુનો આધાર પણુ કેવલ આપની કૃપા અને સેવાપરજ રહેલો છે. પ્રભુ ! સેવકને સેવાજ સોંપો. જેને રાજ્યની આકાંક્ષા નથી, લક્ષ્મીની વાંચ્છના નથી, સત્તાની ઇચ્છા નથી, મને તે સર્વનો નિરર્થક બોજો ન સોંપતાં સેવામાંજ તન્મય રહેવા દો.

" આપ અપાર ભૂમિના સ્વામી છો, બ્રાહ્મણુ-વિશ્વના પૂજનીય દેવતા છો અને તે સાથે મારા પ્રભુ પણુ છો. આપની સેવા કરવાથી મારૂં આલોક તથા પરલોક ઉભયમાં કલ્યાણુજ થશે. હું ચરણુ સેવા વિના આપના તરફથી બીજી કોઈપણુ વસ્તુ મેળવવા ઇચ્છતો નથી. "

રાજાએ હસતા મુખથી ચરણુરજ આપા મોહનને આશીર્વાદ આપ્યો. હરસુંદરી પણુ મોહનને આશીર્વાદ આપવા લાગી,

હવે ગૌરીનો વારો આવ્યો. તે પણુ કોઈપણુ પ્રકારનો પુરસ્કાર સ્વીકારવા સમ્મત થઈ નહિ. તેણે કહ્યું:-" જો હું પુરસ્કાર લઉં તો સ્વાર્થિણી કહેવાઉં અને જગત્ મને આપનાથી વિભિન્ન ગણી મારો ઉપહાસ કરે. માટે મારી કોઇપણુ જાતનું ઇનામ લેવાની ઇચ્છાજ નથી "

તે શ્યામાને બહુજ ચાહતી હતી. શ્યામાથી અલગ થવાની તેની જરા પણુ ઇચ્છાજ નહોતી. રાજા રતિકાન્તરાયે હસીને કહ્યું:-" સારૂં, તું જેમ કહીશ, તેમજ કરીશું. તું હમેશાં શ્યામાની સહચરી થઇ રહેજે. શ્યામા તને બહુજ ચાહે છે અને તું પણુ તેને તેવીજ ચાહે છે, માટે મારી ઇચ્છા તમારી બન્નેની સોબત તોડવાની નથી. તમે સદા આનંદપૂર્વક સાથેજ રહો, એવી મારી પણુ દૃઢ ઇચ્છા છે. "

ત્યાર પછી રાજાએ હરસુંદરીને સંબોધીને કહ્યું:—" દેવિ ! સૌભાગ્ય યોગે આપણુને સઘળાં સાધનો અનુકૂળજ મળતાં જાય છે. કેવળ દેવકાન્તના કશા પણુ સમાચાર મળી શકયા નથી. ગુરુદેવે કહ્યું છે કે:-" દેવકાન્ત પુનઃ આ સંસારની જ્વાળામયી યાતનાઓ સહેવા માટે પાછો આવશે નહિ. તે જ્યાં ગયો છે, ત્યાં તેને કશું પણુ કષ્ટ નથી, ત્રાસ નથી, સંસારના મિથ્યા કાવાદાવા નથી, કેવળ શાન્તિદાયક ઈશ્વરના અપૂર્વ તેજનોજ વિસ્તાર થઈ રહ્યો છે. ત્યાં આખો દિવસ અમીના ઓડકાર આવે છે. નિરંતર મલયવાયુ પ્રવાહિત રહે છે. ભક્તિરસની ધારાઓ વહે છે. કરુણા અને સહાનુ-

ભૂતિના ફૂવારા છૂટે છે, તે ઉપરાંત ગુરુદેવે મને એમ પણ કહ્યું છે કેઃ-" તેને હવે ઐશ્વર્યના મદમાં નાખવાની ચેષ્ટા પણ કરશો નહિ." દેવિ ! અત્યારે હું તારી જે અવસ્થા જોઇ રહ્યો છું. તે પરથી પણ મને સ્પષ્ટ જણાઈ આવે છે કે, તું પણ હવે આ સંસારમાં લાંબો વખત જીવી શકીશ નહિ.

હરસુંદરીએ કહ્યું:—" પ્રભુ ! મને શું થયું છે અથવા શું નથી થયું, એ વિષયમાં હું કશું પણ જાણી શકતી નથી. તેમ છતાં પણ જો તેવું કાંઇ પણ થવાની સંભાવના હોય, તો તેનો આધાર કેવળ આપની કૃપાપરજ રહેલો છે. આપના ચરણોની રેણુને પ્રાપ્ત કરવા માટે મારૂં મન અત્યંત આતુર થઇ ગયું છે, માટે પ્રથમ કૃપા કરી મને એ રેણુને મસ્તકપર ચઢાવવા દો. આપના ઉપદેશના પરિણામે મારા હૃદયમાં ધર્મનો વિકાસ થયો છે, પુણ્યનો સંચાર થયો છે. પ્રભુ ! વધુ શું કહું ? આપના પવિત્ર આશીર્વાદથી મારૂં જન્મોજન્મનું કલ્યાણ થયું છે."

રાજા રતિકાન્તરાયે કહ્યું:-" પણ તેં શશીમુખીના સંબંધમાં કાંઈ પણ હકીકત સાંભળી છે ખરી કે ? તેણે પણ ઘણીજ ઉન્નતિ મેળવી છે. તેનાં કાર્યો જોતાં સ્પષ્ટ જણાઇ આવે છે, તે કોઇ સામાન્ય સ્ત્રી નથી, શાપભ્રષ્ટા દેવી છે. તે મારા પ્રિય મિત્ર નીલકંઠરાયની કન્યા છે. બાળ વિધવા શશીમુખી આજસુધી પિતાને ત્યાં હતી. હમણાં તેનાં માબાપ મૃત્યુવશ થયાં છે. માતા પિતાનો પરલોકવાસ થયા પછી શશીમુખી મારા સહવાસમાં આવી હતી. તેનું રૂપ-લાવણ્ય તથા તારુણ્ય અવસ્થાનું અપૂર્વ સૌંદર્ય જોઇ મને તેના રક્ષણનો ઘણોજ ભય ઉત્પન્ન થયો હતો, પરંતુ હમણાં હમણાં હું જોઇ શક્યો છું કે, તે ભસ્મથી ઢંકાયલો અગ્નિ છે. પડોશીના હાલના ઝગડામાં હું તેની હમેશાં ખબર લઇ શકતો નહોતો. પરંતુ તે સમય મળતાંની સાથેજ ગમે તે રીતે મારી પાસે આવ્યા વિના રહેતી નહિ. મારા ઉપદેશનું ફળ આટલા અલ્પ સમયમાંજ તેને પ્રાપ્ત થઇ શકશે, એવી મને સ્વપ્નમાં પણ કલ્પના નહોતી. પણ હવે મને ઘણીજ સારી રીતે વિદિત થયું છે કે, ધર્મના માર્ગનું સોપાન પ્રાપ્ત કરવા તથા પોતાના જીવનને ઊન્નત્ત કરવા તે હદ ઉપરાંત પ્રયત્ન કરી રહી છે. તેનું હૃદય ધર્મની ભાવનાઓથી દ્રઢીભૂત થઇ ગયું છે.

તે કોઇ કાળે પણ સંસારની ક્ષુદ્ર વાસનાઓ તથા પ્રલોભનોમાં લુબ્ધ થાય તેમ નથી તે નથી જ. "

હવે તેને ઉપદેશ આપવાની પણ કશી આવશ્યકતા નથી. મેં તેને એક સૂત્રનો સ્વીકાર કરાવ્યો છે. ગુરુદેવ પાસે લઇને જઇ મેં તેને તેમનાં દર્શન પણ કરાવ્યાં હતાં. એને જોતાંજ ગુરુદેવે મને કહ્યું હતું કેઃ-" આ અબળા માનવીરૂપિણી દેવી છે અને તેના દ્વારા અનેક સંસારિયોનું કલ્યાણ થઇ શકે તેમ છે. "

એવામાં અચાનક શશીમુખી ગાતી ગાતી પર્ણકુટીના દ્વાર પાસે આવી પહોંચીઃ—

પોકે પોકે રુદન તણી કેં, ગર્જનાઓ કરીને;
અશ્રુપૂરે ગિરિવર બધા, ત્રાડીને ગાળતી હું;
મ્હારે માટે જગજન ઉરે, આજ વિશ્રામ છે ના;
ને જ્યાં છે ત્યાં પ્રભુ હૃદયમાં ઠામ છે, તો રહું કાં ?
સાચું છે કે, મુજ પ્રભુ કંઇ કોસના કોસ છેટે;
ને હું અહીં તપતી, રડતી આમ, છેક ! ઝુરૂં છું;
સાચૂં છે કે, મુજ રૂદનના ગીત કે આંસુડાથી;
આ સૌ મ્હારાં પરિજન તણી આંખ ભીની ન થાતી !

રાજા રતિકાન્તરાયે શશીમુખીનું આ સંતાપજનક ગાન સાંભળીને પૂછ્યુંઃ-" બ્હેન ! હવે તને શો ભય છે ? તું તો તારૂં કાર્ય સિદ્ધ કરવામાં રોકાઈ છે, તો પછી તને રડવાનું શું કારણ છે ? "

શશીમુખીએ જવાબ આપ્યોઃ—

" ગુરુદેવ ! હજી સુધી મારૂં તે કાર્ય પૂરૂં થયું નથી; એથી હવે મારી ઉન્નતિ શી રીતે થઇ શકશે ? "

રતિકાન્તરાયે કહ્યુંઃ—

" બહેન ! તારૂં પોતાનું કાર્ય ઘણા દિવસ થયાં પૂરૂં થઇ ગયું છે. ભગવાને એ વિષયમાં બાલ્યકાળથીજ તને સૌભાગ્યશાલિની કરી છે. બાલ્યાવસ્થામાંજ વૈધવ્યની દશા દેખાડી; તારી ઉન્નતિના પથને પરમ પ્રશસ્ત કરી દીધો છે. હવે જે કાર્ય થાય છે, તે તારૂં પોતાનું કાર્ય નથી, પણ અન્યનું કાર્ય છે. પારકાના કાર્યમાં અને ભગવાનના કાર્યમાં કશો પણ પ્રભેદ નથી. "

આ બધી હકીકત સાંભળી લીધા પછી શશીમુખી ગુરુદેવ તથા ગુરૂપત્નીના ચરણોમાં સાષ્ટાંગ પ્રણામ કરી ગાતી ગાતી રવાના થઈ.

રાજા રતિકાન્તરાયે દેવી હરસુંદરી તરફ જોઇને કહ્યું:—"દેવિ જોયું, આનંદમયી વનવિહંગિનીના અપૂર્વ ચારિત્ર્યને જોયું કે ? એ અત્યારે આત્મારામ છે. ધર્મપિપાસુ આત્માઓને એના વડે યોગ્ય આશ્રય મળી શકે તેમ છે. સંસારમાં એવી કર્ત્તવ્યનિષ્ટ સુંદરીઓ અતિ અલ્પજ હોય છે. ધન્ય છે એ ગુણવતી તથા શીલવતી રમણીને સહસ્ત્રવાર ધન્ય છે."

હરસુંદરીએ કહ્યું:—"દેવ ! અનેક જન્મોની સુકૃતિના પરિણામેજ એવી ઉન્નતિ પ્રાપ્ત થઇ શકે છે. સંસ્કાર સંપન્ન અને બુદ્ધિમાન મનુષ્યોજ સંસારમાં જન્મીને પોતાના જન્મનું સત્કર્મદ્વાર સહજમાં સાર્થક્ય કરી શકે છે."



# દ્વિતીય વિભાગ

## પ્રકરણ ૧ લું

### કારસ્થાન

બંગાળામાં પઠાણોનો અત્યાચાર અસહ્ય થઇ પડયો હતો. નવાબ દાઉદખાં વિલાસી, કુકર્મી આળસુ તથા સ્વેચ્છાચારી થઇ ગયો હતો. એવા પુરુષોથી પોતાની પ્રજાને કદાપિ કાબૂમાં રાખી શકાતી નથી. અરે, એમના જેવા અવિચારી રાજાઓ દ્વારા રૈયતની આબાદી જાળવવાનો વિશ્વાસ રાખવો, એ પણ કેવલ વિડંબનાનોજ વિષય છે. રાજ્યના અમલદારો દાઉદખાંના ઘોર અત્યાચારથી રાજ્ય તરફની બેદરકારીથી અને નિર્માલ્યતાથી તદ્દન ઉચ્છૃંખલ થઇ ગયા હતા. અત્યાચારનો અવધિજ રહ્યો નહોતો. રાજ્યમાં કોઇપણ પ્રકારનું શાસન નહોતું. ભયંકર અંધાધુંધી છવાઇ ગઈ હતી. પ્રજામાં ખળભળાટ મચી ગયો હતો. દેશના કલ્યાણ તરફ કોઇની દૃષ્ટિ પણ નહોતી. દેશ એક પ્રકારે અરાજક થઈ ગયો હતો. પઠાણોના ભયથી કોઈપણ વ્યક્તિને નિર્વિઘ્ને વસવાનો ઉપાય પણ રહ્યો નહોતો. મારામારી કાપાકાપી અને ખૂનરેજીનું પ્રમાણ એટલું બધું વધી ગયું હતું કે દેશમાં નિરંતર લોહીની ધારાઓ વ્હેતી જોવામાં આવતી હતી. પિતાને પુત્રીના ધર્મના રક્ષણનો ભય રહેતો હતો. પતિને પત્નીનું શીલ સાચવવાની આશંકા રહેતી હતી અને ભ્રાતાને ભગિનીના સતીત્વપર આપદ આવવાની ક્ષણે ને ક્ષણે ધાસ્તી રહ્યા કરતી હતી. ચોરી લૂટફાટ ધાડ તથા અધમતાનો અધિકાર એટલો બધો વધી ગયો હતો કે, પ્રજા ત્રાહીત્રાહી પોકારી રહી હતી. પઠાણોનું નામ સાંભળીને પણ આર્યનાં સંતાનો થરથર કંપી રહ્યાં હતાં. રહતાં ચૂપ થઇ જતાં હતાં.

પઠાણો ખેતરમાંથી અનાજ લૂટી જતા હતા, પશુશાલામાંથી ઉત્કૃષ્ટ પશુઓને બળપૂર્વક લઇ જતા હતા. સ્ત્રીઓપર અત્યંત અત્યચાર ગુજારી રહ્યા હતા. તેમનો અત્યાચાર અસહ્ય થઇ પડયો હતો.

દરિદ્રની અંતર્યાતના, કરુણતાભર્યું ક્રંદન, દુઃખીના આર્તનાદ, સતીના અભિશાપ દેશવિદેશને કંપાવીને અંતરિક્ષમાં ભીષણધ્વનિ કરી રહ્યા હતા. ભગવાનની ભયંકર અવકૃપા થઈ હતી. હવે રક્ષાનો બીજો કશોપણ ઉપાયજ રહ્યો નહોતો. પઠાણોની પડતીનો પ્રારંભ થઇ ગયો હતો. હવે પઠાણોનો સર્વનાશ અનિવાર્ય થઇ પડ્યો હતો. પઠાણો! ધર્મના માર્ગપરથી ભ્રષ્ટ થયેલા, નીતિનું નિકંદન કાઢનારા કામાંધ કંટકો! વીરતાના ગર્વથી ઓછાવત્તાં બસોબત્રિશ વર્ષસુધી બંગાળામાં એકચ્છત્ર શાસન કરી આજે તમારૂં અધઃપતન કેમ થયું, તે જો તમે સમજી શક્યા હોત, તો તમે તેથી એ અધઃપાતને બદલે ઉલટા ઘણા કાળસુધી તમારી વિજયવતી વૈજયંતિને ફરકાવી શકત. જો તમે અનીતિનો અગ્નિ ન વરસાવતાં, શાન્તિનું શીતળ જળ વરસાવ્યું હોત, તો આજે તમારા ગૌરવનો કશોપણ અવધિજ રહેત નહિ. જો તમે અત્યાચારની તલ્વાર ન ચલાવતાં ન્યાયનું છત્ર છવરાવવાનો પ્રયત્ન કર્યો હોત, તો તમારા ગુણાનુગાનો સદાને માટે ભારતની પ્રજાના ઘરેઘરમાં ગવાયા કરત. જો તમારા કુટિલ કારસ્થાનોને બદલે તમે કેવલ સરળતાનું અવલંબન કરી હિન્દુ મુસલમાનનો ભેદ કાઢી નાંખી સમાનતાનો વિસ્તાર કર્યો હોત તો સ્વર્ગના દેવતાઓ પણ તમારા સાક્ષાત્કારની અભિલાષા ધરાવ્યા વિના રહેત નહિ.

જો તમે એકવાર વિચાર કરી જોયું હોત કે, દર્પહારી ભગવાન તમારા પ્રત્યેક કામો તરફ તીક્ષ્ણ દૃષ્ટિથી જોઈ રહ્યો છે, તો તમારી આવી દુર્દશા કદાપિ થવા પામત જ નહિ. ભગવાનના રાજ્યમાં અવિચાર નથી, અન્યાય નથી; અત્યાચારને આશ્રય નથી. તે પક્ષપાત વિનાના બાદશાહના પણ બાદશાહની તુલામાં એક દિવસ તમારા સુકર્મ તથા કુકર્મનો ઈન્સાફ થશે, તેનો શું તમે વિચાર પણ કર્યો હતો? કરેલાં કાળાં કામના બદલામાં ભયંકર પીડા ભોગવવી પડશે, એની તમારા મનમાં કલ્પના પણ આવી હતી ખરી કે? તમે વિચાર્યું હતું કે, પ્રજાના આવા પ્રકારના દન્ડમુણ્ડના કર્ત્તા થઇ અનંતકાળ સુધી રાજ્ય કરીશું? ના—ના. એવી કુટિલવાસના કોઇ દિવસ પરિપૂર્ણ થતી હશે? જે વાર્ત્તા તદ્દન અસંભવિત છે, તે સંભવિત થાય ખરી કે? ના—અનંતનામી ઈશ્વરે એવી સત્તા કોઇને કદાપિ આપી નથી અને આપશે પણ નહિ. ચાર દિવસની ચાંદની દેખી ફુલાઈ જવાથી, કાંઈ નિરંતર ચાંદનીમાંજ રહેવાનો પ્રસંગ પ્રાપ્ત થતો નથી.

તમારા જેવા કોટિ કોટિ નરપતિઓ પોતાના પ્રચંડ પ્રભાવનો વિસ્તાર કરી છેવટે માટીમાં મળી ગયા છે, અરે એમનાં કશાં નામ કે નિશાન પણ રહ્યાં નથી. હા—તેમને માટે રહ્યું છે કેવળ, ભવિષ્યની પ્રજાનું અપમાન, ઘૃણા અને અભિશાપ. તે સિવાય તેમને માટે કશું પણ બાકી રહ્યું નથી અને રહેશે પણ નહિ. અત્યાચારીનું અસ્તિત્વ અધિક અવસરને માટે નથી, અધર્મનું પતન અનિવાર્યજ છે. ગર્વિષ્ટનો ગર્વ ચૂર્ણ વિચૂર્ણ થયા વિના રહેતોજ નથી. ગર્વથી ડોલતા, મદથી મ્હાલતા તથા પ્રચંડ પ્રતાપથી પૃથ્વીને કંપાવતા મહા મહા ઘોર અત્યાચારીઓ પણ અંતે અપમૃત્યુનેજ શરણે થયા છે, ધરા કોઈની થઈ નથી અને થવાની પણ નથી. લક્ષ્મીએ સદાને માટે કોઈના કંઠમાં કૃપાની માળા પહેરાવી નથી અને પહેરાવવાની પણ નથી. વિશ્વમાં અનીતિ કે અત્યાચારની ધ્વજા ફરકી નથી અને ફરકવાની પણ નથી.

જૂઓ, તમારાં હૃદય ચક્ષુઓપર વસાયલાં તાળાં ઉઘાડીને એકવાર તમે જૂઓ કે, તમારા અત્યાચારથી પીડાયલાં પ્રજાજનો જગતના પૃષ્ઠ પરથી તમારા અસ્તિત્વને નષ્ટ કરવા માટે કેવાં કેવાં કુટિલ કારસ્થાનો કરી રહ્યાં છે. તમારા ઘોરતમ અન્યાયથી વ્યાકુળ થયેલી રૈયત તમારાપર અભિશાપની કેવી વૃષ્ટિ વરસાવી રહી છે, પ્રજાપર છુપી કે જાહિર રીતે જુલ્મ ગુજારવાથી રાજા કદાપિ સુખી રહી શકતો નથી. પ્રજાનું સર્વસ્વ હરણ કરી વિલાસ વૈભવની આકાંક્ષા રાખનાર કોઇ પણ ભૂપતિ એ ભોગ વિલાસને ભોગવી શકતો નથી. પ્રજા રાજાના રાજ્યનો, જીવનનો આધાર છે. પ્રજાથીજ રાજા શોભે છે. પ્રજા વિનાનો રાજા સપાટ ભૂમિના પહાડ જેવો છે. પ્રજાના આંતરડાં ચૂસનાર રાજા, રાજા નથી, પ્રત્યક્ષ પિશાચ છે. પ્રજાપર જુલ્મ ગુજારનાર ભૂપતિ, ભૂપતિ નથી, જીવતો નરરાક્ષસ છે. જે જે રાજાઓએ જે જે દેશમાં પ્રજાપર અત્યાચાર કર્યો છે, પ્રજાને પાયમાલ કરવાના પ્રયત્નો કર્યા છે, તે દેશના સર્વ રાજાઓ વિના મોતે માર્યા ગયા છે, નિર્વંશ ગયા છે. જગતમાંથી કલંકનાં પોટલાં બાંધી ગયા છે. હે સુકર્મહીન પશુ તુલ્ય પઠાણો ! તમારો હવે કોઇ પણ પ્રકારે ઉદ્ધાર થઇ શકે તેમ નથી. તમે હવે જગતપર તમારો પ્રભાવ પ્રસરાવવાને છેક અયોગ્ય થયા છો. હવે તમારા ગર્વના ચૂરેચૂરા થશે. વસ્તુતઃ નવાબ તથા તેના આત્મીય પઠાણોનો અસહ્ય અત્યાચાર સહન ન

કરી શકવાથી બંગાળાના જમીનદારો, તાલુકદારો, જાગીરદારો, પ્રત્યેક જાતિના અગ્રેસરો તથા સામાન્યમાં સામાન્ય પ્રજાજનો પણ એકઠા થઇને સલાહ કરવામાં તન્મય બની ગયા હતા. વયોવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ તથા વિદ્યા અને બુદ્ધિ આદિ સર્વ વિષયોમાં શ્રેષ્ઠ રાજા રતિકાન્તરાય નેતા ઠર્યો હતો. હાલના સમયમાં મુગલોનો આશ્રય લેવાની સુસલાહ લેવાનો નિશ્ચય થયો હતો. રાજા ટોડરમલે રાજપૂત અને મુગલ સૈન્ય લઇ આ પહેલાં એકવાર દાઉદખાંને પરાજિત કર્યો હતો. તે સમયેજ મુગલોના શૌર્ય, વીર્ય અને પરાક્રમનો લોકોને સંપૂર્ણ અનુભવ મળી શકયો નહોતો. મોગલો દ્વારા પઠાણો પાછા હઠયા હતા. એક કણ્ટક-દ્વારા બીજા કંટકને નષ્ટ કરવો પડે તેમ હતો, પણ તે કણ્ટકો પણ પાછા તેવાજ બળવાન થઈ પડે તેવો સંભવ હતો. પરંતુ એ સિવાય બીજો કશો પણ ઉપાયજ નહોતો. લાચારીથી બંગાળાની પ્રજાને એ ઉપાય લેવો પડે તેમ હતો.

મુનાયમખાંની પાસે ગુપ્તચરો મોકલવામાં આવ્યા. ખાં સાહેબે હસતાં મ્હોંએ પ્રજાજનોને સહાયતા આપવાનું વચન આપ્યું. તેણે એ સમયે એમ પણ જણાવી દીધું કે; "દેશના મોટા મોટા પુરુષોને બાદશાહી દરબારમાં આ સમાચાર આપવા પડશે." તે સાથે તેણે પણ એ સમ્બંધમાં દરબારના હુકમની માગણી કરી હતી, થોડા સમયમાંજ બાદશાહી અનુમતિ આવી. ખા સાહેબના સમાચાર દ્વારા રતિકાન્ત-રાયને વિદિત થયું કે શહેનશાહ સાક્ષાત્કાર કરવા માટે સમ્મત થયા છે. આગ્રાથી એક આમંત્રણ પત્ર પણ આવ્યું છે. એમાં બાદશાહના અધિકારના રતિકાન્ત આદિ સર્વ રાજાઓને કોઇપણ પ્રકારના સંકોચ વિના રાજદરબારમાં આવવાની આજ્ઞા આપી છે. રતિકાન્ત રાયને ઘણાજ દબદબા સાથે બાદશાહી દરબારમાં લાવવાની મુગલ સેનાપતિ મુનાયતખાંને યોગ્ય સૂચના પણ આપવામાં આવી છે.

રતિકાન્તરાય આગ્રા જવાની તૈયારી કરવા લાગ્યો. વીરેન્દ્ર નારાયણને નવીન દુર્ગના રક્ષણનો ભાર સોંપી, હરસુંદરી, શ્યામા, તારા તથા મોહન અને ગૌરી આદિ સર્વને લંઈ રાય મહાશય રવાના થયો. શશીમુખી પણ સાથેજ ચાલી. ઉમાકાન્તરાય હજીસુધી સારી રીતે સ્વસ્થ થયો નહોતો; તેથી તે પોતાની પત્ની સાથે દુર્ગમાં રહેવા કબુલ થયો. તારા પિતાની સેવા કરવા માટે દુર્ગમાં રહેવાનો ઘણોજ આગ્રહ કરવા લાગી; પરંતુ ઉમાકાન્ત તેમાં સમ્મત થયો નહિ.

વિજયના વિદેશ ગમનથી અભાગિની તારાના હૃદયપર જે દારુણ આઘાત થયો હતો, તે વાત ઉમાકાન્તના સમજવામાં આવી ગઈ હતી. તે કન્યાના સ્વાસ્થ્યની ઉન્નતિ થશે–શરીરની તંદુરસ્તી સારી થશે, તેના હૃદયનો ભાર કાંઇક અંશે ઓછો થશે અને વિજયકુમારની સાથે તેનો મેળાપ થઇ શકશે, એવા એવા અનેક વિચારો કરી તેને સાથે ન આવવાનો વારંવાર આગ્રહ કરવા લાગ્યો. અને રાય મહાશયને પોતાની સાથે તેડી જઇ તારાને વિજયની મુલાકાત કરાવી આપવાનો અનુરોધ પણ કરવા લાગ્યો. ઉમાકાન્તનો અત્યાગ્રહ જોઇ રાજા રતિકાન્તરાયે તારાને પોતાની સાથે લઈ જવાનો સ્વીકાર કર્યો, પરંતુ બે મનોહારિણી સુંદરીઓને લઇને તે મુગલ દરબારમાં જઈ રહ્યા છે, એવો વિચાર આવતાં તેના મનમાં ભય થયા વિના રહ્યો નહિ.

---

## પ્રકરણ ૨ જું

---

### આગ્રાપ્રયાણ



સ્રાટના દરબારમાં* જવાની તૈયારીઓ થવા લાગી. મોટી મોટી નૌકાઓ સૈન્ય અને સામન્તોથી ભરાઇ ગઇ. બાદશાહની સમ્મતિનો પત્ર પ્રાપ્ત થયો છે, એમ ધારી રાજા રતિકાન્તરાયે વિશેષ સૈન્યને સાથે લીધું નહિ. બે મોટાં મોટાં વહાણો બાંધીને એકઠાં કરવામાં આવ્યાં.

---

* દરબાર એ સંસ્થા ઘણા પ્રાચીન સમયથી હિન્દુસ્તાનમાં અસ્તિત્વ ધરાવે છે. 'દરબાર' એ ફારસી શબ્દ હોઇને તેનો અર્થ રાજસભા એવો થાય છે. હાલમાં કેટલાંક સંસ્થાનિકોની રાજ્ય વ્યવસ્થા કરનારી સંસ્થાને 'દરબાર' એવી સંજ્ઞા આપવાનો રિવાજ પડી ગયો છે. જેમકે, 'કોલ્હાપૂર દરબાર' 'ઇંદોર દરબાર' કાઠિયાવાડ પ્રાન્તમાં ખુદ સંસ્થાનિકોને 'દરબાર' નામથી સંબોધવામાં આવે છે. જેમકે, 'ગોંડળ દરબાર,' 'ભાવનગર દરબાર' 'લિંબડી દરબાર' મોરબી દરબાર, એટલે મોરબીના ઠાકોર સાહેબ, ભાવનગર દરબાર એટલે ભાવનગરના ઠાકોર સાહેબ, 'ગોંડળ દરબાર' એટલે

એક વહાણુમાં શ્યામા, તારા, શશીમુખી, હરસુંદરી તથા રાજા રતિકાન્તરાય બેઠા. અને બીજામાં મોહન, ગૌરી આદિ અનુચર વર્ગે આરોહણ કર્યું. બન્ને વહાણો ગંગામાં વહેતાં રાજમહાલ તરફ રવાના થયાં. બે ત્રણ દિવસ તો કાંઇ નવીન બનાવ બન્યો નહિ. નૌકાના આરોહી જનો નદીના બન્ને કિનારાઓના સુંદર દેખાવો તથા સ્વાભાવિક શોભા જોતા જોતા, આગળ વધવા લાગ્યા. ચોથે દિવસે સંધ્યા પહેલાં થોડીવારે આકાશમંડળ ઘનઘોર વાદળાંની ઘટાથી છવાઈ ગયું અને તે સાથે વરસાદ પણ પ્રબળ વેગથી તૂટી પડયો. થોડીવાર

---

ગોંડળના ઠાકોર સાહેબ અને 'લિંબડી દરબાર' એટલે લીંબડીના ઠાકોર સાહબ. અમૃતસરના શિખ્ખ લોકોના સુવર્ણ મંદિરોમાં 'દરબાર સાહેબ' એવી સંજ્ઞા છે. આવી રીતે એ શબ્દના જૂદા જૂદા અર્થો પ્રચારમાં આવ્યા છે. તથાપિ 'દરબાર' શબ્દનો મુખ્ય અથવા ખરો અર્થ 'રાજસભા'જ થાય છે. સર ટોમસ રો નામનો જે એક અંગ્રેજ વકીલ જહાંગીર બાદશાહના દરબારમાં આવ્યો હતો. તેણે દરબાર શબ્દની વ્યાખ્યા આ પ્રમાણે કરેલી છેઃ—" બાદશાહની સ્વારી તથા બાદશાહી પરોણાનો સત્કાર કરવા માટે, પ્રજાજનોનાં નજર નજરાણાં અથવા એની અર્જનો સ્વીકાર કરવા માટે, કિંવા લશ્કરી લોકોનો હુકમ પાળવા માટે, જે ઠેકાણું નીમવામાં આવે છે અથવા જ્યાં તેઓ સર્વ દૃષ્ટિગોચર થાય છે, એવું જે સ્થળ તેને 'દરબાર' કહેવામાં આવે છે." તાત્પર્ય કે, રાજા કિંવા રાજ્યના અધિકારીઓના પ્રમુખપણા તળે રાજકીય અથવા બીજા કોઈ પણ કારણ માટે જે સભા ભરાય છે, એને દરબાર કહેવામાં આવે, એવી સ્થૂળ માન્યતા કરવામાં કશી હરકત નથી. એવા દરબાર, હિંદુસ્તાનમાં પોતાની રાજસત્તા ચલાવવા માટે રાજપુત, મુસલમાન, મરાઠા, આદિ રાજ કર્તાઓએ ભરાવવાનો રિવાજ હમેશાં ચાલુ રાખ્યો હતો; એવું ઇતિહાસમાં સ્પષ્ટ દેખાઈ આવે છે; પૃથ્વીરાજનો દરબાર, અકબર બાદશાહનો દરબાર, ઔરંગજેબ બાદશાહનો દરબાર, કિંવા સવાઈ માધવરાવ પેશ્વાનો દરબાર, આદિ શબ્દો ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. આ પરથી દરબાર એ શી સંસ્થા છે, એ હિંદુસ્તાનવાસી જનોને, સંપૂર્ણ રીતે વિદિત હોય, તો તે સ્પષ્ટજ છે."

( વિવિધ જ્ઞાન વિસ્તાર દરબાર અંક—૨ પૃષ્ઠ ૧. )

પ્રકાશક

પછી વરસાદનો વેગ કાંઈક ઓછો થઇ ગયો. પરંતુ એને બદલે ભયંકર વાવાઝોડું થઇ આવ્યું. પવન જોરથી વહેવા લાગ્યો. હવે થોડેક દૂર જવાથી.જ રાજમહલ શહેરમાં પહોંચી શકાય તેમ હતું, " ત્યાં પહોંચી જવાથી, આ વિપત્તિની વેળાયે યથેષ્ઠ સહાયતા મળી શકશે. " આમ કહીને રાજા રતિકાન્તરાય ખલાસીઓને ઉત્સાહ આપવા લાગ્યો. પરંતુ તે ધનઘોર ઘટાથી છવાયલી અંધારી રાત્રે વાયુથી ગર્જના કરી ઉછાળા મારતા જાન્હવીના જળમાં કોની તાકાત છે કોઈ એક પગલું પણ આગળ ભરી શકે ? જોતજોતામાં પ્રકૃતિ સુંદરીએ ભીષણ મૂર્ત્તિ ધારણ કરી લીધી. શોભામયી પ્રકૃતિ સતિ ! તારી તે નયનોને આનંદ આપનારી સુંદર શોભા ક્યાં ચાલી ગઈ ?

નીલ આકાશની નીલ, પીત અને શ્વેત રંગના મિશ્રણવાળી વિવિધ રંગની વિચિત્રતાની વિચિત્ર શોભા ભાગીરથીના જળમાં પ્રતિબિંબિત થઇને જે અપૂર્વ શોભા વિસ્તારી રહી હતી, તે શોભા અત્યારે દૃષ્ટિગોચર થતી નહોતી. સર્વત્ર ભયંકર અંધકાર અને ઝંઝાવાતના ધ્વનિઓજ સંભળાતા હતા.

અત્યારે ધનઘોર કાળા રંગથી સમસ્ત પૃથ્વી ઢંકાઈ ગઇ હતી. હવે તે કિનારાની ભૂમિનાં સુસ્યામલ શસ્યક્ષેત્રોની સુંદર શોભા જોવામાં આવતી નહોતી. અત્યારે કેવળ અંધકાર, પ્રબળ ઝંઝાવાતના સનસન્ શબ્દોનો ભૈરવ નિનાદ, વજ્રપાતના ભીષણ અવાજ, અને જાન્હવીની ઉછળતી તરંગમાળાના ઉછળાટનો ધ્વનિ સંભળાતો હતો. ખલાસીઓ લાકડાની પૂતળી જેવા બની ગયા હતા. સૈનિકો જડતાને આધીન થયા હતા અને અનુચરો ભયથી થર થર કંપી રહ્યા હતા. કેવળ ક્ષમા તથા ધૈર્યનો અવતાર રાજા રતિકાન્તરાય તીરના વેગે એક નૌકામાંથી બીજી નૌકામાં જતો હતો અને સર્વને આશ્વાસન આપી રહ્યો હતો. તેના મનમાં કશી પણ ધાસ્તી નહોતી. તે કર્મ તથા પ્રભુપર દૃઢ વિશ્વાસ રાખી દૃઢતાથી કર્મમાં લિપ્ત થયો હતો, વાયુની ગતિ જોઈ, દિશાનો નિર્ણય કરી તે સર્વને અભય આપી કહી રહ્યો હતો:—" હવે આ વંટોળિયો એક પ્રહર કરતાં વધારેવાર રહેશે નહિ. તમો સર્વ ઇશ્વરપર આસ્થા રાખો. તમોને તે દયાળુ દેવ કશી પણ ઈજા આવવા દેશે નહિ. " તેના આ ઉપદેશ તથા અદ્દભુત સાહસથી સર્વના મનમાં આશાનો સંચાર થયો, નિરાશા વિદૂરિત થઈ અને સર્વ એકી સાથે તેને ધન્યવાદ આપવા લાગ્યાં.

ખલાસીઓએ સાહસથી બાથ ભીડી નૌકાનું સુકાન મજબૂત રીતે પકડી લીધું. હરસુંદરી દેવી ઇષ્ટદેવને આત્મસમર્પણ કરી એક પ્રકારે સંજ્ઞાશૂન્ય થઈ ગઇ હતી. તેના કાનમાં ઝંઝાવાતના ભીષણ શબ્દો પ્રવેશ કરી શકતા નહોતા.

વા વંટોળિયો અટકી ગયો, પ્રકૃતિએ ફરીવાર શાન્ત મૂર્ત્તિ ધારણ કરી લીધી. આકાશનાં કાળાં વાદળાં અદ્દશ્ય થયાં. જાન્હવીના વક્ષપર હવે તે તરંગના રંગની લીલાનો વિલાસ ન રહ્યો. જાણે સર્વે એ અનંતની ગોદમાં પોતપોતાનાં શરીર છુપાવી દીધાં, જ્યોત્સ્નાનો વિકાસ થયો. રજત જેવી શુભ્ર જ્યોત્સ્નાની માળાથી શોભતા કિનારા હસી ઉઠયા.

## પ્રકરણ ૩ જું

### લૂંટારાના પંજામાં



રાજમહેલથી ભાગલપૂર* જવાના વિશાળ રાજમાર્ગે એક પથિક એકલો ચાલ્યો જતો હતો, માર્ગની બન્ને બાજૂપર આવેલું ખુલ્લું મેદાન ધુ ધુ શબ્દ કરી ધુધવાટા કરી રહ્યું હતું. ઠેક ઠેકાણે ઘોર અને ગીચ જંગલો આવેલાં

* બિહાર પ્રદેશમાંના એક વિભાગ, જીલ્લા અને શહેર રૂપે ભાગલપૂર અતિ વિખ્યાત છે, ભાગલપૂર પૂર્વે બંગાળાના રાજ્યના અધિકારમાં હતું અને ત્યાર પછી મગધ રાજ્યના અધિકારમાં ગયું હતું. ઈસ્વી૦ સનના સાતમા સૈકામાં એ એક સ્વાધીન રાજ્યરૂપે હતું, એમ જણાઈ આવે છે અને એ રાજ્યની રાજધાની ચંપાનગર હતું. પૂર્વમાં એ રાજ્ય મુસલમાનોના અધિકારમાં હતું. કાહાલ ગામ નામના એક સ્થળે બંગાળાના છેલ્લા સ્વાધીન મુસલમાન નરપતિ મહમ્મુદશાહે દેહ ત્યાગ કર્યો હતો. ત્યાર પછી બિહાર પ્રદેશ અકબર બાદશાહદ્વારા શેરશાહને તથા પરાજીત થઈને મુગલ રાજ્યના અધિકારમાં ગયો. ઈ૦ સ૦ ૧૭૬૫ માં ઇસ્ટ ઇંડિયા કંપનીએ બંગાળા, બિહાર અને ઓડીસાની દીવાની પ્રાપ્ત કરી; તેની સાથેજ ભાગલપૂર પણ અંગ્રેજોના અધિકારમાં આવ્યું. અંગ્રેજોના હાથમાં આવ્યા પછી પાંચ વરસ સુધી

હતાં. કોઈ કોઇ સ્થળે નાના નાના પહાડો પણ દષ્ટિગોચર થતા હતા, પથિકના અસ્ત્ર શસ્ત્રમાં કેવળ એક મજબૂત લાકડી સિવાય બીજું કશું પણ નહોતું. તેને જોવાથી તેના ધનવાન હોવાનો કોઇને પણ ભાસ અથવા ધારણા થતી નહોતી.

પથિકની ઉમ્મર ઘણી નાની હતી, હજી તેના શરીરમાં યૌવનનો વિકાસ વિકસી આવતો હતો, તેની કાયા જોતાં તે બહુજ બળવાન પુરુષ હોય એમ જણાઈ આવતું હતું. તે ધૂનમાંને ધૂનમાં ચાલ્યો જતો હતો, એવામાં અચાનક પાસેના મેદાનમાંથી એક વિકટ શબ્દ સંભળાયો. પથિક તે તરફ નજર ન કરતાં તે દિશામાંથી પોતાના તરફ સર સર શબ્દનો અવાજ કરતી આવતી લોઢાની એક લાકડી તરફ જોવા લાગ્યો. તથા તેણે પોતાના હાથમાંની લાકડીને એવા જોરથી ફેરવીને તે લાકડીપર આઘાત કર્યો, જેથી તે લોઢાની લાકડી લગભગ સોએક હાથ દૂર જઇ પડી. બીજી લાકડી પણ પહેલાંની માફકજ

---

એની મહેસુલ ઉઘરાવવાનું કામ તથા શાસનનું કામ દેશી વ્યક્તિઓના શિરપર સોંપવામાં આવ્યું. ઈ૦ સ૦ ૧૭૬૯ માં એક અંગ્રેજ ત્યાંની વ્યવસ્થા ચલાવવા માટે નિયુક્ત થયો. એ ઘણે ભાગે રાજમહલમાંજ રહેતો હતો. ઈ૦ સ૦ ૧૭૭૨ માં કંપનીએ ત્યાંનો વહિવટ પોતાના હાથમાં લીધો, એ ભાગલપૂર જીલ્લો ભાગીરથી×ના દક્ષિણ તીરપર આવેલો છે. કોઇ કોઇ એ શહેરને પાલિબોથ્રા (અથવા પાટલીપુત્ર) હોવાનું સૂચવન કરે છે; પરંતુ પટણા શહેરજ પાટલિપુત્ર તરીકે સિદ્ધ થઈ ચૂક્યું છે, એટલે તેને પાટલિપુત્ર તરીકે ઓળખવું એ કેવળ ભ્રમ માત્રજ છે. ભાગલપૂરમાં હાલમાં ગળી તથા શણની પેદાશ અતિ વિપુલ પ્રમાણમાં થાય છે. ભાગલપૂરની આબાદી પહેલાંના જેવી તો નથીજ, તેમ છતાં પણ તેમાં બહુ વિશેષ પરિવર્તન થયું, હોય તેમ જણાતું નથી." પ્રયોજક.

×–ભાગીરથીઃ—ગંગા, જાન્હવી, મહારાજ ભગીરથદ્વારા ગંગા નદી આ મૃત્યુ ભૂમિપર આવી હતી, એથી ગંગાનું ભાગીરથી એવું ઉપનામ પડયું છે. એ રામપૂરથી થોડાક ઉપરના ભાગમાંથી ગંગાની શાખા નદી રૂપે બહાર નીકળી હુગલી, કલકત્તા આદિ સ્થાનો પાસેથી વહી રહી છે. બ્રાહ્મણી, મયુરાક્ષી, અજય, બરાકર, દામોદર, રૂપનારા, ..., કંસાવતી અથવા કાસાઇ આદિ સર્વ નદી અને નદીયો ભાગીરથીમાં આવીને મળે છે. પ્રયોજક.

ભયંકર અવાજ કરતી તેના શરીર તરફ આવી. તેની પણ તે યુવક પથિકે તેવીજ દશા કરી. એ પરથી લાકડી ફેંકનાર માણસે વિચાર્યું કે, લાકડીના સપાટાને ઝીલનાર માણસ પણ કાંઈ જેવો તેવો શક્તિશાળી નથી. ત્યારે તેણે લાકડીઓના ઘા કરવાનું બંધ કરી વિકટ અવાજથી બંશી વગાડવા માંડી. પણ તેથી તે પથિક લેશમાત્ર પણ ન ડરતાં નિર્ભયતાથી ચાલવા માંડ્યો. તેણે તે તરફ દૃષ્ટિ પણ કરી નહિ, તે જેવા વેગથી ચાલતો હતો, તેવાજ વેગથી ચાલવા લાગ્યો. કેટલેક દૂર ગયા પછી તેને ફરીવાર તેવોજ ભયંકર અવાજ સંભળાયો. હજી તે પથિકની નજર પણ તે તરફ ગઈ નહોતી, એવામાં તો દશબાર લૂટારાઓએ આવીને તેને ઘેરી લીધો. પથિક કોઇ પણ જાતનો ભય રાખ્યા સિવાય પોતાની લાકડી સંભાળીને તેમની સ્હામો થયો. પરંતુ તેઓ તેની સાથે કોઇ પણ પ્રકારનું બળ દર્શાવ્યા વિના તે પથિકને કપટથી પોતાના પંજામાં સપડાવવાની કોશિશ કરવા લાગ્યા. થોડીવારમાં એક દોરડાંવતી તે યુવક પથિકને તેમણે મજબૂત રીતે બાંધી લીધો. હાથ પગ તથા લાકડીસહિત દોરડાંથી બંધાઇ જવાથી પથિક કશોપણ ઇલાજ કરી શક્યો નહિ. તે બિચારો લાચારીથી ચૂપચાપ લૂટારાઓની સજા સહેવા લાગ્યો. પરંતુ થોડીવાર પછી કાંઇક વિચાર આવતાં તે પથિકે એક આંચકો મારી હાથપર બંધાયલા દોરડાંને તોડી નાખ્યું. એ જોઇ લૂટારાઓએ ફરીવાર બે ત્રણવાર દોરડાંની જાળ પાથરી તે યુવકને તેમાં સપડાવી લીધો, અને ત્યાર પછી તેને ખૂબ મજબૂત રીતે મુસ્કેટાટ કરી લીધો.

ત્યાર પછી તે દયાહીન પશુ જેવા ક્રૂર અને વિકરાળ લૂટારાઓ તે પથિકના શરીરપર લાકડીઓનો સપાટો ચલાવવા લાગ્યા, નૃશંસ અથવા હિચકારા લૂટારાઓની લાકડીના મારથી તે બિચારો પથિક બેભાન બની ગયો. એ સમયે એક લૂટારાએ કહ્યું:—"ભાઇ! હવે આ મુસાફરને વધારે માર મારવાની કશી પણ જરૂર નથી. તે બિચારો હવે મરણને શરણે જવાની તૈયારી કરી રહ્યોછે. માટે ચાલો હવે આપણે એને અહીંથી આપણા અડ્ડામાં લઇ જઇએ."

બીજા લૂટારાએ કહ્યું:—"નહિ, નહિ. સાલા સવ્વારે આપણને ખૂબ હેરાન કર્યા છે, માટે હજી ખૂબ માર મારો અને આપણી લાકડીઓની તલપને છીપાવો."

ત્રીજા એક લૂટારાએ કહ્યું:—"ના-ભાઇ-ના ! હવે એને વધુ ન મારો. જૂઓ એના ગળામાં જનોઇ જણાય છે, એ પરથી એ બ્રાહ્મણ હોય એમ જણાય છે. બ્રાહ્મણને મારવામાં મહા પાપ મનાય છે."

પહેલા લૂટારાએ કહ્યું:—"ગોહત્યા, બ્રહ્મહત્યા અને નારીહત્યા કરવામા આપણે શી ન્યૂનતા રહેવા દીધી છે ? આપણા લોહીના તરસ્યાં રાક્ષસી હૃદયોએ અનેક અબળાઓને માટીમાં મેળવી દીધી છે. અનેક બ્રાહ્મણોને પાયમાલ કર્યા છે, તો પછી આવા એક બ્રાહ્મણની હત્યા કરવામાં શું પાપ છે ? પાપને અને આપણને કશો પણ સંબંધજ નથી. પાપની ગોદમાંજ આપણે પોષાયા છીએ. ધંધો કરવો અને વળી પાપની ધાસ્તી રાખવી, એ બન્ને બની શકતું હશે ખરૂં કે ? લૂટારા તરીકે જ્યાંરે આખી જિન્દગી ગાળવાનો નિર્ધાર કર્યો છે, ત્યારે પાપ પુણ્યનો વિચાર પણ શા માટે કરવો જોઇએ ? હે ભાઇઓ ! ધંધો કરવામાં તો ઘણાં ઘણાં પાપો કરવાં પડે છે. દગાની બાજીઓ ખેલવી પડે છે. પ્રપંચના પાસા ફેંકવા પડે છે.અને અધર્મનો પણ પૂરતો પ્રચાર કરવો પડે છે. ગોવાળો દૂધમાં પાણી મેળવે છે, સોનીઓ સોનું ચોરી લે છે, દરજીઓ કપડું કાઢી લે છે. ધનવાનો વ્યાજમાં બમણો ચોગણો વધારો કરી ગરીબોનાં ગળાં રેંસે છે. બ્રાહ્મણો જૂઠા મંત્રો ભણી જગતને ધૂતે છે, તો પછી તમે એક આવા મામુલી કામથી કેમ ડરો છો ? દુનિયા આખી પાપથી ભરેલી છે. પાપ વિનાનું કોઇ પણ પ્રાણીજ નથી. કોઈ છુપી રીતે પાપ કરે છે, તો કોઈ જાહિર રીતે પાપ કરે છે. મતલબ કે બધાં પાપમાં પૂરેપૂરાં ડુબેલાં છે. મોટા મોટા મહંતોના અડ્ડાઓમાં પણ વ્યભિચાર, વિશ્વાસઘાત અને પ્રપંચનો પૂર્ણ વિસ્તાર થયેલો જોવામાં આવે છે." આમ કહી તેણે તે પથિકને એક ફાટયું તૂટયું મલિન વસ્ત્ર પહેરાવી તેની પાસે જે કાંઇ હતું, તે સર્વ લઇ લીધું.

પથિક બેભાન બની ગયો હતો. તેની બંને આંખો બંધ હતી, મુખપર ફીકાશ છવાઇ ગઈ હતી. તેના મુખપર છવાયલી કાળાશપરથી જણાઇ આવતું હતું કે, તેના જીવનનો દીપક હોલવાઇ ગયો હતો. જો તે જીવતો હોત તો તેના શરીરમાં શ્વાસોશ્વાસનો કાંઈક પણ સંચાર અવશ્ય જોવામાં આવત, પરંતુ આ પથિકના શરીરમાં તેનો

પણ કશાં ચિન્હો જણાતાં નહેતાં. તેની પાસે જે કોઇ આવતું હતું. તે તેને મરેલો જોઇને દશ હાથ દૂર ન્હાસતું હતું, તે મડદું ઘણીવાર સુધી રેઢું પડી રહ્યું. લૂટારાઓ તેને છોડીને ચાલી ગયા હતા, એટલે હવે એની સંભાળ લે, એવું પણ બીજું કોઈ નહોતું. તે તરફ મનુષ્ય જાતિનો સંચાર પણ નહોતો. કેટલીકવાર પછી એક બ્રહ્મચારી બમ્ બમ્ મહાદેવનો ઉચ્ચાર કરતો તે રસ્તાપર આવી પહોંચ્યો. બ્રહ્મચારીએ હાથમાં કમંડલ ધારણ કર્યું હતું. શરીરપર ભગવાં વસ્ત્રો પહેર્યા હતાં, મસ્તક મુંડાવેલું હતું. રસ્તે ચાલતાં ચાલતાં બ્રહ્મચારી તે મડદાં પાસે આવી લાગ્યો. મડદું જોતાંની સાથેજ બ્રહ્મચારીની ચાલ એકદમ ધીમી પડી ગઇ. તે મડદાંની છેક સમીપમાં આવી લાગ્યો. થોડીવાર સુધી મડદાં સ્હામું જોયા પછી તે કમંડળને બાજૂપર મૂકી તે મડદાં પાસે બેસી ગયો અને આંખમાંથી આંસુ વહાવવા લાગ્યો. પછી આંસુ લૂછી તેણે તે મડદાંની છાતીપર પોતાનો હાથ મૂક્યો તથા તેની નાડીની પણ પરીક્ષા કરી. બરાબર પરીક્ષા કર્યા પછી તેણે કમંડળમાંથી થોડુંક પાણી લઇ તે મૃતપ્રાય પથિકના મુખ તથા ચક્ષુપર રેડયું અને તે સાથે ભગવાનના નામનો ઉચ્ચાર કર્યો. ઘણીવાર સુધી ભગવાનના નામનો જપ કર્યા પછી તેણે એક વાર આંખો ઉઘાડી. વળી પાછો કાંઇક વિચાર આવતાં તે પથિકના મુખ, ચક્ષુ તથા વક્ષપર થોડુંક પાણી નામી તે ભગવાનના જપમાં મગ્ન થયો. થોડીવાર પછી આંખો ઉઘાડી તેણે જોયું તો, મડદાંના શરીરમાં ધીમેધીમે શ્વાસનો સંચાર થતો જણાયો. એ જોઇ તે બ્રહ્મચારી ત્યાંથી ઉઠી ઘણે દૂર ચાલ્યો ગયો અને ત્યાંથી એક નાના છોડવાનાં પાંદડાં તોડી તેને હાથવતી મસળતો મસળતો પાછો તે મૃતદેહ પાસે આવી પહોંચ્યો તથા તે પાંદડાંમાંથી નીકળેલા રસને તેણે મૃત પુરુષના મ્હોં તથા આંખમાં રેડ્યો. એ રસના યોગે તે યુવકના શરીરમાં શક્તિનો સંચાર થયો; તથા હોઠ કંપવા લાગ્યા, બ્રહ્મચારીની અદ્દભુત લીલા જોઇને તે શૂન્ય ભૂમિમાં અનેક માણસો ભરાઈ ગયાં. પણ બ્રહ્મચારીએ તે તરફ કશું પણ લક્ષ આપ્યું નહિ ઘણીવાર પછી તેણે મનુષ્યોની મેદની તરફ દ્રષ્ટિ કરી થોડાક દૂધની માગણી કરી. થોડીવારમાં ત્યાં આગળ ફળ, ફૂલ, મિષ્ટાન આદિ અનેક પદાર્થોનો ઢગલો થયો તથા દૂધ, ઘી આદિ પેય પદાર્થોનાં અનેક વાસણો હાજર થયાં. બ્રહ્મચારીએ તેમાંથી ઘણુંજ થોડું દૂધ લઇને ધીમે ધીમે પથિકના મુખમાં રેડવા માંડ્યું. બ્રહ્મચા-

રીના પ્રબળ પ્રયત્નના યોગે પથિકના શરીરમાં સંપૂર્ણ રીતે શક્તિને સંચાર થયો. એવામાં મનુષ્યોની મેદનીમાંથી એક જણ બ્રહ્મચારી પાસે આવી પ્રણામ કરી ઘણાજ ભક્તિભરેલા ગદ્દગદ્દ કંઠથી કહેવા લાગ્યોઃ—" મહારાજ ! આપ સાક્ષાત્ દેવતા છો. આપે મડદાંમાં નવીન જીવનને સંચાર કર્યો છે. અહા ! આવા અપૂર્વ કાર્યમાં આપે જે દક્ષતા દર્શાવી છે, એ જોઇને અમને સર્વને આપના પ્રતિ અત્યંત શ્રદ્ધા ઉત્પન્ન થાય છે."

બ્રહ્મચારીએ અતિ પ્રેમાળ સ્વરથી કહ્યુંઃ—

જીવન મરણનો કર્ત્તા કેવળ જગદાધાર પરમાત્માજ છે. મારામાં એવી તે શી શક્તિ છે કે, હું સંસારના કોઈ પણ મૃત પ્રાણીને જીવિત કરી શકું ?"

તે પુરુષે પરમ પ્રેમયુક્ત સ્વરથી કહ્યુંઃ—

" મહાત્મન્! આજે આપને મારી એક પ્રાર્થનાનો સ્વીકાર કરી મારે ત્યાં ભોજન ગ્રહણ કરવું પડશે. મને આશા છે કે, આપ કૃપા કરી મારી એ પ્રાર્થનાનો અસ્વીકાર નહિજ કરો."

બ્રહ્મચારીએ જવાબમાં જણાવ્યુંઃ—

" ભાઈ! સાંઝ થઈ જવા આવી છે, માટે તું બધી ચીજો અહીં લાવી મૂક, મને જ્યારે ઇચ્છા થશે, ત્યારે હું ભોજન કરી લઇશ. હવે કૃપા કરી આ ભીડને ઓછી કરો."

આ સાંભળી સઘળાં માણસો ત્યાંથી છૂટાં છવાયાં વિખરાઈ ગયાં.

---

## પ્રકરણ ૪ થું

### નવીન સંન્યાસી




ભાત થતાંની સાથેજ અનેક લોકો એકઠા થઈ સંન્યાસીને મળવા માટે આવ્યા હતા. કોઇ પોતાના તાવનું નિવારણ કરવાના ઉદ્દેશથી, કોઇ પુત્રના રોગનો વિનાશ કરવાની આશાથી, કોઈ પુત્ર પ્રાપ્ત કરવાની શુભ આશિષ પ્રાપ્ત કરવાની અભિલાષાથી તથા કોઇ ઉન્માદરોગનો અંત લાવવાની

ઇચ્છાથી, તે મહા તેજસ્વી અને શક્તિસંપન્ન બ્રહ્મચારીનો સાક્ષાત્ કરવા માટે આવ્યાં હતાં. કોઈ રમણીને તેનો સ્વામી ચાહતો નહોતો, કોઈ પુરુષના અધિકારમાં તેની પત્ની રહેતી નહોતી, તેઓ સર્વ તે સંન્યાસી પાસેથી એક પ્રકારની અમોઘ ઔષધિ મેળવવાની અભિલાષાથી ત્યાં આવ્યાં હતાં. કેટલાક પુણ્યશાળી જીવો પોતાના આત્માને સંન્યાસીના દર્શનથી તૃપ્ત કરી શકાશે એવી ઉચ્ચ ભાવનાથી આવ્યા હતા. કેટલાકો દેવતુલ્ય સન્યાસીના મુખેથી બે ચાર ધર્મની મીઠી વાતો સાંભળી માનવ જન્મને કૃતાર્થ કરવાના ઉદ્દેશથી એ સ્થળે આવ્યા હતા. પરંતુ ત્યાં આવ્યા પછી સર્વ જનો નિરાશ થયા. તેમની આશા નિરાશાના રૂપમાં બદલાઈ ગઈ તેમણે જોયું કે, સંન્યાસી એ સ્થળનો ત્યાગ કરી કયાંક અન્યત્ર ચાલ્યા ગયા હતા. ગઈ કાલના ખાવાના પદાર્થો, જેમના તેમ પડયા હતા, સન્યાસીએ કોઈ પણ પદાર્થનો સ્પર્શ પણ કર્યો નહોતો.

સંન્યાસી અત્યારે એકલા નહોતા, બરાબર એકજ પ્રકારના બે સંન્યાસી અથવા બ્રહ્મચારી ચાલ્યા જતા હતા. તેમનો બન્નેનો પોશાક, વય તથા શરીરનો આકાર જોવાથી એમજ જણાઈ આવતું હતું કે, જાણે તેઓ બન્ને સહોદર બંધુઓજ હોવા જોઈએ. તેમાંનો એક સંન્યાસી બીજા સન્યાસીને સંબોધીને કહેતા હતા કે:—"ભાઈ યોગેન્દ્ર નારાયણ! તમારો આ ભવ્ય ચહેરો, સાત્વિક પોશાક તથા સંન્યસ્તયુક્ત કાયા જોઈને તમને કોણ કહી શકે તેમ છે કે, તમો ખરા સંન્યાસી નથી અથવા તો આત્માનન્દાર્થેજ તમે સંન્યસ્તવ્રતનો સ્વીકાર નથી કર્યો? હવે તમને કોઈ પણ ઓળખી શકે તેમ નથી. તમારા સ્વરૂપને જોતાંની સાથેજ જગતના સર્વ જીવો તમને એક આદર્શ સંન્યાસી ધારી તમારા ચરણોમાં નમન કરવા આવે એવો સંપૂર્ણ સંભવ છે."

બીજા સંન્યાસીએ કહ્યું:—"હા, સ્વામિન્! આપનું કહેવું સત્ય છે. આજકાલના જમાનામાં અસલ કરતાં નકલમાં લોકોનું મન વિશેષ મોહાય છે. સત્ય કરતાં અસત્યની કીંમત વધુ અંકાય છે. કૌપિનધારી સાધુઓ સર્વત્ર ભટકતા જણાય છે અને તેમના આડંબર, વાચાળતા તથા કૃત્રિમતામાં સંસારીઓ વિશેષ અંજાય છે. પરંતુ ગિરિની ગુહાઓને શોભાવતા, એકાન્તમાં ઈશ્વરના ધ્યાનમાં નિમગ્ન રહેતા સાત્વિક, સ્વીકારાયેલું સંન્યાસીઓ પ્રતિ જગતના જીવોની ભક્તિ

દ્રષ્ટિ પણ નથી. વળી આ જમાનાના સાધુઓ પણ વિચિત્ર પ્રકાર-નાજ છે, તેમના જીવનનું ધ્યેય માત્ર આટલુંજ છેઃ—

વગર મહેનતે ખાય પારકા માગી મેવા;
વગર મહેનતે ખાય, હરાયા સાંઢો જેવા;
જીવે પારકું ખાઇ, ડીલનો ડોળ વધારે;
દિલમાં દાનત ખૂરી, હાથમાં માળા ધારે;
એ માલ પારકો ખાઇને, નિજ મનમાં હરખાય છે;
દુનિયા મુર્ખ બની એમને મલીદો આપે જાય છે.

આજકાલ તો સંન્યાસી એટલે શું, અને સંન્યાસીના ધર્મો શા હોવા જોઇએ, એનાથી સર્વ અજ્ઞાત છે. હિન્દુસ્તાનના લગભગ સર્વસાધુસમાજ મદિરાપાન, વેશ્યાગમન અને સ્વાર્થપરાયણતામાં ડૂબવા માંડયો છે. ગૌતમ, ભારદ્વાજ, વિશ્વામિત્ર, વશિષ્ઠ આદિ મુનિયોની પ્રતિભા નષ્ટ થવા માંડી છે અને આવા ઉન્માદી સંન્યાસીઓ દ્વારા અનાચાર વધવા માંડયો છે. મહાત્મન્! એવું ભીષણ અને કુટિલતા યુક્ત સંન્યસ્ત ગ્રહણ કરવા કરતાં ગૃહસ્થાશ્રમમાં રહી કર્ત્તવ્યનું પાલન કરવું એજ મને વિશેષ ઉચિત જણાય છે."

પ્રથમ સંન્યાસીએ કાંઇક વિચાર કરી કહ્યુંઃ—"ભાઇ, તમારૂં કહેવું અસત્ય તો નથીજ, પણ તેમ છતાં પણ મારે એટલું તો અવશ્ય કહેવું પડશે કે, જગત્‌નું કલ્યાણ કરનાર સંન્યાસીઓનો જે યુગ હતો, તે યુગ વહી ગયો છે. હાલનો યુગ અતિ વિષાદમયજ આવ્યો છે. જેમને પોતાના પેટ પૂરતું અનાજ મળતું નથી, જેઓ ઉદ્યમ કરવાના આળસુ છે અને જેમને કેવળ હરામનું ખાવાનીજ દાનત છે, તેઓજ ઘણા ખરા સંન્યાસી, સાધુ કે વૈરાગી બની જાય છે. ભાંગ, ગાંજો, ચરસ અને તેવાજ કેફી પદાર્થોનો વ્યય કરવામાં, રાત્રિ દિવસ લોકોનું અનિષ્ટ કરવાના વિચારમાં એવા સંન્યાસીઓ ગુંથાઈ રહે છે વાસ્તવિક રીતે તેવા સાધુઓએજ આર્યાવર્ત્તની અવનતિ કરી છે. હૃદયમાં સંન્યસ્તનો સ્વીકાર કર્યો હોય, એવા સંન્યાસીઓ અતિ અલ્પજ જોવામાં આવે છે. ઘણોજ ખેદનો વિષય છે કે, પુષ્કરરાજ, હરિદ્વાર, રામેશ્વર આદિ તીર્થસ્થાનોમાં પણ મેં તેવા કુમાર્ગગામી અને ડોળધારી સંન્યાસીઓને મદિરાપાન કરતાં જોયા છે, માંસભક્ષણ કરતા નિહાળ્યા છે. મારો ઉદ્દેશ તમને એવા સંન્યાસી કર-

વાનો નથી. હું તો કેવળ તમારા એક કાર્યની સિદ્ધિ માટેજ આવી રીતે તમને સંન્યાસી કરી રહ્યો છું. હવે તમને કોઈ ગૃહસ્થ હો, એમ ધારી શકે તેમ નથી. તમારા શરીરપર ગૃહસ્થનું કશું નામોનિશાન પણ જોવામાં આવતું નથી."

બીજા સંન્યાસીએ કૃતજ્ઞાપૂર્વક કંઠથી કહ્યું:—"એ સર્વ આપના અનુપમ અનુગ્રહનુંજ પરિણામ છે. આપે મને જીવનદાન આપ્યું છે, અરે મૃત્યુના મુખમાંથી બચાવ્યો છે, સંન્યાસીના વેશથી સજાવ્યો છે, મારૂં નવીન ઉપનામ આપ્યું છે. માટે હું સદા આપનો આજ્ઞાધીન દાસ છું. આપ આપની ઈચ્છામાં આવે તેમ કરો, એમાં મને કશો પણ વાંધો નથી. આપ હાલના સડેલા સાધુઓ કરતાં સર્વ વિષયોમાં ઉત્તમ છે. આપનું ચારિત્ર્ય અત્યંત પવિત્ર અને આદર્શ છે. આપનું જીવન દેવતુલ્ય છે. આપે યોગવિદ્યામાં જે દક્ષતા દાખવી છે, એ અતિ અમૂલ્ય છે. હું આપનાં ચરણોની પવિત્ર રજને નિરંતર મારા મસ્તકપર ધારણ કરી મારા માનવજન્મને કૃતાર્થ કરવાની અભિલાષા ધરાવું છું. સંસારમાં એક આદર્શ સંસારીરૂપે રહી મારા આત્માની ઉન્નતિ કરી અનંતની અનંતતામાં મળવાની ઈચ્છા ધરાવું છું. હાથમાં ચીમટો ઝાલી, ગળામાં અનેક માળાઓ ધારી, ઘર ઘરના ટુકડા માગી ખાવાની મારી ઈચ્છા નથી, હું જ્યાં સુધી સંન્યાસી રહું, ત્યાં સુધી જગત્‌પર કાંઈક ઉપકાર કરવાની અભિલાષા રાખું છું. અને સંપૂર્ણ આશા છે કે, મારી તે આશા આપ અવશ્ય પૂર્ણ કરશોજ."

પહેલા સંન્યાસીએ કહ્યું:—"ભાઇ! હજી એક કામ બાકી રહી ગયું છે."

"શું કાર્ય કરવાનું છે, મહાત્મન્!" નવીન સંન્યાસીએ આતુરતાથી પૂછ્યું.

"તમારે મને બંધુ કહીને બોલાવવો પડશે, નહિ તો મને ઘણું દુઃખ થશે."

યોગેન્દ્રનારાયણે કહ્યું:—"વારૂ, તેમજ કરીશ." યોગજીવન બ્રહ્મચારીનો સખો યોગેન્દ્ર નારાયણ થયો. સંન્યાસીએ કહ્યું:—"ચાલો ભાઇ હવે, આપણે જરા આહાર કરી લઇએ. ગઈ કાલના આપણે બન્ને ભૂખ્યા છીએ માટે આહાર વિના ચાલે તેમ નથી."

પ્રકરણ ૫ મું

---

## વિધુમુખી



જા રતિકાન્તરાયના પરિવારમાં વિધુમુખી નામની એક નવી પરિચારિકા નિયુક્ત થઇ હતી. તારાસુંદરીના કામકાજ માટેજ વિધુમુખીની અગત્ય પડી હતી. એથી વિધુમુખીને તારાની ખાસ દાસી તરીકે ઓળખાવીશું તો, તેમાં પણ કશોય પ્રત્યવાય આવશે નહિ. પાઠક! એ વિધુમુખીના રૂપ તથા ગુણનો તારે કાંઇક પરિચય મેળવવો પડશે. છતાં પણ અમે વાર્ત્તાનો વિસ્તાર વધી જવાના ભયથી તેનું સંપૂર્ણ વર્ણન ન કરતાં નાનાં નાનાં બાળકોએ વિધુને માટે જે એ ગાન રચ્યું હતું, તેનોજ કેવળ ઉલ્લેખ કરીશું. તોતેથી વિધુસુંદરીના રૂપ તથા ગુણનું સુંદર વર્ણન થઇ શકશે. વિધુમુખીની ઉમ્મર લગભગ પાંત્રીશ છત્રીશ વર્ષની હતી. આ સાંભળી કોઈ કદાચ એવો સવાલ કરે કે; વિધુ જ્યારે યૌવનની સીમાને ઉત્તીર્ણ કરી પ્રૌઢાવસ્થામાં પ્રવેશી ચૂકી હતી, ત્યારે પછી તેને છોકરાંઓની સાથે વિવાદ કરવાનું કારણ શું હશે, તો તે સવાલ સર્વથા સ્વાભાવિકજ છે. પણ એના ઉત્તરમાં માત્ર એટલુંજ કહેવું પૂર્ણ થઇ પડશે કે, વિધુમુખીથી સર્વ કોઇ વિપરીત હતાં અથવા તો વિધુ સર્વથી વિપરીત હતી. તેની પાસે નાના મોટાંનો કશો પણ વિચાર નહોતો. તે ગાય, બળદ, ભેંસ, કૂતરાં બિલાડાં અને મનુષ્ય આદિ સર્વને સરખાંજ ગણુતી હતી. આખી દુનિયાને તે એક લાકડીએ ગણુતી હતી. વિધુ સહુની સાથે ઝગડા કર્યા કરતી હતી. દિવસમાં પાંચ પંદર ઝગડા કર્યા સિવાય તેના મનને નિરાંત મળતી નહોતી. ક્યારેક તે વૃદ્ધ સાથે તો ક્યારેક નાનાં બાળકો સાથે પણ વઢવા માંડતી હતી. તકરાર કે ટંટોફિસાદ કરવાના વિચારમાંજ તેનું મન નિરંતર ઘોળાયા કરતું હતું. કલહથીજ તેને અતિ આનંદ મળતો હતો. જો ભાગ્યયોગે કોઇ દિવસ તેની સાથે તકરાર કરે તેવું કોઇપણ મનુષ્ય તેને ન મળતું, તો તેનો તે દિવસ ચિંતામાંને ચિંતામાંજ વીતતો હતો, ગાળાગાળી, મારામારી કે તુફાનથી તો જરા પણ કંટાળતીજ નહોતી. વળી બીજી એક વાર્ત્તા એ હતી કે, તે બીજાનું સારૂં જોઇને કદી પણ રાજી થતી નહોતી. કોઇની

કન્યાનાં લગ્ન થતાં હોય, તો તેને ઘેર જઇ તે કૂટવા કે છાજીયાં લેવા માંડતી હતી. કોઇને ત્યાં કાંઇક સારો અવસર હોય તો તેમાં વિઘ્ન નાખવા તે સદા તૈયાર રહેતી હતી. પારકાની ભૂલ તેનાથી જરાપણ દેખી શકાતી નહોતી. ગાય, બળદ કે વાછરડાંના અજ્ઞાનને પણ તે સહી શકતી નહોતી. ઘણીવાર ગુસ્સામાં આવી તે તેમને પીટવાજ માંડતી હતી. જો ગાય કદાચ ન દોહવા દે, તો પછી તે બિચારીપર તે આખો દિવસ ગાળોનો વરસાદ વરસાવતી હતી. કાગ કે કપોત આદિ પક્ષી તેના ઘરપર બેસી બોલે તો, તેને પણ તે પત્થર મારી ઉડાડી મૂકતી હતી. જો કદાચ વિધુમુખી એઠાં વાસણ માંજતી. અને તે સમયે કૂતરાં કે બિલાડાં એઠું અનાજ મેળવવાની આશાથી તેની પાસે આવતાં તો તે, તે એઠું અનાજ તેમને ન આપતાં પાણીમાં ફેંકી દેતી, પરંતુ તે બિચારાં આશાભર્યા જાનવરોને આપવાની ઉદારતા ન દર્શાવતાં તેમના શરીરપર સોટીનો સપાટોજ ચલાવતી.

ઉદાર હૃદય રાજા રતિકાન્તરાયના ફળફૂલીથી ઝુકેલા બગીચાપર તે ગામનાં બાળકોની ખાસ નજર પડી હતી. તેઓ ઘણીવાર બગીચામાં પેસી આંબા પરથી કેરીઓ તોડતાં, બોરડીનાં બોર ખંખેરતાં તથા ગુલાબ, ચંપા વગેરે ફૂલઝાડપરથી ફુલો તોડી બેદાન મેદાન કરી મૂકતાં. કાચાં ફળ પાકતાં પહેલાંજ એ બાળકોના ઉદરનો ભક્ષ બની જતાં હતાં. રાજા રતિકાન્તરાય આ બધું જોવા છતાં પણ બાળકોપર લેશ માત્ર પણ ચીડાતો નહોતો, પરંતુ ઉલટો પોતાના હાથથી ફળફૂલ તોડી આપી બાળકોને રાજી કરતો હતો. પરંતુ વિધુમુખીથી એ બાળકોનો આવો વ્યવહાર જરાપણ જોઇ શકતો નહોતો. તે નાનાં નાનાં અણસમજુ બાળકોને પકડી ખૂબ માર મારતી, ધમકાવતી તથા તેમનાપર ગાળોનો વરસાદ પણ વરસાવતી. વિધુને આ પ્રમાણે ગુસ્સે થતી જોઈ બાળકો તેને વધુ ચીડવવાના ઉદ્દેશથી આ પ્રમાણે ગાતા હતાઃ—

" વિધુમુખિ ! આવું સુંદર સ્વરૂપ મળ્યું તને ક્યાંથી ?
વિધિએ વિપરીત રીતે કરી સૃષ્ટિ તારી શાથી ?
મૂર્ખ થઈ તું તુજ અમૂલ્ય માનવજન્મ ગુમાવે કાં એળે ?
નિરખી મૂર્ખાઇ તારી જોવા મળે લોકો ટોળે ને ટોળે.
અહા ! શું સુંદર સ્વરૂપ મનોહર તારૂં, જાણે જાંબુ કાળું ન્યારૂં;
આવા અનુપમ તારા રંગનો બહાર જાણે કોયલાનું વગારૂં.

ઓષ્ઠાધર મધુર તારા તણી શોભા નિરખી હાડકું મન મારે;
દંત મનોહર હાથી સમ નિહાળી ગજાનન ત્રાહિ પુકારે.
નાસિકા નમણી નિરખી તાલતરુ પણ નિજ હાર સ્વીકારે;
વળી ચરણ પદ્મ, રૂપની હદ, જુતા પણ ધન્ય તેથી માને;
આંખો અતિ, ઉંડી જાણે ભીંતમાં ગોખનું બારૂં;
કઠોર સ્વર સુણી તારો હારે કાગ આદિ પંખેરૂ.
તુજ રૂપ તણી વ્યાખ્યા કરતાં ભેજું જાય કમ્પી;
ચુડેલ, ડાકિની કે પિશાચિની પણ તને નિરખી ઝંપી. ”

બાળકોએ ઘણા દિવસ સુધી વિચાર કર્યા પછી આ ગાયન રચ્યું હતું, પરંતુ વિધુમુખીના સાંભળવામાં તે આજેજ આવ્યું. એ સાંભળીને તે તેમના દાદાના દાદાની પણ ખબર લેવા માંડી. છોકરાઓ પર તેણે મુષળધારે પડતા વરસાદની પેઠે ગાળો વરસાવવા માંડી. બાળકો તેની ગાળોને ધ્યાનમાં ન લેતાં તેને વધુ ગુસ્સે કરવાના ઉદ્દેશથી તાળોડા પાડી કૂદવા માંડયા, એથી વિધુમુખીના કોપની હદજ ન રહી. તેણે બાળકોપર પત્થર ફેંકવાની શરૂઆત પણ કરી દીધી.

ગમે તેમ હો પણ વિધુને રાજા રતિકાન્તરાય પાસે પોતાના તે ઝેરીલા સ્વભાવને છુપાવી રાખવો પડતો હતો. રાજાને જોતાંજ તે મોટો ઘુમટો તાણી લેતી તથા મહારાણી હોવાનો ડોળ પણ દેખાડતી. તે સમયે વિધુ એક કુળવધુથી પણ ડાહી બની જતી. તારાસુંદરી પાસે પણ વિધુની નમ્રતા, સ્નેહ અને ભક્તિની સમાજ નહોતી. માયાવિની વિધુમુખી આવી રીતે માયાની જાળનો વિસ્તાર કરી રાજાના પરિવારનો સ્નેહ મેળવતી !



પ્રકરણ ૬ ઠ્ઠું

## પરમહંસ પરમાનંદ સ્વામી



યાગ તીર્થરાજના* નીચેના ભાગમાં આવેલા ભરદ્વાજ× ઋષિના આશ્રમ પાસે ગંગા તથા યમુનાનો અપૂર્વ સંગમ થાય છે. એક તરફ ભાગીરથીની રૂપાના જેવી સફેદ આકારની તરંગમાળા ઉછાળા મારી રહી છે અને બીજી તરફ કૃષ્ણવર્ણની યમુનાની ઊર્મિમાળા ભયંકર ગર્જના કરી દશે દિશાઓને કમ્પાવી રહી છે. તે હરિ તથા હરના સંમિલનની અપૂર્વ શોભાનું દર્શન થતાં મનુષ્યનું મન સહજમાંજ મોહિત થાય છે. લીલામયી ભાગીરથી નાચે છે, કૂદે છે, ઉછાળા મારે છે, ધીમે ધીમે વહે છે અને વળી પાછી તરત પોતાના તરંગોનો વિસ્તાર કરી યમુનાપર ધસી જાય છે. યમુના હસતી હસતી, નાચતી નાચતી બમણા પરાક્રમથી ભાગીરથીપર પડી પૂર્વના કોપનો પરિશોધ કરે છે. પોતાના પરાક્રમનો પરિચય આપવાનો પ્રયત્ન કરે છે.

---

* પ્રયાગ એ આર્યોનું એક પરમપવિત્ર તીર્થ છે અને ત્યાં ગંગા, યમુના તથા સરસ્વતીનો સંગમ થાય છે, એટલે એને તીર્થરાજ પણ કહેવામાં આવે છે. सतीर्थराजो जयति प्रयागः એવી જે એક ઉક્તિ છે, તે સંપૂર્ણ રીતે સત્યજ છે. એ ત્રણ નદીઓનું સંગમસ્થાન છે. જે સ્થળે ત્રણ નદીઓનો સંગમ થાય છે, તેને ત્રિવેણી કહેવામાં આવે છે અને ત્રિવેણી તીર્થનું મહાત્મ્ય પણ અપૂર્વ ગણાય છે. જેમકે, "त्रिवेणी शङ्गमो यत्र तीर्थराज स उच्यते । એ તીર્થમાં મુંડનજ પ્રશસ્ત ગણાય છે. એનું હાલનું નામ અલ્હાબાદ અથવા અલાહાબાદ છે. કોઇ કોઇ એવું અનુમાન પણ કરે છે કે, મહાભારતમાં વર્ણવેલું વારણાવત નગર આ સ્થાનેજ હતું.

પ્રયોજક

× "ભરદ્વાજ એક મહા સ્વનામખ્યાત મુનિ અને બુદ્ધિના અધિષ્ઠાતા બૃહસ્પતિના પુત્ર હતા, મહારાજ ભરત દ્વારા તેઓ પોષાયા હતા. એમણે પ્રયાગમાં પોતાનો આશ્રમ સ્થાપ્યો હતો અને એ આશ્રમમાં રહી ઉગ્ર તપશ્ચર્યા કરી ધર્મના માર્ગમાં યથેષ્ટ ઉન્નતિ

એ બન્ને તરંગિણીઓની ક્રીડાભૂમિને ઓળંગી સહજ આગળ જતાં ઝુસિ નામક એક નાનો પર્વત આવેલો છે. પ્રયાગની છેક નજીકમાં હોવા છતાં પણ ઝુસિ તદ્દન શાન્ત, એકાન્ત અને નિર્જન સ્થાન છે. જાણે નિદ્રિત ઝુસિ સુરતરંગિણીની અમય ગોદમાં આશ્રય લઇ, અનંતનિદ્રામાં અભિભૂત થયું છે અથવા તો ઉંઘી ગયું છે. કોઇ કોઇ વેળાયે કેટલાક મહાપુરુષોના આગમનથી ઝુસિ જાગૃત થાય છે, પરંતુ તે જાગરણ પણ કેવળ મહાત્માઓના શિષ્ય તથા આસ્તિક [illegible]ને માટેજ થાય છે. અહી કોઇપણ વિકારી સંસારી આવી શકતો નથી. અરે, એમના શૂન્ય હૃદયમાં આવા પવિત્ર સ્થાનમાં આવવાની કલ્પના પણ ઉદ્ભવતી નથી. જેઓ અટલ અને અચલ હિમગિરિ જેવા હૃદયના મહાપુરુષો હોય છે, જેમના હૃદયમાં સંસારની લેશમાત્ર પણ વાસના હોતી નથી, જેમનું ચિત્ત ચંચળતાના પ્રવાહમાં ઘસડાતું નથી, જેમના મનમાં આડંબરનો અંશ માત્ર પણ હોતો નથી. જેમના હૃદયમાં મલિનતાનું અસ્તિત્વ પણ હોતું નથી, તેવા સિદ્ધ, સાત્વિક અને તેજસ્વી મહાત્માઓ અથવા તો યોગીજનોજ આ સ્થાનમાં આવી શકે છે. ખરૂં કહીએ તો ઝુસિ એ એક મહા પવિત્ર અને પુણ્યભૂમિજ છે.

આજે મહાપુરુષ પરમાનંદ સ્વામી પરમહંસદેવ ઝુસિ પહાડની રમણીય ભૂમિમાં પધાર્યા હતા. ઝુસિ આજે પવિત્ર પુરુષથી પવિત્ર બની ગયું હતું. સ્વામીજી હિમાલય પર્વતની ગુહાઓમાંજ નિરંતર વસતા હતા. છતાં પણ શિષ્યો અને ભક્તજનોના આનંદની વૃદ્ધિ કરવા માટે વખતો વખત નીચે ઉતરી આવતા હતા. સ્વામીજીની તેજસ્વિતાની સીમાજ નહોતી. તેમના ઝુસિ આવ્યા પછી શહેનશાહ

---

મેળવી હતી. એમના સંબંધમાં એવું કહેવામાં આવે છે કે, જે સમયે તેમણે તપશ્ચર્યા માટે હિમાલય પર્વત તરફ પ્રયાણ કર્યું, તે સમયે અપ્સરા ધૃતાચીનો સાક્ષાત્ થવાથી તથા તેનું અપૂર્વ સૌંદર્ય નિરખવાથી તેમના મનમાં મોહ ઉત્પન્ન થયો હતો અથવા તો તેમનું મન વિચલિત થયું હતું અને એના પરિણામેજ મહા વિખ્યાત દ્રોણાચાર્યનો જન્મ થયો હતો. ભગવાન રામચંદ્રે અયોધ્યાનો પરિત્યાગ કરી વનમાં જતી વેળાયે, એમના આશ્રમના આતિથ્યનો સ્વીકાર કર્યો હતો, એવો મહાકવિ વાલ્મિકી કૃત રામાયણમાં પણ ઉલ્લેખ કરવામાં આવ્યો છે. ભરદ્વાજ મહા તેજસ્વી અને ધર્માનુરાગી ઋષિ હતા."

પ્રયોજક

અકબર બાદશાહ પણ ગુપ્તવેશ ધારણ કરી મહાત્માનાં દર્શનથી પોતાના દેહને કૃતાર્થ કરવા માટે વારંવાર આવ્યા કરતો હતો. શાહજાદો સલિમ અને બીજા કેટલાક અમીર ઉમરાવો પણ તેમનાં દર્શનની અભિલાષાથી અહર્નિશ આવતા હતા. તેમનો સર્વનો ઉદ્દેશ કેવળ સ્વાર્થ સિવાય બીજો કશો પણ નહોતો. તેઓ સ્વામિજી પાસેથી પોતાના ઐહિક સુખમાં વધારો થાય એવો આશીર્વાદ મેળવવાના આકાંક્ષી હતા. તેમના શિષ્યોમાંના ઘણાખરા શિષ્યો, જ્યોતિષ, વિજ્ઞાન, આયુર્વેદ, સાંખ્ય, પાતંજલ આદિ સર્વ શાસ્ત્રોમાં મહા નિપુણ અને વિખ્યાતિ પા[illegible] હતા. તે શિષ્યો જે કાંઈ કહેતા અથવા કોઈ પણ વિષયનો [illegible] લાવતા તેમાં બીજા કોઈ મહા પ્ર[illegible] વિદ્વાનથી પણ કશી ખા[illegible] શકાતી નહોતી. [illegible]મિજીએ શિષ્યોને જીવનનો હેતુ શો હોવો [illegible] અને મનુષ્યનું [illegible] કેવા પ્રકારનું ઉત્તમ અને આદર્શ હોવું જોઈએ, એ પણ ઘણુંજ સારી રીતે શીખવી દીધું હતું.

અ[illegible]ણ્યથી ઘેરાયલા ઝુસિ પર્વતના છેવટના ભાગમાં આવેલા એક વિશા[illegible] વટવૃક્ષ તળે દિગંબર સંન્યાસી પરમાનંદ સ્વામી વિરાજમાન [illegible] નજીકમાં કાંમલ બિછાવી શિષ્ય તથા શ્રદ્ધાળુજનો બેઠા હતા [illegible]મયી જાન્હવી ખળખળ શબ્દનો નિનાદ કરી ઋષિના ઉપદેશને [illegible] આપતી મૃદુમંદ ગ[illegible] ધીમે ધીમે ચાલી જતી હતી. શિષ્યો તથા શ્રોતાઓ સંન્યાસીના [illegible]દેશનું શ્રવણ કરવા માટે આતુરતાથી [illegible] જોતા બેઠા હતા.

આજકાલ સ્વામિજીની આસપાસ કેટલાંક ટોળાંઓ આવી [illegible]મ-ચ્યાં હતાં. એ ટોળાંઓ પણ સંન્યાસીઓનાજ હતાં. પરંતુ તે સર્વ સંન્યાસીઓ કાંઇક આંડબરને વિશેષ પ્રિય માનનારા હતા. જૂઠો ડોળ દેખાડી જગતની આંખમાં ધૂળ નાંખવાનાજ તેમની દાનત હતી.

આજે [illegible] હજારો બ્રાહ્મણોને ભોજન કરાવતા હતા, કોઇએ પાંચ હજાર સંન્યાસીઓની દાલ રોટીનો બંદોબસ્ત કરાવી આપ્યો હતો. કોઇએ અન્નક્ષેત્ર ઉઘાડયાં હતાં, કોઇએ કુવા—વાવ આદિ જળાશયો બંધાવવાનું શરૂ કર્યું હતું. આ સર્વ કાર્યો જન સાધારણના સમુદાયમાંથી સંગ્રહેલા દ્રવ્યદ્વારા થતાં હતાં. કોઇ કોઇ વેળાયે એકાદ બે ધનાઢ્ય પુરુષોએ આ પહેલાં પણ પોતાનાં નામો અમર કરવાના ઉદ્દેશથી આવાં કાર્યો આદર્યા હતાં. એથી આજ સુધી અનેક લોકો તેમના નામોનું સ્મરણ કરી ધન્ય ધન્યનો પોકાર કરી રહ્યા હતા.

અમારી માન્યતા પ્રમાણે તેવા પુરુષોએ જે કાંઇ સત્કર્મો કર્યાં હતાં અને હજી પણ કરાવતા હતા. એમાં સ્વાર્થની શૂન્યતાને સર્વથા અભાવ તો નહોતોજ. આ લોકમાં પ્રશંસા તથા પરલોકમાં સ્વર્ગ પ્રાપ્ત કરવાની આકાંક્ષાથી ભરેલા એ સર્વજનોમાં સ્વાર્થનું પ્રમાણ સોળેસોળ આના જોવામાં આવતું હતું એથી એ લોકોને અમારાથી સ્વાર્થશૂન્ય શી રીતે કહી શકાય ? ... તેમ હો, એ સર્વ ઘોર ધર્મના અભિમાની સાધુઓ સ્વામી પરમાનંદજીને કામનાશૂન્ય તથા વાસનાથી વર્જિત રહેલા જોઇ, તેમને ...બુદ્ધિ વાળા કહીને તેમનો અત્યંત ઉપહાસ કરતા હતા. અરે એ, પવિત્ર મહાત્માપર ઘૃણાની વૃષ્ટિ વર્ષાવ્યા વિના પણ રહી શકતા નહોતા. પરંતુ બાદશાહના આવવા જવાના સમાચાર સાંભળી તેમના હૃદયમાં ભરાઇ રહેલી ઇર્ષારૂપી પિશાચિકા અદૃશ્ય થઇ. તેમનો મલિનભાવ દૂર થયો. ... તે સર્વ સાધુઓ આવીને સહસ્રમુખથી સ્વામિજીની પ્રશંસા કરવા લાગ્યા. તેઓ સ્વામીને ઇશ્વરના અવતાર તથા સાક્ષાત્ ઇશ્વર સુદ્ધાંત ... લેશમાત્ર પણ કુણ્ઠિત થયા નહિ. પણ જેમની પાસે પ્રશંસા ... નિંદા ઉભય સમાનજ હતાં, તેવા સદ્‌ગુણી સ્વામીજીએ સર્વ સ...ની પ્રશંસાને હસવામાંજ ઉડાવવા દીધી. જેઓ વિષ્ટા અને ... બન્નેને સરખાંજ ગણતા હોય, તેઓ હસવા સિવાય બીજું શું કરે

કેટલાકો એવો પ્રશ્ન ... પૂછી શકે તેમ છે કે, અકબર બાદશાહ યવન હોવા છતાં સ્વામિજી તેને આશ્રય શા કારણથી આપતા હતા? પણ એ પ્રશ્ન કાંઈ વિશેષ ...ભિરતાપૂર્ણ નથી. કારણ કે જો સ્વામીજીની ઇચ્છા અકબરશાહને પોતાના આશ્રમમાં પ્રવેશ કરવા દેવાની હોત તો, તેઓ તેમ પણ કરી શકત. પરંતુ તેમને સંસારી તથા વિરાગી, બુદ્ધિમાન તથા મૂર્ખ હિન્દુ તથા યવન આદિ સર્વ સમાનજ હતા. અકબરના આગમન અથવા અનાગમન સાથે તેમને શો સબંધ ? અકબર આવીને જો પોતાના આત્માને તૃપ્ત કરતો હોય તો ભલે કરે. તેને પાછો કાઢવાથી તેના મનમાં ક્લેશ થાય, એવું નિરર્થક કારણ સંસાર ત્યાગી સંસારી શા માટે આપે? તે ઐશ્વર્યશાલી બાદશાહ શું સ્વામીજીના મનમાં કદી ઐશ્વર્યની લાલસા ઉત્પન્ન કરી શકશે ખરો કે? નાન્હ્યપિ નહિ અકબરશાહમાં તેતો કશી શક્તિજ નહોતી. આ સર્વ કારણોથી સ્વામીનાં દર્શનને માટે સદા આકાંક્ષ રહેતાં હતાં. અમારા પ્રથમ વર્ણવેલા બન્ને સંન્યાસીઓ સ્વામીના આવવાના સમા-

ચાર સાંભળી, ગૂસિરસ્થાનમાં આવી પહોંચ્યા. તેઓ સ્વામી પાં
આવી સાષ્ટાંગ પ્રણામ કરી એક કોરાણે ઉભા રહ્યા.

સ્વામીજીએ અત્યંત સ્નેહભરેલા શબ્દોથી કહ્યું:

"વત્સ! યોગજીવન આવ્યો છે કે? આટલો બધો વિલંબ કે
થયો વારૂ?"

યોગજીવને ઉત્તર આપ્યો:—

"દેવ! આજકાલ બંગાળા, બિહાર અને ઓઢીયાનાં એક પ્રકા
રની અંધાધુંધી છવાઇ ગઇ છે. દેશમાં સર્વત્ર મારામારી અને કલે
શનું જોર વધી પડ્યું છે. પ્રભુ! એ સર્વ કારણોથી તે સ્થળે જવામ
મને મહા વિડંબના નડી હતી. ખરેખર એ માર્ગ ઘણોજ વિષદમ
છે. સામાન્ય મનુષ્યથી ત્યાં પ્રવેશ પણ કરી શકાય તેમ નથી."

સ્વામીજીએ સ્નેહભર્યા સ્વરથી પૂછ્યું:—

"ભાઇ! સંસારત્યાગી સંન્યાસીને શો ભય છે? સંન્યાસી
શું અનિષ્ટ થઇ શકે તેમ છે?"

યોગજીવને ઉત્તર આપ્યો:—

"સંન્યાસીને કશી પણ વિપત્તિ હોઇ શકે જ નહિ, એ ખરૂં છે
પરંતુ ગૃહસ્થનું જીવન તો પ્રત્યેક પળેને પળે સંકટમાંજ સપડાયલ
જોવામાં આવે છે. વળી યવનો પાસે ગૃહસ્થ કે સંન્યાસી આદિ કો
ઇનો પણ વિચાર હોતો નથી. તેઓ અતિ ક્રૂર સ્વભાવના હોય છે
તેમના હૃદયમાં દયાનો અંશમાત્ર પણ હોતો નથી."

સ્વામીજીએ કહ્યું:—

"ત્યારે એ પ્રદેશોના લોકો એનો પ્રતિકાર કરવાના કશાપણ
ઉપાયો કેમ યોજતા નથી?"

યોગજીવને ઉત્તર આપ્યો:—

"પિતાજી! તેઓ હાલમાં મુગલોના પક્ષમાં જઈ મળ્યા છે
વળી મેં એમ પણ સાંભળ્યું છે કે, મુગલોને બોલાવવા માટે ત્યાંના
કેટલાક આગળ પડતા માણસોએ દૂત પણ મોકલ્યો છે."

સ્વામીજીએ કાંઇક વિચાર કરી કહ્યું:—"આપરથી સ્પષ્ટ જણાય
છે કે, તેઓ હવે ભયમાંથી સર્વથા છૂટા થશે અને તે સાથે સુખને
પણ સાક્ષાત્કાર કરી શકશે."

યોગજીવને કહ્યું:—

"ગુરુદેવ ! એ બન્ને કોમ લગભગ સરખીજ છે. એક ભસ્મ છે, ત્યારે બીજી રાખ છે. એમાં કોનાં વખાણુ કરવાં ? બન્નેના દોષો તથા ગુણો પણ એક સરખાજ છે. પઠાણો કરતાં જુલ્મ અને દગો કરવામાં મુગલો પણ કોઈપણ રીતે ઉતરે તેવા નથી. એકજ વૃક્ષનાં બન્ને ફળ છે, માટે એક મીઠું અને બીજું કડવું હોય, એમ કદાપિ બની શકેજ નહિ. મારી ધારણા પ્રમાણે તો મુગલ અને પઠાણોમાં કશો પણ ભેદ નથી. જો એ પ્રદેશના લોકો પઠાણરૂપ બકરાંને કાઢવાનો પ્રયત્ન કરશે, તો મુગલરૂપ ઉંટ આવી પેસી જશે. પ્રભુ ! અત્યારે બંગ, બિહાર આદિ પ્રદેશોપર વિપત્તિનાં જે વાદળાં ચઢી આવ્યાં છે, તેમાંથી તેનો કોઈ કાળે પણ નિસ્તાર થાય તેમ લાગતું નથી. પરાધીનતાની બેડીમાં પડેલા તે પ્રદેશોને સ્વાધીનતાની ઝાંખી થાય એવો કશો સંભવ પણ રહેતો નથી."

સ્વામીજીએ કહ્યું:—

"તેમ છતાં પણ હાલ તરત જે ઝગડો જાગ્યો છે, તેમાં તો તે લોકો દ્વારા કાંઈક પણ સહાયતા અવશ્ય મળી શકે તેમ છે. વરુના મુખમાં આવી પડેલા બંગ, બિહારનો ઉદ્ધાર પણ થઈ શકે તેમ છે. પણ આ તમારી સાથે આવેલો નવયુવક કોણ છે વારુ ?"

યોગજીવને જવાબમાં અતિ નમ્રતા સહિત જણાવ્યું:—

"એ મારા સહોદર સમાન છે. હજી સૂધી એણે સંન્યસ્ત ગ્રહણ કર્યું નથી. એ સંન્યાસી નથી."

સ્વામીજીએ આતુરતાથી પૂછ્યું:—

"ત્યારે એણે સંન્યાસીનો વેશ શા માટે ધારણ કર્યો છે વારુ ?"

યોગજીવને ઉત્તર આપ્યો:—

"આપત્તિ આવી પડવાના ભયથી મેં એને સંન્યાસીના વેશમાં સજ્જિત કર્યો છે. માટે આપ કૃપા કરી હવે પછી એને આપના એક શિષ્ય તરીકેજ સર્વત્ર ઓળખાવશો."

સ્વામીજીએ કહ્યું:—

"જો એને દ્રવ્યના સંબંધમાં ઉન્નતિ કરવાની ઇચ્છા હોય, તો હું અકબરશાહ પાસે એને માટે ભલામણ કરું. અકબરના આશ્રયથી એનો વાળ પણ કોઇથી વાંકો થઈ શકશે નહિ."

યોગજીવને કહ્યું:—

" પ્રભુ ! અકબરશાહ પાસે ભલામણ કરવાની શી જરૂર છે ? તેના અનેક સભાસદો આપના ચરણોની પવિત્ર રજને પ્રાપ્ત કરવાના હેતુથી નિરંતર આપની પાસે આવે છે; તેમાંના કોઇ એક સારા સભાસદ પાસે પણ આ યુવકની ભલામણ કરશો તો ચાલી શકશે. આપના અનુગ્રહથી સર્વ કાંઇ શુભજ થઇ શકશે, એવી મને સંપૂર્ણ આશા છે. આ યુવક એક ઘણોજ ભલો અને સદ્દગુણી પુરુષ છે. હું ભવિષ્યમાં આપને એનો બધો વૃત્તાંત કહી સંભળાવીશ, એ પરથી આપને એની કુલીનતા તથા હાર્દિક ઉચ્ચતાનો સમ્પૂર્ણ પરિચય મળી શકશે. હમણાં તો તે બાપડાનો માર્યો ઘણોજ આપત્તિમાં આવી પડ્યો હોવાથી, મેં એના રક્ષણનો ભાર મારા શિરપર વ્હોરી લીધો છે. "

સ્વામીજીએ કહ્યું:—

" બહુ સારૂં, તમે જે કાર્યને તમારા શિરપર વ્હોરી લીધું છે, તે અત્યંત મહત્વનું કાર્યજ છે, હું પણ તમારા કાર્યમાં યથેષ્ઠ સહાયતા આપીશ. જાઓ, તમે આહારાદિ કરી આરામ લો. "

---

## પ્રકરણ ૭ મું

### સમરેન્દ્રનારાયણ



વે અમે અમારા પૂર્વવર્ણિત નવીન સંન્યાસીને સમરેન્દ્રનારાયણના નામથી ઓળખાવીશું. સ્વામીજીએ બાદશાહ અકબરશાહના પરમપ્રિયપાત્ર રાજા વિક્રમજિતસિંહને યોગેન્દ્રનારાયણને માટે યોગ્ય ભલામણ કરી. વિક્રમજિતસિંહે સ્વામીજીના અનુરોધથી તેને બાદશાહની લડાયક શાળામાં દાખલ કરાવી દીધો. ત્યાં યોગ્ય શિક્ષણ મેળવ્યા પછી રાજાએ તેને બાદશાહના ઉર્દુ તથા ફારસી દફતરખાનાના એક અધિકારી તરીકે નીમી દીધો. એ ઉપરાંત તે ફારસી તથા અરબ્બી ભાષામાં યોગ્ય જ્ઞાન પ્રાપ્ત કરી શકે, એટલા માટે એક પ્રખ્યાત મૌલ્વી રાખી આપવાની વ્યવસ્થા પણ કરી આપી. યોગેન્દ્રનારાયણે જ્યારે લડાયક વિષયોમાં સંપૂર્ણ જ્ઞાન સંપાદન કરી લીધું. ત્યારે રાજા વિક્રમજિતસિંહે

સ્વામીજીની સલાહ લઇ યોગેન્દ્રનારાયણ નામ બદલાવીને, સમરેન્દ્ર-નારાયણ નામ રાખ્યું. સમરેન્દ્રનામને શોભાવે તેવા સર્વ સદ્‌ગુણો તેનામાં આવી વસ્યા અને તે એક મહા રણકુશળ યોદ્ધા તરીકે આખા દેશમાં વખણાવા લાગ્યો. 'યથા નામા તથા ગુણા,' સૂત્રનો તેણે સાક્ષાત્કાર કરાવ્યો.

બાદશાહી દરબારમાં વારંવાર નિશાન તાકવાની પરીક્ષા થતી હતી અને આજે પણ નિત્યના નિયમ પ્રમાણે પરીક્ષાનો દિવસ આવી લાગ્યો હતો. બાદશાહની પરમપ્રિય લડાયક શાળામાં અનેક ધનુષ-ધારી, અસિધારી વિદ્યાર્થીઓ એકઠા થયા હતા. એ ઉપરાંત સેના-પતિ, મનસબદાર, હવાલદાર, આદી ઉંચા નીચા બધી જાતના લડાયક અનુચરો અને અધિકારીઓ એકઠા થયા હતા. બાદશાહ પણ એ ઉત્સવના આનંદનો ઉપભોગ કરવા માટે આવ્યો હતો.

કાચના એક સ્વચ્છ આયનામાં મીણની બનાવેલી એક મક્ષિકા રાખવામાં આવી હતી. મક્ષિકા ઘણીજ નાની હતી, દૂરથી તે ભાગ્યેજ જોઇ શકાતી હતી.

આજે એવું જાહિર કરવામાં આવ્યું હતું કે:-" જે કોઇ વ્યક્તિ એ આયનાપરની મક્ષિકાને પોતાના તીરથી વીંધી નાખશે, તેને બાદશાહ તરફથી બે હજાર સૈનિકોના અધિપતિનું પદ સોંપવામાં આવશે તથા તે ઉપરાંત બાદશાહના સહી સિક્કાવાળું એક સુંદર પ્રશંસાપાત્ર પણ આપવામાં આવશે. સૈન્યના અધ્યક્ષો અથવા તો તેવાજ બીજા કોઇ જમીનદારોમાંથી એ નિશાન તાકી શકશે, તેને પોતાની પદવીથી વધારે ઉચ્ચ પદવીપરપર પહોંચાડવામાં આવશે." એ જાહિરાતમાં એમ પણ જણાવવામાં આવ્યું હતું કે:—" પ્રથમ જણાવેલી મક્ષિકાનું મસ્તક વિંધતી વેળાએ આયનો અખંડ રહેવો જોઇએ. જો આયનો તૂટે તો તે નિશન તાકનાર બરાબર કુશળ નથી, એમ ઠરાવી, તેને કશું પણ ઇનામ આપવામાં આવશે નહિ."

બાદશાહના ચારે શાહજાદાઓ પણ આજે આ નિશાન તાક-વાની પરીક્ષા આપવા તૈયાર થયા હતા."

કેટલીકવાર સુધી તરેહ તરેહવારની ચર્ચા ચાલ્યા પછી ઉચ્ચ-વર્ગના પરીક્ષકોમાંથી પરીક્ષાનો પ્રારંભ કરવાનો નિશ્ચય થયો. ટોડરમલ, વિક્રમાજિત આદિ ઉચ્ચ પદવીવાળા સેનાપતિઓ પરીક્ષક-રૂપે નીમાયા.

સર્વથી પ્રથમ શાહજાદા મુરાદે, ત્યાર પછી સુલતાન દાનિયલે અને પછી બીજા એક બે બાદશાહના કુટુંબના કુમારોએ નિશાન તાકવાની કોશિશ કરી, પરંતુ તેમની તે કોશિશ નિષ્ફળ નિવડી. પછી સેનાપતિઓ તૈયાર થયા, તેઓ પણ નિરાશ થયા. ત્યારે સર્વના મનમાં નિરાશા ઉત્પન્ન થવા લાગી. હવે કોઈ પણ પુરુષ નિશાન તાકવા આગળ વધ્યો નહિ.

પછી બાદશાહના હુકમ મુજબ લડાયક શાળાના વિદ્યાર્થીઓ આગળ આવ્યા, પરંતુ તેમાંના કોઇપણ વિદ્યાથીથી ધનુષ્ય ઉપાડવાનું સાહસ થઇ શક્યું નહિ. એક ખોરાસાની વિદ્યાર્થીએ ધનુષ ધારણ કરી નિશાન તરફ બાણ ફેંક્યું; પરંતુ તેના તે બાણથી મક્ષિકા અક્ષત રહી ગઈ અને દર્પણના ચૂરેચૂરા થઇ કડકડાટ કરતા જમીનપર આવી પડયા. આ જોઇને સઘળા વિદ્યાર્થીઓએ મસ્તક નમાવ્યાં, સભાના સર્વ લોકો ચકિત થયા અને બાદશાહ ચૂપચાપ ઉભો રહ્યો. ફરીવાર નવા દર્પણપર મક્ષિકાને સ્થાપવામાં આવી. પરંતુ નિશાન તાકે એવો એક પણ પુરુષ રહ્યો નહિ. વિદ્યાર્થીઓ પલાયનનો પથ શોધતા હતા, સૈનિકો, સેનાપતિઓ વગેરે બધા ભીત અને ચંચળ થઇ ગયા હતા. વિક્રમાજિત આમતેમ નજર ફેરવવા લાગ્યો. તેણે જોયું કે, સમરેન્દ્ર નજીકમાંજ ઉભો હતો. રાજા વિક્રમજિતના ઇશારાથી તે છેક નજીકમાં જઇ પહોંચ્યો. વિક્રમજિતસિંહે ધીમા અવાજથી કહ્યું:—" બેટા સમરેન્દ્ર! દરબારના સન્માનની રક્ષા કર. આજનું આ નિશાન તારા વિના બીજું કોઇપણ તાકી શકશે નહિ. "

સમરેન્દ્રે રાજાની આજ્ઞાને શિરોમાન્ય રાખી ધનુર્બાણ હાથમાં લીધાં તથા બરાબર એકાગ્રદષ્ટિ કરી મક્ષિકારૂપ નિશાનને નિહાળી લીધું. તેણે બેચારવાર એવી રીતે નિરીક્ષણ કરી જોયું. છેવટે તેના ધનુષ્યમાંથી એકદમ બાણ છૂટયું અને ક્ષણમાત્રમાંજ ક્ષુદ્ર મક્ષિકાનું મસ્તક ભેદી તે બાણ પાછું જમીનપર આવી પડ્યું તથા દર્પણ જેમનું તેમ અખંડ અને અક્ષતજ રહ્યું.

સભાસ્થળ આ ઘટનાથી ધન્ય ધન્ય શબ્દના ધ્વનિથી ગાજી ઊઠયું. પરીક્ષકો દર્પણ પાસે ગયા. ત્યાં ગયા પછી તેમણે જોયું કે, મક્ષિકાનું મસ્તક વિંધાઈ ગયું હતું. પણ દુર્ભાગ્યયોગે એ વિષયમાં મતભેદ ઉભો થયો. ટોડરમલ્લે કહ્યું:—" મક્ષિકાનું મસ્તક સારી રીતે વિંધાયું છે. "

ખાનખાનમ્ મિરઝા રુસ્તમે કહ્યું કેઃ—"મને આ વિષયમાં સંપૂર્ણ સદેહ રહે છે."

આ સાંભળી રાજા વિક્રમજિતસિંહે કહ્યુંઃ—"મિરઝા સાહેબ! આવા સૂક્ષ્મ વિષયોની મીમાંસામાં આપના જેવા ક્ષીણ દૃષ્ટિવાળા વૃદ્ધજનોએ પરીક્ષક થવું એ પણ સર્વથા અનુચિતજ છે."

મીરઝા સાહેબે એ વાર્તાનો કશો પણ ઉત્તર આપ્યો નહિ.

જે સ્થળે શાહજાદાઓના માનનો ભંગ થયો હતો, સેનાપતિઓને હાર ખાવી પડી હતી, તે સ્થળે સર્વ એકમત થાય, એવો કશો સંભવજ નહોતો. આ જગતમાં જો સર્વદા નિરપેક્ષતા જોવામાં આવતી હોત, તો તેથી જગત્ સ્વર્ગનું સદન બની જાત. પરંતુ એવા સત્યપરાયણ પુરુષો કેટલાક જોવામાં આવે છે? ઘણા ખરા લોકો મોટાનાં બણુમાં ફૂંકવાજ બેસી જાય છે. અહીં પણ તેમજ થયું. રાજા ટોડરમલ, રાજા વિક્રમજિતસિંહ તથા લાલબેગ આદિ સર્વેએ મક્ષિકા વીંધાઇ ગઈ છે, એવો અભિપ્રાય આપ્યો, પરંતુ આસફખી અકબર, એજફખાં, અબ્દર રહેમાન, મહમ્મુદખાં, રાયદુર્ગા વગેરે ઉમરાવોએ સ્પષ્ટ અક્ષરોમાં કહી દીધું કેઃ—"હજી સુધી મક્ષિકા વીંધાઈ શકી નથી."

પહાડખાં અથવા માનસિંહના કાકાએ પ્રથમ તો જોતાંની સાથે એમજ કહ્યુંઃ—"હા, મક્ષિકા વિંધાઇ ગઈ છે." પરંતુ જ્યારે તેણે જોયું કે, શાહજાદાઓ મક્ષિકાનું પતન કરી શકયા નથી અને કેવળ એક સામાન્ય બાળકદ્વારાજ એવું મહત્ કાર્ય થયું છે, ત્યારે તેણે પોતાના પ્રથમના અભિપ્રાયને ફેરવી નાખ્યો. આ જોઇને ટોડરમલે કહ્યું;—"પહાડખાં! તમે પણ આવી રીતે અસત્યવાદીઓના પક્ષમાં મળી જશો, એમ મેં ધાર્યું નહોતું. હું નથી સમજી શકતો કે, વિના કારણ તમે આવી ખુશામદ શામાટે કરી રહ્યા છો. પ્રથમનાં બોલેલાં વચનોને આ પ્રમાણે શા કારણથી ફેરવી રહ્યા છો?"

બાદશાહે અમીર–ઉલ્–ઉમરાવને આ કાર્યનો ભાર સોંપ્યો. તે ઉપરાંત એમ પણ જણાવી દીધું કેઃ—"રાજા ટોડરમલ અને વિક્રમજિતપર મને સંપૂર્ણ વિશ્વાસ છે."

અમીર–ઉલ્–ઉમરાવની મીમાંસાથી સમરેન્દ્રનો વિજય થયો. તેણે

સ્પષ્ટ શબ્દોમાં સમરેન્દ્રનો જય થવાની જાહિરાત આપી. તેણે કહ્યું કેઃ—" મક્ષિકાનું મસ્તક સારી રીતે વિંધાયું છે. "

આ સાંભળી સભાસદનમાં પુનઃ કોલાહલ વ્યાપી ગયો. સર્વ જનો એકી સાથે સમરેન્દ્રના જયની ઘોષણા કરવા લાગ્યા. આશ્ચર્યનો વિષય એ છે કે, શાહજાદાઓએ પણ એ વિષયમાં સમ્પૂર્ણ રીતે ભાગ લેવામાં કોઈ પણ જાતની નાખુશી દેખાડી નહિ. ઉચ્ચવંશનો મહત્ ગુણ એ છે કે, તેઓ અન્યનો અભ્યુદય થતો જોઇને કદાપિ દુઃખી થતા નથી; પરંતુ સંતોષજ પ્રકટ કરે છે. વિરુદ્ધ પક્ષના લોકો સમરેન્દ્રની ઉન્નતિ દેખી ઘણાજ દુઃખી થયા. તેમનાં કાળજાં કંપી ઊઠયાં. સભાસ્થાનમાં નકીબે ઉઠી ઉંચા અવાજે બૂમ મારી કહ્યુંઃ—" દિન દુનિયાના માલિક શહેનશાહ, આજના નિશાન તાકવાના ઈનામ તરીકે સમરેન્દ્રનારાયણને બે હજાર સિપાહીઓના નાયકને બદલે પાંચ હજાર સિપાહીઓના નાયકની પદવીપર નીમવાની ઉદારતા દેખાડે છે. "

સમરેન્દ્ર કુર્નિશ કરતો કરતો બાદશાહની સમીપમાં આવ્યો અને ઘુંટણભંડીએ બેસી બાદશાહની એ અનુપમ ઉદારતાનો અત્યંત કૃતજ્ઞતાપૂર્વક આભાર માનવા લાગ્યો.

એ જોઇ શહેનશાહેહિન્દુસ્તાને ઘણાજ મીઠાશભરેલા અવાજથી કહ્યુંઃ—

" નૌજવાન ! હું તારૂં આજનું કામ જોઇ ઘણોજ ખુશી થયો છું. તેં હિન્દુસ્તાનના કયા મુલ્કને ઉજ્જવલ કર્યો છે ? તારા માતાપિતાનું રહેઠાણ કયા શહેરમાં છે?"

સમરેન્દ્રનારાયણે અત્યંત નમ્રતાપૂર્વક ઉત્તર આપ્યોઃ—

" દિન દુનિયાના માલિક શહેનશાહ અકબરશાહના તાબામાં ન હોય, એવો એક પણ મુલક આપના આનપર ગુલામના જાણવામાં નથી. સાહેબ! આપનો આ નફર આપની ખાસ જાગીરનો એક રૈયત જન છે.

બાદશાહે, અતિશય આનંદિત થઈ કહ્યુંઃ—

" ફારસી તથા અરબ્બી ભાષા સંબંધી તેં કાંઇ પણ જ્ઞાન મેળવ્યું છે ખરૂં કે ?

સમરેન્દ્રે વિનીતભાવથી ઉત્તર આપ્યોઃ—

" શહેનશાહની મેહરબાનીથી હું એ વિષયમાં પણ થોડું ઘણું જ્ઞાન મેળવી શકયો છું. "

આ સાંભળી બાદશાહે ફારસી ભાષાના એકાદ બે વિદ્વાનોની કવિતાઓ ઉચ્ચારી તેનો અર્થ સમજાવવાની સમરેન્દ્રને આજ્ઞા કરી. તે કવિતાઓનો આશય આ પ્રમાણે હતોઃ—

"દિલચિમે બંદી દરેફાની જહાં;
કી જંહારા હમ જહાને દીગરસ્ત;
દર દિલે મિસ્કીને હર બેચાર અય,
શાહરા ગંજે ડેરા નિહાને દીગરસ્ત;
સાકીએ સરમસ્તે યાર આમદા દર જામે મા;
ખેશ ગુદા આશકાર કરદા બશર નામે મા;
બુલબુલે લાહુતીઅમ અઝ ચમને કિબરે યા;
કયદે તબીયત શુદા પિંજરય દામે મા.;
માન દરીં આશીયાં મસ્કને ખુદ કર્દ એમ;
દર હરમે કિબરીયાસ્ત રોઝય ઇકરામે મા.
માઝે ખુદી માંદા એમ દર તુતુકે એહતે જામ;
કાશ હમે બર્કે તદ પરદએ ઇતમામે મા."

સમરેન્દ્રે બાદશાહની આજ્ઞા મળતાંજ પ્રથમ કવિતાનો અર્થ કરતાં કહ્યુંઃ– "નામદાર, શહેનશાહ! આપની કથેલી પહેલી કવિતાનો અર્થ આ પ્રમાણે થાય છેઃ—"તું આ ફાની જહાન (મૃત્યુલોક) વિશે કેમ મન લગાડે છે? કારણ કે, આ જહાનને માટે પણ બીજી એક જહાન (પરલોક) છે. પ્રત્યેક કંગાલ અને બિચારાના હૃદયમાં બાદશાહનો એક ગુપ્ત ભંડાર (આત્મા છે.)"

અને બીજી કવિતાનો આશય અત્યંત મધુર હોઈ બોધપ્રદ પણ છેઃ—"જે યારનો મસ્ત સાકી (પ્યાલો પીનાર) છે, તે અમારા પ્યાલામાં આવી ગયો છે; તે સ્વયં પ્રકટ થયો છે. અને તેણે અમારૂં નામ માનવ રાખ્યું છે. હું (આત્મા) ઇશ્વરના ઉદ્યાનના લાહુત (આસ્માનથી પણ ઉપર એક સુંદર મકાન)નું એક બુલબુલ છું. પ્રકૃતિનું બંધન અમોને જાળમાં ફસાવવાનું પાંજરૂં બની ગયું છે. અમે એ માળામા રહેવા માટે પોતાની સ્વતંત્ર જગા બંધાવી નથી. પણ અમારા યશનું ઉદ્યાન ઇશ્વરી મહાલયો (સ્વર્ગ)માં છે. અમે ખુદીના કારણથી છુપાવાના પડદામાં છુપાઈ ગયા છીએ. પરંતુ જો અમારો કામિલ (જ્ઞાની) બનવાનો પડદો ઉપડી જાય, તો કેવો સૌભાગ્યનો વિષય ઉપસ્થિત થાય!"

સમરેન્દ્રની આવી નિપુણતા તથા વિદ્યાની વિશારદતા જોઈ અત્યંત પ્રસન્ન થઈ બાદશાહે અરબ્બી ભાષામાં લખેલું કુરાન લાવવાની એક અનુચરને આજ્ઞા કરી. કુરાન આવ્યા પછી બાદશાહે સમરેન્દ્રને કહ્યું:-"આ કુરાન વાંચ જોઇએ. આના વાચનથી તારા ભાષાજ્ઞાનનો પરિચય મળી શકશે. હું તને આજ્ઞા કરતો નથી, પણ કેવલ તારી કુશળતા જોવાજ ઇચ્છું છું, માટે કુરાન વાંચી તું અસંતુષ્ટ થઈશ નહિ. મારી માન્યતા પ્રમાણે કુરાન અને પુરાણ સરખાંજ છે."

સમરેન્દ્ર નારાયણે પરમાત્માના નામનું સ્મરણ કરી, હાથમાં કુરાન લઇ ધીમા અવાજથી કહ્યું:-જહાંપનાહ! કુરાન ધર્મનું પુસ્તક છે. શુદ્ધ નામ હિન્દુ હોવા છતાં કુરાન વાંચતાં લેશમાત્ર પણ અચકાય તેમ નથી. ધર્મ પુસ્તકનો અનાદર કરવાથી મને પાપનો સ્પર્શ થવાની સંપૂર્ણ સંભાવના રહે છે. મારા ધારવા પ્રમાણે અમારાં શાસ્ત્રો જેમ અમને પ્રિય છે, તેમ પ્રત્યેક ઇસ્લામી બંધુને પણ આ પવિત્ર કુરાન પ્રિયજ છે. કુરાન વાંચવાથી, કુરાનનું અધ્યન કરવાથી પાપ થાય છે, એવી જૂઠી ધારણાઓ બાંધી બેસનાર હિન્દુઓનો ભયંકર પ્રમાદ થાય છે. કુરાનમાં જે અમૂલ્ય ઉપદેશ છે. તે હિન્દુઓને પણ ગ્રહણ કરવા યોગ્ય છે. હંસની પેઠે સર્વ સ્થળેથી સાર ગ્રહણ કરવાનો હું અભ્યાસી છું. મને કુરાનનો સ્પર્શ કરવામાં અથવા તો તેનું અધ્યયન કરવામાં કશોપણ પ્રત્યવાય નથી."

અકબરશાહ ધર્મના વિષયમાં ઉદાર મતનું અવલંબન કરનાર હતો. તે સમરેન્દ્રની આવી ઉદારતાથી અત્યંત પ્રસન્ન થઈ બોલ્યો:- "યુવક! તારા ઉદારધર્મને માટે મને તારા પ્રતિ ઘણુંજ માન ઉત્પન્ન થાય છે. જ્યારે તને મારી સાથે મળવાની જરૂર પડે ત્યારે તું આ અંગુઠી લઇ મારી પાસે આવજે, એટલે તને કોઇપણ અટકાવશે નહિ." આમ કહી બાદશાહે પોતાના હાથમાંથી એક કીમતી હીરાની અંગુઠી કાઢી તેને આપી. સમરેન્દ્રે કુર્નિશ કરી બાદશાહના હાથમાંથી તે અંગુઠી લઇ મસ્તકપર ચઢાવી અને ત્યાર પછી તેને જમણા હાથની આંગળીમાં પહેરી ફરીવાર બાદશાહને સલામ કરી.

સમ્રાટ્, સમરેન્દ્રની સભ્યતા તથા અદબભરેલું આચરણ જોઇ ઘણોજ ખુશી થયો અને રાજા વિક્રમજિતસિંહને ઉદ્દેશીને બોલ્યો:— "સેનાપતિ! આ અમૂલ્ય રત્ન તમોને ક્યાંથી પ્રાપ્ત થયું છે?"

વિક્રમજિતસિંહે નમ્રતાપૂર્વક ઉત્તર આપ્યો:—

"જહાંપનાહ! સ્વામી પરમાનંદ પરમહંસે આ રત્ન આ તાબેદારને આપ્યું છે. ગુલામ એને પોતાના પુત્રથી પણ વધુ ચાહે છે. એને એનાપર ઘણોજ પ્યાર છે."

બાદશાહ સ્વામીજીનું નામ સાંભળી, તેમનું સ્મરણ કરી બોલ્યો:— "મહાપુરુષના બનાવેલા સકલ પદાર્થો ઉત્તમજ હોય છે. એમની સોબતથી શયતાન પણ દેવ બની શકે છે."

રાજા ટોડરમલે એક પ્રકારની રસિકતા કરવાના હેતુથી કહ્યું:— "રાજા વિક્રમજિતસિંહ! આ યુવક જ્યારે તમારા પુત્રનું સ્થાન સંભાળશે, ત્યારે પછી મારૂં શું થશે?"

વિક્રમજિતસિંહે હસીને કહ્યું:—"તમારો પણ પુત્રજ થશે." આથી સર્વે સભાસદો હસી પડયા.

ટોડરમલ્લ વૃદ્ધ રાજાનું માનની દૃષ્ટિથી જોતા હતા, તેથી ઝંખવાણો પડત્રા છતાં પણ તેણે સર્વની સાથે હસવામાં ભાગ લીધો. વળી રાજા વિક્રમજિતસિંહ ટોડરમલનો બનેવી પણ થતો હતો.



## પ્રકરણ ૮ મું

### નિમક-હરામી



રાજા રતિકાન્તરાયની નૌકાઓ પટણા* શહેરને વટી ગઈ. પટણાના ફોજદારે બાદશાહનું આમંત્રણ પત્ર દેખી તેની આગતાસ્વાગતા કરવામાં કશીપણ ખામી રહેવા દીધી નહી.

---

* પટણા અથવા પાટના બિહાર પ્રાન્તનો એક વિભાગ, જીલ્લો અને શહેર છે. પટણા, ગયા, શહાબાદ, સારણ, ચંમ્પારણ, મુજફ્ફરપૂર, દ્વારભાંગા અથવા દરભંગા એ સાતે જીલ્લાઓ પ્રથમ એકત્ર હતા. ઈ. સ. ૧૯૦૮માં છેલ્લા ત્રણ જિલ્લાઓનો 'ત્રિહુત' નામનો એક નવીન વિભાગ થયો છે. હાલમાં પ્રથમના ચાર જિલ્લાઓના સમૂહને પટણા વિભાગ કહેવામાં આવે છે. પટણા જિલ્લામાં ગંગા અને શોણ એ બે મુખ્ય નદીઓ છે. એ જિલ્લામાં મોટે ભાગે અફીણની પેદાશ થાય છે. પટણા શહેર પાટલિપુત્ર અથવા કુસુમપૂર તરીકે પ્રથમના

રતિકાન્તરાયને જે સ્થળે વિશ્રામ લેવાની ઇચ્છા થતી, તે સ્થાનના ફોજદારને તે ખબર કહેવડાવી દેતો. ફોજદાર સાહેબ નોકર ચાકર તથા જોઇતી વસ્તુઓદ્વારા તેની સારી સરભરા કરી, તેને જોઇતી મદદ કરવામાં કોઇપણ પ્રકારની ન્યૂનતા રહેવા દેતા નહિ.

---

સમયમાં પરિચિત હતું. મેગેસ્થિનિસે એને પાલિબોથ્રાના નામથી ઓળખાવ્યું હતું. તે ઈ. સ. પૂર્વે ૩૦૦માં ગ્રીસના રાજ્ય પક્ષ તરફથી ચંદ્રગુપ્તની રાજધાની પાટલિપુત્રમાં દૂત તરીકે આવ્યો હતો; અને ત્યાં તેણે લાંબો વખત ગાળ્યો હતો; વાયુપુરાણના મત પ્રમાણે મગધરાજ અજાતશત્રુના પૌત્ર ઉદયાશ્વે પાટલીપુત્ર નગરની પ્રતિષ્ઠા કરી હતી. એ અજાતશત્રુ ગૌતમબુદ્ધનો સમકાલિન હતો. ઇ. સ પૂર્વે ૫૪૩ માં બુદ્ધદેવે દેહત્યાગ કર્યો હતો. બૌદ્ધોના વિવરણોપરથી જાણી શકાય છે કે, જ્યારે બુદ્ધદેવ ગંગાપાર થઇને વૈશાલિતામાં જતા હતા, ત્યારે અજાતશત્રુના મંત્રીઓએ "પાટલી"માં એક દુર્ગ બંધાવ્યો હતો. બુદ્ધદેવે કહ્યું હતું કે, એ દુર્ગ ભવિષ્યમાં એક સમૃદ્ધિશાળી નગરીના રૂપમાં બદલાઇ જશે. એ વિવરણપરથી કેનિંગહામ સાહેબ એવું અનુમાન કરે છે કે, અજાતશત્રુ પટણાનગરનો પ્રતિષ્ઠાતા હતો અથવા તો તેણે પ્રતિષ્ઠા કરવાનો પ્રારંભ કર્યો હતો અને ઉદયાશ્વે તેને પૂર્ણ કર્યું હતું. ડીઓડોરસ ( Diodorus ) નામના ગ્રીક લેખકના મતાનુસાર શ્રીકૃષ્ણના ભ્રાતા હિરોક્લેસ ( Herokles ) સમ્ભવતઃ બળરામદ્વારા પ્રતિષ્ઠિત થયું હતું. બીજા કેટલાક ગ્રીક ઇતિહાસકારો પટણાના મૂળ વતનીઓનો 'પ્રાસાઈ' નામથી ઓળખાવે છે પલાશીય અથવા પરાશીય નામનો અપભ્રંશ શબ્દજ 'પ્રાસાઇ,' હોવો જોઇએ. મગધનું બીજુ નામ પલાશ અથવા પલાસ પણ હતું. લૌકિક ભાષામાં 'પટણા' અથવા 'પાટના' 'પાટણ' ( શહેર )માંથી ઉત્પન્ન થયું છે ગમે તેમ હો, પણ અજાતશત્રુ અથવા તેના વંશજોના બનાવેલા પાટલીપુત્રનું અત્યારે નામ નિશાન પણ રહ્યું નથી. ઔરંગજેબનો પૌત્ર આજિમ પટણા તથા બિહારના શાસનકર્ત્તા તરીકે રહેલો હતો; તેથી હાલનું પટણા આજિમાબાદ નામથી એકવાર ઓળખાતું હતું.

પટણા પ્રાંતમાં આવેલા એક બે પહાડોમાંથી શિલાજતુ નામની એક ધાતુ હજી પણ મળી આવે છે. વાસ્તવિક રીતે પટણા ઘણુંજ પુરાતન નગર છે, એમાં જરાપણ સંશય નથી.

પ્રયોજક

આજે કાનપૂર * પાસે રાજા રતિકાન્તરાયનો તંબૂ પડ્યો હતો. આખો દિવસ કોઇને પણ આહાર મળ્યો નહોતો. રાત્રે આહાર અને આરામ કરવાની ખબર આપવાથી ત્યાંના ફોજદારે બધો બંદોબસ્ત કરાવી રાખ્યો હતો.

નૌકામાંથી ઉતરી સહુએ તંબૂમાં આવી આશ્રય લીધો. ઘણાં ખરાં દાસ દાસીઓ આમ તેમ દોડાદોડી કરવા માંડ્યાં. વિધુમુખી દાસી એકવાર આ તંબૂમાંથી બીજા તંબૂમાં અને બીજામાંથી ત્રીજામાં ભટકવા લાગી. તારાસુંદરી ઉંઘી ગઇ હતી, એટલે વિધુ મુખીને કશો પણ ભય રહ્યો નહોતો તે સર્વથા નિર્ભય થઈ ફરતી હતી.

એ સમયે રસોઇ કરનાર નંદલાલ નામના એક બ્રાહ્મણે તેને બોલાવી કહ્યું:—"વિધુમુખિ! તું અત્યારે આટલી બધી ગભરાયલી કેમ

---

* કાનપૂર-સંયુક્ત પ્રાન્તમાંનો એક જિલ્લો તથા મુખ્ય શહેર છે. અંગ્રેજોના અધિકારમાં આવતાં પહેલાં કાનપૂરની કશીપણ પ્રસિદ્ધિ નહોતી. બકસાર અને કોડાર યુદ્ધમાં ઇ. સ. ૧૭૬૪-૬૫માં અંગ્રેજો-દ્વારા અયોધ્યાનો નવાબ સુજાઉદ્દૌલ્લા પરાજિત થવાથી, તેણે અંગ્રેજોને ૫૦ લાખ રૂપિયા વાર્ષિક કર તરીકે આપવાનું કબૂલ કર્યું હતું અને કાનપૂર તથા ફતેગઢમાં અંગ્રેજી લશ્કરનાં થાણાં સ્થાપવાની અનુમાત આપી હતી. ઇ. સ. ૧૮૭૮ માં કાનપૂરમાં અંગ્રેજી લશ્કરની સ્થાપના થઇ હતી. ઈ. સ. ૧૮૦૧ અંગ્રેજોની સાથે નવાબ જે સંધિના સૂત્રમાં બંધાયો હતો તેની શર્ત પ્રમાણે વાર્ષિક કરને બદલે તેણે અમુક જમીન અંગ્રેજોને આપી હતી. અને એ જમીનમા કાનપૂર પણ આવી ગયું હતું. ત્યાર પછી કાનપૂર જિલ્લાના રૂપમાં બદલાયું હતું; ત્યાં સુધી તો તે કેવળ એક નાના ગામડા જેવું સામાન્ય ગામજ હતું.

કાનપૂરમાં ઇ સ. ૧૮૫૭ માં મહા ભયંકર બળવો જગાડી સિપાહીઓએ ઉન્માદ મચાવી મૂક્યો હતો. પેશ્વા બાજીરાવના દત્તક પુત્ર નાનાસાહેબે પણ એમાં સંપૂર્ણ ભાગ લીધો હતો. એણે નિષ્ઠુરતાથી અનેક અંગ્રેજ નર-નારી તથા બાલક-બાલિકાઓનાં ખુન કર્યાં હતાં. અને એમનાં સર્વનાં શબને એક કૂવામાં ફેંકી દેવામાં આવ્યાં હતાં.

જે કૂવામાં અંગ્રેજોની લાશો નાંખી દેવામાં આવી હતી, તે કૂવાના કિનારાપર એક ઇટાનો બનાવેલો થાંભલો રોપવામાં આવ્યો

દેખાય છે ? આજકાલ તારૂં ચિત્ત ચંચળ બની ગયું છે, એનું શું કારણ છે વારૂ ? બધાં ઉંઘી ગયાં છે, છતાં તું આમ દોડાદોડી કેમ કરી રહી છે ?"

વિધુમુખી પુરુષના સત્કારને બહુજ ચાહતી હતી. પરંતુ સ્વાભાવિક કર્કશતાના યોગે તે એવા સત્કારનો એવો જવાબ આપતી કે, જે સાંભળીને સત્કાર કરનારનું શરીરજ સળગી ઉઠતું હતું. તેના મુખમાંથી નીકળતા પ્રત્યેક શબ્દો અગ્નિના અંગારાનીજ ગરમ સારતા હતા

વિધુમુખીએ અત્યારે પણ તેવોજ જવાબ આપ્યો:–" અમે હરીએ ફરીએ કે, ગમે તે કરીએ, એમાં તારા બાપનું શું લૂટાઈ જાય છે. નિર્લજ્જ, નકટા, આવું પૂછતાં તને શર્મ પણ નથી. આવતી ? તું મને પૂછનાર કોણ કે, હું શું કરૂં છું અને શું નથી કરતી ? અમારી ઇચ્છામાં આવે તેમ કરવાને અમે દરેક પ્રકારે સ્વતંત્ર છીએ. તને કશું પણ પૂછવાનો અધિકારજ નથી."

આવાં કઠોર વચનો સાંભળી નંદલાલ અગ્નિનો અવતાર થઈ બોલ્યો:–" નાના મ્હોંથી મોટી મોટી વાતો કરતાં તું શર્માતી નથી, નાદાન છોકરી ? હું એક ઘડીના છઠ્ઠા ભાગમાં તારા હાથ પગ બાંગી નાંખીશ, એ પણ નથી જાણતી ? હવે પછી જો આવાં વચનો બો·

---

છે. એ કૂવાની ચારે બાજૂએ લગભગ દોઢસો વિઘાં જમીનમાં એક બગીચો બનાવવામાં આવ્યો છે. બગીચામાં મૉરચેટિ (Morochette નામના એક શિલ્પના બનાવેલા શ્વેત પત્થરના એક સ્વર્ગીય દૂતની મૂર્તિ સ્થાપવામાં આવી છે. પ્રવેશ દ્વારની દીવાલપર નીચે લખેલાં વાકયો કોતરવામાં આવ્યાં છે:—

"These are they which come out of greate tribulation' કુવાને ફરતી દીવાલોપર આ પ્રમાણે વાકયો કોતરેલાંછે. "Sacred to the perpetual memory of a great Companay of christian people, chiefly women and children, who near this spot were cruelly murderec by the followers of the rebel Nana Dhundhu Panth of Bithur and cast, daying with the dead, into the below on the X V day of July M. D. C. C. C. L. V." પ્રયોજ

-હીશ તો ચાંચડની પેઠે ચોળી નાંખીશ. દીવાની! બધાપર તારો રોષ ચાલી શકતો હશે, પણ અહીં તેમાંનું કશું પણ ચાલી શકશે નહિ. એટલું ખાસ યાદ રાખી લે જે કે આદેવ દોલુલા છે."

વિધુમુખી આથી ચીડાઇને કંપતી કંપતી નંદલાલના ચૌદે પુરુષોનાં શ્રાદ્ધ સાથે પિંડ સમાપ્ત કરી ગાળોનો વરસાદ વરસાવવા માંડી.

નંદલાલે જ્યારે જોયું કે, આ પ્રમાણે ગાળાગાળી કરવાથી કદાચ પોતાનો સ્વામી જાણી જશે અને તેનો ઠપકો સાંભળવો પડશે. ત્યારે તે હૃદયના કોપને હૃદયમાંજ છુપાવીને બેસી રહ્યો. વિધુ ગાળો ભાંડતી ભાંડતી ચાલી જતી હતી, એ સમયે સીતારામ નામના એક સિપાહીએ તેને બોલાવી કહ્યું: " વિધુ ! ઓ વિધુ ! " આથી વિધુના આનંદનો પાર રહ્યો નહોતો.

એ સીતારામને વિધુમુખી હૃદયથી ચહાતી હતી. સીતારામ વિધુના કરતાં ઉંમરમાં ઘણોજ નાનો હોવા છતાં પણ વિધાતાના નિર્બંધથી તેમના બંન્નેમાં સ્નેહ ઉત્પન્ન થયો હતો. પરંતુ સીતારામ ઘણોજ શર્માળ હતો. કદીપણ વિધુ પાસે કોઇપણ પ્રકારનો પ્રબંધ કરવાનું અથવા તો તેને કોઇપણ જાતની સલાહ આપવાનું સાહસ કરી શકતો નહિ. વિધુ જે કાંઈ બોલતી હતી, તે સર્વેને તે ચુપકીથી સાંભળ્યા કરતો હતો. સીતારામ આજે વિધુને એક વાત કહેવાનું વચન આપી આવ્યો હતો. પરંતુ અત્યારે વિધુનો ગરમ મિજાજ જોઇને તેનાથી તે વાત કહી શકાઈ નહિ. ઘણીવાર સુધી વિચાર કર્યા પછી તેણે ઘણીજ મુસ્કેલીની સાથે વિધુ સાથે વાતચીત કરવાની શરૂઆત કરી.

વિધુએ પ્રથમ પૂછ્યું કે:—" કેમ, શું કહો છો ? તમે મને અહીં શા માટે બોલાવી છે ! બપોરે તમે મને જે એક વાર્ત્તા કહેવાનું વચન આપ્યું હતું, તે વાર્ત્તા શી છે વારૂ ?"

સીતારામ વિધુના આટલા બધા સવાલોનો એકી સાથે જવાબ આપી શક્યો નહિ. તે ચૂપચાપ તેના મુખ તરફ જોતોજ ઉભો રહ્યો. એ જોઇ વિધુએ ફરીવાર કહ્યું:—" વિશ્વાસઘાતકતા ? નિમકહરામી ? માલિકનો સર્વનાશ ? ના—ના. મારાથી એમાંનું કશું પણ બની શકશે નહિ."

સીતારામ ગુંચવણમાં આવી પડયો. વિધુને સમજાવવાની શક્તિ

પણ તેનામાં ન રહી. તે ઘણાજ દુઃખસહિત બોલ્યોઃ—"વિધુ, તું તારા ભેજામાં ભરાયલા ભૂતને અળગું કરી એકવાર બરાબર વિચાર કરી જો. જો તું મારા કહેવા પ્રમાણે ચાલશે, તો ગરીબમાંથી અમીર થઇશ, દાસીમાંથી અતુલ ઐશ્વર્યની અધિકારિણી થઇશ. ત્યારપછી તારે સદાને માટે ચાકરી કરવી પડશે નહિ.

વિધુએ એકવાર વિચાર કર્યા પછી કહ્યુંઃ—"ઠીક છે, હું એ વિષયનો વિચાર કરી તમને જણાવીશ."

આજે સીતારામના મુખપરથી શર્મનું તાળું ઉઘડી ગયું હતું, તેથી વિધુની લેશમાત્ર પણ શર્મ ન રાખતાં તેણે કહ્યું કેઃ—"હવે વિચાર કરવાનો સમય રહ્યો નથી. આજે ને આજે એ કામ પૂરૂં કરવું પડશે. આગ્રા નજીકમાં આવી પહોંચ્યું છે. જો આજે આપણું કામ પૂરૂં નહિ થાય, તો પછી તે કદી પણ પૂરૂં થઇ શકશેજ નહિ. જો, આ કાર્ય નિર્વિઘ્ન નહિ કરી શકીએ તો પછી આપણે આપણા દેશભણી પાછાં ફરી શકીશું નહિ. પણ આપણે આપણાપર આવી પડેલા કાર્યમાં ફત્તેહ મેળવીશું, તો આપણને ઘણોજ લાભ મળશે. નોકરમાંથી જમીનદાર થઇશું. ગાડીઘોડા દોડાવીશું અને મનમાનતી મોજમજા પણ ઉડાવી શકીશું. ત્યારપછી સર્વ જનો જાણી શકશે, કે, તું મારી વિવાહિતા પત્ની છે. હું અને તું બન્ને પતિ-પત્ની રૂપે આનંદથી જીવન વીતાડીશું. વિધુમુખિ! કહે જોઇએ કે, એના જેવો આનંદનો વિષય બીજો કયો હોઈ શકે વારૂ?"

વિધુ આ લોભના સાગરમાંથી તરી શકી નહિ. તેણે પ્રલોભનના પ્રબળ પ્રવાહમાં ઘસડાઇને કહ્યુંઃ—"બસ, ત્યારે તો હું આજેજ એ કામ પૂરૂં કરી આપીશ. જ્યાં સુધી મારા જીવમાં જીવ હશે, ત્યાં સુધી તો હું એમાં કશીપણ અડચણ આવવા દઈશ નહિ. પણ અત્યારે કેટલોક સમય વીત્યો હશે? રાત્રિ કેટલોક પ્રહર બાકી હશે વારૂ?"

સીતારામે જવાબ આપ્યોઃ—"રાત્રિ લગભગ બેએક પ્રહર બાકી રહી હોય, તેમ જણાય છે."

"ત્યારે તો ઘણીજ ખુશીની સાથે તે કાર્ય થઈ શકશે!" આમ કહી વિધુ ચાલવા માંડી.

એ સમયે સીતારામે કહ્યુંઃ—"જરા વાર ઉભી રહે. હું જે કાંઇ કહું, તે બરાબર સાંભળી લે. તંબૂના દરવાજાનો આગળીયો ઉઘાડી નાખજે કે, જેથી ધક્કો મારતાંની સાથેજ તે ઉઘડી જાય. આ બધું

કામ ખૂબ સાવચેતીથી કરજો. જરાપણ અવાજ થવા દઇશ નહિ અને આપણું આ કામ કોઈના પણ જાણવામાં ન આવે એની પૂરતી સંભાળ રાખજો."

રાત્રિનો બીજો એકાદ પ્રહર વીતી ગયો, ત્યારે સીતારામ ફરીવાર વિધુની પાછળ ગયો. પરંતુ જ્યારે તેને વિધુનો કશોપણ પતો મળ્યો નહિ, ત્યારે તેણે પોતાના હમેશાં ઉપયોગમાં આવતા સંકેત શબ્દનો ઉચ્ચાર કર્યો. એ સાંભળી વિધુ એકદમ દોડી આવી અને સીતારામને કહેવા લાગીઃ-" વળી પાછા શામાટે આવ્યા ? હજી વખત થયો નથી. છતાં તમે આમ ઉતાવળ કેમ કરો છો ?"

સીતારામે કહ્યું:-ના હવે વખત થવા આવ્યો છે. પણ આપણાં કાર્યનાં બધાં સાધનો તૈયાર છે ને !"

વિધુએ જવાબ આપ્યો:-"હા, બધું તૈયાર છે." આમ કહી તેણે રૂપિયાના સંબંધમાં પૂછપરછ કરી. એ સાંભળી સીતારામ વિધુની પાસે સ્તંભિત બની ગયો. તે રૂપિયાની વાતને નાકબુલ કરી શકયો નહિ. તેણે ઘણાજ ધીમા અવાજથી કહ્યું:-થોડા ઘણા રૂપિયા મળી ગયા છે અને બાકીના આપણને સોંપેલું કામ પતી જતાં મળી જશે. રૂપિયાના વિષયમાં કશીપણ ચિંતાજ નથી."

" લાવો રૂપિયા બતાવો જોઈએ." આમ કહી વિધુએ સાલ્લાનો છેડો પાથર્યો. સીતારામે બધા રૂપિયા તથા મોહોરો વિધુના સાલ્લાના છેડામાં મૂકી દીધી. ત્યાર પછી વિધુએ સીતારામને ત્યાંથી ચાલ્યા જવાની સૂચના કરી અને તે સાથે એમ પણ જણાવી દીધું કેઃ-" જોજો કયાંક ઠગાઈ જતા નહિ. બાકીના રૂપિયા લેવાનું ભૂલશો નહિ."

સીતારામે કહ્યું:-" વારૂ, એમાં કશી પણ અડચણ આવશે નહિ." આમ કહી તે ચાલ્યો ગયો.

રાત્રિનો બીજો પ્રહર વિત્યા પછી બે વ્યક્તિઓ કાળા રંગનો પોશાક પહેરી અંધકારમાં છૂપાતી છૂપાતી ચાલી આવતી હતી. ચાલતાં ચાલતાં તેઓ ચક્કરની માફક ચારે તરફ નજર દોડાવી આસપાસની બાતમી મેળવતી આવતી હતી. કોઇકોઈ વેળાયે તેઓ જરાવાર થોભીને આજુબાજુમાંથી કોઈના આવવા જવાની તપાસ કરવાનું પણ ભૂલતી નહોતી. તે બન્ને વ્યક્તિઓ બહુજ વિચારી વિચારીને આગળ વધતી હતી. તેમની એ હીલચાલ જોતાં સાફ જણાઇ

આવતું હતું કે, તેઓ કોઈ ભેદભરેલા મામલામાં સામેલ થયેલી હતી અને તે મામલાને પાર પાડવાના હેતુથીજ અહીં આવી હતી. તેઓ બન્ને વ્યક્તિઓ રાજા રતિકાન્તરાયની છાવણીનાં દ્વાર પાસે આવી ઉભી રહી. છાવણીના દ્વારપર એ સમયે માત્ર એક પ્રહરીજ ઉભો હતો. અને દીવાનું પણ જોઇએ તેવું તેજ પડતું નહોતું. માત્ર એક રાતને માટેજ વિશ્રામ લેવાનો હોવાથી ફોજદાર સાહેબે પણ જોઇએ તેવો સારો બંદોબસ્ત કર્યો નહોતો.

રતિકાન્તરાય પણ તેવો આડંબર દેખાડવાનું પસંદ કરતો નહોતો. તે ફોજદારનો બંદોબસ્ત જોઈને ઘણોજ પ્રસન્ન થયો હતો. આ સર્વ કારણોથી તંબૂના પ્રવેશદ્વારપર દીપકની સારી વ્યવસ્થા કરી શકાઇ નહોતી. બન્ને વ્યક્તિઓ રાજાના તંબૂની છેક નજીક આવી પહોંચી. જે પ્રહરી દ્વારપર ઉભો હતો, તે આપણો પૂર્વ પરિચિત સીતારામજ હતો. અત્યારે તેનું મુખ પણ બંધ થઈ ગયું હતું.

રાત્રિ ઘોર અંધકારમયી હતી, એટલે તંબૂનો પ્રહરી બહારનો કોઈ પણ બનાવ જોઈ શકે, એવી કશી સંભાવનાજ નહોતી. આગંતુક બન્ને લૂટારાઓએ સીતારામની સાથે કાંઈક સલાહ કરી તંબૂમાં પ્રવેશ કર્યો. તંબૂમાં પેઠા પછી તેઓ તારાના પલંગ પાસે ગયા. તે લૂટારાઓ એવા ચાલાક અને પાકા હતા કે, તેમણે તંબૂમાં કયા વિભાગમાં શી શી વસ્તુઓ પડેલી છે, તથા કયા કયા ઓરડામાં કોણ કોણ રહે છે એ વિષયની બધી બાતમી સીતારામ પાસેથી મેળવી લીધી હતી. તંબૂમાં અત્યારે સર્વ ઉંઘી ગયાં હતાં. આખા દિવસના પરિશ્રમથી થાકીને સર્વ લોટપોટ થઈ ગયાં હતાં, એટલે તેમને ઉંઘ સિવાય બીજું કશું પણ ભાન રહ્યું નહોતું.

વિધુએ આવી બહુજ ધીમા અવાજથી કહ્યું:—"તમો કોઈ પણ જાતનો ભય રાખ્યા સિવાય ખુશીથી એને લઈ જાઓ. મેં તેને જે દવા સુંઘાડી છે, તેની અસર સવાર સુધી જાય તેમ નથી. મારી ધારણા મૂજબ રાત્રે તેની નિદ્રાનો ભંગ થશે નહિ."

આ સાંભળી બન્ને લૂટારાઓએ ચીડાઇને કહ્યું:—"તેં તારા માલિકના ખાધેલા લૂણને ખરેખર હલાલજ કરી બતાવ્યું છે. અમે અમારી આખી જીન્દગીમાં તારા જેવાં નિમકહરામ સ્ત્રી બીજે ક્યાંય પણ જોઈજ નથી. પણ હવે અમને અમારૂં કામ કરવા દે. તારે ઉપ-

દેવા આપવાની કશી પણ જરૂર નથી. અમે અમારા કામને બહુ સારી રીતે જાણીએ છીએ."

આમ કહી તેઓ પોતાનું કામ કરવામાં ગુંથાયા. જોતજોતામાં બીજા પાંચ સાત લૂટારાઓ પણ તે તંબૂમાં આવી પહોંચ્યા. તેઓ ક્ષણવારમાં તારાને તેના પલંગસહિત લઇને ચાલતા થયા. વિધુ-મુખી અજાયબીથી તેમના તરફ જોતી ઉભી રહી.

હાય પાપિયણી વિધુમુખિ! તેં આ શું કર્યું? પૈસાના પ્રલો-ભનમાં પડી તેં તારા સ્વામીની કન્યાને લૂટારાના હાથમાં સોંપી! ચાંડાલિનિ! તને તારા પ્રભુના ખાધેલા અનાજની પણ શરમ ન આવી.?

હાય અનર્થ કરનાર અર્થ! તારે માટે લોકો શું નથી કરતા? તારે માટે નરહત્યા, નારીહત્યા, આઘાત, પ્રત્યાઘાત, જુલ્મ, દગો, પ્રપંચ આદિ સર્વનો પ્રવાહ વહે છે, તારે માટે ભાઈ ભાઇનાં ગળાં કાપે છે, રાજા રાજાઓમાં તકરાર થાય છે, યુદ્ધ સળગે છે. લોહીની નદીઓ વહે છે, તારે માટે માનની હાનિ થાય છે, જ્ઞાનની હાનિ થાય છે, સમ્પત્તિનો ક્ષય થાય છે. તારે માટે અનેક કુળોનું નિકંદન નીકળી જાય છે, અનેક રાજ્યોનો વિનાશ થઈ જાય છે અને અનેક મનુષ્યને વનવાસ પણ ભોગવવો પડે છે. આજે તારા માટેજ ઉમાકાન્તનું સર્વસ્વ ધન, વિજયકુમારની આશાનું રત્ન તારા રત્ન ચોરાઇ ગયું છે. તારા માટેજ દગાની બાજી ખેલાય છે.'

હા ઉમાકાન્ત! આ દારુણ સમાચાર સંભળાતાં તારી શી દશા થશે, તે તું જાણે છે ખરો કે? હાય દૈવિ શૈલબાળા! તારી એકની એક કન્યા તારાસુંદરી આજે લૂટારાના પંજામાં સપડાઇ છે. તારી આંખોની પૂતળી પિશાચોના અધિકારમાં ગઇ છે. તે પાપાત્મા દસ્યુઓ તેની શી ગતિ કરશે? ક્યાં લઇ જશે? તેને બિચારીને કેવી સ્થિતિમાં રાખશે? તે સરળહૃદયા બાલિકા પોતાના ધર્મને, કુળ ગૌરવને શી રીતે બચાવી શકશે.?

વિજયકુમાર! હતભાગ્ય વિજયકુમાર! જે રત્નને કંઠમાં ધારણ કરી તું સર્વ સુખે સુખી હતો, જેની આશાથી તું કોઇ પણ દુઃખ અથવા યાતનાથી દુઃખી થતો નહિ, તેજ તારી ભાવી આશા તથા સુખનો પ્રદીપ આજે હોલવાવા બેઠો છે. તારી હૃદયરાણી તાર

હૃદય રાજ્યને સૂનું મૂકી સદાને માટે તારાથી વિયોગી થવા ચાલી છે તારી સુખ દુઃખની સંગિની આજે દયાહીન રાક્ષસોના સપાટામાં સપ ડાઇને દુઃખના દાવાનળમાં આવી પડી છે.

હા રતિકાન્તરાય! તું સર્વત્યાગી કર્મયોગી હોવા છતાં આવ વિષમ વિપત્તિમાં કેમ આવી પડયો? તારૂં તે અપૂર્વ બળ કયાં ચાલ્ ગયું? ઉમાકાન્તનું સ્થાપન ધન આજે તારી પાસેથી શયતાનો છી નવી ગયા છે. આ પ્રચંડ યાતના તારાથી શી રીતે સહી શકાશે! શ્યામાના હરણથી તું વિચલિત થયો નહોતો, પરંતુ અત્યારે તાર ચિત્તને કાબૂમાં રાખવું તને ઘણુંજ મુશ્કિલ થઇ પડશે. માતાન આનંદ આપનારી, પિતાની પરમ પ્રિયા અને સ્વામીની પરમ સોહા ગિની તારાસુંદરીનું અપહરણ થયું. રતિકાન્ત તથા હરસુંદરીની વ્હાલ કન્યા, શ્યામાની સખી તથા શશીની શિષ્યા તારા લૂટારાના હાથમ ગઇ. તેને લૂટારાના હાથમાં જતી કોઇ પણ અટકાવી શકયું નહિ અરે એ વાત પણ કોઇના જાણવામાં આવી શકી નહિ. સૌભાગ્યન ગોદમાં ઉછરેલી તારા પોતાનો સગાં વહાલાંથી વિખૂટી શી રીતે રહ શકે? જે થવાનું છે, તે થયાજ કરે છે, તેને અન્યથા કરવાની કોઇ નામાં શક્તિજ નથી. જો કોઇનામાં એવી શક્તિ હોત, તો ભગવા રામચંદ્રને વનવાસ ભોગવવો પડત નહિ. અને રામના વનવાસ જ વાના શોકમાં ને શોકમાંજ મહારાજા દશરથને દેહ ત્યાગ કરવો પડ નહિ. રાવણનો સર્વનાશ પણ થઇ ગયો ન હોત અને સતીઓન શિરોમણિ સીતા દુઃખના દરિયામાં ડુબી ગઇ ન હોત કૈકેયીને પણ અનંત દુઃખો વેઠવાં ન પડયાં હોત. પરંતુ ભાવિ પ્રબળ છે, વિધિન સત્તા અપાર છે.



# તૃતીય વિભાગ



## પ્રકરણ ૧ લું

### ચિતોડપર હલ્લો

ઉદયપૂર, જયપૂર, જોધપૂર, બિકાનેર, અલ્વર, પ્રતાપગઢ આદિ ચૌદ પ્રદેશોનો એક રાજપૂતાના પ્રદેશ થયેલો છે. રાજપૂતાનામાં ઉદયપૂર (મેવાડ) વળી એ સર્વ પ્રદેશો કરતાં સર્વાંશ શ્રેષ્ટ ગણાય છે. મેવાડના અધિપતિ મહારાણાના નામથી ઓળખાય છે. બાબર બાદશાહના અમલથી રાજપૂતાના રાજન્યવર્ગની પડતી કરવાના પ્રયત્નો થતા આવ્યા છે. પરંતુ અત્યાર સુધી કોઇ પણ બાદશાહ મેવાડના એ અવિચળ ગૌરવને લેશમાત્ર પણ ખંડિત કરી શક્યો નથી, પોતાના એ પ્રયત્નમાં ઇચ્છાનુસાર ફળીભૂત થઈ શક્યો નથી. મેવાડની ભૂમિ ભારતવાસીઓના ગૌરવની ગરવી ભૂમિ છે, મેવાડનાં ઉંચા ઉંચા પર્વતનાં શિખરો અદ્યાપિ ભારતવર્ષના ગૌરવનું દશે દિશામાં વિજયી નિશાન ફરકાવી રહ્યા છે. રાજપૂતાનાના કોઇ કોઈ નૃપતિએ બાદશાહની અધીનતા સ્વીકારવા છતાં પણ મેવાડની રાજધાની ચિતોડનગર અદ્યાપિ ઉન્નત મસ્તકે ઉદયપૂરની સ્વાધીનતાની ઘોષણા કરી રહ્યું છે! અકબરશાહ દિલ્હીના સિંહાસનપર વિરાજમાન થયો છે અને રજપૂતાનાપર તેની નજર પડી ચૂકી છે. હિંદુસ્તાનના ગૌરવની ભૂમિને તે પોતાને આધીન કરવા માટે અત્યંત આતુર થઇ રહ્યો છે.

દિલ્હીના એટલા બધા નિકટના રાજપૂતાનાનો નૃપતિવર્ગ શૌર્ય, વીર્ય અને સ્વાધીનત્તા પ્રકટ કરી તેના દિલ્લીશ્વરોહવા જગદીશ્વરોહવા નામપર ઝાંખપ લગાડી રહ્યો છે, એ તેને અત્યંત અસહ્ય થઇ પડયું. તે છળ, બળ, કળનું અવલંબન કરીને નૃપતિવર્ગને હસ્તગત કરવા લાગ્યો. ઐશ્વર્યના લાલચુ અનેક રાજાઓ, બાદશાહના એ કપટ-જાળમાં ફસાઈ પડયા છે અને કે બાદશાહની તહેનાતમાં આત્મ સમર્પણ સુદ્ધાં કરી દીધું છે!

અંબર (જયપૂર), મારવાડ (જોધપૂર), ઇત્યાદિ પ્રદેશોના રાજાઓએ અકબરના હાથમાં દુહિતાઓ અર્પણ કરી પ્રચુર સંપત્તિ પ્રાપ્ત કરી છે. કહેવાય છે કે, જોધપૂરપતિએ પોતાની તનયા જોધબાઇને અકબરના હાથમાં સોંપી ચાળીસ લાખ રૂપિયાની આવકવાળી એક મોટી જાગીર મેળવી છે. મેવાડપતિએ એટલા માટે એ સઘળા રાજાઓની સાથે લેવડદેવડ તથા આહાર–વિહારનો વ્યવહાર પણ પરિત્યાગ કરી દીધો છે. એથી રાણાપર અકબરનો આક્રોશ ઘણોજ વધી પડયો છે.

ચિતોડ ઘેરાઇ ગયું છે. બાદશાહ સૈન્યસહિત પરિખા (ખાઇ) પાર કરીને ચિતોડની દીવાલતળે આવી પહોંચ્યો છે. સમરેન્દ્ર નારાયણ આ યુદ્ધમાં સેનાપતિ રાજા વિક્રમજિતના તાબાતળે પાંચ હજાર સૈનિકો સરદાર થઇ લડવા માટે લડાઇના મેદાનમાં આવી ઉભો છે. તે સેનાપતિ વિક્રમજિતનો અત્યંત પ્રિયપાત્ર છે. રાજા ટોડરમલ પણ તેને પ્રીતિની નજરથી જોતો આવ્યો છે અને હજી પણ જૂએ છે. સમરેન્દ્ર યુદ્ધમાં આવ્યો છે ખરો, પરંતુ તેના મનમાં જેવી જોઇએ તેવી પ્રસન્નતા નથી. હિન્દુ થઇને હિન્દુની વિરુદ્ધમાં યુદ્ધ કરવાનું તેને પસંદ પડતું નથી. સમરેન્દ્રે યોદ્ધાનો વેશ ત્યાગીને એક સાધારણ રાજપૂતના વેશમાં શહેરમાં પ્રવેશ કર્યો. દેવી ચતુર્ભુજાનાં દર્શન કરવાની તેને ઘણીજ અભિલાષા થઇ હતી; એથી મંદિરમાં પ્રવેશ કરી તેણે જોયું કે, એક દીર્ઘાકાર બ્રાહ્મણ એકાગ્રમને એક પુરાતન ગ્રંથ વાંચવામાં ગુંથાઈ ગયો છે. સમરેન્દ્રે બ્રાહ્મણને નમસ્કાર કરી ભક્તિપૂર્વક દેવીનાં ચરણોમાં પ્રણામ કર્યા. બ્રાહ્મણ સમરેન્દ્રના તરફ દૃષ્ટિ કરી ફરીવાર ગ્રંથ વાંચનમાંજ ગુંથાઈ ગયો, એ જોઇને સમરેન્દ્રે એ બ્રાહ્મણને ઉદ્દેશીને પૂછ્યું કેઃ—"મહારાજ! આપ શું આ મંદિરના પૂજારી કિંવા પુરોહિત છો ?"

બ્રાહ્મણે વિરક્તિ સહિત ઉત્તર આપ્યોઃ—"હા." પરંતુ પુસ્તકમાંથી આંખો ઉંચી કરી જોયું નહિ. સમરેન્દ્રે એથી પોતાના મનમાં વિચાર્યું કે, "લોભી બ્રાહ્મણ કાંઈપણ પ્રણામી વસ્તુ ન જોવાથી વિરક્ત થયો છે."

આ પ્રમાણે વિચાર કરી ખીસામાંથી બે રૂપિયા કાઢી બ્રાહ્મણના પાસે ઠણુંઠણ કરતા ફેંકી દીધા. બ્રાહ્મણ એથી હદ ઉપરાંત સંતુષ્ટ થઇને વારંવાર તેને આશીર્વાદ આપવા લાગ્યો.

સમરેન્દ્રની કાંઈક ગમત કરવાની ઈચ્છા થઇ, એથી તેણે કહ્યું કે:—"આપના હાથમાં આ કયું પુસ્તક છે ?"

બ્રાહ્મણે ઉત્તર આપ્યોઃ—"આ કુલતત્વર્ધિધીની છે." આ શબ્દો ઉચ્ચારતાંની સાથેજ બ્રાહ્મણની મૂર્ખતા સ્પષ્ટ જણાઈ આવી.

સમરેન્દ્રે એથી એને કહ્યુંઃ—

"આપે હમણાં જે વાત કહી, તેમાં શા શા સમાસ છે, તે આપ કહી શકશો કે ?"

બ્રાહ્મણ—

"द्धिमासे निर्जंति। समास मास मस्नामि ઇત્યાદિ ઇત્યાદિ."

સમરેન્દ્રે હસતાં હસતાં કહ્યુંઃ—"વ્યાકરણમાં આપનો વિલક્ષણ અધિકાર જણાય છે."

બ્રાહ્મણ—

"શું મારી સાથે મશ્કરી ? મેં પાઠશાળામાં અધ્યયન કરીને વિદ્યાવારિધિનો ઉપાધિ પ્રાપ્ત કર્યો છે. હું કોણ છું. એ લોકો......"

"વિદ્યાવારિધિને બદલે ચતુઃસાગરનો ઉપાધિ મળ્યો હોત, તો વળી એનાથી સારૂં થાત." સમરેન્દ્રનારાયણે બ્રાહ્મણને સંબોધીને કહ્યું.

બ્રાહ્મણે કહ્યુંઃ—

"અરે મૂર્ખ ! સાગર શું ચારજ છે? સાગર તો સાત છે; लवणेक्षु सुरासर्पिः दधिदुग्ध जलान्तकाः। મારી સાથે મશ્કરી ?"

સમરેન્દ્રે કહ્યુંઃ—

"મહાશય ! હવે હું સમજી શકયો છું કે, આપ એક મહા પંડિત છો; હું મૂર્ખ છું એથી આપના મહિમાને શી રીતે સમજી શકું ? આવી વિદ્યા હોવાથીજ આપ દેવી ચતુર્ભુજાના પૂજારી-પુરોહિત થઇ શકયા છો."

બ્રાહ્મણ આ વાતથી ઘણોજ સંતુષ્ટ થઇને માથાપર હાથ ફેરવવા લાગ્યો.

આ હસ્તીમૂર્ખ બ્રાહ્મણ કેવી રીતે ચતુર્ભુજાના પુરોહિતપદપર નિયુક્ત થયો, એવો વિચાર આવતાં સમરેન્દ્ર ચમકી ઉઠયો. પરંતુ તે ભાવને દબાવી દઇને તેણે બ્રાહ્મણને ફરીવાર પાછું પૂછ્યુંઃ— "બ્રાહ્મણ મહારાજ ! આપના મહારાણાએ અત્યારની ચાલૂ લડાઇમાં શી શી તૈયારીઓ કરી છે, તે આપ મને કહી શકશો કે ?"

બ્રાહ્મણે ઉત્તર આપ્યો:—

"મહારાણા કાપુરુષ છે. તેમની વાત હવે મને પૂછશો નહિ. તેઓ યુદ્ધનો આરંભ થતાં પહેલાંજ ઘણીવાર પહેલાં અરણ્યમાં પલાયન કરી ગયા છે."

સમરેન્દ્રે કહ્યું:—

"ત્યારે શું વિના યુદ્ધે મેવાડની સ્વાધીનતાનો સૂર્ય અસ્ત પામશે? ચિતોડનો દુર્લંઘ દુર્ગ યવનોના હાથમાં સમર્પિત થશે?"

બ્રાહ્મણે ઉત્તર આપ્યો:—

"મહાવીર જયમલ્લ જીવતા હશે, તો સેંકડો હજારો અકબરશાહ ચિતોડનું અંશ માત્ર પણ અનિષ્ટ કરી શકશે નહિ. જયમલ્લ અને પુત્તની પતાકા તળે હજારો હજારો રાજપુત્રો જન્મભૂમિની રક્ષાર્થે લેશ માત્ર પણ દુઃખ દર્શાવ્યા વિના જીવન વિસર્જન કરવાને તૈયાર થયા છે. પુત્તની વીર માતા અને વીર પત્ની રણરંગિનીના વેશમાં યુદ્ધક્ષેત્રમાં અવતીર્ણ થઇ છે: પરંતુ હાય! હવે આ હિન્દુઓની ગૌરવરૂપિણી ચિતોડ ભૂમિનું શું થશે? યવનોના આક્રમણમાંથી કોણ તેનું સંરક્ષણ કરશે?"

સમરેન્દ્રે કહ્યું:—

"રાજપૂતાનાના અન્યાન્ય પ્રદેશોના અધિપતિઓ પણ હું ધારૂં છું કે, સમરસજ્જાથી સજ્જિત થઇને આવ્યા હશે?"

બ્રાહ્મણે ઉત્તર આપ્યો:—

"એ નરાધમ નારકીઓના નામનો ઉલ્લેખ કરશો નહિ. તેઓ પરસ્પર વૈમનસ્ય સ્થાપી ઘણે ભાગે અકબરના શરણાગતોજ બની ગયા છે. નથી રહ્યું તેમનામાં દેશનું, જાતિનું કે ક્ષત્રિધર્મનું અભિમાન! સર્વ 'હાજી હા' કરનારા યવનોના ખુશામદીઆ બની ગયા છે. સર્વ ધર્મભ્રષ્ટ બની ગયા છે. અત્યારે રાજા જયમલ્લ અને પુત્તજ માત્ર આધારરૂપ રહ્યા છે. જયમલ્લ અત્યારે સાગરનો કર્ણધાર છે અને પુત્ત પ્રભૃતિ તેના સુયોગ્ય સહકારીઓ છે."

સમરેન્દ્ર:—

"મહારાજ! આપ જયમલ્લના સમસ્ત સંવાદ રાખો છો કે શું?"

બ્રાહ્મણ:—

"જયમલ્લના સંવાદ હું ન રાખું? હું તેમનો અનુગત અને વિશ્વાસપાત્ર છું."

સમરેન્દ્ર:—

"સારૂં થયું; ત્યારે હું એક પ્રસ્તાવ કરૂં છું. જૂઓ! મારી મોગલદરબારમાં સારી પ્રતિષ્ઠા સ્થાપિત થઈ છે. આપ જો એક કાર્ય કરી શકો તો, આપને બીજું કોઈ પણ કાર્ય કરીને જીવિકા-નિર્વાહ કરવો પડશે નહિ, એકદમ આપને હું એક મોટા અમીર બનાવી દઈશ, લક્ષ્મીની છોળો ઉછળાવીશ."

બ્રાહ્મણ એ સાંભળી આગ્રહસહિત બોલી ઉઠયોઃ—"કહો, આપ શું કાર્ય સોંપવામાં માગો છો? હું એકદમ અમીર થઈ પડીશ? મારે શું કરવાનું છે? કહો અહા! દરિદ્ર બ્રાહ્મણ એકદમ મોટો અમીર થઈ જશે! એવું સૌભાગ્ય શાથી સંપાદન થશે?"

સમરેન્દ્ર:—

"કાર્ય એવું કાંઈજ નથી, આપ જો જયમલ્લને પકડાવી આપશો, તો બાદશાહની પાસેથી પચાસ હજાર સોનામોહોરો હું આપને અપાવી શકીશ. વિના યુધ્ધે જયમલ્લને પકડી શકવાથી બાદશાહની પાસેથી પચાસ હજાર મોહોરો બહાર કઢાવવી, એ કાંઇ મોટી વાત નથી. યુદ્ધમાં લાખો લાખો મોહોરો વિના સંકોચે ખરચી નાખવી પડે તેમ છે."

સમરેન્દ્રે બ્રાહ્મણના હૃદયની પરીક્ષા કરવા માટે આવી લાલચની વાત કહી.

બ્રાહ્મણ કરુણ થઇને રડી પડયો. તે રડતો રડતોજ કહેવા લાગ્યોઃ—"તરુણ પુરુષ! તમો કોણ છો, એ હું જાણતો નથી. પણ તમો ગમે તે, કેમ નથી હોતા, મને એ જાણવાની કશી જરૂર નથી. હવે તમો મને આવી રીતે લલચાવશો નહિ, હું દરિદ્ર છું, મૂર્ખ અને સહાય સંપત્તિહીન છું એ ખરૂં; પરંતુ તેમ છતાં પણ છેક હૃદયહીન થયો નથી. હું આવી ઘોર આપત્તિની વેળાયે જન્મભૂમિના ઉદ્ધારકર્ત્તા જયમલ્લને પકડાવી આપીને દેશનો સર્વનાશ કરાવી શકીશ નહિ. મેં તમારી પાસે જૂઠી વાત કહી છે. હું ચતુર્ભુજા દેવીનો પૂજારી પણ નથી અને વિદ્યા બુદ્ધિ પણ મારામાં કાંઇજ નથી." આમ કહીને બ્રાહ્મણ પોકે પોકે રડવા લાગ્યો. સમરેન્દ્ર બ્રાહ્મણનો દેશાનુરાગ, તથા હૃદયની ઉચ્ચતા અને ઉદારતા જોઇને મોહિત થયો.

વિદ્યા તથા બુદ્ધિથી હૃદય શુદ્ધ થાય છે એ ખરૂં, પરંતુ સર્વ-

જનોના સંબંધમાં એવું બનતું નથી. સ્વાભાવિક કુટિલ અને કુચરિત્રવાન લોકો વિદ્યા-બુદ્ધિની સહાયતાથી વિશેષ કુટિલ અને કુચરિત્ર થઈ પડે છે. એવી અગાધ વિદ્યા બુદ્ધિવાળી વ્યક્તિઓના કરતાં નિરક્ષર તેમજ ઉન્નત હૃદયના લોકોની સોબત સેંકડોવાર વાંચ્છનીય છે.

સમરેન્દ્રે બ્રાહ્મણને શત શત ધન્યવાદ આપીને કહ્યું કે:—" મહારાજ! આપની ઉદારતા અને લોભશૂન્યતા જોઇને મને અત્યંત આનંદ થયો છે. યુદ્ધ પૂરૂં થવા દો. ત્યાર પછી હું આપને સદુપાયે મોટા માણુસ કરી આપીશ. મારી ઇચ્છા આપના જેવી સરળ અને સહૃદય વ્યક્તિઓના સહવાસનો લાભ મેળવીને સુખી થવાની છે. ઈશ્વર એ ઇચ્છાને પૂર્ણ કરે, એવી તે પ્રેમમયને પ્રાર્થના છે."

બ્રાહ્મણ આનંદની સાથે તેના પ્રસ્તાવમાં સમ્મત થયો,

## પ્રકરણ ૨ જું

### ગુપ્તઘાતક




તોડના દુર્ગની દીવાલોની ચારે બાજૂએ અસંખ્ય યવન સૈનિકોએ અલ્લા હો અકબર રવે ઘોરતર સમરનો આરંભ કરી દીધો હતો. તેઓ સર્વ દુર્ગનાં દ્વારપર અધિકાર મેળવવા માટે આગળ વધવાની કોશિશ કરી રહ્યા હતા, પરંતુ એ દ્વાર અરક્ષિત નહોતું, સહજમાંજ તેનાપર અધિકાર મેળવી શકાય તેમ પણ નહોતું. રાજપૂત સૈન્યનાં ટોળે ટોળાં મળીને દુર્ગ દ્વારની રક્ષા કરી રહ્યાં હતાં. સ્વયં રાજા જયમલ્લ એ દ્વારરક્ષા માટે નિમાયો હતો.

જયમલ્લને વિરામ નહોતો. જ્યાં જ્યાં ઘોરતમ યુદ્ધ થતું, ત્યાં ત્યાં જઈ જયમલ્લ હાજર થતો. જયમલ્લ દ્વારની રક્ષા કરતો હતો, દીવાલના ભાંગ્યાતૂટ્યા વિભાગોની દેખરેખ રાખતો હતો અને સૈન્યવર્ગને ઉત્સાહ આપતો હતો. જાણે એક જયમલ્લ હજાર જેવો થઇને ચક્રની પેઠે ફર્યા કરતો હતો. મોગલોની તોપોના વરસાદથી એક સ્થળે રાજપૂતોની સંખ્યા ઓછી થઇ ગઇ હતી; મોગલ સૈન્ય

મહા ઉત્સાહથી એ સ્થળે આવી પહોંચ્યું. રાજપૂતો હવે ક્યાં સુધી યુદ્ધ કરશે? પલાયન વિના હવે રાજપૂતોનો છૂટકોજ નથી. પલાયન કર્યા વિના એ અપાર યવન સૈન્યસમુદ્રમાં, તૃણતુલ્ય રાજપૂત સૈન્ય ક્યાં સુધી યુદ્ધ કરી શકે? રાજપૂત સેના પલાયનની તૈયારી કરતું હતું, એવામાં જયમલ્લ આવી પહોંચ્યો. "જય ચતુર્ભુજા દેવીનો જય" એવો મહામંત્ર ગજાવતો વીર જયમલ્લ આવી પહોંચ્યો. જયમલ્લના આગમનથી રાજપૂતહૃદયમાં બળનો સંચાર થયો. "જય ચતુર્ભુજા દેવીનો જય" મંત્રનો પ્રતિધ્વનિ કરી સર્વ રાજપૂત સૈન્ય મોટી મો[illegible] [illegible]ાસો મારી એક પ્રકારનો ગગનભેદક ધ્વનિ કરવા લાગ્યા.

જયમલ્લ કહેવા લાગ્યોઃ—"સૈનિકો, રાજપૂતો! મારા પરમ પ્રિય બંધુઓ! આર્યભૂમિનાં બાળકો! મારા દેશવાસીઓ આજે આપણો મોટો શુભ દિવસ છે. આવો દિવસ આપણે આ નશ્વર જીવનમાં હવે કદાપિ મેળવી શકીશું નહિ. આજે આપણે પિતા, પુત્ર ભ્રાતા, બંધુ આત્મીયસ્વજનથી રહિત થઇ જન્મભૂમિની રક્ષા માટે એકઠા થયા છીએ, દેશવૈરી યવનના નિધન માટે તૈયાર થયા છીએ, કમર કસીને લડાઇના મેદાનમાં આવી ઉભા છીએ. જો આપણે આપણા કાર્યમાં સબળ થઇશું, તો આપણા કરતાં અધિક ભાગ્યવાન બીજું કોણ ગણાશે? આ કાર્યમાં સફળતા મળવાથી આપણે નવીન બળે બળવાન થઇશું; અને જનની જન્મભૂમિનાં ચરણોમાં ભક્તિપુષ્પાંજલિ પ્રદાન કરી જીવનનું સાર્થક કરી શકીશું. વળી, આથી જો કદાચ જીવન પરિત્યાગ કરવું પડશે. તો અક્ષય કીર્તિ પ્રાપ્ત કરી શકીશું. ભાટ ચારણો આપણા વીરત્વની ગાથાઓ ગાઇને પાછળના વીરોને ઉત્સાહિત કરશે. ભાઇઓ! યવનોના હાથમાં આત્મસમર્પણ કરવા કરતાં મૃત્યુ સહસ્ત્રવાર મંગળકારી છે. યવનો આપણાં સ્ત્રી પુત્રોની દુર્દશા કરશે, સોનાના ચિતોડને રાખખાક કરી નાખશે. દેવાલય તથા દેવ મૂર્તિઓને ચૂર્ણ વિચૂર્ણ કરી નાખશે. એ બધું આપણે કયા હૃદયે સહન કરી શકીશું? એટલા માટેજ હું કહું છું કે, હવે યુદ્ધ વિના છૂટકો નથી. યવનોની સાથેના યુદ્ધમાંથી પલાયન કરવા કરતાં આ ઘૃણિત પ્રાણનો પરિત્યાગ કરવો એજ સર્વાંશે શ્રેયઃ છે."

જયમલ્લની વાત પૂરી થતાં ન થતાંમાં તો, અસંખ્ય રાજપૂત

સૈન્યે એ સ્થાનને ઘેરી લીધું. હવે તેમને પોતાના પ્રાણની કશી પણ પરવા ન રહી, સર્વ જનો મરણીયા થઈ પડયા. મરવું અને મારવું એજ તેમનું સર્વનું અંતિમ લક્ષ્ય થઇ પડયું. એ બળોન્મત રાજપૂત સૈન્યના દુર્ઘર્ષ આક્રમણથી, એ સ્થળે હવે ક્ષણમાત્ર પણ થોભી શકયું નહિ. યવન સેનાનાં ટોળાં ને ટોળાં રાજપૂતોના હાથથી મરવા લાગ્યાં. કોઈ તલવારના આઘાતથી, કોઇ બંદૂકની ગોળીથી, કોઈ કોઈ પગતળે કચડાઇને પોતાના માનવ જીવનની લીલા સમાપ્ત કરી પરલોકના પ્રવાસી બની ગયા. આવી રીતે અનેક યવન સૈનિકોનો ક્ષય થતો જોઇને, બાદશાહ અત્યંત ચિંતિત થયો. તેણે ધારી લીધું કે, જયમલ્લ જીવતો રહેશે, તો ચિતોડપર જય મેળવવો અસંભવ થઈ પડશે.

"હર હર" શબ્દે બીજી એક દિશા કંપિત થઈ ઊઠી, મહાવીર પુત્તના અનિવાર્ય વેગનું નિવારણ કરવાને અસમર્થ થઇને તે તરફની યવન સેના પલાયન કરવા માંડી હતી. ઘણા યવનો ધરાશાયી થયા હતા. અકબરે એ દિશામાં એક નવીન અશ્વારોહી સૈન્યનો ટાફ્લો મોકલી આપ્યો. સેનાપતિ વિક્રમજિતના તાબાતળે એ સૈન્ય સોંપવામાં આવ્યું હતું. સમરેન્દ્ર નારાયણ એક અશ્વારોહી દળમાં સુયોગ્ય અને સુશિક્ષિત મનસબદાર અથવા સેનાનાયક હતો. સેનાપતિની નીચેજ તેની પદવી હતી. સમરેન્દ્રનો અટકાવી ન શકાય એવો પ્રબળ વેગ પણ અવરુદ્ધ થયો. સન્મુખમાં ચામુંડાની મૂર્ત્તિ આવી ઉભી રહી. ભીમ અસિ ધારણ કરી પૂત્તની જનનીએ સમરેન્દ્રની ગતિને અટકાવી યુદ્ધની પ્રાર્થના કરી. સમરેન્દ્રે તે અસુરનાશિની મૂર્ત્તિનાં દર્શનથી ભક્તિ ગદ્ગદ્ થઇને કહ્યું કેઃ—"માતા ! હું તારી સાથે યુદ્ધ કરી શકીશ નહિ, મારાથી તારા શરીરપર શસ્ત્ર ઉગામી શકાશે નહિ."

આ સાંભળીને પુત્તની માતાએ કહ્યું:—"કેમ ભાઈ! યોદ્ધાના મુખમાં આવી વાત છાજે કે ? યુદ્ધ કરી શકે તેમ નથી, તો પછી યુદ્ધમાં શા માટે આવ્યો છે ?"

સમરેન્દ્રે કહ્યું:—"માતા ! તમે જેવી રીતે દેશ રક્ષાને માટે આવી ચામુંડા મૂર્ત્તિ ધારણ કરી છે, તેવી રીતે મારે પણ દેશના હિતને માટે હિન્દુઓની વિરુદ્ધમાં હથિયાર ધારણ કરવાના ગર્હિત કાર્યમાં ગુંથાવું પડયું છે, એ હું ઘણી સારી રીતે જાણું છું. ધન્ય છે! માતા ! તને અનેકવાર ધન્ય છે ! જે દેશમાં તારા જેવી વીર

નારીઓ વિરાજે છે, તે દેશના ગૌરવને યવનો તો શું પણ સાક્ષાત્ વિધાતા પણ ખંડિત કરી શકે તેમ નથી. દેશની દાઝ જાણનારી દેવી! તારા આવા મહત્વથી હું મોહિત થયો છું અને એ મોહના પરિણામેજ, માતા! મારાથી તારી સાથે યુદ્ધ કરી શકાય તેમ નથી."

"મેં પ્રતિજ્ઞા કરી છે કે, દેવદ્વેષી યવન જો દેવ પ્રતિમાનો ભંગ કરશે, દેવાલય ચૂર્ણ કરશે કિંવા અબળા પ્રતિ બળ પ્રકટ કરશે, તો હું જીવ જાનથી તેનો બદલો લઇશ; એથી કદાચ મારા પ્રાણ જશે, તો તેમ કરવામાં પણ હું પાછો પડીશ નહિ"

"વત્સ! ચિરંજીવી અને ચિરકલ્યાણભાજન થા." આવો આશીર્વાદ આપી, તે અસુરમર્દિની મૂર્ત્તિ નિમેષમાત્રમાં અદૃશ્ય થઇ.

આ શું સ્વપ્ન કે ભ્રમણા! આવી ચિંતા કરતો કરતો, સમરેન્દ્ર ત્વરિત ગતિએ અગ્રસર થયો. તેણે જોયું કે, સોળ વર્ષનો જુવાન પુત્ર, અવિરલ ધારાથી અસ્ત્રો વરસાવી રહ્યો છે. તે અસ્ત્રથી કેટલા યવનોનો ધ્વંસ થાય છે, તેની જાણે કાંઇ સીમાજ નથી, ગણતરીજ નથી. આ શું અદ્વિતીય અભિમન્યુનો અભિનય છે? અભિમન્યુએ જેવી રીતે કુરુકુળનો ક્ષય કરવાનો ઉપક્રમ કર્યો હતો, આ પણ એવોજ હતો. યવન પડું પડું થઇ રહ્યા હતા. અહા અસ્ત્ર ચલાવવાની કેવી કુશળતા! કેવું અદ્ભુત રણનૈપુણ્ય! એક વીરના હસ્તથી નિમેષમધ્યે શત શત યવન નિહત થતા હતા. જોત જોતામાં રણરંગિની બાલિકા આવીને ડાબી બાજૂએ ઉભી રહી. યવન પતંગ એ વૈદ્યુતિક અગ્નિની પાસે અનલકીટની પેઠે ટોળેને ટોળે પોતાની જીવનલીલાને સમાપ્ત કરવા લાગ્યા. બે હાથના ચાર હાથ થયા હતા. એ યુગલમિલને, ક્ષિપ્ર ગતિએ યવનોના સંહારનો આરંભ થયો. સમરેન્દ્ર સ્વપક્ષનો ધ્વંસ થતો જોઇને હવે સ્થિર રહી શક્યો નહિ. પરંતુ યુગલમિલન ભણી દૃષ્ટિપાત કરી તે હતબુદ્ધિ થઇ પડ્યો. મનમાંને મનમાંજ અકબરશાહને ધિક્કાર આપતો બોલવા લાગ્યો:—"નિષ્ઠુર બાદશાહ! તું આ સર્વ શું કરી રહ્યો છે? જે દેશમાં આવો વિશુદ્ધ પતિપ્રેમ દર્શાવનારી વનિતાઓ વસે છે, જે દેશનાં સંતાનો સ્વભૂમિના સન્માન માટે પ્રાણ સુદ્ધાં સમર્પણ કરી શકે છે, તે દેશને ભસ્મીભૂત કરવા માટે તું કેમ તત્પર થયો છે! ખરેખર મનુષ્ય સમાજમાં તું મહત્વાકાંક્ષી નરરાક્ષસ છે."

આમ જો વર્ષીયસી–વયમાં આવેલી જનની દેશરક્ષાની દાઝથી દીવાની થઇને તારા સૈન્યસાગરનું મથન કરી રહી છે! વળી આમ જો, બે અણખીલ્યાં કુસુમો ખીલતાં ન ખીલતામાં તો મુદિત થવા માટે તૈયાર થયાં છે. આમ પેલી તરફ વૃદ્ધ જયમલ્લ યૌવનસુલભ રણનિપુણતા દર્શાવીને કેવું અદ્‌ભુત યુદ્ધ કરી રહ્યો છે! પરંતુ તારા અસંખ્ય સૈનિકોમાં એઓ ક્યાં સુધી યુદ્ધ કરી શકશે? એમના જીવન ત્યાગની સાથેને સાથેજ, તારૂં દુર્દાન્ત યવન સૈન્ય અત્યાચારનો એક અવધિ કરશે."

સહસા રણભૂમિને કંપિત કરી એક ઉંચો ધ્વનિ બહાર નીકળ્યો! એ શબ્દ ચિતોડની અધિષ્ટાત્રી દેવી ચતુર્ભુજાના મંદિરમાંથી સંભળાતા હતા.

"વત્સ પુત્ત! આજે અક્ષય કીર્ત્તિ પ્રાપ્ત કરી છે, જા, અમરધામમાં ગમન કર; તે સ્થાનમાં તારે માટે યોગ્ય તૈયારીઓ થાય છે; હવે એ સ્થાને તારો અભિષેક થશે, તું વીરકુળનો અગ્રગણ્ય છે; હું વીર માતારૂપે ધન્ય થઇ છું. પવિત્ર દેશની પવિત્ર યુદ્ધભૂમિમાં તારા નશ્વર દેહની મૃત્યુ શય્યા થયેલી જોઇને મને અપાર આનંદ ઉત્પન્ન થયો છે. ક્ષાત્ર બાળના ધર્મને તેં બરાબર નિભાવી રાખ્યો છે એ તારે માટે અતિ ગૌરવનો વિષય છે. જા, ભાઇ! વાસનાથી વર્જિત થઇ, મૃત્યુભૂમિનો ત્યાગ કરી અનંતની અનંતામાં આશ્રય લે." અશ્વપર બેસી ચતુર્ભુજાના મંદિરના દ્વારપર ઉભી રહી, પુત્તની માતા, પુત્ર તથા પુત્રવધુને આવી રીતે ઉત્સાહ આપી રહી હતી.

પુત્તનું હૃદય શતગુણે બળવાન થયું હતું; એવામાં અચાનક સન્ સન્ કરતી બે ગોળીઓએ આવીને પુત્તની માતાના લલાટ પ્રદેશને વીંધી નાખ્યો. ગોળીઓ ક્યાંથી આવી? યુદ્ધ ક્ષેત્રમાંથી? ના, એ ગુપ્તઘાતકોની ગોળીઓ હતી. ગુપ્ત ઘાતક કોણ? કુટબુદ્ધિ-દુષ્ટ અકબર.

જયમલ્લ જેવી રીતે યુદ્ધ કરી રહ્યો હતો, એવીને એવીજ રીતે હજી થોડીવાર યુદ્ધચાલૂ રહેશે, તો યવન સમ્રાટને પાછું વળવું પણ મુશ્કેલ થઇ પડશે. એથી તેણે પાછી બે ગોળીઓ છોડી. એમાંની એક છાતી અને બીજીએ મસ્તક ભેદી નાખ્યું. જયમલ્લનો જીવનદીપ હોલવાઇ ગયો. કારસ્થાની દગાબાજ અકબરના કુટિલ કારસ્થાનથી વીરવર જયમલ્લના જીવનનો અંત આવ્યો. પ્રભુભક્ત

અનુચરો પ્રભુની એવી અવસ્થા જોઇ, જે દિશામાંથી ગોળીઓ આવી હતી, તે દિશાભણી ખુલ્લી તલ્વારે દોડી નીકળ્યા. અનુચર છેક નજીકમાં આવી લાગ્યા; બીજી ગોળી છોડવાનો હજી પૂરો અવસર પણ મળ્યો નહોતો, એવામાં અનુચરો આવી લાગ્યા; તેમણે આવીને તલ્વારો ઉંચી કરી, હવે રક્ષાનો ઉપાય ન રહ્યો. એ સમયે સમરેન્દ્ર એકદમ આવી ચઢયો; તીરવેગે દોડી આવ્યો. તેણે કાપુરુશની રક્ષા કરવા માટે પ્રભુ ભક્ત ઉભય અનુચરોનો પ્રાણવધ કરવાની પ્રવૃત્તિ થઇ નહિ. હાથમાંની તલ્વારની અવળી બાજૂ વડે બળપૂર્વક તેણે તે બન્ને અનુચરોના હાથપર આઘાત કર્યો; એથી ઝણ ઝણ શબ્દે તેમની તલ્વારો ભૂમિપર ગબડી પડી. અકબર મૃત્યુના મુખમાંથી બચી ગયો, સમરેન્દ્રે તેને એ ઉભય અનુચરોના હાથમાંથી બચાવી લીધો. એમાંના એક અનુચરની તલ્વારનો આઘાત સમરેન્દ્રના આવતાં પહેલાંજ અકબરશાહના શરીરપર થઇ ચૂકયો હતો, પણ એ આઘાત કાંઇક ઓછો હતો, બીજા એક આઘાતથીજ તેનું મૃત્યુ થાય તેમ હતું. પરંતુ એવામાં સમરેન્દ્ર આવીને એ આઘાતને ઝીલી લીધો; અનુચરોને આઘાત કરતા અટકાવી દીધા. સ્ત્રીઘાતક, નરઘાતક, ગુપ્ત ઘાતકના જીવનની રક્ષા થઇ, પણ એ રક્ષામાં પણ જગદીશ્વરનોજ અભિપ્રાય હતો.

## પ્રકરણ ૩ જું

---

### જહુરવ્રત




દ્ધનું હજી પણ અવસાન આવ્યું નહિ; તો પણ હવે પછી ખરા વીરત્વનો વિકાસ થયો નહિ. કેવલ અત્યાચારનો પ્રવાહ પ્રબલવેગે પ્રવાહિત થવા લાગ્યો. જયમલ્લ, પુત્ત આદિ મુખ્ય મુખ્ય રાજપૂત સેનાનીઓએ જીવન વિસર્જન કર્યું હતું, એથી રાજપૂત પક્ષ દુર્બલ થઇ પડયો હતો. મુસલમાનો સુયોગ મળતો ધારીને લુટફાટ કરવામાં રોકાયાં. સમરેન્દ્રની હવે યુદ્ધ કરવાની પ્રવૃત્તિ કિંવા ઇચ્છા નહોતી. અત્યારે અત્યાચારનું દમન કરવા માટે તે દૃઢપ્રતિજ્ઞ બની ગયો હતો. સમરેન્દ્રના કાર્યને

વિરામ નહોતો, થાક દૂર કરવાનો અવસર પણ નહોતો. નજીકમાં કરુણ દુઃખી ધ્વનિ સંભળાયો. એકદમ ઉતાવળો ઉતાવળો સમરેન્દ્ર જે સ્થળેથી એ રોદન ધ્વનિ સંભળાતો હતો, ત્યાં આવી પહોંચ્યો. આવીને તેણે જોયું કે, એક દિવ્ય કાન્તિ રમણીપર, કેટલા મુસલમાન સૈનિકો અત્યાચાર ગુજારી રહ્યા હતા અને તેના ધર્મને નષ્ટ કરવાની તૈયારી કરી રહ્યા હતા. "પાખંડીઓ ? આ શું સૈનિકોનો ધર્મ છે ?" આમ કહીને, સમરેન્દ્ર હાથમાં ખુલ્લી તલ્વાર લઇ આગળ વધ્યો. સૈનિકો ઉંચી પદવીવાળા અમલદારને જોઇને કાલાવાલા કરતા કહેવા લાગ્યાઃ—"આપ અમારા પક્ષના એક મુખ્ય સરદાર હોવાં છતાં, શત્રુઓનું દમન કરવામાં બાધારૂપ શા માટે થાઓ છો?"

સમરેન્દ્રનારાયણે કહ્યુંઃ-"અનાથ અબલાપર જુલ્મ કરવો, એનું નામ શું શત્રુદમન કહેવાય ખરૂં કે? આવી ઉત્કૃષ્ટ નીતિ તમો સર્વ કયા શાસ્ત્રમાંથી શિખ્યા હતા? હમણાં ને હમણાંજ છોડી દો; નહિ તો આ અસિના આઘાતથી તમારાં મસ્તકો છેદાઈ જશે" સમરેન્દ્રની દૃઢતા જોઇને, ઉચ્છૃંખલ સૈનિકો એ રમણીને છોડીને નાસી ગયા

સમરેન્દ્રે એ રમણીને સંબોધીને કહ્યુ કેઃ-"ભદ્રે ! કઇ જગાએ મૂકી આવવાથી તું નિરાપદ થઇ શકીશ?" રમણીએ ઉત્તર આપ્યોઃ- "ભાઇ! મારે હવે આપદ નિરાપદ શું રહ્યું છે? પતિ સ્વર્ગમાં સિધાવ્યા છે, પિતાએ જીવન વિસર્જન કર્યું છે, આત્મીયસ્વજન આદિ સર્વેએ ચિતોડની રક્ષા માટે પ્રાણ પરિત્યાગ કર્યાં છે, હવે મને એક અસ્ત્ર આપશો, તો હું પણ તેમની અનુગામિની થઇ શકીશ. અથવા જે સ્થળે જહરવ્રત સમાપ્ત થાય છે, એ સ્થળે લઇ જશો, તો જ્વલન્ત અનલમાં જીવન વિસર્જન કરીને આ સર્વ યાતનાઓમાંથી મુકત થઈ શકીશ."

"એમજ કરીશ." આમ કહીને સમરેન્દ્રે એ રમણીને પોતાની સાથે લઈ લીધી.

"આ શું? આ કોનો અવાજ ? આર્તનાદ ! ક્રંદન ! શિશુનું રોદન! પાંચ વરસનું બાલક ભયથી ચીત્કાર કરી રહ્યું છે ! તમો કોણ છો ? બાદશાહના સૈનિકો ? આ બાળકને ક્યાં લઈ જાઓ છો ?"

સમરેન્દ્રની આવી વાત સાંભળીને એક સૈનિકે જવાબ આપ્યોઃ— "આ શત્રુપુત્ર છે, એના પિતાને જે માર્ગે મોકલી આપ્યો છે, એજ

માર્ગે પુત્રને પણ મોકલી આપીએ છીએ. આના પિતાએ બાદશાહના અનેક સૈનિકોનો નાશ કર્યો છે. અમોએ સાંભળ્યુ છે, કે આ બાળક તેના પિતાનો માત્ર એકનો એક પુત્ર છે; એટલે આનો વિનાશ કરવાથી, કાંઇક પુરસ્કાર મળવાની અમોને આશા રહે છે. અમો આ બાળકની કત્લ કરી એનું માથું અમારા સરદારની તહેનાતમાં રજૂ કરવા માગીએ છીએ."

આ સાંભળીને સમરેન્દ્રે ક્રોધકંપિત સ્વરે કહ્યું:—"અકબર બાદશાહ એટલો બધો નાલાયક થયો નથી કે જે, આવા જાલિમ કામમાં, સજાને બદલે તમોને બક્ષિસ આપી ખુશી કરશે. નરાધમ! નર પશુઓ! છોડી દો, છોડી દો, આ બિચારા બાળકને છોડી દો."

પરંતુ એ સર્વ હીચકારાઓ તેની વાતને કાનપર ન ધરતાં બોલી ઊઠયા:—"આને અમો તલ્વારની તીખી ધારથી કાપી નાંખીશું એના બદનના ટુકડે ટુકડા કરી નાખીશું" એમાંના કોઇએ વળી એમપણ કહ્યું કે:—"ના, તલવારથી નહિ પણ સંગીનવડે કામ ખતમ કરીશું."

આથી સમરેન્દ્ર સળગી ઊઠ્યો. તેણે અત્યંત કોપાવેશમાં આવી સિંહ સમાન ગર્જના કરી કહ્યું કે:—"દુષ્ટ દસ્યુઓ! સાવધાન! બાળકના એક વાળનો પણ સ્પર્શ કરશો, તો અવશ્ય યાદ રાખજો કે, મરણને શરણુજ થઇ જશો. [illegible] કોઇનાં મસ્તકો ધડપર મોજૂદ રહેવા પામશે નહિ." હથિયાર [illegible] સિપાહીઓ સમરેન્દ્રનું સન્માન સાચવતા; પરંતુ અત્યારે બાળકને [illegible] માટે તેઓ રાજી થયા નહિ. ત્યારે સમરેન્દ્ર મ્યાનમાંથી તલવાર બહાર કાઢી, સૈનિકોની સન્મુખ આવી ઉભો રહ્યો. એ અસીમ [illegible] પરાજયનીજ સંપૂર્ણ સંભાવના હતી. પરંતુ દૈવબળે બળવાન [illegible] એકલાએ એ સર્વ સૈનિકોને હરાવી દીધા. સૈનિકો પ[illegible] થવાથી હતબુદ્ધિ થઇ પડયા. ત્યારે સમરેન્દ્ર શિશુને ગોદમાં લઇને આદર કરવા લાગ્યો, સ્નેહ દર્શાવવા લાગ્યો. તેણે તેને કહ્યું કે:—ભાઇ! તું કોણ છે? તારા પિતાનું નામ શું છે, તે તું કહી શકીશ કે?"

બાળકે ઉત્તર આપ્યો:—"હું સુબલ છું. કોનો પુત્ર છું? પિતાનો પુત્ર છું. આમ કહીને બાળકે પોતાના બન્ને કોમલ બાહુઓ વડે, સમરેન્દ્રના કંઠ સાથે વિંટળાઇને ફરીવાર કહેવા માંડયું કે:—"મને મારી નાખવા માટે આ લોકો લઇ જતા હતા ખરૂંને વારૂ? પણ મને શા માટે મારી

નાંખવા માગતા હશે, એ લોકો ? તમે મને આજે ન બચાવ્યો હોત, તો મારૂં શું થાત ? હું માતાને આ બધી વાત કહી સંભળાવીશ." બાળકની મીઠી મીઠી બોલી સાંભળી, સમરેન્દ્રે હસીને કહ્યું કે: "હા, ભાઇ તેઓ તને મારી નાખવા માગતા હતા, એટલે મેં પણ એમાંના એક બે જણાને મારી નાખ્યા છે."

"શા માટે મારી નાંખ્યા ? માણુસ માણુસને મારતું હશે ખરૂં કે ? માતા તો કહે છે કે, એક કીડીને મારવાથી પણ મોટું પાપ થાય છે, તો પછી તમે એકો સાથે બબ્બે માણુસોને શા માટે મારી નાંખ્યા?

"વાહ ભાઇ વાહ ! દુશ્મનો તરફ આટલી નાની ઉમ્મરે આવી દયા દેખાડી રહ્યો છે! હું જાણતો નથી કે તું કયા મહત્ પુરુષનો સંતાન છે? અવશ્ય તેં કોઈ મહત્ વંશને અલંકૃત કર્યો છે." આમ કહી સમરેન્દ્ર બાળકને ગોદમાં લઈ ચાલવા લાગ્યો. બાળક આંગળી ચીંધી રસ્તો બતાવવા લાગ્યો. ચિતોડના છેવાડા ભાગમાં આવેલી એક મોટી ઇમારત પાસે એ લોકો આવી પહોંચ્યા. આવીને તેમણે સર્વેએ જોયું કે, ઇમારતના આંગણામાં એક મોટો અગ્નિકુંડ તૈયાર થયો છે. એ અગ્નિની મોટી મોટી શિખાઓ આકાશનો સ્પર્શ કરી રહી છે. જાણે પ્રલયનો અગ્નિ પ્રજ્વલિત થઈ રહ્યો છે. ચારે તરફ દિવ્યાંગનાના જેવી રાજપૂત રમણીઓનું ટોળું ઉભેલું છે. સર્વે રમણીઓ નવીન સજ્જાથી સજ્જિત થયેલી છે. આજે વિધવા સધવાનો વિચાર કરવાનો કશો પણ ઉપાયજ આવશ્યક રહ્યો નથી. નવ વિધવાઓમાંની કોઈપણ વિધવાના શરીરપર વૈધવ્યનો વેશ જોવામાં આવતો નથી. સર્વે સુંદરીઓ અલક્તરાગરંજિત ચરણે, લલાટમાં સિન્દુરનો બિન્દુ ધારણ કરી, અનલકુંડમાં પ્રાણ પરિત્યાગ માટે પ્રસ્તુત થઇ રહી છે. વીર અને કરુણરસનાં હૃદયાકર્ષવાદ્યો વાગી રહ્યાં છે, રમણીઓ ઇષ્ટદેવતાની પૂજા સમાપ્ત કરી, પતિદેવતાની પૂજા કરી રહી છે. એ સમયે ગોદમાં બાળક અને પાછલ અનાથ રમણીને લઈને, સમરેન્દ્ર એ સ્થળે આવી પહોંચ્યો. મૃત્યુન્મુખિની નારીઓ કુતૂહલ નયને જોઇ રહી. પાછળ ચાલનારી રમણી ઉંચા અવાજે બોલી ઉઠી:–દેવતા ! સતીત્વના રક્ષક ! શિશુનું સંરક્ષણ કર્ત્તા ! દેવમૂર્ત્તિનું સન્માન સાચવનારા, મહાપુરુષ !"

આ સાંભળીને વચ્ચમાંજ સર્વ રમણીઓ એકી સાથે બોલી ઉઠી:–"જય મહાપુરૂષનો જય, જય શિશુની રક્ષા કરનારનો જય ! જય સ-

સન્માનકારીનો જય !" આમ કહીને તેઓ સર્વ આવનારના કલ્યાણની કામના કરવા લાગી. સમરેન્દ્ર અવનત મસ્તકે એ સકળ દેવી રૂપિણી જગન્માતા રમણીઓને પ્રણામ કરી મનમાં ને મનમાંજ કહેવા લાગ્યો:—"હાય! આજે ચિતોડનો કેવો સર્વનાશ થયો! નૃશંસ સમ્રાટ! એકવાર જો; તારી દુરાકાંક્ષાથી કેટલાં ફૂલારવિંદો અકાળે અદૃશ્ય થવા બેઠાં છે તારી અન્યાયી રાજ્યાકાંક્ષાક્ષી, એક પ્રકાંડ નગર વીરશૂન્ય થયું છે. તુંજ સ્વનામ ધન્યકૃતી પુરુષ છે ખરૂં ને વારૂ? આજ શું તેનું યથાર્થ નિદર્શન છે? આને માટે શું તારાપર કશીપણ જવાબદારી નથી? એક દિવસ શું આને માટે તારે ફળ ભોગવવું નહિ પડે? અવશ્યને અવશ્ય આ પાપ કર્મનું ફલ તારે ભોગવવું પડશે. આ સર્વ કોમલ હૃદયની કામિનીઓ અત્યારે બળીને ભસ્મીભૂત થઇ રહી છે, આખું ચિતોડ નગર અત્યારે વીર વનિતાઓથી વંચિત થઇ ગયું છે, એ સર્વનો કારણીભૂત તું પોતેજ છે. તારા જીવનમાં તેં હાથે કરીનેજ અત્યારે યાતનાનો અગ્નિ સળગાવી મૂકયો છે. જે દેશ તારા ત્રાસથી પતન પામ્યો છે, જે દેશનાં સંતાનો તારા જુલ્મથી પિતૃહીન થયાં છે, તેમના અભિશાપથી તારૂં આખું જીવન સદાને માટે સંતાપિત રહ્યા કરશે. તું સુવર્ણના સિંહાસનપર વિરાજવા છતાં પ્રકૃત શાંતિનો અનુભવ કરી શકીશ નહિ."

એ સમયે વીરરસથી મસ્ત થઈ, કરુણરસથી ઉભરાઇ જઈ એક ઊંચા સ્તંભપર ઉભી રહી ચારણી દેવી સર્વ રમણીસમાજને સંબોધિને ગાવા લાગ્યાં:—

"એક દિન, અલ્લાઉદ્દીન દુષ્ટ દુરાચારી
કરી ગયો અત્યારચાર સીમા નહિ છે જેની:
આજે શાં છે ચિન્હ તેનાં;
અકીર્તિ અને અપયશ વિના;
ખ્યાતિ છે ધરાધામે તેની જુલ્મી જાલિમરૂપે:
થાશે કલંક તેનું તે, નહિ દૂર કોઈ કાળે કે યુગે;
યુગોના યુગો સુધી
સૂર્યચંદ્રની હયાતી સુધી
વરસશે અભિશાપની વૃષ્ટિ એ પાપીને શિરે;
સડશે તનુ તેનું નરકની ઉંડામાં ઉંડી ગર્તા ને વિશે;

પદ્મિનીએ નિભાવ્યું છે—
નામ સતીનું સંસારે;
ધન્ય ધન્ય પુણ્યવતી સુકીર્ત્તિ રહી છે સંસારે;
હે ક્ષાત્રતનયા, ક્ષાત્ર બાળાઓ પદ્મિની થાઓ તમે;
નિભાવો નામ ક્ષત્રીનું;
સતી થવા સહુ ધાઓ.
ભાનુકુલે ધરી જન્મ, રાખો રમણી ધર્મ;
પ્રસરાવો કીર્ત્તિ વીરરાજપૂતાનાની—
નવખંડ પૃથ્વીનકી
અને દેવ દરબારે.
અનલમાં અપો કાયા, પ્રાણ તથા સર્વ માયા;
બજાવો ધર્મ ક્ષાત્રા બાળાઓ વિસારીને બધી આશા;"

સમરેન્દ્રની સાથે આવેલી અબળા અગ્નિ પાસે જઈ ઉભી રહી. બાળક માતાની ગોદમાં જવા તૈયાર થયો, પરંતુ તેની તે આશા વિફલ થઇ કારણ કે, માતાને તો હમણાં અગ્નિની અનુગામિની થવું પડે તેવું હતું. છતાં તેણે હાથ લંબાવીને બાળકને ગોદમાં ખેંચી લીધો; પછીથી સમરેન્દ્રને સંબોધીને કહ્યું કેઃ—"મહા પુરુષ! તમો ગમે તે હો, પણ હવેથી શંકરાપતિ સમરસિંહના વંશની રક્ષાનો ભાર તમારા પર સોંપીને હું નિશ્ચિંત થાઉં છું. હું પતિના મૃત્યુના સંવાદ સાંભળી બાળકના આવવાની વાટ જોતી ઉભી હતી. તેના આવવામાં વિલંબ થયેલો જોઇને મેં ધારી લીધું કે, તેપણ તેના પિતા સહિત અમરધામમાં સિધાવ્યો છે. નિષ્ઠુર યવનોએ અવશ્ય એનો પ્રાણવધ કર્યો છે. પણ હવે સમરસિંહના વંશની રક્ષા થશે, એ જોઇને હું ઘણાજ આનંદની સાથે પતિની અનુગામિનિ થઇ શકીશ. તમારૂં કલ્યાણ થાઓ. તમો સર્વ સુખે સુખી થાઓ; એજ મારી છેવટની આશિષ છે. જગદીશ્વર અવશ્ય મારી અંતિમ અભિલાષાને પૂર્ણ કરશે."

આમ કહીને તેણે વારંવાર બાળકના મુખપર ચુંબન કરીને કહ્યું:—"જા વત્સ! જેમણે તારા જીવનની રક્ષા કરી છે, તેઓજ તને તારા પિતાના રાજ્યપર પ્રતિષ્ઠિત કરશે."

આ સમયે સમરસિંહનો મુખ્ય કર્મચારી આવીને શિશુસહિત સમરેન્દ્રને મહાલયમાં લઈ ગયો. ત્યારપછી એકી સાથે સર્વ રમણીઓ ગાતી ગાતી અગ્નિકુંડ પાસે આવી પહોંચીઃ—

આવ, સખિ આવ, આવ દિનમણિ અસ્ત થાય;
હવે ના વિલંબ થાય, ઊર અતિ અકળાય;
આમ દેખ સુર સાજે;
પતિદેવ સ્વર્ગ માંહે;
વિલંબ જોઇ, તવ પથ ભણી આતુર થઈ નિરખે;
શાન્તિનિકેતનત્હાં;
રોગ–શોક–નહિ વ્યથા;
અત્યાચાર, અવિચાર કંઈ ના નિરખાય;
ચરણે અલક્ત ધારી
લલાટે સિન્દૂર ધારી
સવસ્ત્રસઅલંકાર સુંદરસજનાથી;
ચાલ સખિ, ચાલ ચાલ દિનમણિ અસ્ત થાય;

ત્યારપછી સર્વ સન્નારીઓ અગ્નિકુંડની પ્રદક્ષિણા કરી, ગાવા લાગી:—

" અરે હાં જહરવ્રત થયું સમાધાન;
અરે હાં અમરધામ શાંતિનિકેતન;
ભણી ચાલ સખી ચાલ
ઢાળ ઘૃત, ધૂપદળ,
પ્રજ્જવલકર વહ્નિ પર્વત પ્રમાણ,
પ્રાણશૂન્ય કેવળ કાયા;
આ પ્રાંપચિક મહામાયા,
સર્વ શૂન્ય છે સખી સંસાર
અરે ના ભૂલ, સખી છોડતાં આ તુચ્છ પ્રાણ;
અરે હાં સખી ! જહરવ્રત થયું સમાધાન, "

આમ કહીને એ સમસ્ત રાજપૂત મહિલાઓ અગ્નિકુંડમાં કૂદી પડી, ક્ષણવારમાં સર્વ ફના થઇ ગયું.

## પ્રકરણ ૪ થુ

### સ્મશાન



ચિતોડની નજીકમાં ગિરિતરંગિણીના તીરપર, મહા સ્મશાન ભડભડ કરતું સળગી રહ્યું હતું. ઉપર ઉંચા શિખરવાળો અરવલ્લી પર્વત ગંભીર અરણ્યનો વિસ્તાર કરીને એ મહા સ્મશાનની ગંભીરતાને વધારી રહ્યો હતો. આવળ, બાવળ, ખાખરા વગેરે વનનાં વૃક્ષોની શાખાઓ પલ્લવોથી સૂર્યનાં કિરણોને આવતાં અટકાવીને નિબિડ અંધકારની સૃષ્ટિ કરી રહ્યાં હતાં. કોઈ સ્થળે મૃતદેહના સંસ્કારનાં અંતિમ ચિન્હો, કોઇ સ્થળે અસ્થિ-કંકાલના દગ્ધાવશેષ, કોઇ સ્થળે અર્ધદગ્ધ કાષ્ટ-ખંડ; કોઈ સ્થળે અંગારારાશિના ઉચ્ચસ્તૂપ આદિ સર્વ દૃષ્ટિગોચર થઇને એ સ્મશાનની ભયાનકતાનો પરિચય કરાવી રહ્યું હતું. જ્યાં જોઇએ ત્યાં, એ ભીષણ સ્મશાનનું ભીતિપ્રદ દૃશ્યજ જોવામાં આ-વતું હતું.

પાપી, તાપી તથા પીડિતનું એક માત્ર અવલંબન સ્મશાન ભૂમિજ છે! હે સ્મશાન! કોણ તને ભીષણ કહે છે? તું જો ભીષણ છે, તો જગતમાં શાન્તિનું સ્થાન ક્યાં છે? તું દુઃખીનો બંધુ, પાપીનો પરિત્રાતા, તથા તાપિતનું શાંતિ સ્થાન છે. તું આશાનું સાફલ્ય તથા કામનાનું કલ્પતરૂ છે, ભ્રાન્ત માનવ આખા જગત્ બ્રહ્માંડમાં ખોળી ખોળીને જે નથી મેળવી શકતાં, તે તું તેને અજસ્રધારાથી ઢોળી આપે છે. તું સ્વાર્થમય સંસારમાં વિચરણ કરવા છતાં પણ નિરપે-ક્ષતાનું એક શેષ પ્રદર્શન કરી રાખે છે, તારી પાસે ધનવાન કે ગરીબનો વિભેદ નથી, વૃદ્ધ તરુણનો વિચાર નથી, પંડિત મૂર્ખનો તફાવત નથી. જે મહાશક્તિની અચિંત્ય શક્તિથી આ અનંત શક્તિ ધારણ કરી છે, એ શક્તિને નમસ્કાર કરીએ છીએ. જે મહાશક્તિના બળેથી કાળાં ધોળાંનો ભેદ મટાડયો છે, બ્રાહ્મણ શૂદ્રના વર્ણવૈચિત્ર્યને ભૂંસાડી નાખ્યું છે, એ શક્તિને સોવાર નમસ્કાર કરીએ છીએ. આશાની છલના, પાપની તાડના, રોગની યાતના આદિ સર્વને તારા વિના એકદમ મટાડી શકે, એવી શક્તિ કોનામાં છે? તું ત્રિજગીની

વિજયતૃષ્ણાનું નિવારણ કરે છે, ઉન્મત્તની ઉન્મત્તતાને શાંતિ આપે છે, શોકાર્તને સાંત્વન આપી શાંતિવારિ ઢોળી દે છે. પ્રકૃતિની વિચિત્રતાનો વિનાશ કરનારી સંસારશાન્તિકારિણિ સ્મશાનભૂમિ ! તારા મહિમાનું કેટલુંક વર્ણન કરીએ ? તેં દુર્દાન્ત દશાનનને ગોદમાં લઇને, દેવભયનું નિવારણ કર્યું છે. અગણિત ક્ષત્રિયોના શોણિતથી મેદિનીને પ્લાવિત કરીને, યુધિષ્ઠિરને રાજસિંહાસનપર બેસાડયો છે. તેં તારા પ્રભાવથી શત શત દિગ્વિજયીઓના દિગ્વિજયની વાસનાને દબાવી દીધી છે. શત શત અત્યાચારી સમ્રાટ્ કે જેમના વીર ગર્વથી જગત્ કંપિત થતું હતું, તેઓ સર્વ તારા ચરણોમાં માટીના પરમાણુની પેઠે મળી ગયા છે. તારી પાસે ગર્વિનો ગર્વ, બળવાનનું બળ ચાલી શકતું નથી; રોગીની વેદના નથી, પીડિતની પીડા નથી. છે કેવળ શાંતિ ! શાંતિ ! તારો ઉદ્દેશ મહત્ છે, કીર્તિ મહત્ છે, કાર્ય પણ મહત્ છે. તું જગતને શાંતિ આપનારૂં છે. એથીજ અત્યાચારીઓ કલુષિત્ત ચિંતાઓને વિસરી ગયા છે, રાજરાજેશ્વરો, રાજ્યની ચિંતાને ભૂલી ગયા છે. તારી પાસે વાચાળની વાચાળતા નથી, વૈજ્ઞાનિકની ગંભીર ગવેષણા નથી. સર્વજનો તારી ગોદમાં આવી સદાની ઘોરનિદ્રામાં અભિભુત થાય છે. તારા જેવું નિશ્ચેષ્ટ, નિરુપદ્રવ અને નિષ્કામસ્થાન બીજું એક પણ નથી. તારા વિશાળ કુંડમાં આકાંક્ષાની, કામનાની અને વાસનાની આહુતિ અપાઈ ગઈ છે ! ધન્ય છે ! સ્મશાન ! તારા મહિમાને ધન્ય છે. એ ગહન ગભીર મહા સ્મશાનમાં આજે અસંખ્ય રાજપૂતોનાં શબો ચિતાનલમાં સળગી રહ્યાં હતાં. ભડભડ અગ્નિ સળગી રહ્યો હતો. ચિતાઓના ધુમાડાથી આખી સ્મશાન ભૂમિ છવાઈ ગઈ હતી. જાણે ઘનઘોર વાદળાંથી ઘેરાયલા વૃક્ષોના સમુદાયથી વિંટળાયલા બૃહદારણ્યમાં દાવાનળ લાગ્યો હોયની ! એમ જણાઇ આવતું હતું ! ચંદનકાષ્ટ, ધૂપ, ઘી આદિ પદાર્થોના સુગંધથી દશે દિશાઓ સુગંધિત થઈ રહી હતી. સમરેન્દ્રનારાયણ, રાજા ટોડરમલ્લ અને વિક્રમજિત રાજાના આગ્રહથી, આ સર્વ શબોના સત્કારની તૈયારી થઇ હતી. આ વખતના યુદ્ધમાં ઘણાજ થોડા રાજપૂતો જીવતા રહ્યા હતા. જેઓ જીવતા રહ્યા હતા, તેઓ પરમ ઉત્સાહથી આ સત્કાર્યમાં આવી મળ્યા હતા. તેઓ સ્વર્ગીય આત્માઓની સદ્દગતિ માટે વારંવાર ઉંચા અવાજે ઇશ્વરનું નામ ઉચ્ચારી રહ્યા હતા અને વચ્ચે વચ્ચે ‘જય

સમરેન્દ્રનારાયણનો જય', 'જય રાજા ટોડરમલ્લનો જય,' 'જય રાજા વિક્રમજિતનો જય', એવા એવા શબ્દો ઉચ્ચારીને પોતાની કૃતજ્ઞતાને પ્રકટ કરી રહ્યા હતા, સમરેન્દ્ર અહિં તહીં વિચરણ કરીને, એ મહાકાર્યની દેખરેખ રાખતો હતો. જયમલ્લનું વીર વપુ જે સ્થળે દગ્ધ થતું હતું, તેજ સ્થળે સમરેન્દ્ર જઈ ઉભો હતો. ભારી ભારી ચંદનનાં લાકડાંથી એની ચિતા ખડકવામાં આવી હતી, અને ઘીના ઘડાને ઘડા એમાં હોમવામાં આવતા હતા. જે કોઇ જીવિત રાજપૂત સ્મશાનમાં જ્યાં કોઇપણ મૃત રાજપૂતના દેહને જોતો હતો, તેને ચિતામાં સુવડાવી સ્નેહપૂર્વક ધૂપ, ઘી આદિ હોમી તેનો અગ્નિસંસ્કાર કરવામાં રોકાઇ જતો હતો. એ સર્વ શબોના સમૂહમાં પત્નીસહિત પુત્તનું શબ પણ એક ચિત્તામાં પડયું હતું. એ ચિતાની નજીકમાં વીરાંગના પુતજનનીનો મૃતદેહ શોભી રહ્યો હતો. રાજપૂતોએ એ કેટલાક શબદેહના સત્કારમાં પોતાના તનમન સમર્પણ કરી દીધાં હતાં. જયમલ્લની પત્ની, જહરવ્રત સમાપ્ત કરી જીવન વિસર્જન કરી રહી હતી; એવામાં એકાએક સુલલિત સ્વરે ધ્વનિ થયો કે:—

"જા વત્સ અમરધામમાં જા. ત્યાં તારે માટે આજે જે અપાર્થિવ તૈયારીઓ થઇ રહી છે, તેવી તૈયારી કોઈ કાળે કોઇ ભાગ્યવાનને માટે પણ નહિ થઇ હોય. તેં સ્વદેશ અને સ્વજાતિની રક્ષા માટે અસાધારણ વીરત્વ દર્શાવીને જે જયમુકુટ મસ્તકપર પરિધાન કર્યો છે, તેની કશી તુલનાજ નથી. જગત્ સ્તંભિત થયું છે, મુનિ ઋષિ, યોગી અને તપસ્વીઓ ચમત્કૃત થયા છે. આ તારૂં મૃત્યુ નથી, અક્ષય અનંત કીર્તિનો વિસ્તાર છે."

વીણાના ઝંકારે ઉદાત્તસ્વરે, આ કેટલાક શબ્દો ઉચ્ચારિત થયા. સમરેન્દ્ર એ અલૌકિક સ્વરલહરી શ્રવણ કરીને, આમતેમ જોવા લાગ્યો. ક્યાંથી આ સ્વર બહાર નીકળી રહ્યો છે? જનમાનવ નથી. ત્યારે આ સ્વર કોનો! અતિસ્પષ્ટ, અતિ પરિસ્કૃત સ્વર છે! સમરેન્દ્ર આ પ્રમાણે ઘોર ચિંતામાં નિમગ્ન થઈ ગયો.

વજ્રવત્ ગંભીરનાદે ફરીવાર શબ્દ થયો:—,'યુવક! જો દર્શનેચ્છા બલવત્તી થઈ હોય, તો વાસનાશક્તિને દૂર કરી, પ્રબળ ઇચ્છાની સાથે ક્ષણવાર વિચાર કર." સમરેન્દ્ર આથી ચિત્તવૃત્તિને અટકાવી આંખો મીંચી ક્ષણવાર સુધી વિચાર કરવા લાગ્યો. વાસનાનું ફળ ફળ્યું, આંખો ઉઘાડીને જોયું તો, લાંબી દાઢીવાળા જટાજુટ-

ધારી તેજઃ પુંજ સંન્યાસીને તે પોતાની નજર સ્હામા ઉભેલા જોઈ શક્યો. સમરેન્દ્રે તરતજ સંન્યાસીનાં ચરણોમાં આળોટી પડી, તેમની ચરણુરજ લેવા માટે હાથ લાંબો કર્યો ? પરંતુ તેનો એ યત્ન વૃથા નિવડ્યો. તે તે દિવ્ય તેજવાળા સંન્યાસીના ચરણોનો સ્પર્શ કરી શક્યો નહિ આ શું ? ઈંદ્રજાળ કે દેવલીલા ! પ્રત્યક્ષ પરિદ્દશ્યમાન ચરણ, ધારણ કરી શક્યો નહિ એનું કારણ શું ?"

સમરેન્દ્ર સ્તબ્ધ થઈ ગયો, હતબુદ્ધિ થઇ પડ્યો. એ સમયે સંન્યાસીએ તેને સંબોધીને કહ્યું કેઃ—

"બાબા ! ચરણુરજ લેવાની આવશ્કતા નથી. હું તારાં કાર્યથી ઘણોજ પ્રસન્ન થયો છું અને એટલા મારેજ તને અત્યારે મેં આ પ્રમાણે દર્શન આપ્યાં છે તને દર્શન દેવા માટેજ હું અત્યાર સુધી વાટ જોઇ રહ્યો હતો. તું સ્થૂળ દેહના ભ્રમને લીધે ચરણુરજ લેવાની ચેષ્ટા કરી રહ્યો છે, પરંતુ આ તો સૂક્ષ્મદેહ છે. આ દેહનો સ્પર્શ તું શી રીતે કરી શકીશ ? જયમલ્લના અમાનુષિક કાર્યોથી મોહિત થઇને તેના દિવ્યદેહનાં દર્શનથી હું પુણ્યનો સંચય કરવા માટે અહીં આવ્યો છું. આમ જો શતશત મહાપુરુષો જયમલ્લની ચિતા પાસે ઉભેલા છે, એ સર્વની દિવ્યમૂર્તિ છે, સુક્ષ્મ દેહ છે"

સંન્યાસીના આદેશથી સમરેન્દ્રે ચિતાનલ તરફ દષ્ટિપાત કર્યો, તેણે તે સમયે જોયું કે, સ્વર્ગપૂરીની અપૂર્વ શોભા અત્યારે ખરેખર જયમલ્લની ચિતાપાસે આવી ખડી થઇ છે. સમરેન્દ્રના હૃદયમાં હવે પાર્થિવ પદાર્થોની કશીપણુ સ્પૃહા રહી નહી. તેનું હૃદય અત્યારે એક પ્રકારના સ્વર્ગીય ભાવથી ભરાઇ ગયું અભિન્નદેવતાઓની અપાર્થિવ દિવ્યકાન્તિનું અપૂર્વ તેજ, તેના અંતરમાં પ્રકટ થયું. તે અત્યારે જરા-મરણશીલ અને વાસનાનો વશીભૂત માનવ રહ્યો : નહિ. કપટતા, કઠિનતા, તેનાથી દૂર પલાયન કરી ગઈ. કલુષિત ચિંતાઓ તેના હૃદયમાંથી અદશ્ય થઇ ગઇ. હિંસા રહી નહિ, દ્વેષ રહ્યો નહિ, મત્સરતા રહી નહી. હૃદય નિર્મલ, સુદર, સુનિર્મલ બની ગયું. સમરેન્દ્ર દેવતા જેવો બની ગયો. સમરેન્દ્ર કેટલીવાર સુધી ચૂપચાપ ઉભો રહ્યો. તેણે ઘણીવાર સુધી અનિમેત નયને એવા અણુચિંતવ્યા હૃદયભાવનું પરિવર્તન થયેલું જોઇને, આગ્રહસહિત તે દિવ્યમૂર્તિ મહાપુરૂષને સંબોધીને પૂછ્યું કેઃ—"ભગવન્ ! મારે હવે આ પાપતાપ વાળા સંસારની યાતનાઓને ભોગવવી પડશે નહિ. આપની અશેષ કરુણાથી

આજે જે સુખનો મેં અનુભવ કર્યો છે, એવો અનુભવ આ જીવનમાં કદાપિ કર્યોજ નથી. દેવ! હૃદય ભક્તિરસમાં નિમગ્ન થઈ ગયું છે, આ આત્મા પવિત્ર થયો છે. મેં એવાં તે શાં પુણ્ય કર્યા છે કે, જેથી આ માનવદુર્લભ સ્વર્ગીય સુખસ્વાદ લેવાનો હું અધિકારી થયો છું ? પ્રભુ! આપની કરુણાની કાંઇ સીમાજ નથીઃ આપની ઉદારતાનો અવધિજ નથી."

સંન્યાસીએ કહ્યું.:

"વત્સ! તારા અત્યંત યત્નના યોગે આ દેવ સમાન જયમલ્લ આદિ સ્વાર્થત્યાગી વીરપુરુષોના મૃતદેહોની અંતિમ ક્રિયાની તૈયારી થઈ છે. એ પુણ્યના ફલથી, આ સર્વ સૂક્ષ્મ દેહધારી મહાપુરુષોનાં દર્શન તથા તે દર્શનથી સ્વર્ગીય ભાવનો અનુભવ તું મેળવી શકયો છે. હવે હું તને આશીર્વાદ આપું છું કે, તું સર્વ પ્રકારનાં સાંસારિક સુખોથી સુખી થઈને ધર્મપંથે વિચરણ કર."

આમ કહીને સંન્યાસી અદશ્ય થયા, તે સાથે સર્વ મહાપુરુષો પણ તિરોહિત થયા.

સમરેન્દ્ર ગુરૂના ગયા પછી મનમાં.ને મનમાંજ કહેવા લાગ્યો.— "અહા? ગુરૂનો મહિમા મહાન છે! એનું કોઇ પણ પ્રકારે વર્ણનજ કરી શકાય તેમ નથી. આજે તેમણે મને જે મહાપુરુષોનાં દર્શન કરાવ્યાં છે, એથી હું કૃતાર્થ થયો છું. એક વિદ્વાને ગુરુમહિમાના સંબંધમાં યોગ્યજ કહ્યું છે કેઃ—

"विदलयति कुबोधं बोधयत्यागमार्थम् ।
सुगतिकुगति मार्गो पुण्यपापे व्यनक्ति ।
अवगमयति कृत्याकृत्यभेदं गुरूर्यो ।
भवजलनिधिपोस्तं विना नास्ति कश्चित् ॥

અર્થાતઃ—"આ ભવરૂપી સાગર તરવા માટે નાવ સમાન ગુરુ વિના બીજો કોઈ નથી, કારણ કે ગુરૂ દુષ્ટ બોધનો સંસ્કાર દૂર કરે છે, અને સિદ્ધાંતોના અર્થને સમજાવે છે. સુગતિ ઉત્પન્ન કરનાર પુણ્ય અને કુગતિ ઉત્પન્ન કરનાર પાપ એવું સમજવાની બુદ્ધિ પ્રકટ કરે છે અને અમુક કૃત્યો કરવા યોગ છે તથા અમુક કૃત્યો કરવા યોગ્ય નથી, એવો ભેદ સમજાવે છે." વળી "કહ્યું છે કે, गुरूवक्त्रे स्थिताविद्या गुरुभक्त्या च लभ्यते અર્થાતઃ—ગુરૂના મુખમાં જે વિદ્યા રહેલી છે, તે ગુરૂની ભક્તિ કરવાથી મળે છે" મારા અહોભાગ્ય કે હું આજે

ગુરૂ પ્રતાપે કૃતાર્થ થયો છું.” ત્યાર પછી તેતે આશ્ચર્યવાળા બનાવનો વિચાર કરતો કરતો સ્મશાનમાંથી ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૫ મું

### આગ્રા-ગમન

તારાના ગુમ થવાના સમાચાર સવારમાં સર્વત્ર ફેલાઈ ગયા. તંબૂમાં તથા વહાણોમાં કોલાહલ મચી ગયો. સંસારવિરાગી કર્મયોગી ગિરિતુલ્ય અટલ રતિકાન્તરાય આજે વ્યાકુળ થયા વિના રહી શકયો નહિ. શ્યામાના ગુમ થવાથી જે નહોતું બન્યું, તે આજે બન્યું. ઉમાકાન્તનું સર્વસ્વ ધન, તેની પાસેથી ખોવાઈ ગયું, ગુમ થઈ ગયું અથવા ચોરાઇ ગયું. સ્થાપિતધન સ્વામીને પાછું સોંપી શકાયું નહિ, એવી ચિંતાથી તેના અંતરમાં દાહ થવા લાગ્યો. પરંતુ જે થવાનું હતું, તે તો થઈ ગયું છે, તેને માટે દુઃખી થવાથી હવે શી રીતે ચાલી શકશે? આ પ્રમાણે વિચાર કરીને, તેણે પ્રહરીઓને બોલાવ્યા. સીતારામ ન્હાસી ગયો હતો. વિધુમુખી જાણે કાંઇ પણ જાણતીજ ન હોય, એવો ભાવ દર્શાવીને કેવળ રડવાજ માંડી. પ્રહરીઓને વારંવાર તારાના સંબંધમાં અનેક પ્રશ્નો પૂછવામાં આવ્યા, પરંતુ એનું કશું પણ પરિણામ આવ્યું નહિ. છેવટે ચારે બાજૂએ અનુચરો દોડાવી મુકયા. ગુપ્તચર-જાસૂસ નીમી દીધા, પુરસ્કાર-ઈનામની જાહિરાત બહાર પાડી દીધી. તે સાથે એમ પણ કહી દધું કેઃ—“જે વ્યક્તિ ખરો પત્તો મેળવી આપશે, તેને દશ હજાર રૂપિયા ઈનામ આપવામાં આવશે.” કાનપૂરના ફોજદાર પાસે પણ આ સમાચાર મોકલાવી આપ્યા. આ પ્રમાણે જે સ્થળેથી તારા ગુમ થઈ હતી. તે સ્થળેથી દશ બાર દિવસ રોકાયા છતાં પણ જ્યારે કાંઇ નિકાલ ન આવ્યો, અથવા આવવાની કશી સંભાવના પણ ન જોઇ ત્યારે લાચારીથી આગ્રાભણી રવાના થવાનું નક્કી થયું. રતિકાન્તરાયે વિચાર્યું કે, બાદશાહના દરબારમાં જઇ આ વિષયમાં યથાયોગ્ય ચેષ્ટા કરવાથી અવશ્ય કાંઇક ઉપાય કરી શકાશે.

આ તરફ હરસુંદરી પણ અત્યંત ચંચળ થઇ પડી. થોડા દિવસમાંજ તારા તેની પ્રિયપાત્રી થઇ પડી હતી, હવે એ બિચારી ધ્યાનમાં બેસી શકતી નહોતી; તેનું મન સ્થિર થતું નહોતું; તારાની વાતજ તેને વારંવાર યાદ આવ્યા કરતી હતી. આગ્રાયાત્રાના આ શુભ સુયોગે તીર્થ દર્શન કરી પવિત્ર થવાશે, એમ ધારીને, તે સ્વામીની સંગિની થઇ હતી; પરંતુ એ વિષયમાં હવે તેની આસ્થા રહી નહિ. શ્યામા પણ દિવસે દિવસે કૃશ અને દુર્બળ થવા માંડી હતી. કેવળ શશીમુખી અટલ, અચલ રહી હતી. તે પોતાના ગુરુદેવને આશ્વસ્ત કરતી હતી, શ્યામાને પ્રફુલ્લિત રાખવાની કોશિશ કરતી હતી.

ધીમે ધીમે ચાલતાં ચાલતાં છેવટે તેમની નૌકાઓ આગ્રાના ઘાટપર આવી લાગી, રતિકાન્તરાય બાદશાહી દરબારમાં કશા પણ સંવાદ ન મોકલતાં, રાજા ટોડરમલ્લની સાથે સાક્ષાત્ કરવા માટે ગયો.

ટોડરમલ્લ—

રાયજી ક્યારે આવ્યા છો ? અમો તમારા આગ્રા આવવાના સમાચાર પ્રથમથીજ જાણી ગયા છીએ; પરંતુ ત્યાર પછી ઘણા દિવસ સુધી તમારા કશા પણ સમાચાર ન મળવાથી અમારા મનમાં ઘણીજ ચિંતા થયા કરતી હતી. કેમ રસ્તામાં કાંઇ હેરાનગતિ તો નહોતી થઇને ? " કાંઈ વિઘ્ન તો નહોતું આવ્યું ને ? "

રતિકાન્ત—

મહારાજ ! હેરાનગતિની હદ થઈ ગઈ છે, વિઘ્નની તો કાંઇ પરિસીમાજ રહી નથી. મારી સાથે મારી સ્ત્રી, કન્યા આદિ કેટલીક સ્ત્રીઓ તીર્થ દર્શનની અભિલાષાથી આવતી હતી; તેમાંથી મારા એક આત્મીયની કન્યા ક્યાંક ગુમ થઈ ગઇ છે. ઘણી ઘણી તપાસ ચલાવવા છતાં, તેનો કાંઇ પણ પત્તોજ મળ્યો નથી.

ટોડરમલ્લ—

કઇ જગાએ એ માઠો બનાવ બન્યો હતો વારૂ. ?

રતિકાન્ત—

કાનપૂરની આજૂ બાજૂમાં.

ટોડરમલ્લ—

" કન્યા દેખાવમાં કેવીક હતી ? તેની ઉમ્મર કેટલીક હતી ? "

રતિકાન્ત—

તે ઘણીજ ખૂબસુરત હતી, અને ઉમ્મરમાં પૂર્ણ યુવતી હતી.

ટોડરમલ્લ—

બાલિકાની બુદ્ધિ શુદ્ધિ કેવી હતી ? તેનામાં કાંઇ વિલાસપ્રિયતા હતી ખરી કે ?

રતિકાન્તઃ—

મહારાજ! હું આપના કહેવાનો આશય બરાબર સમજી શકતો નથી.

ટોડરમલ્લઃ—

રાયજી ! આ મોગલ દરબારમાં અનેક પ્રકારનાં ગૂઢ રહસ્યો વ્યાપેલાં છે; કાવાદાવાનો તો કાંઈ શુમારજ નથી. અત્યારે બધી વાતો ખોલીને કહી સંભળાવાનો અવસર નથી, વખત આવ્યે તમો બધું જાણી શકશો. તોપણ અત્યારે હું તમને એટલું કહી રાખું છું કે, જો કન્યા સુશીલા, સુચ્ચરિત્રા અને બુદ્ધિમાન હશે, તો હું ધારૂં છું કે, કોઇપણ વ્યક્તિ તેને પ્રલોભનથી ભૂલાવી શકશે નહિ, લાલચથી લલચાવી શકશે નહિ."

રતિકાન્તઃ—

ના–તેને લલચાવવાની કે ભૂલાવવાની શક્તિ કોઈનામાં પણ નથી. તે પ્રખર બુદ્ધિશાલિની એ સુચરિત્રા છે."

ટોડરમલ્લઃ—

ત્યારે તેનો ઉદ્ધાર કરવો કઠિન થશે નહિ. હું ગુપ્તચરદ્વારા તપાસ કરાવું છું. પત્તો મળતાંજ, તેના ઉદ્ધારનો ઉપાય થશે. એ દરમ્યાન બાદશાહને જણાવીને ખુલ્લી રીતે જો કાંઈ ઉપાય કરી શકો, તો કરજો. પણ હવે દાઉખાંના શા સમાચાર છે ? વળી તમારાં રચેલાં કારસ્થાનનું પરિણામ કયાં સુધી સફળ થયું છે ? તમારી રાજોપાધિ તથા જમીનદારી પુનઃ પ્રાપ્ત થઈ ખરી કે ?

રતિકાન્તઃ—

ના મહારાજ ! એમાંનું કશું પણ થયું નથી. સર્વ આશાઓ નિરાશાના રૂપમાં પલટાઈ ગઇ છે. દાઉદખાંના અત્યાચારનો અવધિ થયો છે. પ્રજા ત્રાહિ ત્રાહિ પોકારી રહી છે."

ટોડરમલ્લઃ—

શું બાદશાહનો હુકમ અમાન્ય કર્યો છે ? દિલ્હીપતિના હુકમનું પણ અપમાન કર્યું છે ?"×

---

×બાદશાહ અકબરે પોતાના પ્રિય સરદાર ટોડરમલ્લને બંગાળાપર ચઢાઇ કરવા મોકલ્યો હતો, તે સમયે બંગાળામાં પઠાણોનું કેવું દૃઢ આધિપત્ય હતું તથા પઠાણ બાદશાહ દાઉદખાં કેવો જુલ્મી

રતિકાન્ત:—

કેવળ અમાન્ય નહિ, અવજ્ઞા પણ કરી છે. હુકમ સાંભળી સભામાં હદ ઉપરાંત ગુસ્સો બતાવતાં પણ સંકુચિત થયો નથી."

ટોડરમલ્લ:—

દાઉદખાં પતંગની પેઠે બળી મરશે. એ બેવકૂફનો સરદાર તે દિવસના પરાજયને આટલી થોડી મુદતમાંજ ભૂલી ગયો? આખી આલમના બાદશાહના હુકમનો ઇન્કાર કરવાને તૈયાર થયો?"

ગમે તેમ હો, એ સાધારણ શૃગાલ સિંહ સમક્ષ ક્યાં સુધી યુદ્ધ કરી શકશે? તમો સર્વ તૈયાર થશો કે તરતજ અહીંથી વિપુલ સૈન્ય મોકલી આપવામાં આવશે. બાદશાહને સૈન્ય—સામંતોનો કશો અભાવજ નથી. તોપણ દેશના લોકોના મનોભાવથી જાણીતા થવાની જરૂર છે અને એટલા માટેજ તમોને અહીં બોલાવવામાં આવ્યા છે. તમો અત્યારે એ દેશના એક નેતા અને પ્રજાપ્રિય પુરુષ છો, એટલે તમોને બોલાવવાનુંજ અમો સર્વેએ અધિક ઉચિત ધાર્યું છે."

રતિકાન્ત—

મહારાજ! દેશનાં આબાલ, વૃદ્ધ વનિતા આદિ સર્વજનો પઠાણોપર તલ્વાર ઉગામી તેમનો નાશ કરવા માટે તૈયાર થયાં છે. નથી રહી પઠાણો પ્રતિ તેમની લેશ માત્ર પણ શ્રદ્ધા કે રાજભક્તિ! સર્વ તેમને જીવતા જાગતા રાક્ષસોજ માની બેઠાં છે. મેં જમીનદાર તાલુકદાર, જાગીરદાર અને દરેક સ્થાનના મુખ્ય મુખ્ય પ્રજાવર્ગને વશીભૂત કર્યા છે, તેઓ સર્વે મુગલોના આગમનની અપેક્ષા કરી રહ્યા છે. એ ઉપરાંત સુશિક્ષિત સૈનિકોનો પણ મોટા પ્રમાણમાં સંગ્રહ કર્યો છે. વળી વીસ પચીસ હજાર સૈન્યને એક વરસ ચાલે તેટલો ખોરાક પણ મેળવ્યો છે."

ટોડરમલ્લ:—

અમોએ અતિ દક્ષ લોકોની સહાયતા માગી હતી. તમારા જેવા લાયક મિત્રની સહાયતા મળવાથી, બંગાળાપર વિજય કરતાં અમોને કેટલાક દિવસ લાગશે?"

---

હતો, તે સંબંધી યથાર્થ પરિચય આ નવલકથામાં કરાવ્યો છે અને હજી બીજો કેટલોક ખાસ અગત્યનો પરિચય આ સિવાય બીજા એક પુસ્તકમાં પ્રકટ કરવાની મારી ઇચ્છા છે. એ પુસ્તકનાં સર્વસાહિત્યો તૈયાર છે. અલ્પ સમયમાંજ તે વાંચકની સેવામાં રજૂ થશે."

પ્રયોજક

રતિકાન્તઃ—

મહારાજ ! ગૌડની નજીકનો ધનવાન જમીનદાર વિશ્વનારાયણ ચૌધુરી, મોગલ સૈન્યના આગમનની પ્રતિક્ષામાં દહાડા ગણી રહ્યો છે, પૂર્વબંગનો પ્રધાન જમીનદાર સત્યેન્દ્રશિખર રાય, પઠાણોપર હદબેહદ ગુસ્સે ભરાયો છે. તેની સાથે અનેક જમીનદારો અને તાલુકદારો પણ મળેલા છે વીરભૂમિનો શશીશેખર રાય, બગુલાનો બળેન્દ્રકુમાર ભૂપ, ઓઢીયાનો દીર્ઘતિલક ગજપતિ, વર્દ્ધમાનનો અધરેશચંદ્ર ત્રિપદિ, બહારનો સુખવર્દ્ધનસિંહ આદિ સર્વ વ્યાકુલભાવે આપની અપેક્ષા કરી રહ્યા છે. કેશવપૂરનો ઉમાકાન્ત, દાઉદખાંના પરમમિત્ર હતા ! પરંતુ તે અત્યારે તેનો ઘોરતર વિરોધી થઇ પડયો છે. કેવલ કમલનારાય અને પઠાણ જાગીરદારો બાદશાહની વિરૂદ્ધમાં છે. મહારાજ ! પઠાણોના અત્યાચારથી દેશ રાખખાક થશે, હવે એ સર્વ સહી શકાશે નહિ. કહો મહારાજ ! આપ હિંદુકુલ ચૂડામણિ હોઇને, હિન્દુ ભ્રાતાની પાસે મનની વાત છૂપાવશો નહિ, એમ ધારીનેજ હું આપને આવો પ્રશ્ન પૃછી રહ્યો છું. કૃપા કરીને કહો જોઇએ કે, આ અત્યાચારનો અગ્નિ શું મોગલોના શાસનમાં પ્રજ્વલિત રહેશે કે અમો મોગલ શાસનના શાંતિવારિથી સુશીતલ થઇ શકીશું ?”

ટોડરમલ્લ—

રાયજી ! સાંભળ્યું છે કે, તમો વિષયવાસનાથી વર્જિત થયેલા એક ઋષિતુલ્ય પુરુષ છો; તમોએ જે કાંઇક કર્યું છે, તે કેવળ પારકાના ઉપકાર માટે અને સ્વદેશના હિત માટે; એથી તમારી પાસે સત્યને છુપાવી રાખવું ઉચિત નથી. મુસલ્માન માત્ર દુરન્ત અને દુર્દ્ધષ છે ! વળી વિલાસિતાથી તેઓ બિલ્કુલ અંધ બની જાય તેવા છે; માટે તેમની પાસેથી સદાની શાંતિની આકાંક્ષા રાખવી એ માત્ર એક પ્રકારની દુરાશાજ છે.

હું હિન્દુ હોવા છતાં પણ બાદશાહનો અનુગૃહિત અને રાજભક્ત છું. માટે મારા મુખેથી એ બધી વાતો બહાર કાઢવી એ ઉચિત નથી. તો પણ આ એક વાત કહી શકું છું કે, યોગ્ય અધિનાયકની આધીનતામાં રહી ચાલવાથી, એમની ઉદ્દામ પ્રકૃતિ પ્રશમિત થઇ શકશે—દબાઈ જશે. હું જ્યારે બંગાળાનું શાસન ચલાવતો હતો, ત્યારે તેમની ઉચ્છૃંખલતા કાંઇક ઓછી થઇ હતી. તે કાર્યમાં જે સુદ્ધ થયું હતું, તે કેવળ મારી પોતાની શક્તિથીજ થયું નહોતું. બાદ-

શાહ મારાપર અતિશય સ્નેહ તથા વિશ્વાસ રાખે છે. એમ ધારીને મેં મારૂં જે કર્ત્તવ્ય હતું, તે કર્ત્તવ્યનુંજ પાલન કર્યું હતું. આ વખતે બંગાળાપર વિજય થશે, તો માનસિંહ તેનો શાસનકર્ત્તા થઈ પડશે. તે ધારશે તો, મોગલ શાસનથી અમૃત ફળ ઉત્પન્ન થઈ શકશે. પરંતુ તેના દ્વારા તેમ થઇ શકશે નહિ. થઈ શકશે નહિ, એટલા માટે કે, મોગલ શાસનનો સુયશ, તેને બિલ્કુલ વાંચ્છનીય નથી. મોગલ થવાથી ધન, માન, ઐશ્વર્ય આદિ સર્વમાં તે સર્વોચ્ચ થયો છે; છતાં તે મોગલના હિતનો આકાંક્ષી નથી. તે રાજભક્તરૂપે પરિચિત છે, પરંતુ તેનામાં રાજભક્તિ નથી."

એ ગમે તે હો, પણ પઠાણો કરતાં મોગલો અનેક દરજ્જે ઉન્નત અને ઉદાર છે. વળી પઠાણો જેવા અર્થ-પિશાચ છે, તેવા મોગલો નથી. તો પણ અતિ વિલાસી તરીકે એમની પણ અર્થાકાંક્ષા ઘણી પ્રબળ છે. અત્યારે વખત ઘણો વીતી ગયો છે, માટે આપ આપના વહાણભણી વિદાય થાઓ. હું બાદશાહને જણાવીને આપની અભ્યર્થનાનો યથાયોગ્ય બંદોબસ્ત સ્વીકરાવી આપીશ. આવતી કાલે આપ બંગાળા, બિહાર અને ઓદીયાના રાજદૂત તરીકે સરકારી રીતે સન્માન પામશો. વળી એ કન્યાને માટે પણ આપ કશી ચિંતા કરશો નહિ. તેના ઉદ્ધારની ઘટતી વ્યવસ્થા હું કરીશ.

રતિકાન્તરાય પ્રણામ કરી ત્યાંથી વિદાય થયો.

---

## પ્રકરણ ૬ ઠું

---

### બે રમણી



નપૂરના એક બે માળવાળા મકાનના એક સામાન્ય કક્ષમાં બે લાવણ્યમયી લલનાઓ બેઠી બેઠી વાર્તાવિનોદ કરી રહી હતી. એમાંની જ્યેષ્ઠાએ હજી સુધી યૌવનની સીમાને અતિક્રમ કરી નહોતી. કનિષ્ઠા પૂર્ણ યુવતી હતી.

જ્યેષ્ઠા ઉજ્જવલ શ્યામ અંગવાળી, દીર્ઘ આકારવાળી, સ્થૂલ અને કૃશ બન્નેની વચ્ચેની સામાન્ય હતી; તેની નાસિકા અત્યંત સરલ ન હોવા છતાં પણ સ્ત્રીઓને છાજે તેવી હતી. ચક્ષુ, મુખ

અને શારીરિક બંધારણ આદિ સર્વ એવાજ પ્રકારનું હતું. અર્થાત્ તે સમુદ્રમાંથી મળી આવેલા મણિ જેવી અતિ અપૂર્વ અને મેનકા અપ્સરા સમાન અત્યની દુર્લભા સુંદરી નહોતી. સારાંશ કે, તેને સામાન્ય સુંદરી કહેવામાં આવે તો ચાલી શકે તેમ હતું. કનિષ્ટાના રૂપથી આખું ગૃહ પ્રકાશી ઉઠયું હતું. એના લાવણ્ય–સૌંદર્યની કાંઇ સીમાજ નહે.તી.

એમાંની મોટી સુંદરીએ નાની ભુવનમોહિની સુંદરીને સંબોધીને કહ્યું:—

"બહેન! આવી રીતે રડી રડીને શરીર સૂકાવી નાંખવાથી શું વળશે વારૂ? અહા! તારા આ સોના જેવો સુંદર રંગ કેવો કાળો મેશ થઇ જવા આવ્યો છે? હું તને એક વાત કહું તે સાંભળ, હું તારૂં ભલું ચાહનારી છું. એટલા માટેજ કહું છું, નહિ તો કહેતજ નહિ. તું આટલા બધા વિચારો શામાટે કર્યા કરે છે! લોકો તપસ્યા કરવાથી પણ જે વસ્તુને મેળવી શકતા નથી, અનાયાસે તારા ભાગ્યમાં તે વસ્તુ આવી મળી છે. એમાં તો હું ચિંતા કરવાનું અથવા રડવાનું કશું પણ કારણ જોઇ શકતી નથી. મેં સાંભળ્યું છે કે, શાહજાદો સલીમ તારે માટે દીવાનો બની ગયો છે. તે તારા રૂપની વાત સાંભળીને, અરે સાંભળીનેજ શું, તને આ ગૃહના આંગણામાં જોઇને મોહિત થઇ પડયો છે. તારા ભાગ્યમાં મને લાગે છે કે, એક દિવસ દિલ્હીનું સિંહાસન પ્રાપ્ત થશે. સલીમશાહને મેળવવા માટે અનેક પરમ રૂપવતી લલનાઓ તનમનથી પ્રાર્થના કરી રહી છે."

નાની રમણીએ કહ્યું:—

બ્હેન! હું દિલ્હીનું સિંહાસન પણ ચાહતી નથી, અને સલીમશાહને પણ ચાહતી નથી. ભગવાનની પાસે હું પ્રાર્થના કરીને કહું છું કે, જાણે મારા સ્વામીના ચરણોમાં મારૂં મન અવિચળ રહે."

મોટી રમણીએ કહ્યું:—

"બ્હેન! પહેલવહેલાં થોડાક દિવસ મનની ગતિ આવી વિષમ રહેશે, પણ છેવટે એ બદલાઇ જશે. જોધબાઇની વાતનો વિચાર કેમ નથી કરી જોતી! જોધા ઘણી રોકકળ કરતી હતી, ધર્મત્યાગ ન કરવાની દૃઢ પ્રતિજ્ઞા પણ તેણે લીધી હતી, પણ છેવટે શું એનાથી એમ થઇ શક્યું છે? જોધા અત્યારે બાદશાહની પરમપ્રિય પાત્રી થઈ પડી છે, જોધા અત્યારે રાજરાજેશ્વરી બની ગઈ છે."

નાની રમણીએ કહ્યું:—

"બ્હેન ! હું દુનિયાની મહારાણી થવા માગતી નથી. મા પતિદેવતાને હું રાજાઓના રાજા મહારાજા માનું છું. હું એ રાજાધિરાજના ચરણોમાં વેચાઇ ચૂકી છું અને હમેશાં તેમનીજ થઇ રહીશ. મને તેમનાં તે ચરણોમાંથી જુદી કરવાની કોઇનામાં પણ કશી તાકાત નથી. હું રાજ્ય નથી કે, સૈન્યસામન્ત લઇને મને કોઇ પરાજિત કરી શકશે. હું મણિરત્ન નથી કે, જેથી કોઇ મારી ચોરી કરશે. મારાપર બળાત્કાર કરવાની અથવા મારા હૃદયપર અધિકાર સ્થાપવાની કોઇનામાં કશી શક્તિ નથી. સલીમના હાથમાં જવું પડશે, તે મારા આ પ્રાણ કદાપિ ટકશે નહિ. ભૂખ, ગળેફાંસો આદિ અનેક ઉપાય મારા હાથમાં છે. જ્યારે મારાપર કાંઈ પણ બળાત્કાળ થશે ત્યારે હું એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના મરણને શરણ થઇશ.

મોટી રમણીએ કહ્યું:—

"બાપુ ! હવે હું તને મારા દિલની વાત ખોલી બતાવું છું. તને આવી તપાવેલા કાંચન જેવી શુદ્ધ જાણી હોત, તો હું અત્યાર સુધી આવી વાતો જ કરત નહિ. કસોટી કરવા ખાતર તથા પરીક્ષા લેવા ખાતર મેં આ બધી વાતો તને કહી નાંખી છે. એ સઘળું માફ કર. હું પણ પ્રતિજ્ઞા કરૂં છું કે, કોઇ બળાત્કારે મારી પાસેથી તને લઈ જઈ શકશે નહિ. તને કશી ઇજા કરવાની મારી હયાતીમાં કોઇનાથી પણ હિમ્મત કરી શકાશે નહિ. વળી જેથી કરીને તારો ઉદ્ધાર થાય, તેમ કરવાની હું મારાથી બનતી કોશિશ પણ અવશ્ય કરીશ. તું નિશ્ચિંત રહે."

આ સમયે તેમના ઓરડાનું દ્વાર ખખડવા લાગ્યું. મોટીના ઇશારાથી નાની રમણી જોડેના ઓરડામાં ચાલી ગઇ, ત્યાર પછી દોલતરામે એ ઓરડામાં પ્રવેશ કર્યો.

પ્રવેશ કરી દોલતરામે કહ્યું:—

"કેમ, ક્યાં સુધી કામમાં ફત્તેહ મેળવી ? શાહજાદા ઘણાજ અસ્થિર થઇ ઉઠયા છે. કન્યાને સમ્મત કરી સાથે લઇ જવાની તેમની ઇચ્છા છે. વળી આ કામ ફતેહ કરી શકવાથી મને પણ ઘણો લાભ મળી શકે તેમ છે, એ પણ હું ધારૂં છું કે, તારાથી અજાણ્યું તો નહિજ હોય. મેં તને એક જોડ મૂલ્યવાન અલંકાર આપવાની પ્રતિજ્ઞા કરી છે."

મોટી રમણીએ કહ્યું:—

" અલંકારની જોડ લાવી આપશો અગર આકાશનો ચંદ્રમા લાવી આપશો, તો પણ મારાથી આ કાર્ય થઇ શકશે નહિ. "

દોલતરામ:—

" શું કહે છે, આવું સામાન્ય કાર્ય તારાથી નહિ બની શકે? ભારતવર્ષના ભાવિ સમ્રાટની મહિષી થશે, એવું દુર્લભ પ્રલોભન બતાવીને પણ તેને સમ્મત કરાવી નહિ શકે? એને માટે અનેક રમણીઓ તનમનથી તલપાપડ થઈ રહી છે. બસ, ગમે તે રીતે, લલચાવીને, ફોસલાવીને, દબાવીને કે ધમકાવીને તું તેને તારા ફંદામાં ફસાવી લે, શાહજાદા સલીમની મહાશક્ક બનાવી દે. "

" જે પ્રાર્થના કરી રહી છે, તે રમણીઓ જ્યારે મહિષી થઇ શકશે નહિ, ત્યારે જે પ્રાર્થના કરતી નથી, તે શી રીતે થઇ શકશે? "

દોલતરામ:—

ત્યારે એક કામ કર. તેને ખૂબ ધમકી આપ; બને તેટલો ભય બતાવ. તેને એમ પણ કહી દે કે, જો સીધી રીતે નહિ માને, તો બળાત્કારે લઇ જવામાં આવશે. હું ધારૂં છું કે, એમ કરવાથી તે અવશ્ય માની જશે. જ્યારે તારા જેવી ખેલાડી સ્ત્રી આ કાર્ય નહિ કરી શકે, ત્યારે બીજું કોણ કરી શકશે? "

મોટીએ કહ્યું:—

જેને જીવનની માયા નથી, તેને વળી ભય દેખાડવાથી પણ શું વળી શકશે? મેં ભય, મિત્રતા, પ્રલોભન આદિ સર્વ બતાવવામાં કશી પણ ખામી રહેવા દીધી નથી. "

દોલતરામ:—

" ત્યારે પછી? "

રમણી—

" ત્યારે પછી બીજું શું? તેને સમ્મત કરવાની કોઇનામાં પણ કશી તાકાત જ નથી. તે શુદ્ધ કાંચન જેવી છે. વારંવાર મને તે એક શ્લોક સંભળાવ્યા કરે છે કે;

विलोक्य परदार प्रेमाभिमत्तम्
चन्द्रमसं तं प्रफुल्लमनसम् ।
विदीर्यं शतधा गदापाणि:
ममाकीरन्नभसि ह्मम तिमिरावृत्ते ।

એટલે કે, "પરદારાના પ્રેમમાં આસક્ત થયેલા, પ્રફુલ્લિત મનવાળા ચંદ્રને નિહાળીને ક્રોધી ગદાધરે ( પ્રભુએ ) તેના સેંકડો ટુકડે ટુકડા કરી નાખ્યાં; જે ટુકડાઓ અંધકારે વીંટાએલા આકાશમાં અમાવાસ્યાએ તારકોને રૂપે જોવામાં આવે છે." આ શ્લોકનો સારાંશ એવે છે કે, જેવી રીતે પરસ્ત્રીમાં આસક્ત થયેલા ચંદ્ર જેવા મહા દેવની પણ પરમાત્માએ દુર્દશા કરી હતી, ત્યારે મારા જેવી એક સામાન્ય સ્ત્રી પતિના અનુરાગનો પરિત્યાગ કરી અન્ય પુરુષમાં આસક્ત થાય, તો તેનું પરિણામ કેવું વિષમ આવે ? માટે જો કદાચ પૃથ્વીનું રાજ્ય પણ મને પ્રાપ્ત થશે, તો પણ હું મારા ધર્મથી નહિ ચળું, હિન્દુ મટી યવનની અનુગામિની નહિ થાઉં." પતિદેવ ! આથી હું એ રમણીને મારા ફંદામાં કોઇ પણ રીતે ફસાવી શકું તેમ નથી. પણ હા હું તમને એક વાત કહું છું, તે તમારાથી પાળી શકાશે ખરી કે ?'

દોલતરામ—

" કહે-કહે, શું કહે છે ? શું તારી વાતને હું અમાન્ય રાખીશ?'

રમણીએ કહ્યું:—

કહું છું કે, ઐશ્વર્યને લઇને આપણે હવે શું કરીશું ? પુત્ર નથી કન્યા નથી, ભવિષ્યમાં ભોગવનાર પણ કોઇ નથી, એટલા માટે કહું છું કે, જે કાંઈ કર્યું છે. તેથીજ સંતુષ્ટ થાઓ. આ કાર્યનો ત્યાગ કરો. સામાન્ય ધનની આકાંક્ષાથી એક સતીના સતીત્વને નષ્ટ ન કરો પરમાત્માએ પૃથ્વીમાં જન્મ આપી મનુષ્યને કેવળ પરોપકાર કરવા માટેજ મોકલ્યાં છે, એ વાતનું સ્મરણ કરો. વળી રાજર્ષિ ભર્તૃહરિના આ ઉપદેશને પણ એકવાર સ્મરણમાં લાવો કે:—

**क्षुद्राः सन्ति सहस्रशः स्वभरण व्यापार मात्रोद्यता : ।**
**स्वार्थो यस्य परमार्थ एव स पुमानेकः सतामग्रणीः ॥**

અર્થાત: " પોતાના પેટ માટે ખપનારા ક્ષુદ્ર જીવો હજારો છે પણ પરાર્થનેજ સ્વાર્થ સમજે તો તે સત્પુરુષ ખરો ગણાય છે." માટે આ પાપાચારને પડતો મૂકી, નીતિના સૂત્રને ગ્રહણ કરો. પરોપકાર કરી જીવનને પાવન કરો. પરોપકાર જેવું મહા પુણ્ય બીજું એક પણ નથી. કારણ કે:—

**व्यग्रा येच परोपकारकरणे हृष्यन्ति ये याचिताः ।**
**तैस्तं मैरिव सुस्थिरैश्चिरभराक्रांता धरा धार्यते ॥**

આ સાંભળીને દોલતરામે કહ્યું:—" શાહજાદાનો અનુગ્રહ મેળવવાનું તથા ભાવિ સમ્રાટના પ્રિયપાત્ર થવાનું શું કાંઇ સર્વના ભાગ્યમાં

બની શકે ખરૂં કે! તારી આ વિદ્વતા મને બિલકુલ રૂચતી નથી. હું તો શાહજાદાના મનને ગમે તે રીતે સંતુષ્ટ કરવા માંગું છું અને એ કાર્યમાં તારે મને મદદ કરવી પડશે.”

રમણીએ કહ્યું:—

હવે ભાવિ સમ્રાટના અનુગ્રહથી શું થશે? આટલું બધું દ્રવ્ય કોણ આશે? વળી ભાવિ સમ્રાટના પ્રિય કે અપ્રિય થશો એનો નિશ્ચય પણ શો છે? ભાવિ સમ્રાટ જ્યારે સિંહાસન પર બેસશે, ત્યારે શું તેમની મતિ ગતિ આવી સ્થિર રહેશે? ત્યારે કદાચ દુષ્કર્મના સહચર તરીકે તમારાપ્રતિ તેમને દારુણ ઘૃણા ઉત્પન્ન થશે; કદાચ તમારા આ સર્વ ધન–ઐશ્વર્યને બળાત્કારે જપ્ત કરી લેશે. એટલા માટે હવે પાપને પ્રશ્રય આપશો નહિ. પાપ બોલતું નથી, પણ બોળા મારે છે. હવે પૈસાની તૃષ્ણા રાખશો નહિ? તૃષ્ણા મનુષ્યને મનુષ્યત્વવિહીન પશુ બનાવે છે અને આખરે તેની ઘણીજ દુર્ગતિ થાય છે. તૃષ્ણાવાનના સંબંધમાં એક વિદ્વાન યોગ્યજ કહે છે કે:—

गात्रं संकुचितं, गतिर्विगलिता, भ्रष्टाच दंतावलि ।
दृष्टिर्नश्यति, वर्धते बधिरता वक्त्रंच लालायते ॥
अर्थप्रार्थनशंकया न कुरुतेऽप्यालापमात्रंसुहृत् ।
हा कष्टं पुरुषस्य जीर्णवयसः पुत्रोऽप्य मित्रायते ॥

માટે પાપકાર્યનો પરિત્યાગ કરો. સુનીતિના માર્ગમાં વિચરણ કરો.”

વાંચક! આ દોલતરામ લૂટારાઓના થાણાદાર હતો. આગ્રાની અંદર કેટલાક લૂટારાઓના અડ્ડા એ સમયે ઉત્પન્ન થયા હતા, તે લૂટારાઓ દૂર દેશના આબરૂદાર ઘરની સુંદરી યુવતીઓને ઉપાડી લાવીને શાહજાદાથી લઇને છેક અમીર ઉમરાવોની સરભરા કરતા હતા. રમણીઓના સૌંદર્ય અને ઉમ્મરના પ્રમાણમાં ખરીદનારની દિલાવરી મુજબ એ સઘળી રમણીઓ વેચાતી હતી. જે કેટલાક સોદાગરો લૂટારાઓની પાસેથી એ સર્વ સ્ત્રીઓને ખરીદીને મોટા માણસોની પાસે વેચતા હતા, તેમાંનો એક સોદાગર આપણો આ દૌલતરામ પણ હતો. દૌલતરામ ઝવેરાતનું કામ કરતો હતો. પરંતુ પૈસા પેદા કરવાનો મુખ્ય ઉપાય આવી રીતે રમણીઓને ખરીદીને વેચવાનોજ હતો. એ સ્ત્રીઓના વેચાણવાળા ધંધામાંજ તેણે ઘણી દોલત મેળવી હતી. અત્યારે તેની સાથે જે સ્ત્રી વાતચીત કરી રહી હતી, તે તેની પરમ રૂપવતી પત્ની રત્નવતીજ હતી.



## પ્રકરણ ૭ મું

### ધર્મ-ભ્રાતા

यज्जीव्यते क्षणमपि प्रथितं मनुष्यै ।
विज्ञान-विक्रम यशोभिरभज्यमानं ॥
तन्नाम जीवितमिह प्रवदन्ति सन्तः ।
काकोऽपि जीवति चिराय बलिंच भुंक्ते ॥

विष्णुशर्मा

धर्मोविश्वस्य जगतः प्रतिष्ठा ।
लोके धर्मिष्ठं प्रजा उपसर्पन्ति ।
धर्मेण पापमपनुदति ।
धर्मे सर्वं प्रतिष्ठित तस्माद्धर्मं परमं वदंति ॥

नारायणोपनिषद् ।

———•———



'ભગિની ક્યાં ?' આમ કહીને બાદશાહી દરબારના પાંચ હજાર સેનાના અધિનાયક સુજનસિંહે દોલતરામના ગૃહમાં પ્રવેશ કર્યો. 'આવો, ભાઇ, આવો,' કહીને રત્નવતીએ હાથ ઝાલી સુજનસિંહને એક આસનપર બેસાડ્યો. સુજન રત્નવતી કરતાં ઉમ્મરમાં બે ત્રણ વરસે ન્હાનો હતો. બન્ને રક્ષા-બંધનથી ભ્રાતા ભગિનીના સંબંધમાં બંધાયાં હતાં. રક્ષાબંધનનો સંબંધ હોવા છતાં પણ સુજન, બહેનને પોતાની સગી બહેન જેવી માનતો હતો, રત્નવતી પણ સુજનને નાનાભાઇની પેઠેજ સમજતી હતી. દોલતરામ પણ એથી ઘણો ખુશી થતો હતો. તે પાંચપંદર માણસોની વચ્ચે ગૌરવની સાથે આ પવિત્ર સંબંધની વાત કહેતો ફરતો. વાસ્તવિક રીતે સુજનસિંહનો જેવા ઉંચા કુળમાં જન્મ થયો હતો, અને બળ-બહાદુરી અને શૂરવીરતાની જેવી પ્રશંસા પ્રસરી ગઇ હતી, તેથી તેની સાથે ઘનિષ્ટતા અથવા આત્મીયતાનો સંબંધ બંધાવો, એ કાંઇ જેવી તેવી ગૌરવની વાત તો નહોતીજ.

એક સમરેન્દ્ર સિવાય, સુજનના જેવો બહુગુણસંપન્ન પુરુષ બાદશાહના સૈન્યમાં બીજો કોઇ પણ નહોતો, એમ કહીશું તો પણ

અતિશયોક્તિનો કશો પણ સંભવ રહેશે નહિ. ઘણીવાર સુધી નાના પ્રકારની અનેક વાતો થયા પછી સુજને કહ્યું કેઃ—"બહેન! આજે અચાનક બોલાવાનું કારણ શું છે?

રત્નવતીએ કહ્યુંઃ—"ભાઇ! એક મોટી જવાબદારી મારા શિરપર આવી પડવાથી મેં તને અચાનક અત્યારે મારી પાસે બોલાવ્યો છે. તારા બનેવીની દ્રવ્યલાલસા કેવી પ્રબળ છે, એતો તું ઘણી સારી રીતે જાણે છે. દ્રવ્યના લોભથી તેઓ કોઇનું નિકંદન કાઢતાં પણ પાછા પડે તેવા નથી."

આજે કેટલાક દિવસ થયાં તેઓ એક ઘણી સુંદરી યુવતી લઇ આવ્યા છે અને એ સુંદરીનો હવે તેઓ શાહજાદા સલીમને આપવા માગે છે. મેં સાંભળ્યું છે કે, શાહજાદો સલીમ તેને જોઇ પણ ગયો છે. પરંતુ એ રમણી સાધ્વી સતી છે. મેં એને ઘણી ઘણી લાલચ આપી છે, છતાં તે પોતાના ધર્મથી જરાપણ ચળતી નથી. મારા પતિ એનું અહિત કરવા ધારે છે, એના સતીત્વને નષ્ટ કરવા માગે છે–"

"હેં, શું સતીનું સતીત્વ નષ્ટ કરવા માગે છે!" સુજનસિંહ એકદમ વચ્ચમાંજ બોલી ઉઠયોઃ "હેં, શું સતીનું સતીત્વ નષ્ટ કરવા માગે છે? ચિંતા નહિ, બેન! કશી ચિંતા ન કર. જે માણસ પારકાનું અહિત કરવા ધારે છે, તેનું પરમાત્મા પોતેજ અહિત કરે છે. એક કવિએ ખરૂં જ કહ્યું છે કેઃ—

> यः परस्य विषमं विचिन्तयेत्प्राप्नुयात्स
> कुमतिः स्वयं हि तत् ।
> पूतना हरिवधार्थमाययौ प्रापसैव
> वधमात्मनस्ततः ॥

અર્થાતઃ—"જે માણસ પારકાનું ભૂંડું ઇચ્છે છે તે ખરાબ બુદ્ધિવાળા માણસનું પોતાનું જ ભુંડું થાય છે. જેમ કે, પૂતના નામની રાક્ષસી કપટથી શ્રીહરિનો વધ કરવા આવેલી, ત્યારે શ્રીહરિનો વધ તો નહીં થયો પણ આખરે તે પોતેજ મરી ગઇ." માટે બહેન! તું એની જરા પણ ચિંતા ન કર."

"સાંભળ, ભાઇ, સાંભળ, ઉતાવળો ન થા." રત્નવતીએ કહ્યુંઃ– "ભાઇ! એ સાધ્વી સ્ત્રી ઘણી જ સરળ અને પવિત્ર છે. સલીમ તો શું, પરંતુ પૃથ્વીનું આધિપત્ય આપવા છતાં પણ તેને વશીભૂત

કરવાની કોઇનામાં શક્તિ અને સાધ્ય પણ નથી. તે પોતાના પતિના પદારવિંદ વિના બીજા બધા પુરુષોને છેક તુચ્છ ધારે છે. મેં તેને આશા આપી છે કેવળ આશા આપી છે, એટલું જ નહિ પણ (પ્રતિજ્ઞા કરી) કરી છે કે, તેને તે જુલ્મના પંજામાંથી ગમે તે રીતે બચાવીશ. બસ ભાઇ, એટલા માટે જ તને અત્યારે બોલાવ્યો છે. અત્યારે જેથી કરીને એ કુળવતી સતીના સતીત્વની રક્ષા થાય અને મારે પણ સન્માર્ગપરથી વિચ્યૂત ન થવું પડે, તેમ કર. ભ્રાતાની પાસે ભગિનીની આ નમ્ર પ્રાર્થના છે. ”

સુજનસિંહે કહ્યું:—“ વાહ ! ધન્ય છે ! ભગિની, તને અસંખ્ય વાર ધન્ય છે! તારાં હૃદયમાં આવી મહત્ વાસનાનો ઉદય થયો છે, એ જોઇને હું કેટલો બધો આનંદિત થયો છું, તે તને શી રીતે કહી શકું ! આજ તારા ભાઇ તરીકે મારૂં સૌભાગ્ય ગર્વિત થયું છે. આ તારા મહત્વને અસંખ્યવાર ધન્યવાદ છે ! ”

પરંતુ ભગિની ! ઘણુંજ ગુંચવણભરેલી વાત છે. સલિમશાહની વિરુદ્ધમાં કાર્ય કરવું એ કાંઇ જેવી તેવી વાત નથી. ઘણી જ છુપી રીતે, ઘણી જ સાવચેતીથી આપણે આ કાર્યને સમાપ્ત કરવું પડશે. જો કદાચ એ વાત પ્રકટ થઇ જશે, તો ઘોર આપદ આવી પડશે. વળી બીજી વાત એ છે કે, આ કાર્યમાં સમરેન્દ્રનારાયણની પણ સહાયતા લેવી પડશે. સમરેન્દ્ર આવાં સર્વ કાર્યોમાં સર્વથી પ્રથમ આગળ પડે છે. તેને વિપત્તિનો ભય નથી, અર્થની આકાંક્ષા અથવા પદગૌરવની પ્રત્યાશા નથી. પારકાંનો ઉપકાર કરી શકવાથી જ તે કૃતાર્થ થાય છે. તેણે પોતાના જીવનનું ધ્યેય ઘણું જ ઉંચું કરી રાખ્યું છે. તે વારંવાર સર્વને કહ્યા કરે છે કે:—“ હું યવનનો અનુચર હોવા છતાં, મારો હૃદયમાં આર્યધર્મનું અભિમાન જેવુંને તેવુંજ જાગૃત છે. મારાથી આર્ય અબળા પર અત્યાચાર થતો કદીપણ નિરખ્યા શકાય તેમ નથી. સતીધર્મની રક્ષા કરવામાં જ હું પરમ આનંદ માનું છું. ” વળી બળવાનના પંજામાંથી દુર્બળની રક્ષા કરવામાં માત્ર સમરેન્દ્ર એકલોજ યોગ્ય પુરૂષ છે. તો પણ બહેન ! તું કશી ચિંતા કરીશ નહિ, હું મારાથી બનશે, તેટલી કોશિશ કરીશ, એ અબળાના ધર્મને અવશ્ય બચાવીશ. ”

“ ત્યારે હવે મારા સ્વામીને મારે શું કહેવું? શું કેવળ ચોકખી નાજ પાડી દેવી ? હા, મને તો અત્યારે એ ઉપાય જ સર્વથી ઉત્તમ

જણાય છે. હું તેને જણાવી દઇશ કે, એક અધમ યવનના હાથમાં મારાથી એક પવિત્ર આર્યબાળાને કદાપિ સોંપી શકાશે નહિ; કદાપિ ધર્મભ્રષ્ટા થવા દેવાશે નહિ."

"ના. ના, એટલી બધી ઉતાવળ કરીશ નહિ. તેને પણ સમજાવી ફોસલાવીને કામ લેજે. કડવાં વચન કહી તેના મનને ઉશ્કેરીશ નહિ. એથી કદાચ માઠું પરિણામ આવશે. વિદ્વાનો પણ કઠોર શબ્દોનો વ્યવહાર ન કરવાનો ઉપદેશ આપી કહે છે કેઃ—

मर्माण्यस्थीनि हृदयं तथासून् ।
रुक्षावाचो निर्दहन्तीह पुंसां ॥
तस्माद्वाचं रुषतीं रुक्षरुपां ।
धर्मारामो नित्यशो वर्जयीत ॥
अरुंतुदं पुरुषं रुक्षवाचं ।
वाक्कुणकैर्वितुदन्तं मनुष्यान् ॥
विद्यादलक्ष्मीकतमं जनानां ।
मुखे निबद्धां निर्ऋतिं वैवीहन्तम्

( महाभारत, उद्योगपर्व )

ભાવાર્થઃ—" કઠોર ભાષણ પુરુષના મર્મ, અસ્થિ, હૃદય અને પ્રાણને દગ્ધ કરી નાખે છે. માટે ધર્મનું અવલંબન કરનારા પુરુષે કદાપિ દાહ કરનારૂં કઠોર ભાષણ ઉચ્ચારવું નહિ. મર્મપર પ્રહાર કરનારો ક્રૂર, કઠોર ભાષણ કરનારો અને શબ્દરૂપ કંટકોથી માણસને ખૂંચનારો જે પુરુષ તે સર્વ લોકોમાં દુર્દૈવી થઇને મુખમાં છુપાયલા મૃત્યુનેજ એકદમ પોતાની પાસે બોલાવી લે છે, એમ સમજવું—"

આવો ઉપદેશ આપીને સુજનસિંહ રત્નવતી પાસેથી વિદાય થયો.

# પ્રકરણ ૮ મું

## શીલવતી સુંદરી !

धर्मार्तं न तथा सुशीतलजलैः स्नानं न मुक्तावलि ।
न श्रीखंण्ड विलेपनं सुखयति प्रत्यंग भूम्यर्पितम् ॥
प्रीत्या सज्जनभाषितं प्रभवति प्रायो चेतसि ।
सद्युकत्याच पुरस्कृतं सुकृतिनामाकृष्टि मंत्रोपमं ॥

हितोपदेश.



અકબર બાદશાહના નૌરોજનો બાઝાર બેઠો હતો. એ બાઝારમાં રમણીઓજ ખરીદનારી હતી અને રમણીઓજ વેચનારી હતી; એ બાઝારમાં પુરુષને આવવાનો અધિકાર નહોતો. કેવળ એક માત્ર બાદશાહનેજ આ શોખના બાઝારમાં લેવડદેવડ કરવાની સત્તા હતી. બાદશાહે ખુશી થઇને આ બઝારનું નામ ખુશરોજ પાડયું હતું. સેંકડો સેંકડો સીમન્તિનીઓની સુચારૂં શિલ્પસામગ્રીથી આ બઝાર ભરાઇ ગયું હતું. બાદશાહ લીલા કરવાનું બ્હાનું બતાવી વિવિધ પ્રકારની વસ્તુઓ ખરીદ કરતો હતો. કોઇ સ્થળે ભાવને માટે રકઝક થતી હતી, પરંતુ મૂલ્ય આપતી વેળાયે દશ ગણું મૂલ્ય આપતો હતો. કોઇ સ્થળે ભૂલનો માર્યો એક રૂપિયાને બદલે એક મોહોર આપી જતો હતો. સુખના ફૂવ્વારા ઉડતા હતા, આનંદની લહરીઓ ઉછળતી હતી. ખુશરોજમાં જાણે પ્રાતિપ્રફુલ્લતાનું નાનું બઝાર બેઠું હતું. મોગલકુળભૂષણ અકબર બાદશાહના ચરિત્રમાં કોઇનો પણ અવિશ્વાસ નહોતો, એથી દરિદ્રથી લઇને અમીર ઉમરાવ અને સામંત સરદાર વગેરે કોઇ પણ આ બઝારમાં પોતાના પરિવારને મોકલતાં કુંઠિત કિંવા સંદિગ્ધ થયા નહોતા. પરંતુ કોણ જાણતું હતું કે, એમાં કુટ બુદ્ધિવાળા બાદશાહની પાપેચ્છા અલક્ષ્યે ક્રીડા કરી રહી હતી ? જો એવું જાણવામાં આવ્યું હોત, તો હિન્દુકુળની પવિત્ર યુવતી કામિનીઓ કદાપિ એ અપવિત્ર ભૂમિનો સ્પર્શ પણ કરત નહિ; એવું જાણવાથી, બળગર્વિત રાજપૂત રાજન્ય વર્ગ સમ્રાટ્ની વશ્યતા સ્વીકારવા છતાં પણ એ કૌટુમ્બિક લાંચ્છનાને જીવન જતાં સુધી પણ સ્વીકારત નહિ. અકબરશાહે

ઘણીજ સાવધાનીથી આ નૌરોજની સ્થાપના કરી હતી. એ નૌરોજ કે જે વિલાસી બાદશાહની પાપપિપાસા અને સૌન્દર્યલાલસાનું લીલાક્ષેત્ર હતું, એનો કોઇને કશો પણ આભાસ જ મળી શકયો નહોતો; કોઇ એ સંબંધમાં રંચ માત્ર પણ જાણી શકયું નહોતું અને એટલા માટેજ શત શત સુંદરીઓ એ મોહન જાળમાં ફસાઇને રમણીઓના સર્વસ્વધન સતીત્વ રત્નને વિસર્જન કરવા માટે આવી હતી.

અનેક વિદ્યુદ્દામ વિસ્ફારિતા ષોડષી બાલાઓએ આવી રીતે સતીત્વની સાથે સાથે કુળ ધર્મને જલાંજલિ આપી દીધી હતી, પતિધનથી વંચિત થઈ હતી અને માતા પિતાનો સ્વર્ગીય સ્નેહ ગુમાવી બેઠી હતી.

કેટલીક રમણીઓ કલંકના બોજાને શિરપર ધરી, તેને બદલે મહામૂલ્ય અલંકારથી વિભૂષિત થઈ, ચૂપચાપ પાછી ફરી રહી હતી. હાય ! હતભાગિનીઓના તે અલંકાર, હજારો વૃશ્ચિકોની પેઠે તેમને સેંકડો મુખે ડંસી રહ્યા હતા. તેમનું જે રત્ન ચોરાઇ ગયું હતું, લૂંટાઈ ગયું હતું, તે અમૂલ્ય રત્નની તુલનામાં સમસ્ત પૃથ્વીનાં મહામૂલ્ય રત્નો લાવી મૂકવામાં આવે તો પણ તેની બરાબરી થઇ શકે તેમ નહોતી ! જે ભારત ભૂમિ સમસ્ત ભૂમંડળમાં વિખ્યાત છે, તે કેવળ ત્યાંની સતીઓના પવિત્ર સતીત્વથીજ, એવાં અનેક અનુભવસિદ્ધ વાકયોનું વિસ્મરણ કરી આજે આ નૌરોજના મહા પાપ વ્યાપારમાં અનેક રમણીઓએ એ સતીત્વના વિનિમયમાં તુચ્છ લક્ષ્મી સંપાદન કરી પોતાના જન્મોજન્મને માટે કલંકની કાલિમા લલાટમાં ધારણ કરી લીધી હતી.

ગુપ્તવેશવાળો બાદશાહ છળ, બળ, કપટથી આવી રીતે અસંખ્ય અબળાઓનો સર્વનાશ સાધન કરીને મહાગર્વિત થઈ ઉઠયો હતો, તેના મનમાં દૃઢ ધારણા બંધાઇ ગઇ હતી કે, દિલ્હીશ્વરના ચરણોમાં આત્મસમર્પણ ન કરી સકે, એવી કોઇ રમણીજ નથી અથવા કોઈ પણ રમણી આત્મસમર્પણ કરવાને અસ્વીકૃત થઇ શકે તેમ નથી. સૌન્દર્યલોલુપ સમ્રાટ્નાં પાપચક્ષુ અવિરામ ગતિથી ચોમેર ફરી રહ્યાં હતાં. આબરૂદાર રમણીઓ જેથી કરીને પોત પોતાની મર્યાદા જાળવી શકે, એટલા માટે બાદશાહે પોતાના ફરવાનો એક અમુક વખત મુકરર કરી રાખ્યો હતો, એ ખરૂં; પરંતુ ખુશરોજના પ્રવેશ કરવાના તથા બહાર નીકળવાના માર્ગપર અને બીજાં બધાં સ્થાનો પર જેથી નજર પડે, એવો બંદોબસ્ત કરીને કેટલાંક ગુપ્તગૃહ નિર્માણ

કરાવ્યાં હતાં અને એ સ્થળેથી અનાયાસે આવી એકઠી થયેલી સુંદરીઓના સૌંદર્યનું નિરીક્ષણ કરીને, બાદશાહ પોતાનાં કલુષિત નયનોની સાર્થકતા સંપાદન કરી શકતો હતો.

છેવટે ફરતો ફરતો બાદશાહ એક અત્યંત સૌંદર્યમયી રમણી કે જે પોતાના સુકોમળ કંઠથી સમસ્ત બાઝારને ગુંજાયમાન કરી રહી હતી, તેની સમીપમાં આવી પહોંચ્યો. એ રમણી એક સામાન્ય કુટુંબની હતી અને બાદશાહના પાપમય વર્તનથી અસંતુષ્ટ થઈ જાણે તેને જ સંબોધીને ગાઇ રહી હતી. હાથમાં સુંદર સારંગીના સુર સાથે સુર મેળવી પોતાના સુકોમળ કંઠથી તે સુંદરી સમાજની અધીશ્વરી મૃદુમંજુલ વીણાવિનિંદિત સ્વરથી ગાઈ રહી હતી કેઃ—

ભૂલ્યો શું ભાન હે ભમરા! ખીલેલાં પુષ્પરાશિનાં?
જીવન જાશે, ફના થાશે, બધું અરબાદ થઇ જાશે;
વિકાસ્યું જે કુસુમ ન્યારૂં ખરે અંતે ખરી જાશે;
ધરી જે વાસના ઉરે અધૂરી તે રહી જાશે;
નહીં રસપાન તું કરશે, નહીં આનંદમાં ફરશે;
નિશાનો નાથ આવીને કુસુમના તેજને હરશે;
કુસુમ કરમાઇને પડશે વળી બંદી તને કરશે;
થતાં બંદી કુસુમનો તું ખરે ગભરાઇને મરશે;
જશે આશા જીવનની ને ઉરે ઉત્તાપ બહુ થાશે;
ખરે ઉત્તાપનો અગ્નિ હૃદય તારૂં દહી ખાશે:
.સમજ ચેતન, વિસારી દે, બધું માયાવી મૃગજળ છે;
તનુ મનને ભૂલાવીને ખરે મૃગજળ મરાવે છે."

ચાણાકય બુદ્ધિવાળો બાદશાહ એ સુંદરીના એ ગાયનનો અર્થ જાણી ગયો, તેણે તરત જ તે સુંદરીને સંબોધીને કહ્યું કેઃ—"હે સુકોમળ અંગવાળી સુંદરી, તું કોણ છે? તારા આ સુલલિત કંઠમાંથી નીકળેલા સુંદર સંગીતને સાંભળીને હું તારા પર અત્યંત પ્રસન્ન થયો છું. કહે, કહે, તું દિલ્હીના બાદશાહ પાસેથી શું પુરષ્કાર પ્રાપ્ત કરવાની અભિલાષા ધરાવે છે?"

સુંદરીએ ઉત્તર આપ્યોઃ—"જહાંપનાહ! હું એક સામાન્ય સામન્તની કન્યા છું, મારા પિતા અલવરના મહારાજા સેનાપતિ હતા અને હમણાં કેટલાક અગત્યના કારણોથી કુટુંબસહિત આ દિલ્હી શહેરમાં આવી વસ્યા છે. ઇશ્વર કૃપાથી અમારી આર્થિક સ્થિતિ સારી

હોવાથી, મારી આપ નામદારની પાસેથી કોઈ પણ પ્રકારનો પુરસ્કાર મેળવવાની ઇચ્છાજ નથી. હું તો કેવળ આપના આ નોરોજની અત્યંત પ્રશંસા સાંભળીને મારી એક સખીના આગ્રહથી અહીં આવી હતી, એ સિવાય મારી બીજી કાંઈ પણ અભિલાષાજ નથી. "

સુંદરીની આવી નિરપેક્ષતા નિરખીને બાદશાહ કાંઇક કુંઠિત થયો અને એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના તરતજ તેથી પાસેથી ચાલ્યો ગયો.

ફરતાં ફરતાં અંતે મેવાડેશ્વરની ભ્રાતૃદુહિતા લાવણ્યવતીના અનુપમ લાવણ્યરાશિએ તેને ઉન્મત્ત બનાવી દીધો. એ ઉપરાંત પાછું જ્યારે તેણે જાણ્યું કે, એ અતુલ રૂપરાશિની અધિષ્ટાત્રી દેવી, મહારાણા પ્રતાપસિંહના ભ્રાતા શક્તસિંહની દુહિતા છે, ત્યારે તેના હૃદયનો અગ્નિ બમણા વેગે સળગી ઉઠયો. લાવણ્યવતીનો રૂપરાશિ રાજપૂતાનામાં અતુલનીય ગણાય છે, એવી વાત તેણે અનેકના મુખેથી સાંભળી હતી. આજે એ સ્વર્ગીય પ્રતિમા તેની સમક્ષ જ વિરાજિતા હતી. બાદશાહ એ સૌન્દર્યના નિરીક્ષણથી જ્ઞાનશૂન્ય બની ગયો. ચિતોડનો ધ્વંસ કરી, હજારો હજારો રાજપૂતોના લોહીથી પોતાના હાથને કલંકિત કરી, જે વંશને તે કલંકિત કરી શકયો નહોતો, આજે એજ વંશનું અમૂલ્ય રત્ન, સ્વર્ગની જ્યોતિઃ, અનંત રત્નોની ખાણ હાથમાં આવવા છતાં, તે તેને છોડી શકે ખરો કે ? પ્રતાપે તેના ઉન્નત મસ્તકપર આઘાત કર્યો હતો, પ્રતાપને માટે જ તે ઉચ્ચાદપિ ઉચ્ચ હોઇને પણ તુચ્છ થઇ પડયો હતો.

પ્રતાપ જો તેના સિંહાસની બાજૂપર અવનત મસ્તકે બેઠો હોત તો તેના દિલ્લીશ્વરોહવા જગદીશ્વરાહવા નામની સાર્થકતા થાત. તેનો જે કૃપાપ્રસાદ મેળવવા માટે સમગ્ર હિંદુસ્તાનના અધિરાજો લાલાયિત રહેતા હતા, હાથ લંબાવતા હતા, તેના તે પ્રસાદને કેવળ એક પ્રતાપેજ અત્યંત ધૃણાની સાથે પાછો ધકેલ્યો હતો. આજે પ્રતિહિંસાની સાથે પ્રેમપિપાસા પ્રશમિત થશે, તૃપ્ત થઇ જશે, એમ ધારીને અકબરના મનમાં આનંદ ઉભરાઇ આવ્યો, એ આનંદની કાંઈ સીમા જ ન રહી. મુકરર કરેલા વખતે બાદશાહના બહાર નીકળવાના સમયની સૂચના કરનારો બંસીધ્વનિ થયો; એથી આબરૂદાર મહિલાઓ તેના નીકળતાં પહેલાંજ એકદમ બહાર નીકળવા માંડી. લાવણ્યવતી પણ ઉતાવળે પગલે એ સ્થાનનો પરિત્યાગ કરવા લાગી. પરંતુ બહાર

નીકળવાનો માર્ગ મેળવી શકી નહિ. બાણુથી વિંધાયલી કુરંગિની પેઠે આમ તેમ દોડાદોડી કરીને તે જે એક માર્ગપર આવી ચઢી, તે માર્ગનું પ્રવેશદ્વાર તેણે બહારથી બંધ થયેલું જોયું. નજીકમાં ઉભેલા પ્રહરીને તેણે તે દ્વાર ખોલી નાખવાનું કહ્યું; પરંતુ પ્રહરીએ તેના કહેવા તરફ કાન પણ ધર્યો નહિ.

ત્યારે તે સમજી ગઇ કે, તેના સર્વનાશની સઘળી તૈયારીઓ થઈ ચૂકી છે. વીરબાલા જવાનો માર્ગ રહ્યો નથી. એ જોઇને છેવટને માટે તૈયાર થઈ. એકવાર તેણે આંખો મીંચી પતિના પદારવિંદનું ધ્યાન ધર્યું. પતિના ચરણોમાં પ્રણામ કરી તેની મૂર્તિને હૃદયમાં ધરી, તેણે સદાને માટે તેની પાસેથી વિદાય માગી. તેનો પતિ પૃથ્વીસિંહ રૂપ—ગુણમાં અદ્વિતીય હતો, સર્વાંશે શ્રેષ્ટ હતો. તેણે બાદશાહના સૈન્યમાં દાખલ થઈ વિપુલ યશ પ્રાપ્ત કર્યો હતો. એ ઉપરાંત વિદ્યા બુદ્ધિ અને કવિત્વમાં પણ તેની ખ્યાતિની સીમા જ નહોતી.

ભાટ ચારણોએ સુમધુર ગાથાઓની રચના કરીને તેના યશોરાશિનો વિસ્તાર કર્યો હતો. સતીના હૃદયમાં એ સઘળા ગુણો ઉછળી આવ્યા. તેના આરાધ્યને, પતિ દેવતાએ ગગન કરતાં પણ અધિક ઉચ્ચ થઇને તેના હૃદયમંદિરને પ્રકાશિત કરી દીધું. અને અકબર તુચ્છ જઘન્ય નરકના કીટ જેવા બીભત્સ આકારે, બીભત્સ લીલાનો અભિનય કરી રહ્યો છે, એવું તેને સ્પષ્ટ દેખાવા લાગ્યું. સહસા સતીનું હૃદય હજારો મદોન્મત હસ્તીના બળથી બળવાન થઇ ઉઠયું. જાણે શિરાએશિરામાં—નસેનસમાં વીજળીનું તેજ આવી વસ્યું. કોઇએ જાણે **માભૈઃ માભૈઃ** રવે અભય આપીને સતીના શરીરમાં સ્વર્ગીય જ્યોતિઃને છોડી દીધી. જ્યોતિર્મયી લાવણ્યવતી અત્યારે ઉગ્રચંડી બની ગઇ. તેની લાલચોળ આંખોમાંથી જાણે ધગધગતા અગ્નિના અંગારા ઝરવા લાગ્યા.

કમરપરથી બળપૂર્વક તીક્ષ્ણ છુરિકા બહાર કાઢી, મજબૂત રીતે તેણે તેને પકડી રાખી. કામાતુર બાદશાહ પાપી યાચના કરતો કરતો આગળ વધ્યો, પરંતુ તેના મુખની તે વાત મુખમાં ને મુખમાં જ રહી ગઇ. તેણે જોયું કે, વીરાંગનાની તીક્ષ્ણ છુરિકા તેની છાતીને વીંધવા માટે તત્પર થઇ રહી છે. હાય ! જેને કુસમ જેવી કોમળ લાવણ્યવાળી લલના ધારીને, મનમાં ને મનમાં જ આશા લતા રોપી

હતી, તેજ બળવતી બાલાને, અત્યારે તેણે સાક્ષાત્ પ્રચંડ પ્રખર વીજળીવાળા અગ્નિના રૂપમાં ઉભેલી જોઇ !

ત્યારે તેનો મોહ ભાંગ્યો. દિલ્હીનું સિંહાસન સાંભરી આવ્યું; પુત્ર કલત્રનાં સ્નેહભરેલાં મુખોની છબિ હૃદયમાં અંકિત થઈ આવી. બાદશાહે આંખો મીંચી લીધી. આટલીવાર પછી તે સમજી શકયો કે, તેણે કેવા ધધકતા અગ્નિભણી પોતાનો હાથ લંબાવ્યો છે.

તે સ્વભાવનો પાખંડી નહોતો, સ્વાભાવિક રીતે તેની વૃત્તિ પૈશાચિક નહોતી. એટલા માટે એ પ્રથમના આશાભંગની સાથે સાથે વિવેકના દંશનથી વ્યથિત થઇ ઉઠયો. મનમાં ને મનમાં પ્રતિજ્ઞા કરી કે, હવે કદી પણ સતીનું અપમાન કરીશ નહિ, સતીને સતાવીશ નહિ.

લાવણ્યવતીએ બાદશાહની દીલગીરી જોઇને, પોતાની પ્રચંડતાને પ્રશમિત કરી, દબાવી દીધી. પરંતુ ઉગામેલી છુરીને છોડી નહિ. તેણે કહ્યું કેઃ—" ભ્રાન્ત સમ્રાટ ! જો જીવનની માયા હોય, દિલ્હીનું સિંહાસન છોડવાની ઇચ્છા ન હોય, તો પ્રતિજ્ઞા કર કે, હવે કદાપિ નૌરોજની પાશવલીલાનો અભિનય કરીશ નહિ; નહિતો આ તીક્ષ્ણ ધારવાળી છુરી મારી તારી છાતી વીંધી નાંખીશ."

અકબરે કાંઇ પણ હરકત ઉઠાવ્યા વિના ખુદાતઆલાના પવિત્ર નામે સોગંદ ખાઇને કહ્યું કેઃ—

"હવે કદાપિ સતીની અવમાનના કરીશ નહિ, સતીને સતાવીશ નહિ તથા નૌરોજના પાશવ અભિનયનો પરિત્યાગ કરીશ. આખી જિન્ગીમાં હું કદાપિ કોઇ આર્યબાલાના ધર્મને હણવાની કોશિશ કરીશ નહિ; અરે, પવિત્ર આર્યલલનાઓનાં નામમાત્ર પણ લઇશ નહિ."

વીરબાળા વિદ્યુત્વેગે વિખરાયલા રત્ન રાશિપર ગર્વસહિત લાત મારીને બહાર નીકળી ગઈ.

અને અકબર ?—સંત્રસ્ત અને ચકિત થઇને એ ભૈરવીની ભીમ લીલાનું આંદોલન કરવા લાગ્યો.

---

## પ્રકરણ ૯ મું

### તારાના સમાચાર

સ્મરૂં શું શું પ્રથમનું હું ? કપાઇ જાય અંતર આ !
પ્રથમની મૂર્ત્તિ તારી ક્યાં ? જઇશ શું તું મને છોડી ?
કૃષિત કાયા બની કેવી ? નહિં રૂધિર બિન્દુ છે !
પીડાયે હાડપિંજરમાં ! જઇશ શું તું મને છોડી ?
હસંતું મુખ તે છે કયાં ? ગયા શબ્દો મધુર મુખના !
હવે નિરાશ આશામાં ! જઇશ શું તું મને છોડી ?



આમારી પ્રથમ વર્ણવેલી શશીમુખીએ પણ એ બાઝારમાં પ્રવેશ કર્યો હતો. તે અત્યારે દીવાની પણ નહોતી, સંન્યાસિની પણ નહોતી. તેણે અત્યારે રાજરાજેશ્વરી-નો વેશ ધારણ કરી લીધો હતો. રત્નાલંકારથી વિભૂષિત થયેલી શશીમુખીને જોવાથી, અત્યારે કોનાથી કહી શકાય તેમ હતું કે, તે એ વિષયવાસનાથી વર્જિત થયેલી તપસ્વિની શશીમુખી છે ? અત્યારે તેના શરીરમાંથી લાવણ્ય ટપકી રહ્યું હતું, સૌન્દર્ય ઉભરાઈ રહ્યું હતું; તેના મુખમંડળે પણ પહેલાના ઉન્માદનો ત્યાગ કરી ગંભીર ભાવ ધારણ કરી લીધો હતો. તેના રૂપની છટાથી, વાતની ધટાથી, આખો ખુશરોજ મસ્ત થઇ ઉઠયો હતો. જૂદી જૂદી ભાષાઓમાં તે વાતચીત કરી રહી હતી, જૂદાં જૂદાં માંણુસોની સાથે મળી ગઇ હતી; જે જેવા સ્વભાવનું મનુષ્ય હોય, તેની સાથે તે તેવી જ રીતે વર્ત્તતી હતી. જેની પાસે તે જતી હતી, તેનું હૃદય આકર્ષણ કરીને હૃદયની વાતને બહાર ખેંચી કાઢતી હતી. એમ કરવામાં તેનો એક હેતુ હતો, એ હેતુ બીજો કશો નહોતો, કેવળ તારાસુંદરીનો પત્તો મેળવવાનો જ હતો. નોરોજના બાઝારમાં અનેક સ્ત્રીઓની આમદાની થશે, એમ ધારીને તેણે અહીં પ્રવેશ કર્યો હતો.

થોડીવાર આમ તેમ ફર્યા પછી, તે રાયપૂરના અધિકારી સુજન-

સિંહની સ્ત્રી પાસે જઈ પહોંચી. સુજનની સ્ત્રી સ્વાભાવિક જ અહં-કારી હતી અને એ ઉપરાંત એ શાહજાદા સલીમની સાસૂ છે, એમ ધારીને, તે અહંકારની મારીતો જમીનપર પગ પણ મૂકતી નહોતી.

શશી માણુસને વશ કરવામાં મજબૂત હતી. ક્ષણુવારમાં સુજન-ની રાણી તેને વશ થઇ ગઇ. પરંતુ તેની પાસેથી તે કશા પણ સમાચાર મેળવી શકી નહિ. કોટા, બુંદી, શિરોહી, સિંધુ, કાશ્મીર, ઇત્યાદિ દેશોની રાજરાણીઓના સમુદાયસાથે તન મનથી મળીને તેમના હૃદયની વાતો બહાર કઢાવવાની તેણે કોશિશ કરી. તો પણ મનની વાત મળી નહિ; એટલે તેણે રાણી મહારાણીઓને છોડી દીધી. ત્યાર પછી તે સામાન્ય વર્ગની સ્ત્રીઓમાં દાખલ થઇ; વળી એ સર્વ સ્ત્રીઓને પણ તેણે ઘણી થોડીવારમાં પોતાને વશ કરી લીધી, એ સ્ત્રીઓ પણ તેને પોતાનું માણુસ માનવા લાગી. એ શ્રેણીની સ્ત્રીઓમાંની કેટલીક સ્ત્રીઓ એક સ્થળે સ્વર્ણાલંકાર અને ઝવેરાતની દૂકાન સજા-વીને બેઠી હતી, ત્યાં આગળ શશી આવી પહોંચી. ઝવેરી લક્ષ્મણ સનાતન હરીમલ્લ અને શીતલચંદ ભગવાનચંદ વગેરે ઝવેરીઓએ તરેહ તરેહના મણિમુક્તિવાળા અલંકારો લઇને પોતપોતાની વનિતાને મોકલી આપી હતી. દોલતરામની પત્ની રત્નવતી પણ દૂકાન માંડીને બેઠી હતી.

શશીમુખી સહુથી પહેલી લક્ષ્મણુની પત્ની પાસે ગઇ. તેણે તેને કહ્યું:—" હું વારાણુસીના એક ધનવાન મહાજનની વનિતા છું, મારા સ્વામી બાદશાહના દરબારમાં રહે છે. અમો વારાણસીમાં રહીએ છીએ, અને વચ્ચે વચ્ચે આગ્રામાં પણ આવી વસીએ છીએ."

લક્ષ્મણુની પત્નીએ કહ્યું:—

" પણુ બહેન ! તમને તો આ પહેલાં કદી પણ નૌરોજમાં આ-વતાં જોયાં નથી."

શશીમુખીએ કહ્યું:—

" શા માટે ન આવીએ, દરેક વખતે તો આવું છું. તો પણ હું દૂકાન માંડી બેસતી નથી. દૂકાન કરવાથી એક જ જગ્યાએ રહેવું પડે તેમ છે, એટલા માટે હું વારંવાર જોવા જ આવું છું."

લક્ષ્મણુનીપત્નીએ કહ્યું:—

" ત્યારે બહેન ! તમારી સાથે ઓળખાણુ થવાથી હું ઘણી

ખુશી થાઉં છું. બાદશાહના રંગમહેલમાં કોઇની સાથે તમારી કાંઇ ઓળખાણ–પિછાણ છે ખરી કે ?"

શશી:—

"કેમ ન હોય ? જોધાબેગમ મને બહુજ ચાહે છે, તેમની સામે મારી ઘણી સારી ઓળખાણ છે."

લક્ષ્મણપત્ની:—

"હેં ! જોધાબેગમની સાથે ઓળખાણ? ત્યારે તો તમે મોટી લાગવગવાળાં જણાઓ છો ! મારે પણ બ્હેન ! સુલ્તાન દાનિયલની એકાદ બે બેગમોની સાથે સારી ઓળખાણ છે."

શશી:—

"સુલ્તાન દાનિયલને કેટલીક બેગમો છે, વારૂ ?"

લક્ષ્મણપત્ની:—

"આશરે વીસ પચીસેક હશે ?"

શશી:—

"શું કહે છે ? એક જણને એટલી બધી બેગમો ?"

લક્ષ્મણપત્ની:—

"વીસ પચીસ સાંભળીને અજાયબી ઉપજી આવી ? ત્યારે તો તમે સલિમશાહની વાત જ નહિ સાંભળી હોય ?"

શશી:—

"કેમ સલીમને કેટલી બેગમો છે ?"

લક્ષ્મણપત્ની:—

"સલિમની બેગમોનો શુમાર જ નથી. રોજ નવી નવી બેગમો આવીને તેના જનાનખાનામાં એકઠી થાય છે."

શશી:—

"એ શી રીતે ?"

લક્ષ્મણપત્ની:—

"બહેન ! મોટા ઘરની વાતો પણ મોટી જ હોય છે ! એ બધી છુપી વાતો કહેવાય તેવી નથી. તો પણ તમારી સાથે ઓળખાણ થઇ છે, ત્યારે પેટની વાત કહ્યા વિના રહી શકતી નથી. એ કામ માટે એક મોટું માણસોનું ટોળું નીમાયું છે, તે ટોળાંના માણસોજ ગમે ત્યાંથી તેને નવી નવી સ્ત્રીઓ લાવી આપે છે. તો પણ જે સ્ત્રીઓ તેના જનાનામાં આવે છે, તેઓ દુઃખી તો નથી જ થતી,

મોટા માણસના ઘરમાં ઘણી જ ખુશીની સાથે રહી શકે છે. એમાંની જે કોઈ સ્ત્રીનું ભાગ્ય ફરશે તે સિંહાસનની માલિક પણ થઇ પડશે. સલિમશાહ જ ભવિષ્યમાં ભરખંડના બાદશાહ થશે."

શશીમુખી અત્યારે પોતાનું ધારેલું કામ પાર પડશે એમ ધારીને ઘણી રાજી થઇ. તેણે કહ્યું કે:—

"બહેન ? મેં સાંભળ્યું છે કે, આજકાલમાં એકાદ કોઇ ખૂબ ખૂબસૂરત સુંદરીને એ ટોળાંના કેટલાંક માણસો કયાંકથી ઉપાડી આવ્યાં છે, તો શું એ વાત સાચી છે?"

લક્ષ્મણુનીપત્નીએ ઉત્તર આપ્યોઃ—

"હા બહેન! આજકાલ એક બંગાળી આબરૂદાર માણસની કન્યાને લાવવામાં આવી છે, એવું મેં પણ સાંભળ્યું છે. એ કન્યાના રૂપની કંઈ હદ જ નથી."

શશી—

"તે કન્યા હું ધારૂં છું કે, બાદશાહની બેગમ થશે એમ ધારીને આનંદની મારી અધીરી થઈ પડી હશે?"

લક્ષ્મણુનીપત્નીએ ઉત્તર આપ્યોઃ—

"ના બહેન! તેમ થયું નથી. તે કોઇપણ રીતે રાજી થવા માગતી નથી. એ એક પ્રકારની અજબ અબળા જ છે. આ પહેલાં મેં એવી કોઇ પણ અબળા જોઈ કે જાણી નથી કે જે શહેનશાહના સિંહાસનને પણ લાત મારવાને તૈયાર થઇ હોય! બીજી બધી સ્ત્રીઓ તો આગ્રહપૂર્વક સલીમની બેગમ બનવા આવે છે પણ આ સ્ત્રી તો સલીમની ઇચ્છા હોવા છતાં, ચોકખી નાખુશી બતાવે છે."

શશી—

"ત્યારે તે અત્યારે કયાં છે?"

લક્ષ્મણપત્ની—

"એ મહિલા પ્રથમ અમારા ઝવેરી દોલતરામના મકાને હતી, પણ ત્યાર પછી સાંભળ્યું છે કે ત્યાંથી તેને કોઈ કયાંક લઇ ગયું છે."

શશી—

બીજું કોણ લઇ જાય? સલીમશાહનાં માણસોજ કદાચ તેને લઇ ગયાં હશે."

લક્ષ્મણપત્ની—

"ના, દોલતરામ પોતે જ સલીમનો માણસ છે. તેને ત્યાંથી

સલીમને લઈ જવાની આવશ્યકતા નહોતી. દોલતરામ કહે છે કે, સેનાપતિ સમરેન્દ્ર બહાદુરનું જ એ કાર્ય હોય એમ જણાય છે."

શશીએ કહ્યું:—

"સમરેન્દ્ર કોણ છે? શું એ પણ શાહજાદા સલીમનો જ માણસ છે?"

લક્ષ્મણપત્નીએ ઉત્તર આપ્યો:—

"સમરેન્દ્ર રાજા વિક્રમજિતનો તાબેદાર એક મનસબદાર છે, વિક્રમજિતે તેનું પુત્રની પેઠે પાલન કર્યું છે. તે ઘણો દયાળુ માણસ છે. પરોપકાર તેના જીવનનું મુખ્ય વ્રત છે. તો પણ તે એટલા બધા નિર્બોધ છે કે, આજ પછી કાલે જે બાદશાહ થવાનો છે, તેની વિરુદ્ધમાં તે અનેક પ્રકારનાં આચરણો કરી રહ્યો છે. કોઈ કોઈ કહે છે કે, દોલતરામની સ્ત્રી રત્નવતીના રક્ષાબંધના રૂપે થયેલા ધર્મ-ભ્રાતા સુજનસિંહે તેનો ઉદ્ધાર કર્યો છે. વળી, તે પણ એક મોટો સેના-નાયક છે."

આ બધી વાતો સાંભળીને શશીમુખીએ વિચાર્યું કે, તેનું કામ ફતે થયું છું; આવો વિચાર કરી તેણે ત્યાંથી ઉઠવાની ચેષ્ટા કરી. બે ચાર બીજી મીઠી મીઠી વાતો કરીને શશી એ ઝવેરી સ્ત્રી પાસેથી વિદાય થઇ. બારોબાર રત્નવતીની પાસે ન જતાં, બીજી એકાદ બે રમણીઓની તેણે મુલાકાત કરી. તેમની પાસે બે ચાર નકામી વાતો કરી, છેવટે તે રત્નવતીની પાસે આવી હાજર થઈ.

શશીમુખીએ રત્નવતીની પાસેથી ધીમે ધીમે બધી વાતો બહાર કઢાવી લીધી. રત્નવતી ચાલાક હતી ખરી, પરંતુ શશીની સાથે તેની ચાલાકી ક્યાં સુધી ચાલી શકે? તેણે તારાના ઉદ્ધારની તથા સુજન-સિંહના મકાને તેના વસવાની બધી બીના બરાબર રીતે રત્નવતી પા-સેથી સાંભળી લીધી. રત્નવતીએ પણ સરળતાથી સર્વ વૃત્તાંત શશીને વિદિત કરી દીધો. શશીએ જોયું કે, રત્નવતીનું અનુતપ્ત અને આકુલ હૃદય અત્યારે શાંત થઇને ધર્મનાં બીજ રોપવામાટે લાયક થઇ પડ્યું છે. ત્યાર પછી તે રત્નવતીના મકાનનું ઠેકાણું મેળવીને વિદાય થઈ.



## પ્રકરણ ૧૦ મું

---

### ભીલબાલક

" વળી ઉઠી કાબુલમાં લડાઇ;
" ગમ્યું પ્રભુને સઘળું હતું એ;
" શ્રીમાન કૈ યાચક થઇ ગયા, ને
" ભૂખે મરી કૈક ગયાં ગરીબો;
" હું ઝુંપડાં કૈક ભમી ભમીને;
" પુરૂં કદી અન્ન ન પામતો'તો,
" તૂટેલ વસ્ત્રો હતાં ન ત્યારે;
" એ સખ્ત કાળે મરતાં બચ્યો છું.

કલાપી

---



રાજપૂતાનામાં આવેલા રાયપૂરનો રાજા સુજનસિંહ, મોગલ રાજધાનીમાં આમંત્રિત થઇને આવ્યો હતો. તે શાહજાદા સલીમશાહનો સસરો હતો, એથી એ બાદશાહનો વૈવાહિક પણ હતો. પરંતુ વૈવાહિકનો જેવો આદર સત્કાર થવો જોઇએ, તેમાંનું કશું પણ થયું નહિ. જેઓ ક્ષુદ્ર હોઇને ઉચ્ચ મનુષ્યની સાથે સંબંધ બાંધવા માગે છે, જેઓ પોતાની મર્યાદા ભણી જરા પણ દૃષ્ટિપાત ન કરતાં અનહદ અને અન્યાયી ખુશામદ કરે છે, તેમની દશા હમેશાં આવી જ થાય છે. સુજનસિંહ પોતાના રાજ્યની નજીકના ભીલ સરદાર હુતાનને દરબારની શોભા અને સમૃદ્ધિ બતાવવા માટે સાથે લઇ આવ્યો હતો. હુતાને ધાર્યું હતું કે, વૈવાહિક બંધુ કિંવા મિત્ર તરીકે બાદશાહની પાસેથી તે યોગ્ય સન્માન સંપાદન કરી શકશે. પરંતુ તેના મનની તે મુરાદ મનમાં ને મનમાં જ રહી ગઇ. હુતાન શાંત પ્રકૃતિનો હોવાથી તેણે મનના ક્લેશને મનમાં ને મનમાં જ દબાવી રાખ્યો. પરંતુ તેની સાથે આવેલા સ્વાધીનતા પ્રિય ભાતૃષ્પુત્ર મુંજના હૃદયમાં એ અપમાન શલ્ય સમ સાલવા લાગ્યું. મોગલ બાદશાહ અને મુસલ્માન જાતિપર તેના આક્રોશની કાંઇ સીમા જ રહી નહિ. મુંજ સોળ

વર્ષનો એક વીર બાળક હતો. આકૃતિ પ્રકૃતિપરથી તે બીજા બધા બીલોના કરતાં કાંઇક જૂદો જ જણાતો હતો. તે બીલોના જેવા કાળા રંગનો હતો ખરો, પરંતુ તેવો છેક ઠીંગણો અને બેડોળ તો નહોતો જ. સરળ હતો ખરો, પરંતુ તે સાથે બેવકૂફ નહોતો. ઉદ્ધત હતો ખરો, પરંતુ એકદમ વગર વિચાર્યું કોઈ પણ કાર્ય કરી બેસે તેવો કર્તવ્યજ્ઞાનશૂન્ય તો નહોતો જ. તેનું શરીર બળવાન હતું, આંખોનો વિસ્તાર વિશેષ હતો અને તે સાથે તે તીક્ષ્ણબુદ્ધિ ધરાવનાર પણ હતો.

સારાંશ કે, મુંજ સુંદર પુરૂષ ન હોવા છતાં કુત્સિત પણ ન હોતો. એક દિવસ મુંજ બે ભીલ બાળકોની સાથે આગ્રાના રાજમાર્ગપર ભ્રમણ કરતો હતો, એવામાં બે મુસલ્માન સૈનિકો એ માર્ગપર અચાનક આવી ચઢયા. તેઓ ભીલ બાળકોને જોઇને, તેમની મશ્કરી કર્યા વિના રહી શકયા નહિ. નજીકમાં આવીને તેમણે કહ્યું કેઃ—"અરે, ઓ જંગલી જાનવરો! સભ્યજાતિનું કેવી રીતે સન્માન કરવું જોઇએ તે તમો જાણતા પણ નથી. આમ આવો, તમોને શિખવાડી દઉં."

આ કહીને તેમાંના એક સૈનિકે મુંજના એક સોબતીના મસ્તકપર બળપૂર્વક તલ્વારનો એક પ્રચંડ આઘાત કર્યો. એથી બન્ને ભીલ બાળકો, યંત્રણાથી અસ્થિર થઇને મોટી મોટી ચીસો મારવા માંડયા. પરંતુ મુંજ ચૂપચાપ એ આઘાત સહન કરી, પોતાના હાથમાંની લાકડીદ્વારા બમણા જોરથી એ બન્ને સૈનિકોના માથાપર સખ્ત આઘાત કરવા માંડયો; બન્ને નિષ્ઠુર સૈનિકો એથી મ્યાનમાંથી તલ્વાર બહાર કાઢી ફરીવાર આઘાત કરવા તૈયાર થયા. એક સાથે બે તલ્વારો મુંજના મસ્તક પરી ઉંચી થઈ હતી અને એ તલ્વારોના આઘાતથી મુંજનું મસ્તક કપાઇ જાય, એમાં જરા પણ સંદેહ રહ્યો નહોતો. એમાંના એક સૈનિકની એક તલ્વાર પડી ખરી; પરંતુ તે મુંજના મસ્તકપર પડી નહિ. એથી બીજા સૈનિકે તલ્વાર ઉગામી એક ક્ષણનો પણ વિલંબ ન કરતાં મુંજનાં મસ્તકપર સજ્જડ આઘાત કર્યો. એ સમયે મુંજના મસ્તકપર કાંઇક જખ્મ થયો, તલ્વારનો અગ્રભાગ મુંજના મસ્તક સાથે અથડાયો અને એના યોગે એના મસ્તકમાંથી લોહીની ધારા પણ પ્રબળ વેગે વહેવા લાગી. એવામાં એકાએક એક અપરિચિત વ્યક્તિએ આવીને તેના એ જખ્મને દબાવી દીધો, એથી મુંજના

મસ્તકમાંથી વહેતું લોહી બંધ થયું. આવનાર વ્યક્તિએ સૈનિકોને યોગ્ય સજા કરવા જતાં મુંજના જખ્મપરથી પોતાનો હાથ ઉપાડી લીધો, એટલે ફરી પાછું લોહી વહેવા માંડયું. મુંજે જોયું કે, તેનાપર આક્રમણ કરનાર સૈનિકોમાંના બન્ને સૈનિકો જમીનદોસ્ત થઇ આમ તેમ રગદોળાઈ રહ્યા છે. તેણે પોતાના મનમાં જ વિચાર્યું કે, મને આ જાલિમ સૈનિકોના સપાટામાંથી બચાવનાર આ અજાણ્યો પુરૂષ કોણ હશે ? અત્યારે એ મારી આવી સેવા શા માટે કરી રહ્યો હશે ? શું એ કોઇ દેવતા તો નહિ હોય ?"

વાંચક ! એ પુરુષ અન્ય કોઇ નહિ, પણ આપણો પૂર્વપરિચિત વીરવર સેનાનાયક સમરેન્દ્રનારાયણ જ હતો. સમરેન્દ્રનારાયણે પોતાનું અંગવસ્ત્ર ફાડીને મુંજ તથા તેના સોબતીઓના જખ્મોપર બાંધી દીધું; એથી લોહી વહેતું બંધ થયું; થોડીવારમાં કાંઇક શુદ્ધિ આવતાં બન્ને સૈનિકો જમીનપરથી ઉઠી ઉભા થઈ સમરેન્દ્રને ઓળખ્યા વિનાજ ગાળો ભાંડતા ફરીવાર લડવા માટે તૈયાર થયા; પરંતુ પાછળથી ઓળખી જવાથી એક પળવાર પણ ન રોકાતાં ત્યાંથી પલાયન કરી ગયા.

ત્યારે સંધ્યાનો અંધકાર ધીમે ધીમે આકાશ અને અવનીને આચ્છાદિત કરી રહ્યો, તો પણ અસ્તાચલમાં ડૂબેલાં સૂર્યના ઝાંખા કિરણોનો ઝાંખો પ્રકાશ પડતો હતો. સૈનિકોએ પલાયન કરતી વેળાએ ધાર્યું હતું કે, તેમને તેમનો સેનાનાયક આ અંધકારના આવરણમાં બરાબર ઓળખી શકયો નથી. પરંતુ એ તેમની એક પ્રકારની મોટી મૂર્ખતાજ હતી. કારણ કે, સમરેન્દ્રનાં દિવ્ય તેજસ્વી ચક્ષુ એ આછા ઉજાસમાં પણ તેમના પોશાકને તથા તેમની પલટણના નંબરોને બરાબર જોઇ શકયો હતો.

લોહીનું અત્યંત વહન થવાથી મુંજનું શરીર છેક દુર્બળ થઈ જવા આવ્યું હતું; તો પણ તે ગમે તે રીતે પડતો આખડતો ત્યાંથી ઉઠીને ચાલવાની કોશિશ કરવા લાગ્યો. સમરેન્દ્રે તેને તેમ કરતો અટકાવીને, જરા વાર આરામ કરવાની સલાહ આપી. ત્યાર પછી થોડીવાર આમ તેમ જોયા પછી સમરેન્દ્રે મુંજના મસ્તકને પોતાની ગોદમાં ખેંચી લીધું; મુંજને એથી કાંઇક આરામ મળ્યો. તે તેની ગોદમાં જ બેભાન બની ગયો. તે મૂર્છિત મુંજને ગોદમાં લઇને બન્ને

ભીલ બાળકોની સહાયથી તેને હુતાનના મકાનપર લઇ આવ્યો. આંખ, મુખ અને મસ્તકપર પાણી છાંટી મુંજની મૂર્છાને દૂર કરી, તેણે તેને દૂધ તથા કાંઇક ઔષધિ પીવડાવી; એથી મુંજને સંપૂર્ણ શુદ્ધિ આવી. તેના મનમાં સંપૂર્ણ ઇચ્છા થઇ આવી કે, સમરેન્દ્રને સેંકડો હજારો ધન્યવાદ આપી, હૃદયના ભારને કાંઇક હળવો કરૂં, પરંતુ સમરેન્દ્રે તેને ઉઠવાની તથા બોલવાની મના કરી. હુતાને આવી સમરેન્દ્રને સહસ્ત્ર ધન્યવાદ આપી કરુણ કંઠે તેને તેનો પરિચય પૂછયો, તથા એમ પણ કહ્યું કેઃ—" મહાશય! આપને બીજું વધુ શું કહું ? આજે અમારો રોહિયા વંશ નિર્વંશ થવા બેઠો હતો હતો, મારા વંશનો માત્ર આ એકજ સંતાન જીવતો છે. આની સાથે મારૂં તથા એની માતાનું પણ અવશ્ય મૃત્યુ થયા વિના રહેત નહિ; પરંતુ આપના અનુગ્રહથી અમારી સર્વની રક્ષા થઇ છે. આપે અમારાપર જે અનુપમ દયા દર્શાવી છે, અમારા બાળકને જે અમૂલ્ય જીવનદાન આપ્યું છે, એ સર્વનો બદલો અમારાથી કદાપિ વાળી શકાય તેમ નથી. આપ રાજરાજેશ્વર થાઓ; ભગવાન્ આપને દીર્ઘાયુ અને સદાસુખી કરો; આપની સર્વ શુભ આશાઓને માતા ભવાની પરિપૂર્ણ કરો. "

આ સમયે સુજનસિંહે આવીને પણ યથેષ્ટ સૌજન્ય પ્રકટ કર્યું તથા તે સાથે અનેકાનેક ધન્યવાદ પણ આપ્યા. મુંજને ઉંઘ આવતી જોઇને, સમરેન્દ્ર તે દિવસને માટે ત્યાંથી વિદાય થયો. રાત્રે મુંજે એજ દયાના સાગર," કહીને, એક બે વાર પ્રલાપો કર્યા હતા. પ્રભાતમાં વૈદ્યસહિત સમરેન્દ્ર પાછો મુંજની સંભાળ લેવા માટે આવી પહોંચ્યો. વૈદ્યરાજે મુંજના જખ્મની પરીક્ષા કરીને કહ્યું કેઃ–"જખ્મ જેવો ધારો છો, તેવો સખ્ત નથી; એકાદ બે દિવસ મલમપટ્ટા કરવાથી આરામ થઇ જશે."

આમ કહીને તેણે એક પ્રકારના પ્રલેપની વ્યવસ્થા કરી આપી. બે ચાર દિવસ એવી રીતે પ્રલેપ કરવાથી મુંજનો જખ્મ રૂઝાઇ ગયો અને તે પાછો પહેલાંના જેવોજ તંદુરસ્ત બની ગયો.

સમરેન્દ્રના યત્નથી એ બન્ને મુસલમાન સૈનિકોના અપરાધનો યથાયોગ્ય ઇન્સાફ થયો. સૂજનસિંહે પણ શાહજાદા સલીમને કહીને તેમને સખ્ત સજા કરવાનો બંદોબસ્ત કર્યો.

મુંજ ઘુંટણમંડીએ બેસી સમરેન્દ્રના આ ઉપકારનું વારંવાર

સ્મરણ કરી અત્યંત કૃતજ્ઞતા પ્રકટ કરવા લાગ્યો અને એ સાથે હૃદયપૂર્વક કહેવા લાગ્યો કે:–"તમે દયાના સાગર છો, તમારે લીધેજ આ અધમ ભીલ બાળકના જીવનની રક્ષા થઈ છે. જો કદાચ વખત આવશે તો મારા આ પંચપ્રાણ આપીને પણ આપના આ અનુપમ ઉપકારનો બદલો વાળવાની કોશિશ કરીશ.

સમરેન્દ્રે કહ્યું:–" ભાઈ, મુંજ ! તું મારા જેવા એક સામાન્ય મનુષ્યનો આટલો બધો ઉપકાર શા માટે માને છે ? મેં તારે માટે શું કર્યું છે ? મનુષ્ય મનુષ્યને મદદ ન કરે તો પછી બીજું કોણ કરે ? જગતના જીવોની સેવા કરવામાં જ મને મહા આનંદ મળે છે. મેં કાંઇ તારાપર ઉપકાર કરવા ખાતર તને જીવનદાન આપ્યું નથી. મારા હમેશના અભ્યાસ મૂજબજ મેં એ કાર્ય કર્યું છે; તું એક ભીલ બાળક હોવા છતાં તારા હૃદયમાં કૃતજ્ઞતા જેવી પવિત્ર વસ્તુ વિરાજમાન છે, એ જોઇને મને જે આનંદ ઉપજ્યો છે, એ આનંદનું મારાથી કોઈ પણ રીતે વર્ણન જ કરી શકાય તેમ નથી. ભાઇ ! મને તારૂં ભાવિ ઉજ્જવલ ભાસે છે. તારા આ મહત્ત્વથી તું જગતમાં કોઇ મહત્ કાર્યનું અનુષ્ઠાન કરે, એવાં સ્પષ્ટ લક્ષણો અત્યારે મારાં માનસચક્ષુ સમક્ષ તરી આવે છે. " આમ કહીને સમરેન્દ્ર હસતો હસતો મુંજની સાથે ભેટી પડયો. મુંજે એ મહાપરોપકારી મિત્રના શરીરપરનાં બે ચિન્હોને બરાબર જોઇ લીધાં. એમાંનું એક ચિન્હ કાન પાસે આવેલો એક મસ તથા બીજું લલાટમાં શોભતો એક સુંદર તિલ હતો.



## પ્રકરણ ૧૧ મું

### ભિખારી ભામિનિ.

શાન્ત છે, અન્ધ છે આંખો, કાંઇ દર્દ કમી દિસે;
તોય છે તપ્ત ને ઢીલાં કોમલાંગો હજુ જ્વરે;
અહો! યાત્રાલુ! તું ક્ષિતિજપર તો દૃષ્ટિ કરજે!
રડે છે શાને તું? મૃગજલ બધે હોય નહિ, હો!
સુનેરી રેતીની મધુર ખુશબો માનસરની
નથી શું તારૂં આ મગજ તર આખુંય કરતી?.

કલાપી

---



ભિખારિણી ગાતીમાતી સુજનસિંહના ઘર ભણી આવતી હતી, આગ્રા શહેરને મૂકીને તન્દુલા (ટુન્ડલા) ભણી આવતાં આવતાં રસ્તામાં કેટલાંક નાનાં નાનાં ગામો આવતાં હતાં, એમાંના એક ગામમાં સુજનસિંહ રહેતો હતો. જે ગામમાં તે રહેતો હતો, તે ગામ બીજાં બધાં ગામો કરતાં ઘણું મોટું હતું અને તેની વસતી પણ વિપુલ પ્રમાણમાં હતી.

ભિખારિણીએ ગામમાં દાખલ થતાંની સાથે જ ગાવા માંડ્યું. અને એ સાથે એમ પણ વિચાર્યું કે, સુજનસિંહનું મકાન ગમે તે જગાએ હશે, તો પણ તેનું ગાન સાંભળીને તે તેને અવશ્ય બોલાવી લેશે. કારણ કે, ભિખારિણી રત્નવતીની પાસેથી ઘણી સારી રીતે સુજનસિંહનાં સ્વભાવને જાણી શકી હતી. રત્નવતીએ તેને એમ પણ કહી દીધું હતું કે, "સુજનસિંહ એક ઘણો જ પરોપકારી પુરુષ છે. ગરીબોપર તેને ઘણી મમતા છે અને ગરીઓનાં ગાન સાંભળી બે ઘડી ગમત કરી તેને ઘટતી મદદ કરવામાં પણ તે અહર્નિશ યત્નશાળી રહ્યા કરે છે. આ સર્વ વાતોનું સ્મરણ કરી ભિખારિણી ગાવા લાગીઃ-

વિચાર્યું શું સ્મરી ચિત્તે? ઉરે ઉભરાય ઉભરા હા!
હૃદયમાં માર્ગ નવ ભાસે! હૃદયની આ કહું કોને?
અહા સુખહાસ ક્યાં દેખું? ગયાં ક્યાં સ્મિતઆનંદો?
બળી જાયે હૃદય મારૂં! હૃદયની આ કહું કોને?

અરે મૃદુ સાદ ક્યાં શોધું ? હવે ક્યાંથી અરે કાને ?
ગઇ ઉડી અરે રે ક્યાં ! હૃદયની આ કહું કોને ?
જરા અડતાં દુઃખી થાતું શરીર તે આજ અગ્નિમાં !
ધુમાડા શા ઉડે ગગને ! હૃદયની આ કહું કોને ?
નિકળતી અગ્નિની જ્વાળા ! નિકળતા હાય ભડકા શા !
અરે ! આ શું અહીં દેખું ! હૃદયની આ કહું કોને ?
ગઇ તુજ કાય બદલાઇ ! બળીને ખાખ થઇ ચાલી !
ઉડી ગઈ રાખ આકાશે ? હૃદયની આ કહું કોને ?
દિવસ રાત્રે રહું દુઃખી, વિના તારા નથી શાંતિ;
સરે ચિત્રે ક્ષણે ક્ષણ તું ! હૃદયની આ કહું કોને ?
ગુમાવી પ્રાણનું પંખી બની ગાંડી દીવાની હું;
ગયું ક્યાં પંખીડું ચાલ્યું, મળે ના શોધતાં પૃથ્વી ?
હતું વ્હાલું મને પ્યારૂં અને હું પ્રેમથી વ્હાલી;
ગયું એ પ્રેમનું પંખી કરીને વેદના ભારી;
કપાઇ જાય અંતર આ ! હૃદયની આ કહું કોને ?
અરે ઓ વિશ્વનાં પ્રાણી ! તમે શું પંખીડું દેખ્યું ?
કદી જો હોય તે દેખ્યું, મને લાવી બતાવોને;
બતાવોને ! બચાવોને ! મરણથી મોક્ષ આપોને;
નહિ તો જીવ આ જાશે, અધૂરી આશ રહી જાશે;
અરે પંખી છુપાયું શું ? હૃદયની આ રહી જાશે; ”

---

ભિખારિણીનું આ ગાન સાંભળતાંની સાથેજ ઝણુઝણાટ કરતી એક અબળાએ એક મકાનના દ્વારમાંથી બહાર આવીને એ ભિખારિણીને પોતાની પાસે આવવાનો ઇશારો કર્યો.

ભિખારિણીએ ફરીવાર ગાવા માંડ્યું:—

હું ભિખારિણી નારી ભિક્ષા માગી ખાઉં;
જ્યાં કોઇ બોલાવે મને ત્યાં હોંશથી જાઉં; હું—

તારા કદી હોયે સુખે
આનંદ પામું હું હૈયે.

કંઇક ગાન ગાઇશ ત્યાં જઇ તેની સમીપે;
મર્મવેદના મારી મટાડી વિલસીશ હું હૈયે; હું—

અંદરથી તારાસુંદરીએ કહ્યું:–" શશીબ્હેન ! તારી તારા જીવથી મરી નથી, પરંતુ ઘણા જ અસુખમાં આવી પડી છે. અંતરનો આરામ દૂર થયો છે, ઉરને વિશે ઉત્તાપ આવી વસ્યો છે."

શશીએ એ સાંભળીને ફરીવાર ગાયું:—

" દીધું ત્યાગી સિંહાસન તેં ખરી એ વીરતા તારી;
અમૂલા આત્મત્યાગેથી ગણાશે તું સતી નારી;
થયો આનંદ છે ભારી, નથી સીમા કંઈ તેની;
થઇ છે ધન્ય માતા ને પિતા તારા તણી કીર્તિ;
અહા શિષ્યા ખરી મારી કરી ધન્યા જ શિક્ષાને;
જીવન તારૂં અમૂલું છે, કરી સાર્થક્ય દીક્ષાને."

આ પ્રમાણે ગાતી ગાતી શશીમુખી અંદર આવીને બોલી કે:– "ઘણી મહેનતે હું આજે તારો પત્તો મેળવી શકી છું, બ્હેન! તું અહીં કેટલાક દિવસ થયાં વસે છે વારૂ ?"

શશીમુખીની આવી વાત સાંભળીને પિંજરામાં પૂરાયલી તારાસુંદરીએ ઉત્તર આપ્યો:—

" શશીબ્હેન ! તને વળી દુઃખ શાનું, મહેનત પણ શાની ? તારી સત્તા અદ્ભુત છે, તારી સહનશીલતાની કાંઇ હદ જ નથી. પરોપકારના પવિત્ર વ્રતમાં તું અહર્નિશ તત્પર રહેનારી પવિત્ર દેવી છે. પરકલ્યાણ એજ તારા જીવનનું મુખ્ય ધ્યેય થઈ પડયું છે. પણ કહે બ્હેન ! હું કયાં હતી અને કયાં આવી પડી છું, એ બધી બાતમી તું મેળવી શકી છે, ખરી કે વારૂ ?"

શશી—

" હા, જ્યારે બાતમી મેળવવા જ બેઠી છું, ત્યારે પછી તેમાં કશી કસર શા માટે રાખું ? ચાલ બ્હેન, હવે ઘેર ચાલ. પરાયા ઘરમાં પાંજરામાં પૂરાયલી પંખિણીની પેઠે વ્યાકુળ ન થા."

તારાએ કહ્યું—

" મારા મુરબ્બી રાજા રતિકાન્તરાય અત્યારે કયાં છે ? તેમના મનની સ્થિતિ કેવી છે ? શું તેમને મારા અહીં હોવાના સંવાદ મળી ગયા છે ! તેમના મનમાં મારા અપહરણથી કશો ઉદ્વેગજ થયો નથી?"

શશી—

" ગાંડી રે ગાંડી ! તારે માટે તેઓ વ્યાકુળ બની ગયા છે. ગામેગામમાં તેમણે તારી તપાસ ચલાવી છે. બાદશાહી દરબાર તરફથી

પણ તારા સંવાદ લાવનારા અનેક દૂતોને તેમણે દેશવિદેશમાં મોકલી આપ્યા છે. આગ્રામાં તેમને માટે એક સુંદર મકાન મળ્યું છે; તે મકાનમાં તેઓ કુટુંબ સહિત વસે છે; પરંતુ તારા વિના તેમની તથા તેમના આખા કુટુંબની સ્થિતિ અતિ વિષમ થઇ પડી છે. તેઓ સર્વે તને રાત્રિ દિવસ સંભાર્યા કરે છે, તારે માટે આંખનાં આંસૂ વરસાવ્યા કરે છે.,"

તારા—

"ત્યારે કેવળ શશીમુખી એકલીજ મારે માટે જરા પણ દુઃખી થઈ નથી ખરૂં ને વારૂ ?"

શશી—

"શશીને દુઃખી થવાનો સમય પણ ક્યાં છે ! તે બિચારી તારા સંવાદ મેળવવા માટે જ વ્યાકુળ બની ગઇ છે અને રખડતી રઝળતી છેવટે અત્યારે આ સુજનસિંહના મકાનમાં આવી પોતાની પ્રિય સખી તારાને મેળવી શકી છે ! પણ તારા, એતો કહે કે, આ તો સુજનસિંહનું મકાન છે; પરંતુ સમરેન્દ્ર સરદારનું મકાન ક્યાં આગળ આવેલું છે વારૂ ?"

તારા—

"તેઓ તો આગ્રામાં જ વસે છે, કોઈ કોઇ વેળાએ અહીં સુજનસિંહને મળવા માટે પણ આવે છે. શશીબ્હેન ! મનુષ્ય એના જેવું ઉચ્ચ હોતું હશે, એ હું આ પહેલાં જાણતી પણ નહોતી. તેઓ મનુષ્ય નથી, દેવતા છે અને એ દેવતાએજ મારી પવિત્રતાનું સંરક્ષણ કર્યું છે."

શશીમુખીએ મનમાં ને મનમાંજ કહ્યું કેઃ—"અહા ! કેવી સરળ ભોળી બાળા છે ! હજી સમરેન્દ્રના સંબંધમાં એ કશું જાણી પણ શકી નથી. આ તો હજી કેવળ ભર ઉંઘમાંજ ઊંઘી રહી છે. પણ હવે એ બધું અત્યારે તેને જણાવી દેવાની કશી પણ જરૂર જ નથી. વખત આવ્યે બધો ભેદ આપોઆપ ફુટી જશે."

આવો વિચાર કરીને તેણે તારાને કહ્યું કેઃ—"ત્યારે શું તે સરદાર સમરેન્દ્રેજ તારો ઉદ્ધાર કર્યો હતો વારૂ ? શું શાહજાદા સલીમના સપાટામાંથી તને તે વીર સરદારેજ બચાવી હતી ?"

તારા—

"હા, તેમના વિના શાહજાદા સલીમ અથવા ભારતના ભાવિ

સમ્રાટ્ના પંજામાંથી બીજું કોણ બચાવી શકે? તેમના વિના એવું સાહસ પણ કોનાથી થઈ શકે? પણ હા, તથાપિ સરદાર સુજનસિંહે પણ તેમને સંપૂર્ણ સહાયતા કરી હતી. બ્હેન! જેવું તેમનામાં વીરત્વ છે, તેવુંજ મહત્વ પણ આવી વસ્યું છે. તેમના સ્વભાવની તો વાતજ શી કહું, સજની? વિશ્વમાં એવા ઉદાર, ધાર્મિક અને સ્વધર્માભિમાની પુરુષો પણ વસે છે, એવી મને હજી હમણાંજ ખબર પડી છે. અહા! સમરેન્દ્ર! કેવો પરોપકારી પુરુષ! કેવો પવિત્ર પુરુષ! શશી! સમરેન્દ્રની પ્રશંસા મનુષ્યમુખેથી થઈ શકે તેમ નથી."

શશી—

"પણ, ત્યારે, સુજનસિંહ કેવા માણસ છે? સમરેન્દ્ર અને સુજનમાં શો પ્રભેદ છે?"

તારા—

તેઓ પણ કાંઈ જેવા તેવા માણસ નથી, પરંતુ સમરેન્દ્ર દેવ છે અને સુજન ઉચ્ચ પુરુષ છે, એમના બન્નેમાં કેવળ દેવત્વ અને મનુષ્યત્વનોજ પ્રભેદ રહેલો છે."

શશીએ ગાયું—

"ઇષ્ટ દેવ બે નથી, એક માત્ર સાર;
તેઓની તુલના કરી કો કરે વિચાર?
તે જ પદે રહ્યું મન જેનું;
તે શું વિચારે ધ્યાન અન્યતું;
હૃદયે વિરાજે મૂર્ત્તિ તે દેવતા તણી."

આમ કહીને શશીએ ફરીવાર કહ્યું,—"બ્હેન! આ ગાનનો ભાવાર્થ તું કાંઇ સમજી કે?"

તારાએ રડતાં રડતાં કહ્યું:—"બ્હેન! તું અંતર્યામિની છે."

શશી—

"અંતર્યામિની હોઉં કે ગમે તે હોઉં, પણ તું ખૂબ સાવધાન રહેજે! તારા! સાવધાન રહેજે!

તારા—

"એવુંજ મુખ, એવાંજ ચક્ષુ અને એવોજ સ્વર હતો, એ શૂરા સમરેન્દ્રનો, પણ કેવળ વય અને પોશાકનીજ વિભિન્નતા જોવામાં આવતી હતી, સખી? સમરેન્દ્ર, જાણે કાંઇક મારો પરિચિત હોયની! એવો વારંવાર મારા મનમાં ભાસ થયા કરતો હતો અને

હજી પણ થયા કરે છે. માન ન માન પણ મને તો એની સાથે મારો પૂર્વનો કાંઈક સંબંધ જોડાયલો હોય, એમ જણાય છે. અત્યારે એની ઉમ્મરમાં કાંઈક તફાવત પડી ગયો છે એ ખરૂં, પણ કોઈ પણ વેળાયે તેની ઉમ્મર બરાબર મારા ધારવા જેટલીજ હશે. શશી! મારી આવી વાત સાંભળીને તું મને હસી કાઢીશ નહિ, બરાબર વિચાર કરજે. મારૂં મન મને વારંવાર કહ્યા કરે છે કે, "તારા, સમરેન્દ્ર સાથે તારો અતિ નિકટનો સંબંધ જોડાયલો છે."

આ સાંભળીને શશીએ સહજ હસીને કહ્યું;—"બસ થઈ ચૂક્યું. ક્ષણવારમાં એકમાંથી બે થઇ ગયા! તારાના હૃદયમંદિરમાં એકી સાથે બે પ્રેમિકોની મૂર્ત્તિઓ સ્થપાઈ ગઈ? હાય! સ્ત્રીઓના મનનું શું કહેવું? એકમાંથી બે થતાં કેટલીક વાર લાગે? તારા તારા મેરુ જેવા અટલ અચલ ચિત્તમાં પણ આવી રીતે કંપનો આવિર્ભાવ થયો? વિજયકુમારને છેક વિસરીજ ગઈ? સમરેન્દ્રની શૂરવીરતામાં મોહી પડી? વાહરે વાહ! તને તારા ગૌરવનો પણ કશો વિચાર ન આવ્યો? હું નહોતી ધારતી કે, મારી શિષ્યાનું મન આવું ચંચળ અને અસ્થિર હશે, નહિ તો હું તને કશું શિક્ષણજ ન આપત." આમ કહેતાં કહેતાં શશીનો સ્વર સહજ રુક્ષ થઈ જવા આવ્યો.

તારાના હૃદયમાં તૂફાન થવા માંડયું, વારંવાર વિચારોના વમળોમાં પડીને તેનું મન ગોથાં ખાવા લાગ્યું. તેનાથી શશીની સમસ્યાનો કશો પણ મર્મ જાણી શકાયો નહિ. તે કરુણ કંઠે કહેવા લાગી;—"સખી! તું દેવી છે! તારી પાસે છુપાવવા જેવું શું છે? મેં દિલ્હીના સિંહાસનને લાત મારી દૂર ઠેલી દીધું છે, શાહજાદો સલીમ કે જે ભવિષ્યમાં ભરતખંડનો બાદશાહ થવાનો છે, તેના પ્રેમનો અનાદર કર્યો છે અને એ સાથે, કોઇ પણ પ્રલોભનથી એ મને પ્રલુબ્ધ કરી શકયો નથી, એમ ધારીને મારા મનમાં એને માટે વિલક્ષણ અહંકાર છે. પરંતુ સમરેન્દ્રના તરફ સ્વાભાવિકજ મારૂં મન શાથી આકર્ષાય છે. સખી! પીટયાં મનને ઘણું ઘણું સમજાવું છે. પણ એ અભાગિયું તો જાણે કાંઇ માનતુંજ નથી, સમજતુંજ નથી. મારા ધર્મથી રક્ષાયલા અંતરમાં મોહનો સંચાર શાથી થયો? સમરેન્દ્રના સુંદર તનુમાં મારી આશક્તિ શાથી બંધાઇ? આ સંબંધમાં મેં ઘણા ઘણા વિચારો કર્યા, પણ કશું પરિણામજ ન આવ્યું. થયું—હું ડુબી. મારૂં મન પણ ડુબ્યું! શેમાં ડુબ્યું! સમરેન્દ્રના સ્નેહસાગરમાં? શાથી

ડુબ્યું ? સ્નેહાકર્ષણથી. શશી ! સમરેન્દ્રસિંહે મારો ઉદ્ધાર કર્યો છે, એટલા માટે હું તેમને શત શત ધન્યવાદ આપુંછું; પરંતુ એથી કરીને મારૂં હૃદય એમનાં ચરણોમાં શાથી ઢળી પડતું હશે ? બ્હેન ! મારી રક્ષા કર. મને નરકના પથપરથી ઉંચકી લે. મને ધર્મની શિક્ષા આપી કિન્નત કરી છે, તો અત્યારે આ ઘોર વિપદ સમુદ્રમાં મારી આ ડુબતી તરણીની કર્ણધાર–નાવિકા થા. હું ધર્મના માર્ગથી ચળી પડી છું. પતિ દેવતાના પવિત્ર ચરણોમાંથી મારૂં ચિત્ત સ્ખલિત થયું છે. તારા મહા દાનવી થઇ છે. પરપુરુષમાં આસક્ત થઇ તારાસુંદરી અધઃપાતના ઊંડામાં ઉંડા સાગરમાં ગબડી પડી છે. માટે સખી ! તું તેને બચાવી લે ! બચાવી લે ! માનવીમાંથી દાનવી થનારી તારી શિષ્યા તારાને સખી શશી ! તું બચાવી લે.” આમ કહીને તારા મૂર્છિત થઇ પડી.

શશીએ ઘણા યત્ને તારાની મૂર્ચ્છાનો ભંગ કરી તેને પોતાની ગોદમાં સુવડાવી. તારાએ શશીમુખીની શીતળ ગોદમાં સ્થાન મેળવી યાતનાથી દગ્ધ થયેલા દિલમાં કાંઇક શાંતિ મેળવી. તે મનમાં ને મનમાં જ કહેવા લાગી કેઃ—“સારૂં થયું કે, મારા સદ્‌ભાગ્યે શશી બ્હેન આવી પહોંચી, નહિ તો કેવો ગજબ થઇ જાત ! હાયરે દુર્બળ હૃદય ! આવી જ તારી દઢતા ! આવી જ તારી શિક્ષા દીક્ષા ? શું તું એટલું પણ ન સમજ્યું કે, સ્ત્રીઓને માટે પતિ એ જ પરમેશ્વર છે ? વિવેકથી ભ્રષ્ટ થતાં તને કાંઇ સંકોચ પણ ન થયો ? પરપુરુષમાં લુબ્ધ થતાં તને ઉંચા આકાશમાં વિરાજતા ભગવાનનો પણ ભય ન લાગ્યો ? શું નળરાજા ઘોર જંગલમાં સતી દમયંતીનો ત્યાગ કરી ચાલ્યા ગયા હતા અને તે સમયે પારધિએ આવી અજગરના મુખમાંથી તેનો ઉદ્ધાર કરી પ્રણયયાચના કરી હતી, ત્યારે દેવી દમયંતીએ પોતાના પતિવ્રતનો ત્યાગ કરવાનો સંકલ્પ કર્યો હતો ખરો કે ? શું અરણ્યની એકાંતમય ઝૂંપડીમાં સતી સીતા પાસે આવી રાવણે પોતાની રાજધાનીના અશોકવનમાં લાવી તેમના સતીત્વની પ્રાર્થના કરી, ત્યારે સીતાદેવીએ ભગવાન રામચંદ્રના અનુરાગને લેશ માત્ર પણ શિથિલ થવા દીધો હતો ખરો કે ? શ્રી વત્સ રાજાની સહધર્મિણી ચિંતાદેવીપર શનિગૃહે અત્યંત અત્યાચાર કર્યો હતો, છતાં તે પતિવ્રતા દેવી સતીધર્મથી જરા પણ વિચલિત થઇ હતી ખરી કે ? શું સ્મશાનવાસિની શૈવ્યાએ પોતાના પુત્ર રોહિતનો અગ્નિદાહ કરતી વેળાયે પતિના રૂપમાં રહેલા ચંડાળ રૂપ હરિશ્ચંદ્રે ગમે તેવા કટુ શબ્દોનો

પ્રયોગ કર્યો છતાં તે આદર્શતાની પ્રતિમાએ પતિના ધ્યાનમાં રંચ માત્ર પણ પણ ભંગ થવા દીધો હતો ખરો કે ? ના—નહિ જ. ત્યારે હું વિજયકુમાર—મારા—જીવન આધાર—વિજયકુમારને વિસરીને સમરેન્દ્રના સ્નેહસાગરમાં ડૂબવા માટે કેમ તૈયાર થઈ? શું હું સતી નથી ? શું મેં આર્યકુળમાં જન્મ ધારણ કર્યો નથી ? સમરેન્દ્ર ગમે તે કેમ નથી હોતો, છતાં મારા હૃદયદેવતાથી તે કદાપિ શ્રેષ્ઠ થઇ શકે તેમ નથી. મારા પતિદેવતા સમસ્ત પૃથ્વીમાં પૂજાવા યોગ્ય છે, છતાં મારા મનમાં આવી ચંચલતા, આવી દુર્બળતા શાથી ઉભરાઇ આવી ? હૃદયદેવ ! એકવાર દર્શન દો. પ્રત્યક્ષ નહિ તો અંતરમાં આવી ઉભા રહો. હું એવી રીતે ધ્યાન ધરતી ધરતી અત્યારની આ દુર્બળતામાંથી મુક્તિ મેળવીશ. ”

આ સમયે શશીએ કહ્યું કેઃ—“ તારા ! શી ચિંતા કરે છે ? ઉદાસ કેમ થઈ ગઇ છે ?”

તારાએ દુઃખિત થઇને કહ્યુંઃ—“ શશીબ્હેન ! મારો ઉપાય શો થશે ? બ્હેન ! તેં તો કહ્યું છે કેઃ—

**एकःस्वत्वा पूरितान्दरुपः पुण्योऽन्यापी वर्त्तते ।**

વળી એમ પણ કહ્યું છે કેઃ—

**पतिरेकगुरुस्त्रीणां ।**

ત્યારે બ્હેન ! આ પાપનું પ્રાયશ્ચિત શું ?”

શશીએ ગાયુંઃ—

“ પતિ ધ્યાન પતિ જ્ઞાન પતિનું શરણુ;
આ મહાવ્યાધિ તણી ઔષધિ જ ગણુ;
તેના વિના કાંઇ બીજું;
પ્રાયશ્ચિત તેનું નથી;
એ જ છે અવ્યર્થ વિધિ શાસ્ત્રનું કથન. ”

આમ કહી તારાના હૃદયમાં ઉત્સાહનો સંચાર કરી, યોગ્ય ઉપદેશ આપી સાધ્વી શશીમુખી તારાની પાસેથી વિદાય લઇ તરત જ ત્યાંથી ચાલી ગઇ.

## પ્રકરણ ૧૨ મું

### મુંજ મહારાજ

નથી પક્ષી એકે મધુર ગીત આનંદ કરતાં;
નથી વૃક્ષો લીલાં પવન મહિં જ્યાં રમ્ય રમતાં;
રવિ કિર્ણો ફેંકે અતિશય પ્રચંડોષ્ણ નભથી;
ઉડી ત્યાં તું ચાલે સુખમય અહા શાંત સ્થળથી;
અભેદ્યે દુર્ગે જ્યાં ભૂમિજન પ્રવેશી શું શકશે;
પ્રવેશે છે ત્યાં ત્યાં! કહિં કંઇક શંકા નવ વસે;
છવાયું જ્યાં વાતાવરણ ધુળ આંધીથી પવને;
તહીં એ તું નાસે ભીતિ રહિત ભીતિકર રણે.



મુંજના આગ્રાથી પાછા આવ્યા પછી આઠ વરસ વીતી જવા આવ્યાં હતાં. મુંજ અત્યારે પૂર્ણતરુણ પુરુષ બની ગયો હતો. તેની બુદ્ધિમાં સ્ફૂર્તિ આવી હતી, શરીરમાં વિશેષ શક્તિનો સંચાર થયો હતો. મુંજ અત્યારે મહારાજા થયો હતો. પ્રલ્હ નામના એક ભીલ પ્રદેશનું આધિપત્ય પ્રાપ્ત કર્યું હતું. સારાંશ કે, સમસ્ત ભીલ પ્રદેશનો મુંજ એક પ્રકારે પ્રભુ બની ગયો હતો. ભીલો મુંજથી ઘણાજ ડરતા હતા તથા તેના તરફ ઘણી જ ભક્તિ અને સન્માન પણ દર્શાવતા હતા. તેઓ સર્વ તેમને મુંજમહારાજા કહીનેજ બોલાવતા હતા. મુંજરાજાનો અકબર બાદશાહપર અત્યંત આક્રોશ હતો. એટલા માટે તે મોગલોના તાબાના અને અકબર બાદશાહની હુકુમત તળેના રાજાઓના રાજ્યમાં પ્રવેશ કરીને લૂટફાટ કર્યા કરતો હતો.

આવી રીતે લૂટફાટ કરતો હતો ખરો, પરંતુ મુંજ કદાપિ ગરીબને પીડતો નહોતો. તે દરિદ્રનો મદદગાર, દુઃખીનાં દુઃખોને હરનાર હતો, પરંતુ ગર્વીનો ગર્વનાશક અને દુર્દાન્તના યમ જેવો હતો. બાદશાહની વિરુદ્ધમાં હોવાથી, ઉદયપૂરના મહારાણાને મુંજપ્રતિ ઘણી સારી શ્રદ્ધા હતી; વળી મહારાણા બાદશાહનો સગો તથા કુટુંબી ધારીને સુજનસિંહને ઘૃણાની નજરથી જોતા હતા. મુંજના મહા બળવાન ભીલ સૈન્યની ગતિમતિને અટકાવવાની કોનામાં તાકાત હતી? સ્હામા

યુદ્ધમાં પરાજય થવાની સંભાવના જોવાથી, તેઓ પર્વતની તળેટીમાં છૂપાઇ જતા અથવા એક શિખરપરથી બીજા શિખરપર કૂદીને ન્હાસી જતા. મનુષ્યથી જે થઇ શકે નહિ, તે કાર્યને પણ તે લોકો ઘણી સારી રીતે કરી શકતા. તીર ચલાવવામાં તેમના જેવા ચાલાક બીજા કોઇ પણ સૈનિકો નહોતા, મુંજ પોતાના સૈન્યને કેળવવામાં અહર્નિશ યત્નવાન રહેતો. એથી એમની સાથે યુદ્ધ કરવાની કોઈનામાં પણ શક્તિજ નહોતી.

પરંતુ આપણો એ મુંજરાજા કેવળ એક જણની પાસેજ શક્તિશૂન્ય થઇ જતો. ભાનભૂલો બની જતો. શેફાલીના પ્રણયમાં અંધ થયેલો ભીલરાજ, પોતાના માન ગૌરવને ગુમાવીને શેફાલીની સાથે ક્રીડા કરવા બેસી જતો. શેફાલી નચાવે તો નાચતો, બેસાડે તો બેસતો અને ઉડાડે તો ઊડતો. શેફાલીના એક પણ શબ્દને તે અમાન્ય રાખી શકતો નહિ. શેફાલીને માટે જીવજાન પણ કુરબાન કરવા તૈયાર થઈ જતો. મોહનમંત્ર મારી મહા પરાક્રમી ભીલરાજને શેફાલીએ પોતાના હાથના રમકડા જેવો બનાવી દીધો હતો.

મુંજ શેફાલીને પકડવા જતો હતો; શેફાલી પકડવા દેતી નહોતી; દોડતી હતી; મુંજને પણ સાથે સાથે દોડાવતી હતી. હરિણીની પેઠે પર્વતના શિખરપરથી છેક નીચેના વિભાગમાં શેફાલી કૂદી પડતી હતી; મુંજ પણ તેની સાથે સાથે જતો હતો. જાણે આકાશવિહારી ગંધર્વ કિન્નરો ક્રીડા કૌતુકમાં ઉન્મત થઇ ઊડયાં હોયની! એવોજ ભાસ એ સમયે સહજમાં થઈ આવતો હતો. શેફાલી ઉતરી આવી, ગિરિનદીને ઓળંગી ગઇ; વનકુસુમોથી વિભૂષિતા થઈ, સાથે સાથે મુંજે પણ એમજ કર્યું. શેફાલી માળા ગુંથવા લાગી; ફૂલ ચૂંટવા લાગી; ફૂલોથી પોતાના શરીરને શણગારવા લાગી, મુંજને પણ શણગારવા માંડી. મુંજ આત્મવિસ્મૃત થયો. મુંજે મનમાં ને મનમાંજ વિચાર્યું કે:—

"હું આમ ભાનભૂલો કેમ થઇ જાઊં છું? હું શું શેફાલીને મારા કાબુમાં લાવી શકું તેમ નથી? એક સ્ત્રીના નચાવ્યા પ્રમાણે હું શાથી નાચ્યા કરૂં છું? મારામાં બળ છે, વિક્રમ છે, મારી પાસે અપાર સૈન્ય છે, આધિપત્ય પણ છે, છતાં હું આત્મવિજય શા માટે નથી કરી શકતો? દિલ્હીના બાદશાહને પણ નમતું આપતો નથી, મોટા મોટા મહારાજાઓને પણ નમાવું છું. છતાં આવી એક સામાન્ય સ્ત્રીને હું શાથી વશીભૂત કરી શકતો નથી? શેફાલીના ખ્યાલના પૂતળાં

જેવો હું શા માટે થઇ પડયો છું? હું કોણ? આખા દેશને ડોલાવનાર મહા પતાપી મહારાજા મુંજરાજ, ભીલ સરદાર મુંજરાજ! મારી સત્તા શી? સમસ્ત દુનિયાને ડોલાવવાની, પાપીઓના પ્રાણને ભેદવાની અને આખી આલમમાં વિજયનો ડંકો વગડાવવાની! છતાં એક સામાન્ય રમણી શા કારણથી મારા મનમાં મોહ ઉપજાવાં રહી છે! પણ હા, મુંજ! તું શું છેક ભૂલીજ ગયો? મદનને બાળીને ભસ્મીભૂત કરનાર શંકરની શી દશા થઈ હતી, તે ભૂલી ગયો? સુરસમાજના અધ્યક્ષ ઇંદ્રનું શું પરિણામ આવ્યું હતું, આખા આકાશ મંડળને ઉદ્‌ભાસિત કરનાર ઇંદુની શી દશા થઇ હતી? શંકરના અજિત હૃદય પર ભિક્ષ ભામિનીએ વિજય કર્યો હતો, ઇંદ્ર પણ એ મોહિની માયામાં લુબ્ધ થયો હતો અને ઇન્દુનું પણ એવુંજ પરિણામ આવ્યું હતું? જ્યારે આવી આવી વિલક્ષણ સત્તાધારી વ્યકિતઓ પણ કામિનીના મોહજાળમાં મુગ્ધ થઇ હતી, ત્યારે, હે સામાન્ય શક્તિવાળા મુંજ! તારી તો વાત જ શી કરવી? શેફાલી સુંદરતાની ખાણ છે, લાવણ્યનો ભંડાર છે, રૂપનો આગાર છે; જેની પાસે એવાં અપૂર્વ આયુધો રહેલાં છે, તેનાથી જો કદાચ તું પરાજિત થાય, તો તેમાં આશ્ચર્ય જેવું પણ શું છે! ઊઠ મુંજ! આ સર્વ ચિંતાઓને ત્યાગી દે. શેફાલીની પ્રીતિને સાધી લે."

આ પ્રમાણે વિચાર કરી મુંજે કહ્યું કેઃ–" કહે શેફાલી! હવે ક્યાં સુધી તું મને આ પ્રમાણે દીવાનો કરી રાખીશ? એકવાર કહે જોઇએ કે, તું મારી થઇશ કે નહિ? જો મારી ન થા, તો મારા આત્મજ્ઞાનને પાછું ફેરવી દે. મારી સ્વાધીનતા મને પાછી સોંપી દે. મારા ચોરેલા જિગરને મારે સ્વાધીન કરી દે. હું હવે શૂન્ય થઇને તારી પાછળ પાછળ ફરી શકીશ નહિ? તારી મોહિની માયામાં હું હવે ફસાઇ શકીશ નહિ."

શેફાલીએ મુંજની વાતનો કશો પણ ઉત્તર ન આપતાં, કેવળ હસવા જ માંડ્યું. જ્યારે મુંજે બહુ જ આગ્રહ કરી પૂછ્યું, ત્યારે તેણે માત્ર એટલું જ જણાવ્યું કેઃ–" હું તમારી પરીક્ષા કરૂં છું."

મુંજે કહ્યુંઃ—

" હજી સુધી શું તારી પરીક્ષા પૂરી થઇ નથી? હવે શું પરીક્ષા કરીશ શેફાલી! તારે માટે પ્રાણ આપવાને પણ હું પ્રસ્તુત છું. કહે કે, તું મારી થઇશ કે નહિ વારૂ?"

શેફાલી—

"પ્રાણ આપવાનું સમજતી નથી. શું તમે તમારૂં રાજ્ય છોડી શકશો? રાજ્ય છોડી સંન્યાસી થઇ શકશો? સંન્યાસી થઇ સંસારને સદ્બોધ આપી શકશો?"

મુંજ—

"એમ કરવાથી તું મને મળી શકીશ? મારા હૃદયમાં આવી વિરાજી શકીશ?"

શેફાલી—

"મને મેળવી શકો કે ન મેળવી શકો, એની સાથે તમારે શો સંબંધ છે? હું જે કરવાનું કહું છું, તે જો કરી શકશો, તો હું મારા મનમાં સમજી શકીશ કે, તમે મને ખરેખરી ચાહો છો."

મુંજ—

"ત્યારે હું આ ક્ષણ ને આ પળથી જ સંન્યાસી થાઉં છું, સંસારથી મુક્ત થાઉં છું."

આમ કહી મુંજ ચાલ્યો ગયો. રાજ્યને જોયું નહિ, ધનસંપત્તિ ભણી દષ્ટિપાત પણ કર્યો નહિ. તે કયાં ગયો તે પણ કોઇનાથી જાણી શકાયું નહિ. ધીમે ધીમે એક માસ, બે માસ, છ માસ, એક વરસ, બે વરસ વીતી ગયાં, છતાં પણ મુંજના કશા સમાચાર જ મળ્યા નહિ. હવે ભીલોનો કોઈ ભય રાખતું નહોતું, અત્યાચારથી પીડાયલા રાજાઓ ભીલોનું દમન કરવા માટે તૈયાર થવા માંડયા હતા. ભીલો શંકાશીલ થઇ ગયા હતા, પોતાનું સંરક્ષણ કરવા માટે ગભરાઈ ગયા હતા, અત્યંત વ્યાકુળ બની ગયા હતા. સરદારો લમણે હાથ દઇ બેઠા હતા. રટા, જટા નામના બે મુખ્ય સેનાપતિઓએ મુંજના તાબા તળે રહી ઘણાં ઘણાં પરાક્રમો પ્રદર્શિત કર્યાં હતાં, પણ અત્યારે તેમનામાં તે સાહસ રહ્યું નહોતું, તે શકિત કે ઉત્સાહ પણ રહ્યો નહોતો! સર્વ સરદારો અને સૈનિકો સુકાન વિનાના વહાણ જેવા થઈ પડયા હતા. કોઇના મુખપર આશા કે ઉત્સાહનાં કશાં પણ ચિન્હો દેખવામાં આવતાં નહોતાં. હાય! એક મુંજ વિના બધે અંધકાર ને અંધકાર જ છવાયલો દેખાતો હતો. શેફાલી અત્યારે દીવાની બની ગઇ હતી. તે વિચારતી હતી કે, શા માટે આવું દુષ્કર્મ કર્યું? જો હું મુંજને અત્યારે મેળવી શકું તો તેને પગે પડીને પણ અહીં પાછો

લઈ આવું! પણ હાય! મેં શા માટે આવો સર્વનાશ કર્યો! ખોટા ખ્યાલમાં પડી મહારાજા મુંજને વિદાય આપી મેં મારા દેશને શા માટે આવી રીતે ધૂળધાણી કર્યો? શા માટે પાયમાલ કર્યો?

તે મુંજની દુર્બળતા દેખીને પોતાનો ખ્યાલ ચલાવતી હતી. ખ્યાલ ચલાવતાં ચલાવતાં તે આવો ગજબ કરી બેસશે, એવી તેના મનમાં કશી કલ્પના પણ આવી નહોતી. તે અત્યારે ગિરિ, નિર્ઝરિણી, પર્વત અને કાનનોમાં રડતી રડતી ભટક્યા કરતી હતી.

એક દિવસ નદીના કિનારાપર આવી આંખમાંથી આંસુની ધારાઓ વરસાવતી વરસાવતી. કલકલ નાદ કરતી સરિતાને સંબોધીને આ પ્રમાણે ગાઇ રહી હતીઃ—

" તુને સરિતા લહરી પીડે છે! તારા પ્રવાહે અતિ તે નડે છે!
જો તે અરે તુજ તનુ ઉછાળે! દે છે ન શાન્ત રતિ કોઈ કાળે!
તે કંથ પાસ સરતાં જ ખાળે! કેવું તને આ અતિ કષ્ટ આલે?
કેવી રીતે તું નદી દિન ગાળે? તે તું ત્વરિતા વદ સર્વ વ્હાલે?
ભાઈ! જરી ના લહરી અરિ છે! આનંદી મારી ગમતી સખી છે!
તેના વિના શાન્ત સ્થિતિ વિશેષ! આનંદ ભાસે હૃદયે ન લેશ!
ચાલું પિયૂ વિણ ઉદાસ મુખે! રાત્રિદિને હું રહું ગર્ક દુઃખે!
મુખે વિયોગે નવ હાસ્ય આવે, સંસારલીલા મનને ન ભાવે;
સામા મળે કે બનું હર્ષ ઘેલી! ભેટું પિયૂથી ગતિ મંદ મેલી!
તીણા સ્વરે ગાઈ ખુશીથી ચાલું! સંગે રમી હું સુખમાંહિ મ્હાલું;
ક્યાં હું તપાસું? અહિં ક્યાં નિહાળું! દૃષ્ટિ ફરે કિન્તુ ન મુંજ ભાળું!
દિસે હવા આ ભરપૂર ગાને! ભાસે અહા લોપ શું વૃક્ષસ્થાને;"

ત્યારપછી પાછી શેફાલી સરિતાને સંબોધીને ઉંચા અવાજથી કહેવા લાગીઃ—" હે કલ્લોલવાહિની સરિતા! મુંજના વિરહથી હું અભાગિની રાત્રિ દિવસ રોયા કરૂં છું. શયને આરામ નથી, ભ્રમણે આનંદ નથી અને ભોજને રૂચિ નથી. હાય! કેવળ મારા પાપે જ પવિત્ર મુંજ રાજ્ય છોડી સમસ્ત ભીલજાતિને રડાવી ચાલ્યો ગયો છે! તું સલિલને શિરપર ધરી દૂર દૂર ચાલી જાય છે, તો જો કદાચ રસ્તામાં મારા સ્વામીનો સમાગમ થાય, તો તેમને કહેજે કે, 'તમારી શેફાલી તમારા વિના રાતદિન રોયા કરે છે. નથી રહ્યું તેના જીવનમાં સત્વ કે નથી રહી હૃદયમાં લેશ માત્ર પણ શક્તિ. હે સ્રોતસ્વિની! જો તું જાણતી હોય, તો અત્યારે જ કહી દેને કે, મારા મનોમંદિરનો

માલિક મુંજરાજ ક્યાં છે ? અહીંથી કેટલેક દૂર છે ? તું ક્યારેક પુષ્પ-વનમાં પ્રવેશ કલકલ ધ્વનિથી વહી જાય છે, ત્યારે શું તને મારા પ્રાણાધારનો સાક્ષાત્કાર નથી થતો ? હે દેવિ ! જો તું જાણતી હોય, તો જલ્દી કહે, મુંજ વિના મારૂં હૃદય અકળાઈ ગયું છું, મુંજાઈ ગયું છે. વળી તારા આ સર્વ ખેલો જોઈને અત્યારે મને મારા પિયુ સાથેની કંઈક કંઈક લીલાઓનું સ્મરણ થઈ આવે છે અને એ સ્મરણ મારી આંખનાં આંસુને ઉભરાવી દે છે. હું વિચાર કરી કરીને થાકી ગઈ, છતાં મારા પ્રિયતમના મને કાંઈ પણ સંવાદ ન મળ્યા. તું અત્યારે રસરંગથી ખળખળ કરતી નાચી રહી છે, એ જોઈને મારા મુંજ મને સાંભરી આવે છે. હે દયાની દેવી સ્નેહમયી સરિતા ! તું મારા હૃદયની આ જ્વાળા જોઈને મારો તિરસ્કાર ન કરતી. મને ધિક્કારી ન કાઢતી. અવશ્ય ને અવશ્ય મારો આટલો સંદેશો મારા પિયુને પ્હોંચાડી દેજે. ”

આમ કહી સરિતાના કિનારાનો ત્યાગ કરી શેફાલી એક હરિણી પાસે આવી પહોંચી અને એ હરિણીને ઉદ્દેશીને કહેવા લાગી કેઃ—

“ હે હરિણી ! આમ કૂદાકૂદ કેમ કરી રહી છે ! તું આ સરિતાનો ત્યાગ કરી અન્ય દિશામાં કેમ દોડી રહી છે ! જો તારે જળપાન કરવું હોય, તો આમ આવ, આ સરિતાને કિનારે આવ. તું જ્યાં જાય છે, ત્યાં વાસ્તવિક જળ નથી, પણ મૃગજળ છે અને તે તને મોહાવનારૂં છે. માટે હે કુરંગિની આમ આવ, આમ આવ. ”

પરંતુ હરિણીએ શેફાલીના કહેવા તરફ કશું પણ ધ્યાન આપ્યું નહિ; એથી શેફાલી ફરીવાર પાછી એ કુરંગિનીને સંબોધીને કહેવા લાગી કેઃ—

કુરંગ! જળરંગ છે, જળ નહીં, તું શાને ધસે ?
મરીશ રખડી, કદી ઉદક ના પાસ આવશે;
તડાગ ભ્રમણા ધરે હરિણ શિદ આવી અરે ?
તહિં ઉદકભાસ છે, ન તવ તૃપ્ત તૃષ્ણા કરે;
જરી સમજ ને શિખામણ કુરંગ તું અંતરે;
ભૂલીજ ભ્રમણા થકી દુઃખ ગ્રહી તું શાને મરે ?
ગતિ સ્થિર તું રાખને, મરીશ અંતમાં માનને;
વિશેષ વદું શું તને, ઉદક ભાસ મિથ્યા વને. ”

આ સમયે, જે દિશામાં તે હરિણી જતી હતી, તે દિશામાંથી

બીજું એક હરિણ નદી ભણી આવતું જણાયું. એ જોઇને તે હરિણી પણ તેની સાથેજ નદી ભણી ચાલવા લાગી. શેફાલી આથી ઘણીજ રાજી થઈ. તેણે ધીમે ધીમે તેની પાસે જઈને કહ્યું:-" કેમ, નહોતી માનતી ને! અંતે આવીને ઠેકાણે ? વાર્યાં ન માને એ હાર્યાંજ માને ! પણ હશે! તું સમજુ છે, સમજીને પાછી ફરી છે. સખી હરિણી ! તું આ વનની વિહારિણી છે, આખા વનમાં તું અહર્નિશ વિચર્યા કરે છે, માટે હું તને મારૂં કામ સોંપું છું. જો કદાચ આ વનમાં મારા માલિકની મુલાકાત થાય, તો તેમને મારો એક સંદેશો કહી સંભળાવજે કે, તમારી શેફાલીનું અભિમાન હવે ખંડિત થયું છે, તમારા વિના તેનું હૈયું વ્યાકુળ બની ગયું છે." સખી! તું જેમ જેમ નાચે છે, તેમ તેમ મને મુંજ મહારાજ સાંભરી આવે છે. હું પણ તારીજ પેઠે મુંજના આસન પર નાચતી હતી! પરંતુ હાય! અત્યારે તો મુંજના વિરહે મર્મમાં ને મર્મમાંજ હું મરી રહી છું. માટે સખી કુરંગિની ! તું અવશ્ય મારા જીવનાધારને મારો આ સંદેશો પહોંચાડી દેજે."

" સર્વનાશી, કાળમુખી! શો સર્વનાશ કર્યો છે, કહે જોઇએ ? તારા પાપે તો દેશનો સર્વનાશ થવા બેઠો છે! હવે ગમે ત્યાંથી તું અમારા મુંજ મહારાજને લાવી આપ." આમ કહેતી કહેતી વિજળીએ આવીને શેફાલીની પીઠપર એક બે ટાપલી મારી.

શેફાલીએ વિજળીના સ્હામું જોતાં જોતાં ગાવા માંડયું:—

" જોઇ લે વિજળી સખિ ! તાકી તાકી જોઇ લે !<br>
સ્યામ મેઘે ઢાંકી દીધું, સખિ ! આકાશને !<br>
એવીજ આ શેફાલિકા;<br>
મુંજ વિરહે ઢંકાઈ ગઈ;<br>
મુંજ દર્શન થકી શેફાલી સખી ! ખીલેશે નકી. "

એ સમયે વિજળી, ગિરિ નદીમાંથી સુશીતળ સલિલ લાવી શેફાલીના મસ્તકપર સિંચન કરવા લાગી તથા ત્યાર પછી સ્નેહપૂર્વક તેની ચાબુક ઝાલીને કહેવા લાગી કે:—

" સખિ! શી ચિંતા છે તને ? મુંજ અવશ્ય પાછા આવશે. તને બોલાવશે, લાડમાં લડાવશે. તું અનુમતિ આપ તો હું હમણાં ને હમણાંજ તેમને ગમે ત્યાંથી બોલાવી લાવું ?

"શી આપું અનુમતિ ! શી વિષમ કથા સજની તારી ?
નારી થઈ અનુમતિ આપે કહે સખિ ! શા હૃદયથી ?
મુંજા હૃદય તણો રાજા;
હું છું સખિ તેની પ્રજા;
પ્રજા કરે અનુમતિ ક્યાંય નથી સખી ! એવી પ્રથા."

વિજળી, શેફાલીનો હાથ ઝાલી નાના પ્રકારના આશ્વાસન આપી તેને સ્વસ્થ કરવાની ચેષ્ટા કરવા લાગી. પરંતુ શેફાલીનો એ શૂન્યભાવ દૂર થયો નહિ, તેની અસ્થિરતાનું અવસાન આવ્યું નહિ.

એ સમયે એક ભીલ બાળકે દોડી આવીને એવી ખબર આપી કે, મુંજ મહારાજ આવી પહોંચ્યા છે. એ સાંભળીને શેફાલીએ કહ્યું:—

કહે છે કોણ કે, શિરતાજ પધાર્યા છે;
પ્રિયાને પ્રેમબંધનથી બાંધવાના છે ?
ક્યહાં છે મુંજ પ્રાણધન ?
શેફાલીનું એ જીવન.
આવો, આવો, ઉરને વિશે રાખું છુપાવી;
છોડીશ નહિ, ત્યાગીશ નહિ હું તો જરી."

આ સમયે વિજળીએ પોતાના મનમાં ને મનમાંજ કહ્યું કે:— "અહા ! પ્રેમમુગ્ધાબાલા પતિ વિના કેવી બેબાકળી થઇ ગઈ હતી ? પતિનું નામ સાંભળતાંજ તેનામાં કેવું અજબ પરિવર્તન થઇ ગયું ?:—

કેવાં લોચન ખિલતાં મદનથી વિકાર તેમાં ઘણા;
અગ્રેથી દઇ આપતી રતિ, કામી કરે કામના
રે રે કાન્ત કટાક્ષ તે નહિં, નહિં છે બાણ તે કારમાં;
ચાળા ચારૂ દ્વિહસ્તના રસિલી આ નાના પ્રકારે કરે;
હાવે ભાવથી ચિત્ત વ્યાકુળ બન્યું, શક્તિ વશીશી કરે ?
ભ્રાન્તિ માંહિં ભમાવતું વદન આ, શાંતિ ન દેખું મને;
રે રે દિવ્ય મનોજ્ઞ શી અધિક આકાંતિ વસી આનને."

એ સમયે ભીલભામિનીઓનું એક ટોળું ગાતું ગાતું ત્યાં આવી પહોંચ્યું. તેના ગાવાનો આશય આ પ્રમાણે હતો:—"શેફાલીની સાથે આજે મુંજ મહારાજનાં લગ્ન થવાનાં છે, માટે આવો આપણે સર્વ મંગળ ગીતો ગાઇને એ શુભ કાર્યમાં સમ્મત થઇએ." અસ્તુ.

# પ્રકરણ ૧૩ મું

## જોધાબેગમ

શરત લાખો જમાનાની, હતી દાખિલ દીવાનાની—
તખત સીને બિછાવાની મુદ્દત અલબત ગઈ પાકી !
ખસેડી છાતીનો પર્દો, ઢળેકર, હાં ! દિલે અડતો !
પતાવ્યો દિલ્બરે ઝગડો જીવાડી મુર્દ દિલ ખાકી !
અહા ! લવલીન બનાવીને ધુમાવી દિલ દબાવીને—
મ્હને હાં ! હાં ! થકાવીને, દુલ્હારી ! તુંય ગઈ થાકી !
વીતાડયું મેં ગઝબ, દિલ્બર ! મગર ના ના ભૂલી પળભર !
અગર આ દિલ્હી સાગર પર અમીભર રહી નઝર નાંખી !



આના જોધાબેગમના મહાલયમાં, શશીમુખીએ સંન્યાસિનીના વેશમાં પ્રવેશ કર્યો. અસંખ્ય પ્રહરીઓથી રક્ષાયલા બાદશાહના રંગમહેલમાં સંન્યાસિનીએ શી રીતે પ્રવેશ કર્યો ? શશીની એવી સત્તા હતી અને એ સત્તાના યોગેજ તે સહજમાંજ તે મહાલયમાં પ્રવેશ કરી શકી હતી. યોગી—ઋષિ, તપસ્વીઓ, ખુલ્લી અરક્ષિત અવસ્થામાં અસંખ્ય હિંસક જીવજંતુઓવાળા જંગલોમાં તપસ્યા કરે છે, તેમ છતાં પણ કોઇ પણ હિંસક જાનવર તેમની પાસે આવતું નથી. એતું કારણ શું હશે ? કારણ, બીજું કશું પણ નથી, કેવળ તેમની ઉગ્ર તપસ્યાનોજ પ્રભાવ છે. એ પ્રભાવના યોગે તપસ્વીઓને ઝેરીલો નાગ ડંસી શકતો નથી, વિકરાળ વાઘ કશો આઘાત કરી શકતો, પ્રચંડસિંહ પણ કશી ઇજા કરી શકતો નથી. તો પછી શશીની પાસે પણ શી રીતે આવી શકે ? તપસ્વિની શશીમુખીએ વાસનાપર વિજય મેળવી, હૃદયને સ્મશાનસમાન શૂન્ય કરી દીધું હતું. જગતની કોઈ પણ લાલસા અત્યારે તેના અંતરમાં રહી નહોતી. કુબેરનો અતુલ ધનભંડાર, કુસુમાયુધનો અપૂર્વ સૌન્દર્યરાશિ કિંવા ઐશ્વર્યનો આગાર પણ તેના હૃદયને હવે લેશ માત્ર પણ વિચલિત કરી શકે તેમ નહોતો. કારણ કે શશીએ સંસારનો ત્યાગ કર્યો હતો, સંસારની સર્વ માયાવિની લાલસાઓને પગ તળે કચડી નાખી હતી. પરહિત, પરકલ્યાણ એજ તેના જીવનનો

આદર્શ મહામંત્ર થઇ પડયો હતો, તે પોતે એક આદર્શ આર્યબાલા છે અને આર્યોએ જગતમાં કેવળ આદર્શતા દર્શાવવા માટેજ જન્મ ધારણ કર્યો છે, એવો તેણે પોતાના મનમાં સ્થિર સિદ્ધાંત કરી લીધો હતો. આ સર્વ કારણોથી, તે એક દેવી જેવી થઈ પડી હતી; સમસ્ત સમાજમાં આદર્શ નારીરૂપે પૂજનીયા થઇ પડી હતી.

એ વાસના વિવર્જિતા, ભગવાનમાં તનમનઅર્પિતા સંન્યાસિનીના ઉપર અત્યાચાર કરવાની અથવા તેના માર્ગને અટકાવવાની, પછી કોનામાં શક્તિ હોઇ શકે ? વળી એ ઉપરાંત ધર્મના સંબંધમાં અકબર બાદશાહ ઘણોજ ઉદાર હતો. તે કોઈ પણ સમ્પ્રદાય તરફ અવજ્ઞા અથવા અનાદર પ્રદર્શન કરતો નહિ. એટલા માટે રાજમહાલયના રક્ષક-પ્રહરીઓ પણ કોઈનાપર કશો પણ કઠોર વ્યવહાર ચલાવી શકતા નહિ. સંન્યાસિની કોઇની પણ અપેક્ષા ન કરતાં, સીધે સીધી જોધાબાઈના રાજમહાલયમાં આવી પહોંચી.

બેગમસાહેબા એકાએક સંન્યાસિનીને આવેલી જોઇને ચમકી ઉઠી. પરંતુ તરતજ પાછી સ્વસ્થ થઈને તેણે તેને સાષ્ટાંગ પ્રણામ કર્યા અને બેસવા માટે એક આસન આપ્યું. સંન્યાસિની આર્શીવાદ આપી આસનપર આરૂઢ થઇ.

ત્યાર પછી જોધાબેગમે સંન્યાસિનીને સંબોધીને તેના આગમનનું કારણ પૂછી પ્રશ્ન કર્યો:—

“ દેવિ ! યવની પ્રત્યે આટલો બધો અનુગ્રહ ? આર્યત્વ ત્યાગી યવનધર્મને આધીન થયેલી એક સામાન્ય રમણીપર આટલી બધી કૃપા દૃષ્ટિ ? ગમે તેમ હો, આજે હું આપના દર્શનથી કૃપાર્થ થઇછું. મારૂં ભાગ્ય મારા પર અત્યંત સુપ્રસન્ન થયું છે. ”

સંન્યાસિની--“ બ્હેન! યવની અને બ્રાહ્મણીમાં શો વિભેદ છે, હું તો એ સમજી પણ શકતી નથી. યવન શબ્દનો અર્થ આર્યભાષામાં બીજો કશો પણ થતો નથી, યવન એટલે કેવળ વિદેશી એવોજ અર્થ થાય છે. યવન* એટલે અધમ એવો અર્થ થતોજ

---

***યવન** શબ્દનો અર્થ અભિધાન (કોષ) કારો આ પ્રમાણે આપે છે:—“ Name of a country, Ionia or Greece (according to some Bactria to others, Arabia, or Turkey ); natives of country–now applied to any one who is not a Hindw, especially a Muhammadan, or Christan or European, any foreigner. ”

નથી. જે કોઇ એવો અર્થ કરે છે, તે મૂર્ખ છે. હું યવન નામને ધિક્કારનારી નથી. પણ હા, જે ભગવાનના ચરણમાંથી વિચ્યૂત થયા છે, તેનો સ્પર્શ કરવામાં હું એક પ્રકારનું પાપ માનું છું. પરંતુ પરદેશી હોવા છતાં જો ઇશ્વરમાં તેની દૃઢ આસ્થા હોય, તો તેનો સ્પર્શ કરવામાં હું કશું પણ પાપ માનતી નથી. ઇશ્વર એક છે, સર્વે તેને જૂદા જૂદા સ્વરૂપે પૂજે છે. બેગમસાહબા ! મેં સાંભળ્યું છે કે, પરિબ્રહ્મના ધ્યાનમાં આપ અહર્નિશ તલ્લીન રહો છો, એથી આપનો સ્પર્શ કરવામાં અથવા આપના સહવાસમાં આવવામાં મને તો કશો પણ દોષ દેખાતો નથી. આપ દયાનાં દેવી છો, તો પછી આપની પાસે આવવામાં મને શી અડચણ હોય ? "

જોધા—

" ભગવતિ ! મેં મારાથી બને ત્યાં સુધી હિન્દુના આચાર વ્યવહારને જ નિભાવી રાખ્યા છે, અને ભગવાનનાં ચરણોમાં મતિ રાખવાની ચેષ્ટા પણ કરી છે; પરંતુ તેમ છતાં પણ શું મારાથી એમાં સર્વથા ફળીભૂત થવાયું છે ખરૂં કે ?"

સંન્યાસિની—

" બ્હેન ! એ આપની ભૂલ છે. આપ હિન્દુભાવે ભગવાનને હૃદયમાં રાખવાની ચેષ્ટા કરો છો, પરંતુ આ વિલાસી મોગલ મહાલયમાં હિન્દુભાવે શી રીતે રહી શકશો ? તો પણ જ્યાંસુધી હિન્દુ આચારવ્યવહાર સચવાય, ત્યાં સુધી સાચવીને સંતુષ્ડ રહી શકો તેમ છો. જો આ વિલાસિતાવાળા' રંગમહાલયમાં આપના મનમાં કોઇ પણ પ્રકારના વિકારી વિચારો નહિ આવે તો આપને એથી કશી પણ ક્ષાત થશે નહિ. ભગવાન એથી આપનાપર અવશ્ય કૃપા કરશે."

જોધા—

" દેવિ ! મારી શી ગતિ થશે ? હું સદાના અભ્યાસી હિન્દુભાવને છોડી શકી નથી' તેમજ તેની પવિત્રતાને પણ નિભાવી શકી નથી. હાય ! મારી સ્થિતિ તો ત્રિશંકુના સમાન વિષમ થઈ પડી છે. હમ્મેશની પરિચિતા રાજપૂત જાતિનો પરિત્યાગ કરી આ વિદેશી વિધર્મી બાદશાહના જનાનાનાં આવી પડવાથી મારૂં મન નિરંતર મ્લાન રહ્યા કરે છે. જો કે, અહીં વૈભવ–વિલાસ આદિ પાર્થિવ સુખોનો કશો પણ અભાવ નથી, પરંતુ કાયાનું કલ્યાણ કરનાર અધ્યાત્મવિદ્યાનો સર્વથા અભાવ જોવામાં આવે છે. "

સંન્યાસિની—

"બેગમસાહબા ! એ બધી મનની માન્યતાઓ છે. મન સ્થિર રહે અને વિકારનો સંચાર ન થવા પામે તો ગમે તે અવસ્થામાં પણ મનુષ્ય પોતાની પવિત્રતાને સાચવી શકે છે. રાક્ષસોની રાજધાનીમાં જવા છતાં પણ શું સતી સીતાએ પોતાની પવિત્રતાનું સંરક્ષણ નહોતું કર્યું ? મન એજ મનુષ્યના શરીરનો મોટામાં મોટો મિત્ર તથા રિપુ છે. મન પાસેથી મિત્ર રૂપે કામ લેવામાં આવે તો, તે સ્વર્ગનું સોપાન અપાવી શકે છે. પરંતુ જો તેને વિકારોના પ્રવાહમાં વહેતું મૂકવામાં આવે તો રિપુનું રૂપ ધારણ કરી આત્માની અધોગતિ કરે છે, નરકની ઊંડામાં ઊંડી ગહનગર્તામાં ઘસડી જાય છે."

જોધા—

"ત્યારે શું મારી મુક્તિનો કાંઇ ઇલાજ જ નથી ? માતા ! કહો, કહો, મારી દશા શાથી આવી વિષમ થઇ પડી ? હું પવિત્ર હિન્દુકુળમાં જન્મ ગ્રહણ કરી આચારભ્રષ્ટા યવની શા માટે થઇ ?"

સંન્યાસિની—

"તે આપના પૂર્વજન્મનું કર્મફળ છે. કરેલાં કર્મનું ફળ મનુષ્ય માત્રને અવશ્ય ભોગવવું જ પડે છે. જોધાબેગમ ! કેવળ આપને આપનું કર્મફળ ભોગવવું પડે છે, એટલું જ નહિ પણ એ સાથે આપના મનમાં જે પ્રબળ વાસના ઉત્પન્ન થઇ હતી, તેનું ફળ પણ ભોગવવું પડે છે. વાસના જ મનુષ્યને દુઃખના બંધનમાં બાંધનારી ડાકિણી છે. જેમણે વાસનાઓને વર્જિત કરી નથી, તેમની દશા અંતે વિષમ જ થાય છે, સૃષ્ટિનો એ સ્થિર સ્થાયી સિદ્ધાંત જ છે. આપની પ્રબળ વાસનાથી જન્મેલી આ ઉચ્ચ આકાંક્ષા સુસિદ્ધ થઇ છે. આપ રાજાધિરાજનાં ગૃહિણી થયાં છો, હિન્દુસ્થાનના સામ્રાજ્ઞીનું પદ પ્રાપ્ત કરી શક્યાં છો. જો એ આકાંક્ષામાં પવિત્રતાનું સંમિલન થયું હોત, તો તેનું પરિણામ આવું ન આવત, અત્યારે આપના મનમાં જે વિષમ વિરાગ ઉત્પન્ન થયો છે, તે ન ઉપજત; અન્ય પ્રકારે એ વાસનાનું ફળ ફળત. પરંતુ જે ફળ મળવાનું હતું, તે મળી ગયું છે. હવે એ સંબંધી શોક કરવો વૃથા છે. સંસારમાં વાસનાથી અલિપ્ત રહેનારા જીવો ઘણા થોડા છે એથી આપનો એમાં કશો પણ દોષ જ નથી. પણ હવે કર્તવ્યકર્મની અવગણના કરશો નહિ. સ્વામિભક્તિને ગુમાવશો

નહિ. સ્ત્રીઓને માટે સ્વામીજ દેવતા છે, સ્વામી જ સ્વર્ગ છે. પ્રત્યેક વનિતાએ સ્વામીના સ્નેહને સંપાદન કરવાની ખાસ જરૂર છે. આપ પણ અહર્નિશ એ સ્નેહ સંપાદન કરવાનો પ્રયત્ન કર્યા કરશો, તો એથી અવશ્ય સુખી જ થશો. વળી:—

कुत्सितं पतितं मूढं दरिद्रं रोगिनं जडं ।
कुलजा विष्णुतुल्यं च कान्तं पश्यति सततं ॥

शिवसंहिता

સ્વામી કુરુપ, કુત્સિત, જાતિભ્રષ્ટ, અજ્ઞાની, દરિદ્ર, રોગગ્રસ્ત અથવા જડવત્ હોવા છતાં પણ ભગવાનની પેઠે સ્ત્રીઓનો પૂજ્ય છે."

જોધા—

" દેવી ! સ્વામી મારૂં સર્વસ્વ છે. હું ભગવાન અને સ્વામીમાં કશો પણ ભેદભાત્ર જાણતી નથી. ભગવાન મારો જેવો આરાધ્ય દેવતા છે, તેવા જ મારા સ્વામી પણ મારે માટે પૂજનીય છે. સ્વામી ગમે તેવા ભલે ને હો, તો પણ તેઓ મારા દેવતા જ છે. "

સંન્યાસિની—

" ત્યારે પછી આપને માટે ચિંતાનો વિષય શો છે ? આપ તો કાર્ય સમાપ્ત કરી બેઠાં છો. નીરસ, શુષ્ક અને કઠોર જ્ઞાન પ્રાપ્ત કરીને ઘણા દિવસ થયાં અમો જે કરી શકયાં નથી, આપ જ્ઞાન કાણ્ડની સહાયતા વિના તથા લાલસાની મહામાયાના પ્રલોભનમાં પડવા છતાં પણ અનાયાસે તે મેળવી શકયાં છો. આપના કરતાં વિશેષ ભાગ્યવતી ભામા બીજી કોણ હોઇ શકે વારૂ ? "

જોધા—

" ભગવતિ ! આજે આપનાં આશ્વાસન ભરેલાં મધુર વાકયોથી મારા હૃદયની જ્વાળા ઘણે ભાગે હોલવાઇ જવા આવી છે, હવે કહો જોઇએ, આજે શા ઉદ્દેશથી દર્શન આપી મને કૃતાર્થ કરી છે વારૂ ?"

સંન્યાસિની—

" સામ્રાજ્ઞિ ! હું સંન્યાસિની છું ખરી, પરંતુ પારકાંને માટે મારે કર્મયોગિની થવું પડયું છે. મેં વાસના ત્યાગી દીધી છે, એથી હવે કર્મ મારે માટે રહ્યું નથી. કર્મપર મારો અધિકાર પણ રહ્યો નથી. પરંતુ પોતાના કર્મનો ત્યાગ કર્યો છે એમ ધારીને અન્યનું કર્મ હું

શા માટે ન કરૂં વારૂ? એતો ભગવાનનું કાર્ય છે. એ કાર્યનો ત્યાગ કરવામાં પ્રત્યવાય આવશે; એથી હું પારકાનું જ કાર્ય કર્યા કરૂં છું. કર્ત્તવ્ય ધારીને બીજાના કાર્યમાં હું તનમનથી લાગી રહી છું, જ્યાં સુધી મારૂં જીવન રહેશે ત્યાં સુધી હું એમ જ કર્યા કરીશ.

अनाश्रितः कर्म्मफलं कार्यं कर्म्म करोति यः
स संन्यासी च योगी च न निरग्निर्नचाक्रियः

गीता

કર્મફલની આશા ન રાખી અથવા નિષ્કામ થઇ જે વ્યક્તિ કાર્ય કર્યા કરે છે, તેજ વ્યક્તિ પરમસંન્યાસી તથા યોગી છે. નહિતો કેવળ કર્મત્યાગ કરવાથી જ સંન્યાસી થવાતું નથી. એ ગમે તે હો, પણ આજે એક મોટી વિપત્તિમાં આવી પડવાથી મારે આપની પાસે આવવું પડયું છે."

જોધા—

દેવિ! કહો, શામાટે આવ્યાં છો? મારાથી બની શકશે તેટલો ઉપકાર હું અવશ્ય આપને માટે કરવાની કોશિશ કરીશ. કહો, કહો, સત્વર કહો કે આપ મને શું કામ સોંપવા માગો છો?"

સંન્યાસિનીએ ત્યારે જોધાબેગમને તારાના ગુમ થવાની બધી હકીકત ધીમે ધીમે કહી સંભળાવી. એ સાંભળીને જોધા હતબુદ્ધિ થઇ પડી. તેણે કહ્યું:—"માતા! ઘણાક દિન કાર્યથી આજે આપને અહીં આવવું પડયું છે. આપે સાંભળ્યું જ હશે કે, બાદશાહના મુખ્ય અમાત્ય અબુલફઝલનું શાહજાદા સલિમે ખૂન કરાવી નાખ્યું છે. અમાત્યશોક તથા સખાશોક ઉભય શોકે દુઃખી થઇને, બાદશાહ ત્રણ ચાર માસ થયાં પથારીવશ થયા હતા. એવો અકૃત્રિમ મિત્ર, એવો સુયોગ્ય કર્મચારી, એવો વિદ્યાબુદ્ધિ અને વિનયસંપન્ન મનુષ્ય બીજો કોઇ પણ મળશે નહિ; એમ ધારીને તે સમયથી બાદશાહે પોતાના પુત્રનું મોઢું પણ જોયું નથી. ઘણાં માણસો ધારે છે કે, સલીમની સિંહાસન મળવાની આશા નષ્ટ થઇ છે, પરંતુ એ વાત તદ્દન જૂઠી છે. એટલું બધું કરવાની બાદશાહની ઇચ્છા નથી. એ સર્વ ગમે તે હો, પણ આ વિષયમાં હું ખાસ કરીને બાદશાહને ભલામણ કરીશ. બાદશાહ અવશ્ય તમારા કાર્યને સફળ કરશે. વળી આનંદની વાત એ છે કે ચોરાયલી રમણી સાધ્વી સતી છે. સતીની

અવમાનના અકબર બાદશાહના રાજ્યમાં કદાપિ થશે નહિ. શેર અફ્ગાનની પત્નીની ઇચ્છા વિરુદ્ધ એક પણ કાર્ય કરવાને સલિમશાહ શક્તિવાન થયા નથી. બાદશાહ ઘણુા દયાળુ છે, જેથી તેઓ આ કાર્યમાં કદાપિ ગેરઇન્સાફ આપશે નહિ. માતા! એ સ્ત્રીના સંબંધમાં આપ નિશ્ચિંત રહો. હું તેનો વાળ પણ વાંકો થવા દઇશ નહિ. ”

“ કલ્યાણ થાઓ, બેગમ સાહબા! સદાસર્વદા આપનું કલ્યાણ થાઓ. આપ ભારતનાં સામ્રાજ્ઞી થાઓ. ” આવો આશીર્વાદ આપી સંન્યાસિની ત્યાંથી વિદાય થઇ.

---

## પ્રકરણ ૧૫ મું

—•••—

### મિલન

ખુદા જાણે ગઇ તું ક્યાં ! ખુદા જાણે ભમ્યો હું ક્યાં ?
જૂઠી આશા ધરી હૈયે, ગુનેહગારી હમારી એ;
કરી પેદા તમે આશા હમે તેની બન્યા કયામત !
અરે ! એ ખૂનને માટે ગુનેહગારી હમારી છે !
ગુન્હા લાખો મહીં છું હું ! મગર તું ને કર્યું છે શું ?
હવે એ પૂછવું તે એ ગુનેહગારી હમારી છે !

કલાપી

---




લરાજ મુંજે પોતાની પ્રિયતમા શેશાલીને ઘણા દિવસનો વિરહ વેઠયા પછી હવે પુનઃ પ્રાપ્ત કરી હતી. મુંજે હવે રાજકાર્યમાં પૂરતું લક્ષ્ય આપનો દૃઢ નિશ્ચય કરી લીધો હતો. હાથમાંથી ગુમાવેલા ભીલપ્રદેશોનો તેણે પુનરુદ્ધાર કર્યો હતો. રાયપૂરપતિ સુજનસિંહની શત્રુતાનો પ્રતિશોધ લીધો હતો. ભીલ રાજ્યમાં પુનઃ પ્રચંડ માર્તંડનો ઉદય થયો હતો.

મહારાજા મુંજનું નામ સાંભળીને આખો ભીલ પ્રદેશ કંપી ઉઠયો હતો. નવાનવા અસંખ્ય ભીલોનાં ટોળાંને ટોળાં આવીને મુંજના સૈન્યમાં એકઠાં થવા લાગ્યાં હતાં. મુંજ એ સર્વ ભીલ સૈનિકોપ્રતિ અત્યંત સહાનુભૂતિ દર્શાવતો હતો અને તેમને સર્વેને સુપ્રસન્ન રાખવાનો યથાસાધ્ય યત્ન પણ કરતો હતો. સૈનિકો મુંજની આજ્ઞાને વિધાતાની લિપિ સમાન અટલ, અચલ માનીને ભક્તિ સહિત તેનું પાલન કરવાને અહર્નિશ યત્નવાન રહેતા હતા.

આજે શેફાલી, વિજળી અને મુંજ એકત્ર થઇને શેશાલીની ઉન્માદ અવસ્થાની ચર્ચા ચલાવી રહ્યાં હતાં.

વિજળી કહેતી હતી કે:—

" રાજા ! શેશાલી આવું સુંદર ગાન ગાઈ શકે છે, એવું હું

એની આવી પ્રિય સખી હોવા છતાં પણ આટલા દિવસ જાણી શકી નહોતી. અહા ! એના ગાનથી પાષાણ પણ વિદીર્ણ થઈ જાય તેમ છે."

આમ કહીને તેણે શેફાલીને સંબોધીને કહ્યું:—" સખિ ! એક ગાન ગાઇને રાજાને સંભળાવ જોઇએ."

શેફાલી—

લલાટમાં ઉન્માદિની થવાનું લખાયું હતું એથી કરીને જ અત્યારે મારી રક્ષા થઇ શકી છે. ઉન્માદિની થતાં પહેલાં મારા હૃદયમાં શી જ્વાળા જલ્યા કરતી હતી, તે હું તને શી રીતે કહીશકું ? દીવાની થઈ દુઃખની સાથે સાથે પણ મેં કાંઇક અજબ આનંદ મેળવ્યો હતો. રાત્રિદિવસ મુંજમહારાજના ધ્યાનમાં મગ્ન રહી, તેમની મનોહર મૂર્તિને હૃદયસિંહાસ પર પધરાવી હું સ્વર્ગીય સુખનો અનુભવ કરતી હતી. મુંજ મહારાજ વિના આ સંસારની એક પણ વસ્તુ મારી નજરે પડતી નહોતી. વાસના નામની મહા વિકરાળ ડાકિણી મારા હૃદયને જરાપણ ડોલાવી શકતી નહોતી. અહા ! એ સમયે મને કેવું અપૂર્વ સુખ મળ્યું હતું. એકાંતવાળા અરણ્યમાં બેસી વિવિધ પંખીઓનાં મધુરાં ગાનો મારા મનમાં કેવો અનુપમ આનંદ ઉપજાવતાં હતાં. મેં એ સમયે એક અરણ્યમાં બેસી એ સર્વે લીલાનું અવલોકન કરી જે એક સુંદર કાવ્યની રચના કરી હતી, તે કાવ્ય શ્રવણ કરવાની તારી ઇચ્છા છે ખરી કે ?'

" વાહ ! ત્યારે તો તું રૂપવતી હોઇને કવિયત્રી પણ છે ને શું? સોનામાં સુગંધ ભળી, પછી કહેવું જ શું ? હા, હા, ગાઇ સંભળાવ જોઇએ, તારૂં તે સૃષ્ટિસૌન્દર્યનું કાવ્ય, સખિ ! એકવાર ગાઇ સંભળાવ જોઇએ."

શેફાલીની પ્રિય સખી વિજળીએ ઉત્કંઠિત સ્વરે કહ્યું.

આ સાંભળીને શેફાલી ગાવા લાગી:—

કોકિલા તરૂવૃંદમાં ગીત કરે, ગીતત્વરિતા સરે;
આણી અંગ ઉમંગ ગાય અહિં શું વારાંગના સુસ્વરે.
શો કોલાહલ શબ્દનાદ ખગના આનંદી કર્ણો ગ્રહે;
સંગે રાગ કરે મધુર સ્વરથી ! વીણા બની શું રહે ?
વાયુ શબ્દ કરે તરૂમહિં ભમીને થોભી થોભી જરા;
માપી તાળ પૂરે મૃદંગ વચમાં શું કોકિલાને ખરા ?
વૃક્ષો શાન્ત રહે નહીં પવનથી હાલે અહીંથી તહીં;

જાણે ઉર રીઝી સુગાયન સુણી માથું હલાવે સહી.
સૌ આનંદ વસી રહ્યો હૃદયમાં દેખી લીલા દૃષ્ટિએ;
પાણી પુષ્પ લતા તરૂ કુદરતી ચિતાર આ ભૂમિએ;
પંખીનાં ગીત સૌ કરી શ્રવણુ હું રંગે ડૂબી છું ઘણી;
પીધો આજ અહિં સુધારસ તણો પ્યાલો મહા પ્રેમથી."



"વાહ! વાહ! મારા હૃદયની રાણી! હું તારી આ કાવ્ય-કળાથી અત્યંત મુગ્ધ થયો છું, તારાપર અત્યંત પ્રસન્ન થયો છું. મારાં અહોભાગ્ય માનું છું કે તારા જેવી એક વિદુષી વનિતાના ભરથારનું પદ હું પ્રાપ્ત કરી શક્યો છું." મહારાજ મુંજ અત્યંત આનંદાવેશમાં આવી બોલી ઉઠ્યો.

શેફાલી—

"રાજા! હવે હું તમારી અબાધ્ય થઇશ નહિ, તમારી એક પણ આજ્ઞાનો અનાદર કરીશ નહિ. હવેથી તમે તમારી શેફાલિકાને વનચારિણી વનિતાના વેશમાં જોઈ શકશો નહિ, ભિખારિણી દીવાનીના રૂપમાં દેખી શકશો નહિ. શેફાલી હવે રાજરાણી થઈ છે. મુંજ મહારાજની મહારાણી થઈ છે. શેફાલિકાના ગર્વનો નાશ થયો છે, અભિમાનનો અંત આવ્યો છે. હવે શેફાલિકા ધીરા, સ્થિરા અને આજ્ઞાપ્રતિપાલનકારિણી કિંવા અનુગામિની બની ગઇ છે. હવે શેફાલિકાના જીવનનો સાર કેવળ મુંજ મહારાજ જ થઇ પડ્યા છે. શેફાલી તમારી છે, તે સદા તમારીજ રહેશે, તમારી જ સેવા બજાવશે."

વિજળી—

"ત્યારે હવે પર્વતને ઓળંગશે કોણ? નદીમાં તરશે કોણ? હરિણ હરિણીઓની પાછળ પાછળ દોડશે કોણ? હાસ્યના તરંગો ઉછાળાવી, વનફુલોની માળાઓ ધારણ કરી દોડાદોડી કરશે કોણ? વળી સરિતાને સંબોધી વિરહનાં ગાનો પણ કોણ ગાશે? મૃદુ મંજુલ રવથી હરિણીને કાન્તનો સંદેશો પણ કોણ કહેવડાવશે?"

શેફાલી—

"સખિ! હવે શર્માવ માં! જે થવાનું હતું તે થઈ ગયું છે; હવે નહિ થાય. તારી સખી શેફાલી હવે સંસારની અનેક ઠોકરો ખાઇ ઠેકાણે આવી ગઈ છે, પાતજ પ્રમદાના મોક્ષનું સાધન છે, એમ

સમજી શકી છે. સ્ત્રીની સ્વામી વિના ગતિ નથી, એ વાતને પણ બરાબર જાણી શકી છે. એકવાર ભૂલ કરી સર્વસ્વધનને ગુમાવવા બેઠી હતી, ભીલરાજ્યનો સર્વનાશ કર્યો હતો, મહારાજ મુંજ સમા પ્રેમી પુરુષને સંન્યસ્ત સોંપ્યું હતું. એ બધું હવે નહિ બને. બ્હેન! મનુષ્ય ભૂલ કરે છે, પણ ભૂલ કર્યા પછી એ ભૂલનું માઠું પરિણામ મળતાં બીજીવાર તેવી ભૂલ કરી શકતું નથી. શેફાલી પણ હવે કદાપિ એવી ભૂલ નહિ કરે."

મુંજ—

"વિજળી સખિ! ગાયનની વાત શું કહેતી હતી? શું શેફાલી તું કહેતી હતી તેવું સુંદર ગાય છે?"

એ રળિયામણી રાત્રે વિજળીએ મુંજ અને શેફાલીને સિંહાસનપર બેસાડી, શેફાલીને ગાવાનો અનુરોધ કર્યો.

શેફાલી સુંદર શુભ્રજ્યોત્સ્નામયી રજની સમયે ગાવા લાગી:—

રતિરંગે રમીએ ઉલાસે, વસંતે, રતિરંગે રમીએ ઉલ્લાસે;
મળી રહી સંગે રતિરસરંગે સુખ ગ્રહીએ વિલાસે;
ખિલી વસંતી સુકેલિ કરંતી કાન્ત કુસુમે સુવાસે;
અહા કેવી રંગે પ્રકાશે રતિરંગે રમીએ ઉલાસે;
લહરી પ્રભાવે પરિમલ આવે, ચિત્ત ઠરે પુષ્પવાસે;
લહરી શી મંદા! અહા શીત ચંદા! વસી રહી જોને આકાશે;
ખિલાવે સ્મરે મંદહાસે! રતિરંગે રમીએ ઉલાસે;
હસી કંઈ ભાવે તને તે હસાવે, ખુબી ખરે કાંઇ ભાસે,×
તુજ મુખકાંતિ તણી લાવી ભ્રાંતિ, હસતી હસાવી તપાસે;
વધે કોની કાંતિ પ્રકાશે? રતિસંગે રમીએ ઉલાસે
ચંદા શું શોભે! મુજ મન લોભે! તે થકી તુજ હારી જાશે;
સ્તનદ્વંદ્વચારૂ મૃદુ હર્ષનારૂં, કાન્ત કુસુદ પાસપાસે;
ખિલે દ્વંદ્વ ચંદા ઉજાસે, રતિરંગે રમીએ ઉલાસે

---

×આકાશમાં ચંદા હસે છે (અર્થાત્ ચંદ્ર ખિલી રહ્યો છે, તેથી પતિ કલ્પના કરી સ્ત્રી પ્રત્યે મશ્કરીમાં કહે છે કે, "ચંદા હસીને તને હસાવે છે અને જુએ છે કે કોની મુખ કાન્તિ ઘણી તેજસ્વી છે, તારી મુખ કાન્તિની તેના હૃદયમાં ભ્રાન્તિ છે, કારણ કે ચંદાનું મુખ મનને હરે છે, તેનાથી તારૂં મુખ ઉતરતું છે, તારાં બંને સ્તન તેનાથી હરખે છે અને તે બે કોમળ કુમુદો ચંદાના પ્રકાશથી જ ખિલી રહે છે."

"નહીં પ્રિય કાન્ત વૃથા મનભ્રાન્ત, આનન મુજથું શરમાવશે!+
ઘનપટ તાણી જુઓ શર્મ આણી કેવી વસી અભ્રવાસે!
બિચારી સદા હાર ખાશે, રતિરંગે રમીએ ઉલાસે.
સ્તનદ્વંદ્વ ચારૂ નહીં ખિલનારૂં તે થકી કોઈ આભાસે;
પ્રિયતમ સ્પર્શ રતિમય હર્ષે કંચુકી તોડી વિકાસે;
રમે રંગમાં આપ પાસે, રતિરંગે રમીએ ઉલાસે;
તમ વિણુ દુઃખી, નહીં હસમુખી, આનંદ ચંદાથી નાસે,
અગ્નિ જગાડે, ન શાન્તિ પમાડે, સુખ મહીં દુઃખ ભાસે;
વિયોગે દહે સર્વ વાસે, રતિરંગે રમીએ ઉલાસે.
ગગને રહીને મમ રસ લઇને તે બહુ હર્ષિત થાશે;
મુખ નવ છોડે, નજર સાથ જોડે, ખુબી શી વ્હાલા મનાશે;
કપાળે રહે મારી પાસે! રતિરંગે રમીએ ઉલાસે.
ખરી ઉપજાવી તુજ ખુબી. આવી આજ વસંતે પ્રકાશે;
મહા સુખ સંગે રતિ સર્વ અંગે કેવી અનંગે વિકાસે;
પડયાં આપણે પ્રેમ પાશે, રતિરંગે રમીએ ઉલાસે."

---

+સ્ત્રી તેના જવાબમાં ( વચ્ચે વાદળાં આવતાં જોઇને ) કટાક્ષથી કહે છે કે, "હે પ્રિય! એ તમારી શંકા ખોટી છે. મારૂં મુખ ચંદાથી ઉતરતું નથી, જુઓ, તે ચંદા શરમાઇને વાદળાંમાં સંતાઇ ગઇ અને મુખ ઢાંકવા લાગી. મુખની કાન્તિમાં તો તે હમેશાં મારાથી હાર ખાવાની,—મારાં સ્તન ચંદાથી ખીલતાં નથી, પણ તમારાં કામી સ્પર્શથી મારી કંચુકી તોડી વિકાસ પામે છે. તમારા વિયોગમાં તો તે દુઃખી રહે છે, ચંદા નહીં પમાડતાં શોકાગ્નિ પ્રકટ કરે છે. ચંદા તો ગગનમાં રહી મારા ઉપર મોહ પામી મારા રસનું પાન કરે છે, મારા મુખ સાથે નજર જોડીને રહે છે અને મારા કપાળમાં જ આવીને ( ચાંલ્લાના રૂપમાં ) વસે છે." આ પ્રમાણે પતિની (મુંજની) શંકા ખોટી પાડી સ્ત્રી (શશલી) પોતાની કાન્તિની અધિકતા બતાવી આપી હાસ્યવિનોદ અને ક્રીડાનંદમાં વધારો કરી વાક્યચાતુર્ય દર્શાવે છે."

( કાવ્ય સરિતામાંથી ઉધ્ધૃત. )

પ્રયોજક.

## પ્રકરણ ૧૫ મું

### રટા-જટાનો રણજય

સહુ કૃત્રિમતા! ન નિમિત્ત કશું!
વહી આંખ! અને તહીં વારિ ખૂટયું!
ચીરી છાતી! અને તહીં લોહી વહયું!
ચહ્યું દર્દ! અને દિલ દર્દી થયું!
રચી બેડી! અને ઉર કેદી બન્યું!
હતું માગ્યું! અને જ યથાર્થ મળ્યું!
કર્યું કીર્તન! ને સહુ એજ ફળ્યું!



ભીલ સરદાર મુંજ મહારાજ પોતાના ભવ્ય દરબારમાં એક સુવર્ણજડિત સિંહાસનપર વિરાજમાન હતો, સમીપમાં અસંખ્ય સૈન્ય-સામંતો હાજર હતા. આજની સભામાં એક વિષમ વિષયની ચર્ચા ચાલતી હતી. ભીલ પ્રદેશપર આક્રમણ કરી જે જે રાજાઓએ ભીલ પ્રજાને ત્રાસ આપ્યો હતો, તે તે રાજાના રાજ્યપર આક્રમણ કરી તેમના રાજ્યને ધૂળધાણી કરવા માટે મુંજ મહારાજે અનેક સેનાનાયકોને મોકલી આપ્યા હતા. એ સર્વ સેનાનાયકોમાં રટા તથા જટા નામના બે સેનાપતિઓ સર્વશ્રી શ્રેષ્ઠ વીર અને અગ્રગણ્ય પુરુષો હતા, તેઓ અત્યારે મુંજ મહારાજાના સિંહાસન પાસે આવી હાથ જોડી નમ્ર સ્વરે પ્રાર્થના કરી રહ્યા હતા અને મુંજ એમની પ્રાર્થનાને બરાબર ધ્યાનપૂર્વક શ્રવણ કરી રહ્યો હતો.

રટા-જટાએ મુંજ મહારાજને સંબોધી સભા સદનની નિઃસ્તબ્ધતાનો ભંગ કરી કહ્યું:—

"ભીલરાજ! આપ નામદારની અનુમતિ અનુસાર બાદશાહના તાબાના દિલ્હીની આસપાસના સર્વ સ્થાનોને લૂંટી આવ્યા છીએ, દિલ્હીથી કેટલાક સૈન્યનાં દળો અમોને પકડવા માટે આવ્યાં હતાં, પણ અમોએ એથી લેશ માત્ર પણ ભયભીત ન થતાં, તેમને ઉચિત સજા કરી હતી."

મુંજ—

"ઉચિત સજા શી કરી છે?"

રટા–જટા—

" તેમને રીતસર પરાજિત કર્યા છે, અને એ ઉપરાંત એમના મોકલેલા સૈન્યના અધ્યક્ષ સેનાપતિ બહાદુરને પણ કેદ કરી અમારી સાથે લાવ્યા છીએ. "

મુંજ—

" તમારાં આ કામથી હું હદબેહદ ખુશી થયો છું અને તમારા લૂંટી લાવેલા માલના ત્રણ ભાગ તમોને ઇનામ દાખલ આપું છું. તમારે મને ફક્ત ચોથો ભાગ જ આપવાનો છે, "

રટા–જટા—

" ભીલરાજ ! અમો જંગલી ભીલો છીએ, અમોને દ્રવ્યની જરૂર શી છે ? આપ ભીલ હોવા છતાં પણ રાજા છો અને રાજાને દ્રવ્યની ઘણી જરૂર પડે છે. દેશનું શાસન સાચવવા તથા સાધારણ કાર્યોમાં રાજાને પુષ્કળ પૈસા ખર્ચવા પડે છે, માટે લૂટેલા માલના ત્રણ ભાગ આપ રાખો અને બાકીનો ચોથો ભાગ અમોને આપો. એટલું દ્રવ્ય અમારે માટે ઘણું થઇ પડશે. "

મુંજ—

" સાધુ પુરુષો ! મારા વ્હાલા રટા અને જટા નામક શૂરવીર સરદારો ! તમો ભીલ રાજ્યના સુપુત્રો છે. તમારા વીરત્વથી ભીલ રાજ્યે અંત્યત ઉન્નતિ કરી છે અને ભવિષ્યમાં પણ કરી શકશે. ખરેખર ! તમો મારા ખરેખરા વફાદાર કર્મચારીઓ છો, તમારા જેવા સુયોગ્ય સેનાપતિઓ મેળવીને ભીલ રાજ્યની રક્ષા માટે હું એક પ્રકારે નિશ્ચિંત થયો છું. "

રટા તથા જટાએ કહ્યું—

" ના મહારાજ ! ચંદ્રનો અસ્ત થવાથી સામાન્ય નક્ષત્રોના પ્રકાશથી કાંઇ પણ કાર્ય જ થઇ શકતું નથી. આપ વિદેશમાં ગયા પછી આપના આ રટા તથા જટાના શરીરમાં લેશ માત્ર પણ શક્તિ રહી નહોતી. જેવી રીતે ચંદ્ર વિના રાત્રિ ખીલતી નથી, તેવી રીતે આપના વિના અમારાં મુખો પણ ખીલતાં નહોતાં. આપના અભાવે આખું ભીલ સૈન્ય ઉત્સાહહીન બની ગયું હતું. કોઇનામાં પણ કાર્ય કરવાની હિમ્મત રહી નહોતી. આપનો પ્રભાવ જ કાંઇક એવો અલૌકિક છે કે જેના યોગે સમસ્ત ભીલ જાતિમાં એક પ્રકારના

નવીન બળનો સંચાર થઇ શકે છે. પ્રભુ ! આપ જ અમારી ભીલ-નૌકાના કર્ણધાર છો. આપનાથી જ અમો સઘળા ઉજળા છીએ."

" પણ અત્યારે એ સર્વ વાર્ત્તાઓની ચર્ચા ચલાવવાનો અવસર નથી, અમો જે એક ખાસ જરૂરની વાત સાંભળી આવ્યા છીએ, તે હવે આપ નામદારને કહેવા ઇચ્છીએ છીએ. આશા છે કે, આપ અવશ્ય એ વાતને સાંભળવાની ઇચ્છા પ્રકટ કરશો જ. દિલ્હીના દુર્દાન્ત બાદશાહ અકબરશાહે એક વિશાળ સેનાસહિત સેનાપતિ સમરેન્દ્ર નારાયણને આપણી વિરૂદ્ધમાં મોકલી આપ્યા છે અને તેઓ થોડા દિવસમાં જ આવી ચઢે, તેવો સંભવ છે. જો એ વાત સત્ય જ હોયતો, આપણે પ્રથમથી જ બધી તૈયારીઓ કરી રાખવાની પરમ આવશ્યકતા છે."

મુંજ—

" સારૂં, તમો બંદિવાન સેનાપતિને દરબારગૃહમાં કેદ કરી વિશ્રામ કરવા માટે જાઓ, જો જો, સેનાપતિને આહારવિહારમાં કાંઇ પણ અડચણ ન આવે. સેનાપતિ હિન્દુ છે કે મુસલમાન?"

રટા-જટા—

" મુસલમાન."



## પ્રકરણ ૧૬ મું

## પરીક્ષા

यस्य जना न वदन्ति महत्वं
नो समरे म[illegible]गं विजयं वा ।
न श्रुतदान महाधनतां [illegible]
तस्य भवः क्रिमिकीट समानः
सुजनो न याति वैरं परहितनिरतो विनाशकालेऽपि
छेदेऽपि चंदनतरुः सुरभयति मुखं कुठारस्य

नीतिसंगह

રટા-જટાને વિદાય કર્યા પછી મુંજ મનમાં ને મનમાંજ ચિંતા કરવા લાગ્યો કેઃ—

"ઘણા દિવસ પહેલાંની વાત હોવાથી, નામ બરાબર યાદ આવતું નથી; હું ધારૂં છું કે, કદાચ એનું નામ સમરસિંહ હશે. રટોજટો તેને સમરેન્દ્રનારાયણના નામથી ઓળખાવતા હશે. ત્યારે શું તેઓજ તે દયામય હશે? મારા તે ઉદ્ધાર કર્ત્તા તથા પ્રાણદાતા સમરેન્દ્રનારાયણજ હશે? જો તેમજ હોય તો યુદ્ધ કરીને વિનાકારણ હું તેમને કલેશ શામાટે કરાવું? તેમનાં ચરણોમાં હું આત્મસમર્પણ કરીશ, નમી પડીશ. પરંતુ જો તેઓ ન હોય, તો પછી કાપુરુષની પેઠે આત્મસર્મપણ શા માટે કરૂં? ખરેખર! આ એક વિચારવા યોગ્ય પ્રશ્ન અત્યારે મારી સમક્ષ ઉપસ્થિત થયો છે! શું કરવું અને શું ન કરવું? એનો મારાથી કશો નિશ્ચય પણ કરી શકતો નથી. મુંજનું મન મુંઝાઇ ગયું છે. જો કદાચ મારા જીવનદાતા સમક્ષ શસ્ત્ર ઉપાડીશ તો ઘોર કૃતઘ્ન કહેવાઇશ અને મારા જીવનદાતાની ભ્રમણામાં બીજા કોઇ સેનાપતિને નમતું આપીશ, તો કાપુરૂષ તરીકે ઓળખાઇશ. હવે મારે શું કરવું? કયા ઉપાયનું અવલંબન કરવું? પણ હા, ઠીક સાંભરી આવ્યું! મેં તો તેમના શરીરનાં બે ચિન્હોને બરાબર તપાસી લીધાં હતાં. તેમનાં ભવ્વાંપર એક તિલ હતો અને કાન પાસે બીજું એક ચાઠું હતું. જો આ સેનાપતિ મારા પ્રાણદાતા હશે, તો કાંઇ પણ વિવાદ કર્યા વિના તરતજ હું તેમને નમી પડીશ. મને જેમણે જીવન સમર્પ્યું

છે, તેમની સમક્ષ મારાથી શી રીતે હથિયાર ઉગામી શકાય! મેં જે વખતે એ વીરનરે મને જીવનદાન આપ્યું, તે વખતે દૃઢ પ્રતિજ્ઞા કરી લીધી છે કે, એમના ઉપકારનો બદલો હું ગમે તે રીતે વાળી આપીશ. ગમે તેમ હો, પણ મહારાજા મુંજ પોતાની પ્રતિજ્ઞાથી કદાપિ ચલિત થયો નથી અને થવાનો પણ નથી,"

મુંજ મનમાં ને મનમાં આ પ્રકારે આકાશ પાતાળની ચિંતાઓ કરી રહ્યો હતો, એવામાં સીમાન્તપ્રદેશમાંથી સંવાદ આવ્યા કે, મોગલ સૈન્યે સીમાડા પર છાવણી સ્થાપી દીધી છે."

મુંજે હવે એક ક્ષણનો પણ વિલંબ ન કરતાં યુદ્ધની ઘોષણા કરી દીધી. ત્રણે દિશાઓમાંથી ત્રણ દળ સૈન્યે, મોગલ છાવણી પર છાપો મારી દીધો. મોગલ સેના હજી સુધી સાજ સરંજામ ઇત્યાદિ બરાબર ગોઠવી શકી નહોતી; એથી આ અણચિંતવ્યા હુમલાથી સજ્જિત થતાં ન થતાંમાં તો, ભીલો તેમના કીમતી સમાન લૂંટીને નજીકના જંગલમાં છુપાઇ ગયા. હિન્દુ સૈન્ય થોડીવાર તેમને અટકાવી શક્યું હતું ખરૂં, પરંતુ સંખ્યામાં તે ઘણુંજ થોડું હોવાથી, તેમનાથી કાંઈ પણ કરી શકાયું નહિ. ઉલટા તેમના બે ત્રણ સેનાનાયકો બંદિવાન બની ગયા. બાકીનું સૈન્ય ત્યાર પછી જરા પણ આગળ વધી શક્યું નહિ.

આ પ્રમાણે લગભગ બાવીશ દિવસ સુધી યુદ્ધ ચાલ્યું. ભીલો શ્રાન્ત–કલાંત થવાથી અથવા પરાજયનાં ચિન્હો જોવાથી, તરતજ સ્હામેના અરણ્યમાં તથા પર્વતોની તળેટીઓમાં એવી રીતે છુપાઇ જતા, કે કોની તાકાત છે કે તેમને શોધીને બહાર કાઢી શકે? છેવટે અનેક મોગલ સૈનિકો મરવા તથા ઘાયલ થવા લાગ્યા. બીજો કોઇ સેનાપતિ હોત, તો તેણે આ લોકોના ક્ષય થનારા યુદ્ધમાં ક્ષણ માત્ર પણ ન રોકાતાં ક્યારનીય પલાયન કરીને પોતાના પ્રાણની રક્ષા કરી હોત, પરંતુ સમરેન્દ્ર નારાયણ તેવા સ્વભાવનો માણસ નહોતો.

તે ભીલ યુદ્ધમાં પૂંઠ પકડી ન્હાસી જનાર કાપુરુષનું નામ ગ્રહણ કરવા કરતાં, સન્મુખ સંગ્રામમાં હત કિંવા આહત થઇને વીર નામ પ્રાપ્ત કરવાની અભિલાષા ધરાવતો હતો અને એમાં તે પોતે પોતાની એક પ્રકારની શ્લાઘા પણ માનતો હતો. એટલા માટે જ આટલા દિવસ થયા યુદ્ધ ચાલતું હતું.

તેવીસ દિવસ પછી " તાજું હરિણનું માંસ લેશો કે ? " કહે

તો એક માંસજીવી મોગલ છાવણીમાં આવી પહોંચ્યો. સેનાપતિ મહાશય જે સ્થળે એકલો બેસીને અત્યારના આ ચાલુ યુદ્ધના પરિણામની ચિંતા કરી રહ્યો હતો, તે સ્થળે આવીને તે માંસજીવી પુરુષ ઉભો રહ્યો.

એ જોઇને સેનાપતિએ પૂછ્યું:—

" તું શું કહેવા માગે છે ? "

માંસ જીવી અથવા માંસ વેચનારે જવાબ આપ્યા:—

" હું હરિણનું માંસ વેચવા આવ્યો છું. "

સેનાપતિ બહાદુરે માંસ વેચનાર ભીલનું પગથી તે છેક માથા સુધી બરાબર નિરીક્ષણ કરી લીધું. તેણે જોયું કે, આવનાર ભીલ ઘણોજ બળવાન પુરુષ છે અને તેની આંખોમાં આગની ચિનગારીઓ સળગી રહી છે. વળી એમ પણ વિચાર્યું કે, શું આ ગુપ્તવેશી પુરૂષ તો નહિ હોય ? આ પ્રમાણે અનેક વિચારો કરી સેનાપતિએ તે પુરુષને પૂછ્યું:—

" તેં યુદ્ધમાં શા માટે ભાગ નથી લીધો ? તું યુદ્ધમાં શા માટે નથી ગુંથાયો ? "

ભીલ—

" સેનાપતિ સાહેબ ! સઘળાં માણસો શું યુદ્ધ કરતાં હશે ખરાં કે ? ભીલો તો કાંઇ મુસલમાન નથી કે, જે પૈસા આપીને, પગાર આપીને અથવા જાગીર આપીને સર્વને યુદ્ધ કરવા માટે લાચાર બનાવી શકે. અમારા ભીલ પ્રદેશમાં પગારનો લાલચુ એક પણ સૈનિકજ નથી. જે સર્વે ભીલ જુવાનો લડાઇમાં જોડાયા છે, તેઓ ફક્ત પોતાના શોખથીજ જોડાયા છે. બળાત્કારે કોઇ પણ પુરુષને સૈન્યમાં દાખલ કરવાનો અમારા દેશમાં કાયદોજ નથી. "

સેનાપતિએ સહજ કુપિત થઈ રુક્ષ સ્વરે કહ્યું:—" તું કદાપિ માંસજીવી–માંસ વેચનાર નથી ? "

ભીલ—

" એ આપની ભૂલ છે. સઘળા ભીલો માંસજીવી છે, માંસ વેચીનેજ ઘણાખરા ભીલો પોતાનું ગુજરાન ચલાવે છે. પણ હા, એ સાથે મારે એમ પણ કહેવું પડશે કે, એ નિયમ આખી ભીલ

જાતિને લાગૂ પડી શકતો નથી. કેટલાક ભીલો શિકાર કરીને પણ પોતાનો નિર્વાહ ચલાવે છે. ”

સેનાપતિ—

“ તમારા રાજા મુંજ પણ શું એવીજ રીતે પોતાનો નિર્વાહ ચલાવે છે. ”

ભીલ—

“ રાજાની વાત જૂદી છે. રાજાને અનેક અનુચરો છે, ભૃત્ય છે, રાજાને માટે અમો પણ છીએ. ”

સેનાપતિ—

“ તારા આ હરિણના માંસનું શું મૂલ્ય લઇશ ? ”

ભીલ—

“ ખુશી થઇને જે કાંઈ આપશો, તે લઇ લઈશ. અમો મોટાં માણસોની પાસે દરદામ કરતા નથી. ” સેનાપતિએ બે રૂપિઆ ફેંકી દીધા.

ભીલ—

“ સેનાપતિ સાહેબ ! જો રોજ રોજ માંસ આપી જવાની અનુમતિ મળશે, તો હું એક સામટાજ બધા પૈસા લઈ જઈશ. આપ અત્યારે આ પૈસાને આપની પાસેજ રહેવા દો. ”

આમ કહી માંસ વેચનાર ભીલ સેનાપતિના મુખ સ્હામું જોવા લાગ્યો.

સેનાપતિ—

“ શું જોઈ રહ્યો છે ? ”

ભીલ—

“ આપ રાજપૂત છો કે બીજા કોઇ પણ દેશના માણસ છો, એ જોઇ રહ્યો છું. ”

સેનાપતિ—

“ એવી શંકા લાવવાનું કારણ શું છે ? ”

ભીલ—

“ મેં નિરસ્ત્ર અને નિઃસહાય ભીલે, આપના તંબૂમાં પ્રવેશ કર્યો છે, એથી મારા મનમાં કશી પણ શંકા ઉપજવાનું કારણજ નથી. રાજપૂત વીરો પોતાના અતુલ સાહસથી હો અથવા સ્વભાવસિદ્ધ

ઉદારતાને માટે હો, પણ આવી અવસ્થામાં કોઇનો પણ અવિશ્વાસ કરતા નથી. હું અનેકવાર યુદ્ધને વખતે તેમના તંબૂઓમાં ગયો છું, પરંતુ કોઇએ પણ મારા પર અવિશ્વાસ કર્યો નથી." માંસ વેચનારો આ પ્રમાણે કહીને એકદમ તંબૂમાંથી બહાર નીકળી ચાલ્યો ગયો. તે કયાં ગયો, એ કોઇ પણ જોઇ શકયું નહિ. સેનાપતિએ વિચાર્યું કે, માંસ વેચનાર પોતેજ ભીલ રાજા મુંજ હતો અને કુશળતાથી તે તેને હરિણનું માંસ ભેટ આપી ચાલ્યો ગયો છે.

## પ્રકરણ ૧૭ મું

### આત્મસમર્પણ

पत्रं पुष्पं फलंतोयं यो मे भक्त्या प्रयच्छति ।
तदहं भक्त्युपहृत मश्नामि प्रयतात्मनः ॥
यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।
यत् तपस्यसि कौन्तेय ततकुरुष्वमदर्पणम् ॥




ત્રિનો અંધકાર દૂર થયો હતો. હજી સુધી રાત્રિનાં ઝાકળનાં બિન્દુઓ પર્વતના શિખરપરથી ટપ ટપ કરતાં ટપકી રહ્યાં હતાં. સૂર્યદેવ બહાર નીકળવાની તૈયારીમાં હતા, પરંતુ કઈ દિશામાંથી ઉદય પામશે, એનો નિશ્ચય કરી શકાય તેમ નહોતો. જે દિશામાંથી તેઓ પ્રકાશ પાડવાની ચેષ્ટા કરતા હતા, તે દિશામાં બાધા આવી પડતી હતી. કોઇવાર અરણ્ય આડું આવતું, તો કોઇવાર પર્વતનાં ઊંચાં ઊંચા શિખરો આડા આવી ઉભાં રહેતાં. છેવટે સૂર્યનારાયણે પર્વતને ઓળંગીને તથા અરણ્યને ભેદીને બહાર આવવાનો સ્વીકાર કર્યો. અરણ્યનાં વૃક્ષોપર તથા પર્વતનાં શિખરોપર ધીમે ધીમે સૂર્યનો તાપ દેખાવા માંડયો. જોતજોતામાં કિરણમાલા સમસ્ત સૃષ્ટિપર પથરાઈ ગઇ. ત્યાર પછી કોઇને દિશાઓનું કશું જ્ઞાન પણ ન રહ્યું. સમરેન્દ્રની છાવણી પણ સૂર્યના કિરણોથી ઝગહળી ઉઠી. એ સમયે એક પુરુષ છાવણી ભણી આવી રહ્યો હતો. તે પુરુષનું આખું શરીર ચામડાના બનાવેલા પોશાકથી ઢંકાયલું હતું; મસ્તકપર રાજપૂ-

તના જેવો ફેંટો બાંધ્યો હતો. કમરપર મ્યાનબંધ તલવાર લટકી રહી હતી, હાથમાં ધનુર્બાણ ધારણ કરેલું હતું. તેનું શરીર વીરતાની સ્પષ્ટ સૂચના કરાવતું હતું તથા મુખપર પણ હાસ્યની રેખાઓ ઝળકી રહી હતી. એ પુરુષને જોવાથી એનિર્ભયહૃદય અને તેજોપૂર્ણ જણાઇ આવતો હતો, તે એકલો આવતો હતો, તેની સાથે બીજું કોઇ પણ નહોતું. છાવણીદ્વાર આવી પહોંચતાં, પ્રહરીએ તેને પ્રવેશ કરતો અટકાવ્યો. હથિયારબંધ વીરપુરુષને બિચારો પ્રહરી શી રીતે જવા દે? એથી છેવટે એ પુરુષને પોતાનો પરિચય આપવો પડયો. તેણે કહ્યું કે:— " સેનાપતિ સમરેન્દ્રનારાયણ બહાદુરને ખબર આપો કે, ભીલ સરદાર મહારાજ મુંજ તેમની મુલાકાત કરવા આવ્યો છે. "

આ સાંભળીને પ્રહરી ચમકી ઊઠયો. મોગલસૈનિકો મુંજનો સિંહ કિંવા વાઘ કરતાં પણ વિશેષ ભય રાખતા હતા, તથા જેને માટે મોગલ છાવણી બિલ્કુલ ખાલી થવા બેઠી હતી, એજ મુંજ અત્યારે તેની સ્હામે આવી ઉભો છે? આ પ્રમાણે વિચાર કરી પ્રહરીએ તરત જ સેનાપતિ પાસે જઈ મુંજના આવવાના સમાચાર કહી સંભળાવ્યા. તેણે તેને છાવણીમાં આવવાની અનુમતિ આપી. મુંજ ધીમે પગલે છાવણીમાં પ્રવેશ કરી સેનાપતિના ચરણમાં પોતાનાં હથિયાર મૂકી ઘણા જ નમ્ર સ્વરે બોલ્યો:—

" સેનાપતિ મહાશય! આ મુંજ ભીલ આજે આપના ચરણોમાં સદાને માટે આત્મસમર્પણ કરે છે, હવે યુદ્ધ કરવાની કશી પણ આવશ્યકતા નથી. "

સેનાપતિ સમરેન્દ્ર, મુંજનાં આવાં વચનો સાંભળીને સ્તબ્ધ થઇ ગયો. તેણે આ પહેલાં તેના બળવિક્રમનો ઘણી સારી રીતે પરિચય મેળવ્યો હતો. મોગલ શિબિરમાં જેને લીધે હાહાકાર મચી ગયો હતો, તેજ મુંજ આજે આત્મસમર્પણ કરે! કદાપિ સંભવેજ નહિ. સેનાપતિના વિસ્મયની કાંઇ સીમાજ રહી નહિ. તેણે મુંજના મનનો ભાવ જાણવા માટે મશ્કરીના રૂપમાં કહ્યું કે:—

" મુંજ મહારાજ! મોગલ પરાક્રમનો પરિચય મેળવીને શું તમો આમ છેક ડરી ગયા છો? "

મુંજ વિષધર સર્પની પેઠે ગર્જના કરી બોલી ઉઠયો:—

" મોગલ પરાક્રમનો ભય જૂઠી વાત, બિલકુલ અસંભવ વાત! મુંજ કદાપિ મોગલોથી ડર્યો નથી, ડરવાનો પણ નથી. સેના-

પતિ સાહેબ ! આ મુંજ કેવળ વિશ્વનિર્માતા વિના બીજા કોઇનાર પણ કરતો નથી. આપ આ શું બોલો છો ? શું મુંજને છેક કાપુરૂ માની બેઠા છો ? "

સમરેન્દ્ર—

" તો પછી આત્મસમર્પણ શા માટે કરો છો ! મને નમ શા માટે આપો છો ?"

મુંજ—

" આત્મસમર્પણ ન કરૂં ? જેઓ મારા પ્રાણદાતા, રક્ષાકર પરમ દયાવાન પુરૂષ છે.

તેનની પાસે આત્મસમર્પણન કરૂં ? આટલા દિવસ જાણી શકરે નહોતો, ઓળખી શકયો નહોતો, મુલાકાત પણ કરી શકયો નહોતે વળી, આજ સુધી આત્મસમર્પણ ન કરવાનું કારણ એ પણ હતું કે મારી ઇચ્છા આપને મારા પરાક્રમનો કાંઇક પરિચય કરાવવાન હતી. મુંજ યુદ્ધમાં થાકીને આત્મસમર્પણ કરતો નથી; મોગલ પરાક્ર મથી ભયભીત થઇને શરણાગત થતો નથી; તે આત્મસમર્પણ કરે છે કેવળ કૃતજ્ઞતા પ્રકટ કરવા માટેજ. અને તન મન કુરબાન કરે છે પ્રાણદાતાના મહત્વ, વીરત્વ અને ઉદારતાને માટે સ્મરણમાં નથી દયા મય ! આજથી આઠ વરસ પહેલાંની વાત છે, સોળ વરસનો બીઃ બાળક, આગ્રાના રાજમાર્ગે દુરાત્મા મોગલ સૈનિકોના આક્રમણથ મરવા બેઠા હતો; તે વાત શું આપને યાદ નથી કૃપાનિધાન ? "

કોણે તેને ઉગામેલી તલ્વારનો આઘાત વ્યર્થ કરીને બચાવ્યે હતો ' કોણ મૂર્ચ્છાગ્રસ્ત મુંજને ગોદમાં લઇને તેના જ્યેષ્ટ પિતાન પાસે તેને લઇ ગયું હતુ ? કોણે તેની તલ્વારના જખમને પોતાના હાથે બાંધી દીધો હતો ? કોણે સારવારનો બંદોબસ્ત કર્યો હતો ? "

તમે. તમે-દયામય સમરેન્દ્રનારાયણે તેને બચાવ્યો હતો. તમારે લીધેજ મુંજનો આજે આવો પ્રતાપ છે ! તમારે લીધેજ સમસ્ત ભીલ રાજ્ય મુંજના હાથતળે છે. તમારે લીધેજ રાજપૂતાનાનો રાજ ચાર્ગે મુંજના ભયથી કંપી રહ્યો છે ! પ્રાણદાન ન મળવાથી મુંજનુ નામ પણ કોણ જાણત ? પૃથ્વીમાંથી તે નામ વિલુપ્ત થાત.

મુંજની બન્ને આંખોમાંથી આંસુની અવિરલ ધારાઓ વહેતી હતી. વાત કહેતાં કહેતાં તેની જીભ અટકી પડતી હતી. મુંજ બીજું કાંઇ પણ બોલી શકતો નહોતો; સમરેન્દ્રના ચરણતળે બેસી ગયો હતો.

સમરેન્દ્રની આંખો પણ આંસુથી ઉભરાઇ આવી હતી. તે મુંજનું અસાધારણ મહત્વ અને કૃતજ્ઞતા જોઇને મોહિત થયો હતો. હવે તે બેસી રહી શક્યો નહિ, મુંજને આદર સહિત ઉભો કરી ગાઢ આલિંગનથી આબદ્ધ કરી તેણે કહ્યું કે:–"ધન્ય છે, તને મુંજ રાજા! તારો અસાધારણ વ્યવહાર જોઇને ચમત્કૃત થયો છું. એટલા માટેજ તું આટલો બંધો ઉચ્ચ છે! એટલા માટેજ આખા હિન્દુસ્તાનનો બાદશાહ તારા બહાદુરીથી આકુળ વ્યાકુળ અને વિચલિત થયો છે."

મુંજ રડવા લાગ્યો. સમરેન્દ્રે તેનો હાથ પકડીને પોતાની જમણી બાજૂએ યોગ્ય આસનપર તેને બેસાડ્યો અને કહ્યું:–"તને સન્માનસહિત બાદશાહ પાસે લઇ જઇશ. સ્વાધીન નૃપતિનું સન્માન દર્શાવીશ; એમાં જો તું અસમ્મત થઇશ, તો લઇ જઈશ, નહિ." મુંજે સમ્મતિ જણાવી.

## પ્રકરણ ૧૮ મું

### મુંજનું સન્માન

न तेजतेजस्वी प्रसुतमपरेषां प्रसहते ।
सतस्य स्वोभावः प्रकृत नियतत्वादकृतकः ॥

[ उत्तर रामचरित्तम् ]

મુંજ આગ્રામાં આવ્યો છે; સૈન્ય સામન્ત સહિત આવ્યો છે. શેફાલીએ સાથે આવવાનું ઇચ્છયું હતું, પણ મુંજ સ્વીકૃત થયો નહોતો, તેણે પણ તેમાં કાંઇ વાંધો ઉઠાવ્યો નહોતો. અત્યારે એ શેફાલી નહોતી; અત્યારે સ્વામીની અત્યંત અનુરાગિની શેફાલિકા સ્વામીની રાજીખુશી સમજીને ચાલતી હતી. મુંજના નિવાસ માટે આગ્રા નગરમાં એક મોટી ઇમારત મુકરર થઈ હતી. સેનાપતિ રાજા વિક્રમજિત, આગ્રાની નજીકમાં તેનો સત્કાર કરીને લઇ આવ્યો. સારાંશ કે, મુંજના સન્માનનો અવધિજ ન રહ્યો. તે એક દિવસ જ્યેષ્ટ તાતની સાથે જેવી તેવી સ્થિતિમાં આગ્રા શહેરમાં આવ્યો હતો અને આજે આ મહા ધામધુમથી તેનો સત્કાર થયો હતો. મુંજે બન્ને આગમનની

તુલના કરી; અને એ તુલનાથી તે સમજી શક્યો કે, મહામતિ સમરેન્દ્રનાથ મુંજ આ સન્માનકર અભ્યર્થનાનું મૂળ છે. મુંજ દરબારગૃહમાં હાજર થવાથી, રાજા ટોડરમલ્લ, અભિવાદન કરીને તેને દરબાર સ્થળે લઈ ગયો. મુંજને જોવા માટે ધક્કાધક્કી થવા લાગી. બાદશાહ પણ કૌતુલહનું નિવારણ કરવા માટે, આડી આંખે નજર નાખ્યા વિના રહી શક્યો નહિ રાજા વિક્રમજિતની પાસેથી મુંજ દરબારના અદબ કાયદા શિખી આવ્યો હતો. તદનુસાર રીતિ મુજબ કુર્નિશ કરી, એક સોનાના થાળમાં તેણે બાદશાહની પાસે ભેટ રજૂ કરી, મુંજની આપેલી ભેટમાં ઐશ્વર્યનો આડંબર નહોતો. એ અરણ્ય અથવા પર્વતમાં પેદા થયેલી તરેહ તરેહની જરૂરી ચીજોથી ભરેલી હતી. સોનાની મોહોરોની એક કોથળી, કેટલીક સ્વર્ણરેણુ, કઠિન કઠિન પીડાની નાનાવિધ રામબાણ વનૌષધિઓ, અને પર્વતની માટીમાં ઉપજેલા જૂદા જૂદા રંગોના ગાંગડા આપવામાં આવ્યા હતા. એ સિવાય બીજું એક પહોળું વ્યાઘ્ર અને હરિણનું ચર્મ તથા હાથી દાંત વગેરે નગરદુર્લભ, ગિરિવનમાં જન્મેલું દ્રવ્ય થાળની સાથે મૂકવામાં આવ્યું હતું. બાદશાહે મોહોરોનો માત્ર સ્પર્શજ કરીને બીજાં બધાં દ્રવ્યોને એક પછી એક તપાસી જોયાં અને ઔષધિઓમાંની દરેકનું વર્ણન શ્રવણ કર્યું.

નકીબે પોકાર્યું—

"મુંજ મહારાજનો આપેલો ઉપહાર શહનશાહે સાદરે સ્વીકાર્યો છે, અને મુંજ રાજાને મહારાજાનો ખિતાબ આપવામાં આવ્યો છે. રાજપૂતાનાના રાજાઓના સમાન સન્માન મુંજ મહારાજને પ્રાપ્ત થયું છે. તેઓ રાજધાનીમાં પ્રવેશશે, ત્યારે નગારાંનો ધ્વનિ થશે, અને નોબત વાગશે. તેઓ રાજધાનીમાં રહેતી વેળાયે વાદ્યધ્વનિની સાથે ગમનાગમન કરી શકશે. સેના સેનાપતિજનો તેને સસન્માને અભિવાદન કરશે, નહિ કરે તો સામરિક વિચારે દંડિત થશે. મુંજ મહારાજને મુકુટ,—કિરીચ, કમરબંધ અને પાઘડી આપવામાં આવે છે. એ કિરીચ આદિમાં સોનેરી ભરત ભરવામાં આવશે અને એક એક મૂલ્યવાન હીરો બેસાડવામાં આવશે."

નકીબની વાત પૂરી થયા પછી મુંજે કુર્નિશ કરી, ઉંચા અવાજે કહ્યું:—"શહેનશાહનો આપેલો ખિતાબ તથા ઉપહાર મેળવીને નજર કૃતાર્થ થયો છે; પરંતુ જે મહાત્માના પ્રભાવે મુંજભીલ આજે આપ હોકિને પાસેલો કૃતાર્થ થયો છે, તેમના હાથમાંથી બાદશાહનો

આપેલો આ સન્માનકર પ્રસાદ પ્રાપ્ત થયો હોત, તો તેથી હું પરમ ગૌરવ માનત."

બાદશાહે અસભ્ય ભીલની આવી સભ્યજનદુર્લભ સરલતા અને અદબ કાયદા જોઇને આનંદની સાથે તેની પ્રાર્થના પરિપૂર્ણ કરવાની આજ્ઞા આપી.

સમરેન્દ્ર આવ્યો અને નકિબની પેઠે ઉંચો ચીત્કાર કરી બોલ્યોઃ— "દિન દુનિયાના માલિક શહેનશાહ મુંજ મહારાજની રાજભક્તિથી સંતુષ્ટ થઇને સન્માન વૃદ્ધિને માટે તેને આ સુવર્ણમુક્તાજડિત, હીરકમંડિત કિરીચ, કમરબંધ અને બખ્તર આદિ પ્રદાન કરે છે. એથી મુંજ મહારાજનું સન્માન શતગણું વર્દ્ધિત થયું છે."

મુંજે અવનત મસ્તકે બાદશાહનો આપેલો ઉપહાર ગ્રહણ કરીને મસ્તકે ધારણ કર્યો.

—❧❧❧❧❧—

## પ્રકરણ ૧૯ મું

———

### કાજી કરામતઉલ્લા

ભરતખંડના લોક તમામ !
શાને રાખો વ્યર્થ દમામ ?
પરવશના અનુભવતા આર્ય !
જરા વિચારો સાર અસાર !

સાગર

—❧❧—



રાસુંદરીને, રતિકાંતરાયના આગ્રાના મહાલયમાં લાવવામાં આવી હતી. એ સંવાદ રાય મહાશયે રાજા ટોડરમલ્લને આપ્યા હતા; અને પછી એક દિવસે મુલાકાત કરીને, અપહરણના સંબંધમાં ઇન્સાફની માગણી કરી હતી.

ટોડરમલ્લના બતાવ્યા મુજબ મુખ્ય કાજીની પાસે રાયમહાશયની ફરિયાદ દાખલ થઇ હતી. ઇન્સાફનો દિવસ મુકરર થવાથી, રાય મહાશય હાજર થયા. અનુચર વર્ગમાંના જેઓ અપહરણના મામલામાં માતબ્બર સાક્ષી હતા, તેઓ સાથે ચાલ્યા. વિધુમુખી દાસીને સાથ-

વામાં આવી, પણ તેનો પત્તો મળી શક્યો નહિ. આબરૂદાર ઘરવાળાં તરીકે તારાસુંદરીની હાજરી મહકુબ રહી. જેને માટે મુકર્દમો મંડાયો છે, તેને હાજર કરવાનું શી રીતે મહકુબ રાખી શકાય, એવું જણાવીને કાજીએ વાંધો ઉઠાવ્યો.

સરકારી વકીલે ઉઠીને કહ્યું કેઃ—

"કાજી સાહેબ! મારા અસીલ એક ખાસ આબરૂદાર માણસ છે. તેઓ બંગદેશના રાજાના ખિતાબવાળા છે, એમની વંશ મર્યાદાનો પરિચય અમોએ રાજા ટોડરમલ્લના પત્રપરથી મેળવ્યો છે. એટલા માટે એમની કન્યાતુલ્ય તારાસુંદરી દેવીને પરદાનશીન ઠરાવીને અદાલતમાં હાજર થવાની જવાબદારીમાંથી મુક્ત કરવાની આજ્ઞા થવી જોઇએ."

"અચ્છા, હાજરી મહકુબ કરવામાં આવે છે." કહીને કાજી સાહેબે ઇન્સાફના કામમાં ધ્યાન આપ્યું.

કાજી સાહેબ મૌલવી કરામતઉલ્લા ઘણા દિવસ થયાં આગ્રાનું કાજીપણું કરી ન્યાયાલયના ન્યાયનું કાર્ય ચલાવતા હતા. સુવિચારક તરીકે, તેમની સારી નામના પણ હતી. તેમની ઉમ્મર અધિક હોવા છતાં પણ પ્રખ્યાતિને લીધે તેઓ બાદશાહની પાસેથી વિદાય મેળવી શકતા નહોતા.

અદાલતમાં માણસો માતાં નહોતાં.

કન્યાની ચોરીનો મુકર્દમો હોવાથી એક મોટો ખળભળાટ મચી ગયો હતો. સઘળા કહેતા હતા કેઃ—"બંગાળા દેશના એક મોટા માણસની કન્યા ચોરાઇ હતી; તેને ચોર પકડાયો છે, અને એનોજ મુકર્દમો ચાલવાનો છે."

કોઈ કહેતુ કેઃ—"સલિમશાહના હુકમથી કન્યાને ઉપાડી લાવવામાં આવી હતી; પછી વળી ચોરી શાની?

કોઇ વળી એમ પણ કહેતું કેઃ—"ચોરી કહો કે ડાકાઇની કહો, પણ જ્યારે સલિમસાહ એ મામલામાં સપડાયા છે, ત્યારે હવે વળી બીજો શો ઇન્સાફ થવાનો છે? આસામી તો ખલાસ થઈજ જશે."

બીજી એક વ્યક્તિએ કહ્યુંઃ—"અકબર બાદશાહના અમલમાં એવી વાત કહી શકાય નહિ; જો તેમ હોત, તો સલિમશાહ કોઈપણ વખતે મેહેરુન્નિસાની સાથે અવશ્ય શાદી કરી શક્યા હોત વળી કાજી કરામતઉલ્લા પણ ડરી જાય તેવો માણસ નથી. સમરેન્દ્ર અને સુજ-

નસિંહને સાક્ષી તરીકે બોલાવામાં આવ્યા છે. એ સિવાય કાનપુરના ફોજદાર, થાણાના જમાદાર, વહાણના ખારવા ખલાસીઓ, સરકારી તાલુકદાર વગેરે પણ સાક્ષી થઇને આવ્યા છે. વિધુમુખી દોલતરામના સાક્ષીઓમાં જઇ ઉભી છે.”

પહેલ વહેલી ફરિયાદી રાજા રતિકાન્તરાયની જબાનબન્દી—જુબાની થઇ. પછી એક પછી એક ફરિયાદી પક્ષના સાક્ષીઓની જુબાની થવા લાગી. કાનપૂરના ફોજદારે, બનાવ બન્યાને બીજે દિવસે સવારે કન્યાની ચોરીની તપાસ કરવાનું તથા પાછળથી ઘણી ઘણી તપાસ કરવાનું કબુલ કર્યું. થાણાના જમાદારે પણ એજ વાત કહી. સઘળા અનુચરોએ ચોરીની વાત કહી; તોપણ ખુલ્લી રીતે કોઇએ ચોરી થતાં જોઇ છે, એવી વાત કોઇનાથી કહી શકાઇ નહિ. રતિકાંતરાયે કોઇને પણ જૂઠું બોલવાનો ઉપદેશ આપ્યો નહોતો. જે જે કાંઇ જાણતું હોય, તેજ તેણે કહેવું, એવી સુચના આપી દીધી હતી. ખારવા—ખલાસીઓએ પણ પ્રભાતમાં ગરબડાટ થતો સાંભળ્યો હતો એમ જણાવ્યું. સીતારામ કાંઇપણ કહેવા ઇચ્છતો નહોતો, પરંતુ સરકારી વકીલની કોશિશથી અને કાજી સાહેબનો સખ્ત મિજાજ જોઇને, તે કોઇ પણ વાતને છુપી રાખી શક્યો નહિ. તેની સાક્ષીથી એવું સાબીત થયું કે, ઝવેરી દોલતરામે, માણસો દ્વારા તેની સાથે આ અપહરણના કાર્યનો બંદોબસ્ત કર્યો હતો. તેણે અને વિધુમુખી દાસી બન્નેએ એ કામમાં સાથે મળીને સહાયતા કરી હતી. વિધુએ, પીવાના પાણીની સાથે કોઇ એક ઓષધની પડીકી મેળવીને તારાસુંદરીને અજ્ઞાન કરી હતી. એ સ્ત્રીએ ચોરીના કાર્યમાં સહાયતા કરવા માટે ઇનામ દાખલ સીતારામને હજાર રૂપિયા આપવાનો ઠરાવ કર્યો હતો. પાંચસો રૂપિયા પહેલાં અને પાંચસો પાછળથી આપવાનો વાયદો હતો; એ પ્રમાણે તેણે હજાર રૂપિયા મેળવ્યા હતા. ફરિયાદી પક્ષની જુબાની પૂરી થયા પછી, આરોપી અથવા આસામીની જુબાની શરૂ થઇ; આસામી દોલતરામે બધી વાત કબૂલ કરી અમીર, ઉમરાવ શાહજાદા આદિ ગમે તે અધિક મૂલ્ય આપીને તારાસુંદરીને પોતાની પાસેથી ખરીદ કરશે, એવા ઉદ્દેશથી તેણે તેને ખરીદ કરી હતી, એમ પણ જણાવ્યું. શાહજાદા સલિમશાહને માટે ખરીદવામાં આવી હતી કે નહિ, એવું પૂછવામાં આવતાં તેણે જવાબમાં જણાવ્યું કે—“ના, કોઇ એક મુકરર કરી રાખેલા માણસ માટે એને ખરીદવામાં આવી

નહોતી." ત્યાર પછી તેના ઘણા સાક્ષીઓની જુબાની થઇ. સહુએ કહ્યું કે:–"દોલતરામ ઘણો ધર્મભીરુ છે, ચોરીનું કાર્ય તેને માટે અસંભવિત છે."

દોલતરામે જે સમયે સોદાગરની પાસેથી કન્યાને ખરીદ કરી, ત્યારે એ સઘળા સાક્ષીઓ હાજર હતા, એવો તેમણે સહુએ સ્વીકાર કર્યો. એક સાક્ષીએ તુલસી અને ગંગાજળ હાથમાં લઇને સોગંદ લેતાં મોટી ગરબડ મચાવીનેકહ્યું કે:–"હું સોગંદ લઇશ નહિ."

અદાલત—

"કેમ સોગંદ લઇશ નહિ ?"

સાક્ષી—

"ધર્માવતાર! મને જૂઠી વાત શિખવાડી છે! હું સોગંદ ખાઇને જૂઠી વાત કહી શકીશ નહિં."

અદાલત—

"બીજા સાક્ષીઓને શિખવાડયું છે કે નહિ, તે તું જાણે છે?"

સાક્ષી—

એક બંગાળી સ્ત્રીને ઘણી વાતો શિખવાડતી સાંભળી છે. બીજા સાક્ષીઓની વાત કહી શકતો નથી."

સાક્ષીને વિદાય કરવામાં આવ્યો આવ્યો અને વિધુમુખીની તલબ થઇ.

અદાલત—

"તું આ મુકર્દમાના સંબંધમાં શું જાણે છે ?"

વિધુમુખી—

"હું તમારી કાંઇપણ વાત સમજી શકતી નથી; એટલે શી રીતે જવાબ આપું ?"

એક દુભાષીએ આવીને અદાલતના સવાલ, બંગાળીમાં પૂછીને સમજાવ્યા.

અદાલત—

"તું શું જાણે છે ?"

વિધુમુખી—

હું બધું જાણું છું."

અદાલત—

"બધું શી રીતે જાણે છે! વારુ, કહી નાખ."

વિધુમુખી—

"ના—ના, હું કાંઇ પણ જાણુતી નથી."

અદાલત—

"આ બડી બદમાશ ઔરત લાગે છે, એને બરાબર સમજાવીને લાવો. જરાક જબ્દ કર્યા વિના એ ખરી બીના જણાવશે નહિ."

હાકેમનો અવાજ ઘણો કઠોર હતો. વિધુ, ભય અને ક્રોધથી હવે જેમ મનમાં આવે તેમ બોલવા લાગી.

અદાલત—

"તું ચોરીને વખતે તંબૂમાં હાજર હતી?"

વિધુ—

"હતી.

"ત્યારે તારા માલિકને ચોરીની ખબર કેમ ન આપી?"

વિધુ—

"ચોરી શા માટે થાય? તે પોતાની ઇચ્છાથી ગઇ હતી?"

અદાલત—

પોતાની ઇચ્છાથી ગઇ? તેની સાથે ચાલી ગઈ? જુઠી વાત."

વિધુ સમજી ગઈ કે પોતાની વાત જુઠી ઠરી છે; ત્યારે હાકેમના ભરોસા માટે તે કાંઇક હિમ્મત રાખી બોલી:-"જેઓ લઈ ગયા હતા, તેઓ મારા ઓળખીતા હતા. તેમણે પાટણ શહેરથી અમારો સાથ પૂરાવ્યો હતો. તેઓ તારાને રાજરાણી કરી દેશે, એવું કહેતા હતા; તેથીજ તારા કબૂલ થઇ હતી."

અદાલત તરફથી તેને ફરીવાર પૂછવામાં આવ્યું:—

"ક્યા રાજાની રાણી કરી દેવાનું કહ્યું હતું?"

દોલતરામે, દોલત આપી વિધુને ફોડીને પોતાના પક્ષમાં મેળવી લીધી હતી અને જેથી કરીને તેનું તથા સલિમશાહનું નામ છૂપું રહે, એ વિષયમાં પણ તેણે તેને ખાસ શિખવાડી રાખ્યું હતું.

પરંતુ અતિ બુદ્ધિમતિ વિધુમુખીએ અદાલતના સવાલથી બન્ને નામ જાહેર કરી દીધાં. તે સાથે એમ પણ કહ્યું કે:—"દોલતરામે કહી મોકલાવ્યું હતું કે, તારાસુંદરીને સલિમશાહની બેગમ બનાવી દઇશ."

અદાલત વિધુને વિદાય આપી ફેંસલો લખવા બેઠી.

એ સમયે અદાલતમાં મોટો ગરબડાટ મચી ગયો. સેનાપતિ સમરેન્દ્રનારાયણ એકાએક મૂર્ચ્છિત થઇ પડ્યો. સુજનસિંહ વગેરે બહાર લાવીને તેની સેવા સુશ્રૂષા કરવા લાગ્યા.

---

## પ્રકરણ ૨૦ મું

### મુકર્દમાનો ફેંસલો

હૃદયગત નિશાસા સુણશે કો હમારા ?
હૃદય નહીં કળાશે હાલ શા છે હમારા ?
હૃદય હૃદય સાથે મેળવો જો હમારા !
હૃદય તરત કહેશે આહ ન્યારા હમારા !

આ મુકર્દમો ઘણોજ ગુંચવણભરેલો હતો. વળી બીજી એક બાજુએથી જોવા જતાં એ છેક સીધો સાદો અને સરળ હતો. ફરિયાદી અને આરોપી બન્ને પક્ષની માનિત સાક્ષી વિદ્યુમુખીની જુબાનીથી ચોરી સાફ સાફ સાબીત થઇ હતી. હવે જોવું જોઇએ કે, ચોરી કરી કોણે ? દોલતરામને ચોરી કરતો કોઇએ જોયો નહોતો અને એની મારફત ચોરી થવાની કાંઈ સાબીતી ફરિયાદી પક્ષે આપી નહોતી અને આપવાની કાંઇ કોશિશ પણ કરી નહોતી. પહેરેગીર સીતારામે ફક્ત કહ્યું હતું કે, તેણે દોલતરામની પાસેથી રૂપિયા મેળવીને ચોરીના કામમાં મદદ કરી છે. પરંતુ તેણે પણ દોલતરામને જાણવાની અથવા તેની પાસેથી રૂપિયા લેવાની વાત કહી નહોતી; પરંતુ દોલતરામના માણસોની સાથે તેની વાતચીત થઈ હતી, એવી જુબાની આપી હતી.

દોલતરામે પોતે કહ્યું કે, તેણે એક સોદાગરની પાસેથી કન્યા ખરીદ કરી હતી. તે એક કન્યાને મોટા માણસની પાસે વેચીને રૂપિયા મેળવશે, એવા ઇરાદાથી તેણે સોદાગરની પાસેથી ખરીદ કરવાની વાત કહી. દોલતરામની પોતાની જુબાનીથી અને સેનાપતિ સમરેન્દ્રનારાયણ તથા સુજનસિંહની સાક્ષીથી કન્યાનું દોલતરામના મકાને રહેવાનું સાબીત થયું હતું. હવે સ્પષ્ટ જણાઇ આવે છે કે, એવી સુંદરી યુવતી રમણીઓનું અપહરણ કરવા માટે આગ્રા શહેરમાં કેટલાક અડ્ડા પેદા

થયા છે. એ સર્વે અફીણઓના અસત લોકો ચરિત્રવાળા મોટા વિભાસાનું નિવારણ કરવા માટે સારા સારા લોકોની સુંદરી અને અલ્પવયની કન્યાઓ ચોરી લાવીને પૈસા પેદા કરે છે. એ દુષ્ટ ચરિત્રના દસ્યુઓ પ્રત્યક્ષ ભાવે એ સર્વ કન્યાઓ લાવીને મોટા લોકોને આપતા નહોતા. તેઓ પાછા કેટલાક સાધુતાનો ડોળ ઘાલનારા વહેપારીઓને વેચી નાખતા. એ સઘળા વહેપારીઓની સારી નામના હોવાથી લોકો તેમનો અવિશ્વાસ કરતા નહિ. દૌલતરામ એક એવાજ પ્રકારનો માણસ હતો. સારાંશકે, દૌલતરામ ચોરી ન કરવા છતાં પણ ચોરાઉ માલ ખરીદ કરતો હતો. એટલા માટે ચોરના કરતાં તેનો ગુન્હો ન્હાનો નહોતો. હું એટલા માટે એને આદર્શ દંડે દંડિત કરૂં છું. દૌલતરામને પાંચ વરસને માટે સખ્ત મજુરી સાથે કેદ અને પાંચ હજાર રૂપિયા દંડ કરવામાં આવે છે, દંડના રૂપિયા ન આપી શકે તો તેને બીજી પણ એક વરસ સખ્ત મજુરીની કેદ ભોગવવી પડશે. ”

જાહિર થઇ ચૂકયું છે કે, આ મુકર્દમામાં એવું કોઇ નામ ખુલ્લું થયું છે કે, જેથી નેક ઇન્સાફ કરવામાં અડચણ આવે તેમ છે. પરંતુ આ તરફ જ્યારે સોગંદ લઇને આ જવાબદારીભરેલી કાજી અથવા ન્યાયાધીશની પદવી ગ્રહણ કરી છે, ત્યારે ખુદ શહેનશાહનું નામ કોઇ મુકર્દમાની સાથે જોડાયલું હોવા છતાં પણ ઇન્સાફને વખતે તેને ખુલ્લું કરવામાં આનાકાની કરવાનું કશું પણ કારણ જણાતું નથી. ખુદાતાલા આ પક્ષના ઇન્સાફના કામમાં મદદગાર થાઓ. ”

**મૌલ્વી કરામતઉલ્લા**

**મુખ્ય કાજી—**

**ફોજદારી અદાલત, આગ્રા રાજધાની.**

બીજીદફા—

“ માલિકની કન્યાની ચોરીમાં મદદ કરવા બદલ સિપાઇ સીતારામને અને એવાજ ગુન્હામાં મદદ અને જુઠી સાક્ષી આપવા બદલ વિધુમુખી દાસીને, સ્વતંત્ર ઇન્સાફ માટે ફોજદારીમાં સોંપવામાં આવે છે. અઠવાડિયાં પછી તેમના નામપર મુકર્દમાનો વિચાર ચલાવવામાં આવશે. ”

# ચતુર્થ વિભાગ

## પ્રકરણ ૧ લું

### સખ્ત પીડા

ઈન્સાફ પૂરો થયો. દૌલતરામ સજા પાત્ર થયો. ચોરા-યલી તારા ઘર ભણી પાછી ફરી; પરંતુ વિજયકુમારનો કશો પણ પતો મળ્યો નહિ. રાયમહાશયે વિજયની તપાસની હદ બેહદ કોશિશ કરી, છેવટે સઘળાં નિરાશ થયાં. નિરાશ થઇ નહિ, કેવળ તારાસુંદરી; અને નિરાશ થઈ નહિ શશીમુખી. શશીએ સમજાવવા માટે તારાના ઘરમાં પ્રવેશ કર્યો. જોયું કે, તારાસુંદરી બિછાનામાં મ્હોં છૂપાવીને રડતી હતી. ચોરાયલી તારા પાછી આવ્યા પછી જાણે બિલકુલ મ્લાન થઈ ગઇ હતી. તેના તે સુંદર ગુલાબી ગૌરમિશ્રિત રંગમાં જાણે કાળીશાહી ઢોળાઈ ગઈ હતી. મુખનું તે લાવણ્ય નહોતું; વાળની તે ટાપટીપ નહોતી. ધુળથી રગદોળાયલા અંગે, મલિન વેશે તારાસુંદરી પવનથી તાડિત થયેલી, સહચરથી વિખૂટી પડેલી લતા સુંદરીની પેઠે પથારીની એક બાજુપર સુઈ રહી હતી.

"તારા! તારા! બ્હેન રડે છે! છટ્ બ્હેન! આટલું શિક્ષણ આપ્યું, તેનું ફળ શું આવ્યું? **विपदि धैर्यमथाभ्युदये क्षमा सदसि वाक्पटुता युधि विक्रमः।** વિપતિમાં ધૈર્ય ધારણ કરવું પડશે; ઉન્નત્તિની અવસ્થામાં દોષીને ક્ષમા અને સભામાં વાકપટુતા પ્રકટ કરવી, પડશે અને યુદ્ધમાં ઉપસ્થિત થવાથી પરાક્રમ પ્રકટ કરવું પડશે. આ તો સંસારીનો ખાસ ઉપયોગી ઉપદેશ છે."

એટલા માટે હજી પણ કહું છું કે, ધૈર્ય ધારણ કર. હતાશ થવાનું કાંઈ કારણ ઉભું થયું નથી. કહેવત છે કે "જે જેને ચાહે, તે તેને પામે" "જે જેનાં મનમાં તે તેની પાસે." તારી પ્રબળ વાસનાની પાસે કોઇ પણ શક્તિજ બળ પ્રકટ કરી શકશે નહિ સ્વામીના દર્શનની ઈચ્છા જો પ્રબળતાની સાથે તારા મનમાં ઉપજી આવી હશે, તો થોડા

વખતમાંજ તારી તે ઇચ્છા પૂર્ણ થશે. હું સંન્યાસિની છું, હું વિના કારણ આવી વાતો બોલતી નથી. એટલા માટે જે કહ્યું છે, તેને દાર્શનિક ભાવેજ ગ્રહણ કર; અને અધ્યાત્મિક ભાવેજ વિવેચના કર; સત્યતાના સંબંધમાં સંદેહ કરીશ નહિ."

તારા—

"બ્હેન! તમારી વાત ન માનું? બ્હેન! આજ સુધી એવું પ્રબળ સાહસ તો મેં કર્યું નથી. પણ આજે તમે મને જે સાહસ આપો છો, તે સાહસ પહેલાંના કરતાં ઘણુંજ પ્રબળ છે, એનું કારણ શું છે? આજે શું સાહસ આપવાનું કાંઇ ખાસ કારણ ઉપસ્થિત થયું છે?"

શશી—

"એ પછી કહીશ, હમણાં ઉઠી મારી સાથે ચાલ; રાય મહાશય બોલાવે છે." આમ કહીને શશીમુખી તારાની ચિબુક ઝાલી આદર કરવા ગઇ. જોયું કે, તારાનું શરીર ગરમ થયું છે; આંખો ખળખળ કરે છે. "ઉઠવાની જરૂર નથી, બ્હેન! તને તાવ આવ્યો છે." કહીને, શશી રાય મહાશયને ખબર આપવા ગઇ.

રાત્રે તારાનો તાવ પ્રબળ થયો, વધી પડ્યો. સાથે સાથે વિકાર પણ ઉપજી આવ્યો. પ્રબળ પિપાસાએ આવી પોતાનો અધિકાર કર્યો. પથારીમાંથી ઉઠવાની તારાએ કોશિશ કરી; ઉઠાયું નહિ. જ્ઞાનનો અંશ પણ ન રહ્યો. રાય મહાશય આવ્યા, જોઇને સ્તંભી ગયા. યોગ્ય ચિકિત્સક આણ્યો. પરંતુ કોઇ પણ રીતે કાંઇ થયું નહિ. પીડા ઉપરાઉપર વધવા લાગી. રાજા વિક્રમજિતને કહીને, બાદશાહના ચિકિત્સક હકિમ અલિખાંને બોલાવવામાં આવ્યો. હકીમે અલીખાંએ રોગિનીની પગથી માથાં સુધીની તપાસ કરીને કહ્યું:—"આને માનસિક કષ્ટનું કાંઇ પણ કારણ છે કે?" હકિમ ચિકિત્સાવિદ્યામાં ઘણો હોંશિયાર હતો. તેની ચિકિત્સા વૈજ્ઞાનિકના જેવી હતી. તેની ચિકિત્સા ફક્ત ઔષધ અને પથ્યના ઉપરજ નહોતી. દેશ, કાળ, પાત્ર, અવસ્થા અને વય ઇત્યાદિનો ખ્યાલ કરીને તે ચિકિત્સા કરતો હતો. તે સાધારણ સ્થિતિનાં અથવા ગરીબ હાલતનાં માણસોને રોગમાં ખાલી ઉપવાસ કરાવતો, બાદશાહ વગેરેને તેજ રોગમાં દૂધ માંસ અને અન્ન આપતો. ફક્ત હાથ કે નાડી જોઇને તે તેની ચિકિત્સા કરતો નહિ. તેની પાસે રોગની અવસ્થા, અને રોગની સાંગોપાંગ વર્ણના કરવી પડતી.

હકિમ અલિએ કહ્યું:—

" રોગ ઘણો સખ્ત નથી. માનસિક વિકારને શાંત કરવાથી, આ રોગ તરતજ મટી જશે, તરતજ આરામ થઇ જશે. બાદશાહના બીજા હકીમ મુજફ્ફરખાંને પણ બોલાવવામાં આવ્યો. મુજફ્ફરે બ્હીક બતલાવી કહ્યું:—" રોગિણીની જેવી હાલત થઈ પડી છે, તેથી આ-રોગ્યની આશા ઘણીજ થોડી રાખી શકાય છે. ઔષધના ગુણથી જો આ ભાવનું પરિવર્તન થાય, તોજ તેના બચવાની આશા રાખી શકાય, નહિ તો નહિ.' તેની સાથે હકીમ અલીખાંનો આગ–પાણીના જેવો સંબંધ હતો. અલીખાં જે કાંઈ કહે, તેનાથી તેને ઉલટું કહેવુંજ જોઇએ. અલીખાંની કહેલી માનસિક વિકારની વાતને તેણે હસીને ઉડાવી દીધી.

રાત્રે પ્રલાપ—બકવાદ વધી પડયો. કેટલાક દિવસ થયાં રોગિણી વખતો વખત ખોટું ખોટું બકયા કરતી હતી, પણ આજે બકવાદને વિરામજ નહોતો. શશીએ બોલાવી:—" તારા ! તારા ! શું કહે છે ! શું બોલે છે!" તારાને શુદ્ધિ નહોતી; તેમજ તેના પ્રલાપને પણ વિરામ નહોતો.

તારા પ્રલાપમાં બોલતી હતી:—

" કયાં છે નાથ ! કયાં છે તવ તે મોહન સાજ !
જે સાજે કરે છે તું તારા હૃદયે વિરાજ !:
હૃદયાસને નિરખું જે પ્રતિમા;
પ્રત્યક્ષ ના નિરખું તે પ્રતિમા.
ત્યારે શું તું નહિ મમ હૃદયનો અધિરાજ ? " ×

તારાની બન્ને આંખોમાંથી આંસુની ધારાઓ વહેવા લાગી. બોલાવવા છતાં તેને શુદ્ધિ ન આવી તારાએ પાસું બદલ્યું અને થોડી વાર પછી પાછી તે પહેલાંની પેઠે પ્રલાપો કરવા લાગી:—

એજ મુખ ! એજ આંખ ! એજ મધુસ્વર,
અથચ થશે ના કેમ મૂજ પ્રાણેશ્વર ?
છુપાવ્યું છે એજ રૂપ,
સ્વરૂપે કેમ વિરુપ,
કયાં છે તે મોહન મૂર્તિ પ્રાણ મુગ્ધકર ?

દદવા તારાના પ્રાણ;
મારો ક્યાં આવ્યાં બાણ ?
કેમ હે છલના કરો આવી હૃદયેશ્વર!" ×

ત્યાર પછી તારાએ થોડીવારે ઘણી તરસ લાગી છે, એમ કહી પાણી માગ્યું. શશી મુખીએ તારાના મુખમાં ધીમેથી જળ સિંચન કર્યું અને કહ્યું:—"તારા બ્હેન! હવે બકીશ નહિ. બકવાથી વેદના વધી પડશે."

શશી મુખીની વાતે આ વખતે તારાના કાનમાં પ્રવેશ કર્યો. તેણે કહ્યું:—"બ્હેન! હવે જીવીને શું કરવું? જ્યારે જિગરના જિગરને ન મેળવ્યું, ત્યારે પછી જીવવાની શી જરૂર? વળી મરવાથી પણ શું થવાનું છે?" આમ કહી તારા કેટલીકવાર સુધી નિઃસ્તબ્ધ થઇ રહી. પાછી બકવા લાગી:—

"ગમે તે વેશે રહો આપ, પામી છું પરિચય પૂરો;
જીવનના પ્રાણ જશો ક્યાં સ્નેહ રાખી અધુરો;
જે વેશે રહો સ્વામી;
આપજ મારા સ્વામી.
વિજય કુમાર વેશ બતાવો મને રૂડેરો." ×

આ વખતે કાંઇક તન્દ્રાનો આવેશ આવ્યો; પણ થોડીવાર પછી પાછી તે બકવા લાગી.

એજ વેશ, એજ વેશ એજ વેશ, મન!
જે વેશે કર તારાના હૃદયે વિચરણ!
જાણું હું તમને સ્વામી;
હૃદય રાજ્ય અધિસ્વામી;
તથાપિ મમ સર્વસ્વ (રામ) કમલલોચન!
વિજયકુમાર મૂર્ત્તિ મોર આકિંચન!" ×

નાથ! તમે જો તે ન હો, તો મુકર્દમાને દિવસે અદાલતમાં મૂર્છિત શા માટે થાઓ! તે દિવસથી સ્પષ્ટરૂપે તમને ઓળખ્યા છે! હું સમજી છું કે કોઇ ખાસ અભિપ્રાયને સિદ્ધ કરવા માટે તમારે

---

× બકવાદના રૂપમાં આ ઉદ્‌ગારો ઉચ્ચારાયલા હોવાથી, તેને ગદ્ય અને પદ્ય બન્નેથી મિશ્રિત રાખેલા છે. પ્રયોજક.

એવો ગુપ્ત વેશ ધારણ કરવો પડ્યો છે. તો નાથ ! તારાનો પતો મેળવવા છતાં પણ એ વેશનો પરિત્યાગ શા માટે નથી કરતા ? અભાગિનીને દર્શન કાં નથી દેતા ? તારાના ઉપર ઘૃણા ઉપજી છે, તારાના અજ્ઞાતવાસથી સદેહ થયો છે. નહિ તો તારાના પ્રાણ સમાન મારા હૃદયેશ્વર, આટલો બધો વિલંબ શા માટે કરે ? સમજી છું-મારૂં કપાળ ભાંગ્યું છે-નશીબ ફુટ્યું છે. શશી બ્હેન ! શશી બ્હેન ! પાણી આપો, સખ્ત તરસ લાગી છે ! બ્હેન ? હકીમે શું કહ્યું ? સત્વર જવાળા હોલવી શકીશ કે ? હવે તો સહી શકાતું નથી. ”

શ્યામા બાજૂએ બેસી શુશ્રૂષા કરતી હતી, તારાની વાત સાંભળી તે રડી પડી. પુનઃ હકીમઅલિએ આવીને તારાનું શરીર તપાસ્યું અને કહ્યું:—“ તમો સહુ શું કરો છો ? હજી સુધી માનસિક પીડાને શાંત કરવાનો કાંઈ ઉપાય કર્યો નથી ? એની શારીરિક પીડા ઘણી શાંત થઇ છે; પરંતુ બીજી રીતે જે પ્રકાર જોઉં છું, તેપરથી થોડા વખતમાંજ દીવાની થવાનો સંપૂર્ણ સંભવ રહે છે. આમ જૂઓ, બન્ને આંખો જવાફૂલની પેઠે લાલચોળ થઇ ઊઠી છે. માથું પણ ઘણુંજ તપી ગયેલું લાગે છે. ગમે તેમ હો, હું હમણાં એક દવા આપું છું, તેનાથી રોગનો પ્રભાવ ઘણો ઘટી જશે, પરંતુ જે કહ્યું તે ન કરવાથી તરજ ઉન્મત્તતા આવશે. ”

રાયમહાશયે આવીને કહ્યું કે:—“ હકિમ સાહેબ ! આપની રોગનો નિર્ણય કરવાની શક્તિ ખરેખર ઘણીજ અદ્ભુત છે. અમોને એની માનસિક પીડાનું કારણ જાણવામાં છે. જે કારણથી એકાએક આવી પીડા થઇ આવી છે, તે પણ જાણવામાં છે. માનસિક પીડાને શાંત કરવા માટે યથાસાધ્ય ચેષ્ટા કરવામાં આવે છે.”

## પ્રકરણ ૨ જું.

### સંન્યાસિની.

યુવાવસ્થા રમણી તણી એ પૂર્ણ તારુણ્ય ખીલે !
કેવું મોંઘું કુસુમ હતું એ યોગ્ય કો દિવ્ય કુંજે !
એને માટે ઉચિત હતું કૈં હર્મ્યમાં મ્હાલવાનું !
વ્હાલા સંગે પ્રણય સુખ સૌ સ્નેહથી માણવાનું !

**यच्चिन्तितं तदिह दूरतरं प्रयाति ।**
**यद्देव मनसा नगणितं तदिहमभ्युपेति ॥**
**प्रातर्भवामि वसुधैवचक्रवर्त्ति ।**
**सोहहं व्रजामि विपिने जटिलस्तपस्वी ॥**

આ શ્લોકની આવૃત્તિ કરતી કરતી, એક જટાજુટધારિણી પીળાં વસ્ત્રવાળી સંન્યાસિનીએ સમરેન્દ્રનારાયણના ઓરડામાં પ્રવેશ કર્યો.

સમરેન્દ્ર, સંન્યાસિનીને જોઇ, પ્રણામ કરી ઉઠી ઉભો થયો. સંન્યાસિની, ' સેનાપતિ સાહેબનો જય થાઓ. " કહી આશીર્વાદ આપી ઉભી રહી. સમરેન્દ્રે, બેસવા માટે આસન આપી હાથ જોડી કહ્યું કે:—

" દેવિ ! આપનાં દર્શનથી પવિત્ર થયો ! હવે અધમના પ્રત્યે શી આજ્ઞા છે તે જાણવાથી કૃતાર્થ થઇશ. "

સંન્યાસિની:—

**रागद्वेषविमुक्तैस्तु विषयानिन्द्रियैश्चरन ।**
**आत्मवश्यैर्विधेयात्मा प्रासादमधिगच्छति ॥**

" જેનું મન વશીભૂત થાય, તેજ વ્યક્તિ મનની વશીભૂત ઇંદ્રિયાદિ દ્વારા વિશેષ ઉપભોગ કરવા છતાં પણ શાંતિ અર્થાત્ ચિત્તપ્રસાદ પ્રાપ્ત કરી છે. "

એટલા માટે કહું છું કે, આટલા બધા ઉતાવળા થવાથી શી રીતે ચાલી શકશે ? રાગદ્વેષાદિને વશીભૂત કરવાની ચેષ્ટા કરો, વિપત્તિમાં ધીરજ ધારણ કરતાં શીખો. તેથી બીજાં અનર્થક કષ્ટ ભોગવવાં પડશે નહિ. "

સમરેન્દ્ર:—

" આપ શું કહો છો, તે કશું પણ હું સમજી શકતો નથી. '

સંન્યાસિની:—

" અંતરનો અગ્નિ ભડભડ પ્રજળી રહ્યો છે, તે શું કાંઇક સમતા રાખવાથી શાંત નહિ થાય ? "

સમરેન્દ્ર:—

" આપ શું અંતર્યામી છો ? અથવા આપ જ્યારે વિષયતૃષ્ણા-વિરાગિની સંન્યાસિની છો, ત્યારે આપને માટે અસંભવિત શું છે ? "

સંન્યાસિની:—

" આટલા બધા તેજથી અગ્નિ પ્રજળી ઉઠયો છે, છતાં તમે

કેમ જોઇ શકયા નથી ? અંતર્યામી ન હોવા છતાં પણ એ અગ્નિ જોઇ શકાય છે."

સમરેન્દ્રઃ—

"ભગવતિ ! એ અગ્નિને હોલવવાનો શું કાંઇ ઉપાયજ નથી ?"

સંન્યાસિનીઃ—

"નથી કેમ ? તમે સહજ ધીરજ ધારણ કરશો તો તરતજ તેનો ઉપાય થશે."

સમરેન્દ્રઃ—

"કહો દેવિ ! શા ઉપાયથી હું શાંતિ મેળવી શકીશ ? મારા જીવનનું લક્ષ્ય, સુખની આશા, સદાને માટે અતળ જળમાં ડૂબી ગઇ છે. અત્યારે હું પથભ્રાન્ત પથિકની પેઠે દિશાવિસ્મૃત, લક્ષ્યવિસ્મૃત અને સ્થાનવિસ્મૃત થઈ પડ્યો છે. આ જીવનમાં હવે સુખ ઘરો નહિ, સ્વચ્છંદ મળશે નહિ; શાંતિ મળશે નહિ."

સંન્યાસિનીઃ—

प्रसादे सर्वदुःखानां हानिरस्योपजायते ।
प्रसन्नचेतसोह्याशु बुद्धिः पर्यवतिष्ठते ॥

શાંતિ મળવાથી પ્રસન્ન ચિત્તની વ્યક્તિનાં સર્વ દુઃખ નષ્ટ થાય છે અને બુદ્ધિ પ્રતિષ્ઠિત થાય છે.

"તમે મનની શાંતિ ગુમાવીને બુદ્ધિ ગુમાવવા બેઠા છો. એટલા માટે દુઃખ ભોગવી રહ્યા છો. નહિ તો તમોને સર્વસ્વ છે, કશું પણ ગયું નથી, કાંઇ પણ નષ્ટ થયું નથી."

સમરેન્દ્રઃ—

"સર્વસ્વ છે ? કશું પણ ગયું નથી ?"

સંન્યાસિનીઃ—

"ના કશુંય ગયું નથી. જેવી હતી, તેવીજ વિશુદ્ધ, વિમળ અને પવિત્ર ભાવે છે."

સમરેન્દ્રઃ—

"શું હતી ? શું નહોતી ?

સંન્યાસિનીઃ—

"પરીક્ષા ? અવિશ્વાસ ? ચાતુર્ય ?"

સમરેન્દ્રઃ—

"દેવિ ક્ષમા કરો ! મારી મતિ સ્થિર નથી."

સંન્યાસિની:—

अरिमित्रमुदासिनं त्रिविधं स्यादिदं जगत् ।
व्यवहार सुनियतं दृस्यते नान्यथा पुनः ॥
प्रियाप्रियादिभेदस्तु नियतस्फुटम् ।

" આ સંસારમાં કોઇ કોઇનું પ્રિય વા અપ્રિય નથી; કોઇ કોઇનું શત્રુ પણ નથી, વળી કોઇ કોઇનું મિત્ર નથી. જીવ, મનની ભ્રાંતિથી એવી વિવેચનાજ માત્ર કરે છે."

સમરેન્દ્ર:—

"દેવિ ! હું કામનાવાસનાને વશ થયેલો બુદ્ધિવિહીન બંધાયલો જીવ છું. મારા ધર્મભાવની કશી પણ ઉન્નત્તિ થઇ નથી. એટલા માટે મને વેદ વેદાંગપ્રતિપાદ્ય ઉચ્ચ અંગનો ઉપદેશ આપવાથી કશું કાર્ય થશે નહિ. કૃપા કરીને સરળ અને સાધારણ ભાવે મારી હૃદયયાતનાનું નિવારણ કરો."

સંન્યાસિની:—

"તમે ચતુરતા કરો છો અને પોતાના સ્વરૂપને છૂપાવી રાખો છો, એટલે હું પણ એજ રસ્તે જાઉં છું. પકડી શકતી નથી. નહિ તો અત્યાર સુધી સરળતાથી બધી વાત કહી શકત."

આમ કહીને ધીમા અવાજથી તેણે એક ગાયન ગાયું:—

શાને આ વિડંબના, શા માટે આ બાંચ્છના ?
જે તુજ અનુગત, કરે શાને આવી યાતના ?
હૃદે ધરે યત્ન કરી
તવપદ પૂજા કરી.
એ મરે ભસ્મતાપે, એકવાર દર્શન દઇ જા !"

આ વખતે સમરેન્દ્રની ભ્રમણા ભાંગી. હવે શશીમુખીને તે ઓળખી શકયો. હવે આત્મગોપન કરવું ઉચિત નથી, વિચાર કરીને સમરેન્દ્રે કહ્યું:—" શશીમુખિ ! હું તમોને સંન્યાસિનીના વેશમાં અત્યાર સુધી ઓળખી શકયો નહોતો. ત્યારે શું તમે ખરેખરાં સંન્યાસિની છો ? મને લાગે છે કે, તમોએ મારી તે દિવસની મુર્છા જોઇને મને પકડી પાડયો છે."

શશી:—

" મારા પકડતાં પહેલાં જેને પકડવાના હતા તેણે પકડયા છે."
આમ કહીને સમરેન્દ્રના પ્રતિ તારાના સ્નેહનો ઉદ્રેક, તેટલા માટે શશીનો

તિરસ્કાર, તારાની આત્મગ્લાનિ ઇત્યાદિનું તેણે વિશદરૂપે વર્ણન કરી બતાવ્યું. છેવટે તારાની સાંઘાતિક વેદના, હકીમનો રોગનિર્ણય, ઉન્માદ થવાની સંભાવના ઇત્યાદિ સર્વ વિસ્તારપૂર્વક તેણે સમરેન્દ્રને જણાવ્યું. જે તારાના નખાગ્રે કુશાંકુર વિંધાવાથી, સમરેન્દ્ર પ્રાણ આપતાં કુંઠિત થતો નહિ; આજે તેની એ પ્રાણાધિક તારાસુંદરી જીવન મરણના સંધિ સ્થાનમાં આવી ઉતરી છે; હજી સુધી સમરેન્દ્ર મૌન ઉભો છે.

"કેમ સમરેન્દ્ર મૌન રહ્યો કેમ? સંદેહ ઉપજ્યો છે? નિષ્કલંક તારાના ચરિત્ર પર સંદેહ ઉપજ્યો છે! અથવા સંદેહનું વિશેષ કારણ જોઈ શક્યો છે? એક સંદેહ એવો થઈ શકે છે કે, ઐશ્વર્યાકાંક્ષિણી તારાસુંદરી વિલાસવાસનાને વશીભૂત થઈ છે. વિધુદાસીની સાક્ષીદ્વારા આવો સંદેહ તારા મનમાં ઉપજી શકે તેમ છે. પરંતુ વિધુમુખી ક્યાં સુધી સત્યપરાયણા છે, તે તેના કાર્યવ્યવહાર અને જુબાની દ્વારા સ્પષ્ટ જણાઇ આવે છે. તારાસુંદરી, સલિમની અનુરાગિની થઇ હતી એમાં જો વિશ્વાસ કરતો હો, તો તે, સિંહાસનને ચરણે ઠેલી શા માટે દે? દૌલતરામની પત્નીએ અનેક સુંદરીઓને ભૂલાવી હતી, પરંતુ તારાને કોઇ પણ પ્રલોભનથી મુગ્ધ કેમ ન કરી શકે? તારાને ભૂલાવવાની વાત તો દૂર રહી; પરંતુ તેણે સ્પર્શમણિ તારામણિના સંસ્પર્શથી પાપ ભૂલીને વિવેકદંશનથી દુઃખિતા થઇને સુજનસિંહનું શરણ લીધું, તેનાથીજ તારાનો ઉદ્ધાર થયો છે. તમે તો તેનો ઉદ્ધાર કર્યો છે.

સુજનસિંહની પાસેથી તો તારાના દેવી ચરિત્રની વાત સાંભળી છે. કહો, સમરેન્દ્ર! આ સર્વ વાતો સત્ય છે કે નહિ? આ સર્વ વાતોનો ઉત્તર આપીને તમે તારાને જેવી ધારવી હોય તેવી ધારજો. બીજી એક વાત એ કહું છું કે, તમારા હૃદયને એકવાર બોલાવીને પૂછો કે, તારા કોણ છે? તારા જો તમારા અંતરની કોઈ પણ વસ્તુ નહિ હોય, તો તમોને કશો પણ ઉત્તર મળશે નહિ. વળી તારા જો તમારા અંતરની દેવી રૂપિણી થઇ રહી હશે, તો અવશ્ય ઉત્તર મળશે. ઉત્તર એવો મળશે કે તારા તમકાંચન છે. તમારા આત્માની સાથે ગુંથાયલી તારાને જોવા માટે આમ તેમ આનાકાની કરવાની શી જરૂર છે? અંતરના સૂક્ષ્મમાં સૂક્ષ્મ તારતંત્ર પર આઘાત કરો; ઝણઝણ ઠણઠણ સ્વરે તમને નિગૂઢ તત્ત્વ તે જણાવી દેશે. અત્યારે જાઓ, છૂપા વેશમાં પણ એકવાર જાઓ; એકવાર તારાના અવસ્થા

જોઇ આવો. તમે સમરેન્દ્રરૂપે તેનો ઉદ્ધાર કર્યો છે, એટલા માટે એજ વેશમાં જાઓ, એ વેશજ તમારા ગુપ્ત વેશનું કાર્ય કરશે. તમે તારાસુંદરીના ઉદ્ધાર કર્ત્તા હોવાથી, રાય મહાશય તમારો સારો સત્કાર કરશે; હરસુંદરી દેવી અને શ્યામાસુંદરી વગેરે શતમુખે તમારી પ્રશંસા કરશે. આ પ્રમાણે અનેક પ્રકારનાં વચનોથી શશીમુખી સમરેન્દ્ર નારાયણને ઉત્સાહિત કરવા લાગી. સમરેન્દ્રે અર્ધા મિંચાયલી આંખોથી દૈવવાણી સ્વરૂપ આ સર્વ વાર્ત્તાઓ શ્રવણ કરી. ત્યાર પછી તે કહેવા લાગ્યો કે:—" શશી બ્હેન ! તારાને જોઈ આવું ? વળી પાછી એવીજ દૈવવાણી! શું ! તારાને મળી આવું ? મારી તારાને—મારા અંતરના અંતર તારા રત્નને જોઇ આવું, એવી વાત તમારા મુખમાંથી બહાર નીકળી'ને ? "

" જે તારા તમારા માટે સર્વત્યાગિની થઇ છે, જે તારા તમારા પદારવિંદ વિના બીજી સર્વ વસ્તુઓને અત્યંત તુચ્છ ગણે છે, જે તારા તમારે માટે પ્રાણત્યાગ કરવા બેઠી છે, તેને માટે તમારી રસનામાંથી એક પ્રિય સંભાષણ પણ બહાર નીકળ્યું નહિ ? જે નારી રત્ને લક્ષ્મીની લાલચને લાત મારી, સુલ્તાન સાલમશાહ જેવા સત્તાધીશ શાહજાદાની મુખ્ય બેગમના પદને ધિક્કારી કાઢયું, જેણે ભારતની ભાવિ મહારાણી થવાની વાસનાને રસાતળમાં મૂકી દીધી, જે તમારા પ્રણયની અનુરાગિની થઇ અંતે તમોને મેળવવાને માટે મરણને શરણે જવાને પણ તત્પર થઇ, તે તારાસુંદરીની પ્રશંસાનો એક શબ્દ પણ તમારા મુખમાંથી બહાર ન નીકળ્યો ? તેના ઉજ્જવલ, પવિત્ર ચરિત્ર પ્રત્યે તમોને લેશ માત્ર સન્માન પણ ન ઉપજ્યું ? પ્રતિપ્રાણા પવિત્ર પ્રમદાના અપાર્થિવ પ્રણયનું તમો કશું મૂલ્ય પણ ન આંકી શકયા ? જે તમારા રટનમાં ને રટનમાંજ અત્યારે ઉન્માદિની બની જવા આવી છે. જે તમારે માટે પોતાના પંચ પ્રાણનું બલિદાન આપવાને પણ પ્રસ્તુત થઇ, તેને તમો હજી સુધી ન જાણી શકયા ? હાયરે ! સ્વાર્થ પરાયણ સંસાર ! આ શું સ્નેહનું પ્રતિદાન ! આ શું સ્વાર્થત્યાગનો પુરસ્કાર ? વારૂ. જાઓ સમરેન્દ્ર ! જતાંની સાથેજ તેના નિઃસ્વાર્થ અનુરાગનું અને વિશુદ્ધતાનું જવલન્ત ઉદાહરણ અથવા નિદર્શન ( ચિન્હ ) જોઇ શકશો. તેથી પણ જો વિશ્વાસ નહિ ઉપજે, તો પછી છેવટનો ઉપાય બતાવી આપીશ. " સમરેન્દ્ર પાષાણની પ્રતિમાની પેઠે શશીમુખીની પાછળ ચાલ્યો.

# પ્રકરણ ૩ જું

## આસન્ન અવસ્થા

આંની ખાક હાથ લઈ ચોળી લે શરીરે;
છોડી દે તું આશ વ્યર્થ અર્થ નહીં સરે,
ઝૂરી મરે તું જેના વિના ત્હનેય તે નહીં મળે!
વ્યર્થ વિશ્વમાં વસી તું કેમ ટળવળે !
રડે ભલે ! તું મર ભલે ! ભલે ! તું દેહ છોડી દે!
તોય ત્હારૂં ઇચ્છયું તને અહીં હવે નહીં મળે.
છોડી દે તૂં જીવ ! હવે આ બધા ઉધામા !
વ્યર્થ શું રડયા કરે ! વિલાપ સૌ નકામા !

સાગર.

સદર મહેલમાં રાય મહાશયની સાથે સાક્ષાત્ થયો. રાય મહાશયે યથાયોગ્ય આદરસત્કાર કરીને કહ્યું કેઃ–"સેનાપતિ મહાશય! તમારા આટલા બધા પરિશ્રમ અને યત્ન નિષ્ફળ નિવડયા છે. હું ધારૂંછું કે, તારા આપણને દગો દઇને ન્હાઠી છે."

સમરેન્દ્રના હૃદયમાં હવે બિલ્કુલ કઠોરતા રહી નહોતી. તેની જીવન ચહચરી તારા, તેની અંધકારની જ્યોતિ તારા, તેની સંસારની એક માત્ર આશા તથા વિશ્વાસરૂપ તારા દગો દે? તો પછી શા માટે સંસાર ભોગવવો? શા માટે સંસારમાં રહેવું? શા માટે જીવન ધારણ કરી રાખવું? આ પંચતત્વની કાયા કોને માટે ધારણ કરી રાખવી? તેનું પણ એ સાથે સર્વસ્વ ફના થયું! તે સંસારમાં પ્રેમમયી પ્રિયતમાથી વંચિત થયો! જેને હૃદયનું લોહી રેડીને પોષવાની પ્રતિજ્ઞા કરી હતી, તે પ્રિયતમા તારા અદ્દશ્ય થઈ! તે મનોહારિણી તારાએ દગો દીધો?" આવા આવા અનેક પ્રકારના ઉદ્વેગો સમરેન્દ્રના હૃદયમાં વિચારોના પ્રબળ ઝંઝાવાતો ઉપજાવવા લાગ્યા.

"જાઓ બાપૂ! ઘણી મહેનતે તેનો ઉદ્ધાર થયો છે, એકવાર છેવટની મુલાકાત કરી આવો; કહીને રાય મહાશયે શશીને સમરેન્દ્રને તેની સાથે લઇ જવાનું કહ્યું. સમરેન્દ્રનું છાયા સમાન શરીર શશીની પાછળ પાછળ ચાલવા લાગ્યું. હૃદય ફાટી જતું હતું! આંખોમાં આંસૂ આવતાં હતાં હૃદયની અંતર કંઈ કંઈ થતું હતું! આત્મપ્રકાશની આશંકાથી મહા મહેનતે, આંખોનાં આંસૂ અટકાવ્યાં. પરંતુ પગ ઉપ-

ડયો નહિ. સમરેન્દ્ર થોડી વાર સ્થિર થઇ ઉભો રહ્યો. છેવટે શશીની સાથે તારાસુંદરીની રુગ્ણશય્યા પાસે જઈ પહોંચ્યો.

તારાને કાંઇક શુદ્ધિ આવી હતી. અત્યારે પાછી તે ખોટું બકવા માંડી હતી. તારા કહેતી હતી કેઃ—"તમે ગમે તે વેશમાં રહો અને ગમે તે દેશના મનુષ્ય તરીકે પરિચિત થાઓ, પરંતુ તમેજ મારા વિજયકુમાર છો. એમ ન હોય, તો મારૂં હૃદય આટલું બધું આકર્ષિત શા માટે થાય ? પ્રાણ ! કાન્ત ! એકવાર એ મનોમોહન વિજયકુમારના વેશમાં દર્શન દો. મારા હૃદય મંદિરના દેવતાના વેશમાં મારી સ્હામા આવી ઉભા રહો. હું તમારો આ વેશ જોઇ શકીશ નહિ. તમે મને ઉદ્ધારી છે, તેને માટે તમોને શત શતવાર ધન્યવાદ આપવા એ સર્વ પ્રકારે મારૂં કર્તવ્ય છે પરંતુ એથી કરીને હૃદયનું આટલું બધું આકર્ષણ શા માટે થાય છે ? હૃદયનું આકર્ષણ થવાથીજ હું સમજી શકી છું કે, તમે મારા હૃદય દેવતા છો. હું નિત્ય જે દેવતાની આરાધના કરૂં છું, તમેજ તે દેવતા છો. પરંતુ હું એ મૂર્તિની પૂજા કરી શકી નથી, એથી મેં મોટો અધર્મ કર્યો છે."

આમ કહી તારા થોડીવાર શાંત થઇ અને પાછી પોતાના ખરા જિગરથી પ્રલાપો કરવા લાગીઃ—"સ્વામિન્ ! નાથ ! પ્રભુ ! હૃદયેશ્વર ! જીવનધન ! હૃદયારાધ્ય દેવતા !

"કહું વાત કોને વિશ્વમાં સુણનાર કો મળતું નથી;
રોતા હૃદયનાં નયનને કોઈ અહીં લૂછતું નથી !
ગતિ કર્મની ગણી ધર્મથી કદિ હૃદય આ ડગતું નથી;
પણ ધર્મમાં ક્યમ જૂલ્મ ! એ કથનાર કો જડતું નથી !
આ વિશ્વ શું ? ને પ્રેમ શું ! શું લગ્ન ! સ્હમજાતું નથી !
સંસાર શું ! ને સ્નેહ શું એ તત્ત્વ ઉકલતું નથી !
સાધુ હશે છો સ્નેહના, એમાં કશી શંકા નથી;
પ્રેમી હૃદય આ છે પિપાસુ, પ્રેમ પામેલું નથી !
જપમાળ લીધી પ્રેમની, જગઝાળમાં જળવું નથી !
આ દેહને વણુ સ્નેહ સફા વિશ્વમાં વસવું નથી !"

સમરેન્દ્ર, તારાની વિવર્ણ અને વિશીર્ણ મૂર્ત્તિ જોઇને ધૈર્ય શૂન્ય થઇ પડયો હતો. એ ઉપરાંત વળી આવા પ્રલાપો સાંભળી તે બિલકુલ બેશુદ્ધ થઇ પડયો. તે તેની પાસે જવા આગળ વધતો હતો. તેની તારાની પાસે જવામાં, તેના હૃદયની અધિસ્વામિની દેવી તારાને સાંત્વન

આપવામાં અથવા આદર કરવામાં, શો દોષ છે ? સમરેન્દ્ર આત્મ વિસ્મૃત થયો ! શશી મુખીએ તેનો હાથ ઝાલીને કહ્યું:—"કરો છો શું ? આ શું એમ કરવાનો સમય છે ? આત્મદમન કરો. ધીરજ ધારણ કરો. ચાલો, હવે અહીં રહેવું ઉચિત નથી."

આમ કહીને તે સમરેન્દ્રને બહાર લઇ આવી. સમરેન્દ્રે મકાનમાંથી બહાર આવીને સાંભળ્યું કે સ્વામી પરમાનંદ પરમહંસ દેવ હિમાલય પરથી નીચે ઉતર્યા છે. ગઈ કાલે તેમનો ઝુસિના આશ્રમમાં આવવાનો વાયદો હતો. સમરેન્દ્રે અપાર જલધિમાં કિનારો મેળવ્યો. મનમાં ને મનમાંજ કહ્યું કેઃ—"હવે આશંકા નથી, સંદેહ પણ રહ્યો નથી.

## પ્રકરણ ૪ થું.

### અભયવાણી.

"That there is a heaven in this world, and that the power of knowing it and appreciating it is in your own soul

*Confucius.*

સમરેન્દ્ર હવે ગૃહ પ્રતિ ગયો નહિ. એક એક્કાગાડી ભાડે કરી પ્રયાગધામમાં તે આવી પહોંચ્યો. હજી સુધી દિવસ ઝગઝગી રહ્યો હતો.હવે વિલંબ ન કરતાં એક નૌકા જોઇ નાયિકાને "ઝુસિના પરમહંસ દેવના ઘાટપર ઉતારી દેજે" કહીને તે તરતજ તે નૌકામાં બેસી ગયો. ખલાસી એકવાર મુખભણી જોઇને પુરસ્કારની આશા મેળવી શકયો અને પછી એક ક્ષણનો પણ વિલંબ ન કરતાં તેણે નૌકા હંકારી મૂકી. સમરેન્દ્ર ધારતો હતો કે, કયારે પરમહંસ દેવનાં દર્શન કરી શકીશ ? સમરેન્દ્ર આટલી બધી સત્વરતા શા માટે કરતો હતો. પરમહંસ દેવ પાસેથી આધ્યાત્મિક ઔષધિ લઇને તારાના અને તેના રોગને શાંત કરવો પડશે, એમ ધારીને તે એટલી બધી સત્વરતા કરતો હતો. નૌકા સ્હામે કાંઠે આવી પહોંચી. સમરેન્દ્ર ખલાસીને વ્યાજબી બક્ષિસ આપી સ્વામીજીના આશ્રમમાં દાખલ થયો. જોયું કે શ્વેતવાળવાળા જટાજુટધારી દિવ્ય કાંતિમાન મહાપુરૂષ, અચલ પર્વતની પેઠે બેઠેલા છે.

શિષ્ય, અનુશિષ્ય આદિ કોઇ પણ નજીકમાં નથી. સમરેન્દ્ર ચરણોમાં આળોટી પડી હાથ જોડી ઉભો રહ્યો. સ્વામીજીએ આશીર્વાદ આપીને કહ્યું કેઃ—" વિજયકુમાર આવી પહોંચ્યો ? આ શું ? " સ્વામી તો તેમને યોગેન્દ્ર નારાયણ તરીકે ઓળખતા. બ્રહ્મચારી યોગજીવને તેને એ નામે સ્વામીજીની પાસે ઓળખાવ્યો હતો. સ્વામિજીએ તેને અનેક વાર એ નામથી સંબોધ્યો હતો, બોલાવ્યો હતો. પછીથી રાજા વિક્રમજિતે સ્વામિજીની અનુમતિ અનુસાર સમરેન્દ્ર નારાયણ નામ રાખ્યું હતું. ત્યાર પછીથી સ્વામિજી તેને સમરેન્દ્ર કહીનેજ બોલાવતા આવતા હતા. આજે એકાએક વિજયકુમારના નામથી તેમણે તેને શા માટે ઓળખાવ્યો ? અથવા મહાપુરુષનાથી અવિદિત શું હોય ? સમરેન્દ્ર મનમાં ને મનમાંજ આવા વિચારો કરવા લાગ્યા.

સ્વામી, સમરેન્દ્રનારાયણને તાકી તાકીને જોવા લાગ્યા, અને યોગ જીવનને સંબોધીને બોલ્યા કેઃ-" યોગ જીવન ! તમારો પરિચય ન આપવા છતાં પણ, તમે કોણ છો, તે હું જાણી શક્યો હતો. પરંતુ એ સમયે પરિચય અને નામ છૂપાવવાની જરૂર પડી હતી, એટલે મેં તમારા ખરા નામને જાહેર કર્યું નહોતું. હવે નામ જાહેર કરવાનો સમય આવી લાગ્યો છે, એટલા માટે ખરા નામથી મેં તમોને બોલાવ્યા છે."

સમરેન્દ્રઃ—

" દેવ ! આપનાથી અજાણ્યું શું છે ? વળી આપની પાસે અસાધ્ય પણ શું તે ! આપ આપના યોગબળથી ધારો તે કરવાને શક્તિમાન છે. આપની શક્તિની કાંઇ સીમાજ નથી. પરંતુ કૃપાનાથ ! આપ આ સેવકને 'તું' ને બદલે 'તમે' ન કહેતાં તું, ના સંબોધનથીજ બોલાવો. મને એથી જે આનંદ પ્રાપ્ત થાય છે, તેના તમે સંબોધનથી થતો નથી."

સ્વામિજીઃ—

" તું તે કાંઇ ગાંડો થયો કે શું ? નકામી જૂદી જૂદી શંકાઓ લાવીને સંદેહાગ્નિથી તારા હૃદયને તું શા માટે દગ્ધિભૂત કરી રહ્યો છે ! તથા વિશુદ્ધ કાંચનને પિત્તળ ધારી વિના કારણ ભ્રમણામાં શા માટે ભમે છે ! જેના પર તું શક લાવે છે, તે પરિશુદ્ધા, પવિત્રા અને પતિપરાયણા છે આજ સુધી તેના હૃદયમાં વિકારનો રંચ માત્ર પણ

ઉપજવા પામ્યો નથી. અહા! એવી સરલ હૃદયા બાલાને તું વિના કારણ શા સારૂ ત્યાગવા બેઠો હતો? અનંત કોટી બ્રહ્માંડોનો ક્ષય થાય, હિમાચલ નિજ સ્થાન ત્યાગી ચલિત થાય, વાયુ વિકંપિત થઇ વિશ્વને વ્યાકુળ કરે, તો પણ જે પતિવ્રતપણાના પુનિત મંત્રને ન વિસરે, એવી એક સ્વધર્મપરાયણ સ્ત્રીનો શું તારા હૃદયમાં અવિશ્વાસ ઉત્પન્ન થયો? ના, ભાઇ! સ્વપ્નમાં પણ એવો વિચાર લાવીશ નહિ. ભ્રાંતિજ સર્વ દુઃખોનું કારણ છે, માટે જેમ બને તેમ તેનાથી અલિપ્તજ રહેવાની મનુષ્ય માત્રને પરમ આવશ્યક્તા છે."

સમરેન્દ્ર:—

"સ્વામિજી! મહાત્મન્! દેવ! પ્રભો! આજે હું સુશીતળ થયો, હૃદયમાં વ્યાપેલો વેદનાનલ નિર્વાપિત થયો, ઉરમાં વસેલ વ્યાકુલતાનું નિવારણ થયું, અંતરની અસહ્ય યાતનાઓનો અવસાન આવ્યો. આજે મારા હૃદયની સ્વચ્છંદતાને હું પુનઃ સંપાદાન કરી શકયો. હું આજ સુધી જ્વલન્ત અનલમાં દગ્ધ થતો હતો, પરંતુ દેવ! મારી તારા અત્યારે મૃત્યુના મુખમાં આવી પડી છે! તેની પીડાની શાંતિ માટે શું કરવું? તેના વ્યાધિનો અંત ક્યારે આવશે! એ પવિત્રતાની પ્રતિમા દારુણ વેદનામાંથી ક્યારે મુક્ત થશે.?"

સ્વામી:—

"વત્સ! તારી નિર્બુદ્ધિતાથી તારાને એવી વિષમ પીડા ભોગવવી પડી છે. તેં જ્યારે તેને જાણી શકવા છતાં પણ તેની કશી તૈયારી કરી નથી, ત્યારથી તેની પીડાની શરૂઆત થઇ છે. સ્વામિગત પ્રાણા રમણી સ્વામીનાં દર્શન વિના ઘણીજ ક્લેશ પામે છે. સંસારમાં એવી સાધ્વી સતીઓ-પતીનેજ સર્વ વસ્તુઓથી શ્રેષ્ઠ માને છે, પતિ તેજ પરમેશ્વર એવી તેમની દઢ ધારણા હોય છે. સંસારનાં બાહ્યિક સુખોમાં પ્રલુબ્ધ ન થતાં પતિનો પ્રણય પ્રાપ્ત કરવામાંજ એવી વિદુષી વનિતાઓ આનંદ માનનારી હોય છે. ભાઇ! આજે આ ભારત ભૂમિ કે જે સર્વથા કર્મહીન થવા આવી છે, શૂરત્વ અને વીરત્વ જે ભૂમિને ત્યાગીને અન્યાય પ્રદેશોમાં પ્રયાણ કરી ગયું છે, પૂર્વની પવિત્ર નીતિ માત્ર નામનીજ થઇ પડી છે, તે ભૂમિ પણ વિશ્વના સર્વ દેશોમાં પોતાના અક્ષય ગૌરવને અક્ષુણ્ણ રાખવાને સમર્થ થઇ છે, તેનું કારણ કેવળ ત્યાંની સ્ત્રીઓની સુનિર્મળ શીલતાજ છે. આર્ય નારીઓના શીલ

ધર્મેજ આર્યાવર્તના કીર્તિસ્તંભને યુગોના યુગો સુધી અખંડ રાખ્યો છે. અને રાખશે. તારી તારા પણ મહા તેજસ્વિની પતિપરાયણા સ્ત્રી છે. તેં તેના પર જે સંદેહનું આરોપણ કર્યું છે, તેને તે હજી સુધી જાણી શકી નથી; તે જો જાણી શકી હોત તો તેના પ્રાણની રક્ષા કરવી પણ કઠિન થઇ પડત. અહા! કેવી દયાવતી શીલવતી સુંદરી સરળ અને સાત્વિકા છે! ગમે તેમ હો, હવે એના સંબંધમાં કશી આશંકા લાવવાનું કારણજ નથી. તારો પરિચય ધીમે ધીમે તેને મળવા માંડયો છે. તું એકદમ ઓચિંતો જઇને તેને મળીશ નહિ; કારણ કે, એથી કદાચિત્ કાંઇક ઉલટું પરિણામ આવશે. તેં મારી વાત પર વિશ્વાસ મૂકયો છે, એથી મને ઘણો સંતોષ થયો છે. હજીપણ બીજા એકાદ બે પ્રત્યક્ષ ઉપાયોથી તારા સંદેહનો ભંગ કરવાની મારી ઇચ્છા છે. જો ઇચ્છા હશે તો તે તું અવશ્ય જોઇ શકશે."

સમરેન્દ્રઃ—

"ભગવાન્! તારાની અવસ્થા શોચનીય જોઇ આવ્યો છું."

સ્વામિજીઃ—

"તારી તારા હવે રોગશય્યામાં નથી. તે ઉઠીને પ્રકૃતિસ્થ થઇ છે. શશીની પાસેથી તારા સમાચાર—મેળવીને, તેની ઘણી ખરી પીડા શાંત થવા આવી છે અને એ સાથે કાંઇક આરોગ્ય પણ મેળવી શકી છે. હવે જે કાંઈ અવશિષ્ઠ રહ્યું છે, તે તારા દર્શનથી દૂર થશે, સમરેન્દ્ર! તારા જીવનને સુખી કરવાની તારી લેશ માત્ર પણ અભિલાષા હોય, તો તું તારી સાધ્વી સ્ત્રી ઉપર હવે પછી કદાપિ આવો સંશય લાવીશ નહિ. જે પુરૂષ વિના કારણ સંદેહના સાગરમાં પડી ભિન્ન ભિન્ન ભાવનાઓને અંતરમાં સ્થાન આપે છે, તે અંતે ભ્રાન્ત થાય છે અને એ ભ્રાન્ત દશાજ સર્વ સુખોમાં મહા વિઘ્નરૂપ થઇ પડે છે. હું તને વિશ્વાસપૂર્વક કહું છું કે, તારાના સંબંધમાં તું સર્વથા નિઃસંશય રહેજે, નિશ્ચિંત રહેજે." સ્વામિજીની અભય વાણીથી સમરેન્દ્રની સમસ્ત ભાવના દૂર થઇ. તે પ્રત્યક્ષ ઉપાયે સંદેહ ભંજનના કુતૂહલથી, તે દિવસે ઝૂસીના પહાડમાં રહી ગયો.

## પ્રકરણ ૫ મું.

### ભાગ્યવિચાર

" To Search thris all, I felt or saw,
Tho spring of life, the depths of awe;
And reach the law, wihin the law."

—Tennyson—

પરમહંસ પરમાનંદ સ્વામીના ઘણા શિષ્યો અને અનુશિષ્યો હતા. તેઓ સ્વામીનો સંગ છોડવા ઇચ્છતા નહિ. સ્વામીજીના નીચેના ભાગમાં આવવાથી, તેઓ સઘળા તેમની સાથે રહીને વિપુલ આનંદ ભોગવતા. પરંતુ પરમહંસના શ્રીનગરપાર ગયા પછી તેમની સાથે બીજા કોઇને પણ જવાનો અધિકાર નહોતો. શિષ્યજનો સ્વામીજીના અવતરણની આશાથી કોઇ શ્રીનગરમાં અને કોઈ હરિદ્વારમાં વસતા હતા. એ શિષ્ય પરંપરામાં કોઈ જ્યોતિષતત્વ, કોઇ આધ્યાત્મિક-તત્વ, કોઈ ન્યાય દર્શન, અને કોઇ કોઇ ગીતા ભાગવતાદિની આલોચનામાં સમય વ્યતીત કરતા. એ સિવાય વેદવેદાંત વગેરેનું પણ અધ્યયન થયા કરતું. એ સર્વ વિષયોમાં કાંઇ પણ સંશય ઉપજવાથી સર્વે શિષ્યજનો સ્વામિજીની પાસેથી મીમાંસા કરી લેતા. કેવળ તંત્ર શાસ્ત્ર અને હઠયોગની ચર્ચા ચલાવવાનો સ્વામિજીનો સખ્ત નિષેધ હતો. તેઓ કહેતા કે, એની ચર્ચાથી અનેક અલૌકિક ક્ષમતાઓની વૃદ્ધિ થાય છે. પરંતુ તેજ ક્ષમતાથી યોગી યોગ ભ્રષ્ટ થઇને, અપાર દુ:ખ સાગરમાં ડુબી મરે છે. યોગનો પ્રભાવ અદ્ભુત છે, પરંતુ એ પ્રભાવનો દુરુપયોગ ઘણોજ ભયાનક થઇ પડે છે. સ્વામિજીની આજ્ઞા મુજબ આ જે બ્રહ્મચારી સર્વાનંદ સ્વામી, સમરેન્દ્રની હસ્તરેખા જોઇને ભાગ્યનો વિચાર કરશે અને ભૂત, ભવિષ્ય તથા વર્તમાન ત્રણે કાળની સઘળી હકીકત કહી સંભળાવશે. એ કાર્યમાંથી નિવૃત્ત થયા પછી હસ્તસંચાલન વિદ્યાને પ્રદર્શિત કરશે.

સમરેન્દ્ર, સર્વાનંદ સ્વામીની નજીકમાં આવી બેઠો. સ્વામીએ હાથ જોઇ એક પછી એક સઘળા ગ્રહોનો નિર્ણય કરી ખડીવડે એક જન્મ કુંડલી આંકી, અને તેના પરથી સમરેન્દ્રની શારીરિક, માનસિક અને વૈષયિક પ્રત્યેક વિષયની વિશદ વર્ણના કરી. એ વર્ણના અક્ષરે

અક્ષર મળી ગઇ. એટલુંજ નહિ. તે જે વસ્તુઓ ખાવાનું પસંદ કરતો, જે ફરવાથી આનંદ અનુભવતો તે પણ કહી દીધું. પછી જીવનનાં જે જે વર્ષમાં, જે જે મુખ્ય બનાવો બન્યા હતા, તેનો પણ ઉલ્લેખ કર્યો. તારાની માતાનું મૃત્યુ, પિતાનો દેશત્યાગ, વિદ્યા, શિક્ષા, વિવાહ, વિદેશગમન, લૂટારા દ્વારા આઘાત, સમ્રાટના દરબારમાં સન્માન આદિ ઘટનાઓ પણ તેમણે સુંદરરૂપે કહી સાંભળાવી. સમરેન્દ્રના વિસ્મયનો અવધિજ રહ્યો નહિ! સર્વાનંદ સ્વામીએ કહ્યું કે:—

"સમરેન્દ્ર! હવે તારા ભવિષ્યનું અને પત્નીના ચરિત્રનું વર્ણન કરીશ. તારૂં ભવિષ્ય ઘણુંજ ઉજળું અને આશા ભરેલું છે. એ સમય પણ આવી લાગ્યો છે. તું ધન, માન અને ઐશ્વર્યમાં સ્વદેશનું શીર્ષ-સ્થાન મેળવીશ. રાજદરબારમાં વિપુલ સન્માન પામીશ; યુદ્ધ વિગ્રહમાં વિજય મેળવીશ. રાજા મહારાજાના ઉપાધિ પ્રાપ્ત કરીશ, દીન, દરિદ્ર, આતુરને આશ્રય આપીશ. સંસારમાં તારા જેવો ભાગ્યવાન કોણ છે? વળી તારી પત્ની, રૂપવતી, ગુણવતી અને ધર્મ શાલિની છે. એ **પત્નીના ભાગ્યથીજ તારી એ ભાવી ઉન્નતિ થવાની છે.** અગાધ વિદ્યા બુદ્ધિ અને પ્રગાઢ જ્ઞાન સંપન્ના હોવા છતાં પણ તારી પત્ની સરલ અને બાલિકાવત છે; તો પણ કાંઇક પ્રખર અને ચંચળ છે. તે ચંચળતા હવે રહી નથી. પ્રખરતા પણ ચુર્ણ થઇ છે. અત્યારે એ ધીરા, સ્થિરા અને ગંભીરા થઈ છે, અને એવીજ રહેશે. એવી પતિપરાયણા રમણી મળવી દુર્લભ છે. પત્નીના સંબંધમાં હું જોઉં છું કે તું ઘણોજ ભાગ્યશાળી છે. ભાઇ! સંસારમાં સારી સ્ત્રી પ્રાપ્ત થવી એ પૂર્વ જન્મના પુણ્યનુંજ પ્રતિફળ છે. જે પુરૂષ શાંત, નમ્ર, વિનયી, સરળ, શીલવતી, પ્રતિપ્રાણા અને પ્રેમમયી પત્નીને પ્રાપ્ત કરી શકે છે, તે આ સંસારને વિશેજ સ્વર્ગનાં સુખનો અધિકારી છે, એમ માનવું જોઇએ. પુરૂષની વિશ્રાંતિનું સ્થાન પત્નીજ છે, પુરૂષના નિઃશ્વાસનું સ્થાન પણ પત્નીપાસેજ રહેલું છે. સ્વર્ગીય સુખને આપનારી શીલવતી પતિપરાયણા પ્રેમદા જે પુરૂષે પ્રાપ્ત કરી છે, તે ત્રણે લોકમાં પૂજનીય થઇ શકે છે. ભાઇ! તારી તારાસુંદરીના પ્રભાવે તું પણ તેવી પૂજ્યતાને પ્રાપ્ત કરી શકીશ"—

એવામાં એકાએક ગરબડ મચી ગઈ, શાહજાદો સલિમ મહાપુરુષની નજીકમાં આવી ઉભો રહ્યો મહાપુરૂષે કહ્યું કેઃ—"સર્વાનંદ હવે સત્વર અહીં આવો." સર્વાનંદ ગણનાનું કાર્ય પૂર્ણ કરી તે તરફ

ગયો. મહાપુરૂષે ફરીવાર પાછું તેને કહ્યું કેઃ-"સર્વાનંદ! હસ્તરેખા જોવાનું કાર્ય પૂર્ણ થયું છે, માટે હવે હસ્તચાલના વિદ્યાદ્વારા શાહાજાદાનું અભીષ્ટ ફળ કહી દે. એથી સમરેન્દ્ર અને સલિમ બન્નેનો ઉદ્દેશ સિદ્ધ થશે." સર્વાનંદ સ્વામીએ જેવી આજ્ઞા કહીને આશ્રમની નજીકના અરણ્યમાં સલિમશાહ સહિત પ્રવેશ કર્યો અને સમરેન્દ્ર આદિને કહ્યુંઃ-"તમો સાથે ચાલો."



## પ્રકરણ ૬ ઠું.

### હસ્તસંચાલન વિદ્યા.

ઝૂસિના ક્ષુદ્ર અરણ્યમાં એક અંધકારમય કુટીરમાં સલિમશાહ અર્ધ શાયિત અવસ્થામાં પડયો હતો. સ્હામે સર્વાનંદ સ્વામી [illegible]ા હતા. સમરેન્દ્ર વગેરે કુટીર અથવા ઝૂંપડીની બહાર ઉભા હતા. સર્વાનંદ સ્વામી સલિમશાહના શરીરપર પોતાનો જમણો હાથ સંચાલિત કરવા લાગ્યા.

હસ્ત, અંતે ધીરભાવનો પરિત્યાગ કરી, ઉતાવળા વેગે સંચાલિત થવા લાગ્યો, ફરવા લાગ્યો. સલિમ, પ્રથમ આંગળાં સાથે સ્વામિજીના હાથને સાફ સાફ જોવા લાગ્યો. પછીથી ફક્ત આંગળાં અને ત્યાર પછી આંગળાંનો અગ્રભાગમાત્ર તેને દેખાવા લાગ્યો. છેવટે તે કશું પણ જોઇ શક્યો નહિ. છેવટે સલિમની નજરશક્તિ ક્ષીણ થવા આવી. હવે તે બીજું કશું પણ જોઇ શકતો નથી. થોડીવાર પછી બાહ્યજ્ઞાન લોપ થવા લાગ્યું. પરંતુ અંતર્જ્ઞાન સતેજ થઈ ઊઠયું. સલિમ અત્યારે લાકડાંનાં પૂતળાં જેવો બની ગયોં. ગંભીરવદને સર્વાનંદ સ્વામી કહેવા લાગ્યાઃ-"સલિમશાહ! અત્યારે તમારી શારીરક શક્તિ કશી પણ નથી. આ પાર્થિવ જગતમાં અત્યારે તમે જડ છો. તમારા પૂર્વ પુરુષ બાબરશાહ, હુમાયુનશાહ વગેરે આવી રીતે અંધારા ગમારાવાળી કબ્રોમાં સદાને માટે સૂઇ રહ્યા છે. તમે પણ એક દિવસ તેમની અવસ્થાને પ્રાપ્ત થશો. ધન, ઐશ્વર્ય, અને ક્ષમતા સાથે આવશે નહિ. તમે આજકાલ આખા હિન્દુસ્તાનના ભાવિ ભૂપતિ ગણાઓ છો, તમારી પાસે સત્તા અને સંપત્તિનો કશો પણ અભાવ નથી, પરંતુ મારા સાંભળવા મૂજબ તમો તેનો ઘણોજ દુરુપયોગ કરો છો. રાજા અથવા રાજકુમાર, શહેનશાહ અથવા શાહજાદાનો ધર્મ શો છે, તે

તમો જાણો છો ? ના, નહિ જ. જો જાણતા હો તો પ્રજામાં આજકાલ તમારા નામનો–તમારા જુલ્મનો જે પોકાર સાંભળવામાં આવે છેઃ તે કદાપિ આવેજ નહિ. નિર્દોષ પ્રજાની પુત્રી કે ભગિની, વધુ કે પત્નીપર કુદૃષ્ટિ કરી તેનો સર્વનાશ કરવામાં તમારૂં મન અહર્નિશ પ્રવર્તેલું રહે છે, એવી ફરિયાદો ઘણીવાર મારા સાભળવામાં આવી છે. ફરિયાદીઓ પર તમે હથિયાર ચલાવવાની નિષ્ઠુરતા પણ ઘણીવાર દર્શાવો છો, પરંતુ નિર્દોષ અને સાધનહીન પ્રજાપર શસ્ત્ર ચલાવવાં એ નીતિપ્રવીણ શાહજાદાનું કર્તવ્ય નથી. તમારી એ ક્રૂર નીતિ તમારા નામને ભાવિ પ્રજાના ઇતિહાસમાં સદાને માટે કલંકિત કરી રાખશે. આજે જે અસીમ સત્તાના જોરથી બાદશાહથી ઉતરતું આસન તમે મેળવ્યું છે, અને પરિણામે બાદશાહના આસનપર બિરાજવાની તમે આકાંક્ષા ધરાવો છો, તે વખતે તમે ન્યાય નીતિને ગ્રહણ કરજો. હું તમને ખરૂં કહું છું કે, એથીજ ભાવિ પ્રજામાં તમે તમારી નામના ફેલાવી શકશો. હવે ઉપર આકાશમાં વિરાજતા સર્વાંતર્યામી પાક પરવરદિગારને પ્રત્યક્ષ રાખીને, મારા પ્રશ્નનો ઉત્તર આપો. પ્રશ્નનો યથાર્થ ઉત્તર ન આપવાથી, તમારૂં વિશેષ અનિષ્ટ થશે. સાવધાન ! ખબરદાર ! સલિમશાહ ! સાવધાન ! જૂઠું બોલવાની કોશિશ કરશો નહિ. તેથી તમારૂં અભીષ્ટ–ઇચ્છિત સિદ્ધ થશે નહિ અને પૂછેલા વિષયમાં ખરો જવાબ પણ મળશે નહિ."

આવો ઉપદેશ આપ્યા પછી સ્વામી ફરીવાર સલિમશાહને સંબોધીને બોલ્યા કેઃ–" શાહજાદા સલિમશાહ ! કહો જોઇએ કેટલીક રમણીઓને બલાત્કારે અંતઃપુરચારિણી કરી છે ? "

સલિમશાહઃ—

"મેં અનેક રમણીઓના પાણિ ગ્રહણ કર્યાં છે, પરંતુ બળાત્કારે અથવા ઇચ્છા વિરૂદ્ધ કોઇને પણ અંતઃપુરમાં આણી નથી. જો એમ કર્યું હોત તો શેર અફગાનની પત્ની, આજ સુધીમાં મારી અંકલક્ષ્મી અવશ્ય થઇ શકી હોત. એની ઇચ્છા નથી, એવું જોવાથી, મેં તેના તરફ આસક્ત હોવા છતાં પણ બળાત્કાર કર્યો નથી. "

સર્વાનંદ સ્વાંમીઃ—

" વારૂ આગ્રા શહેરમાં બેગમોનો સંગ્રહ કરનારૂં એક ટોળું છે કે નહિ ? અને તે ટોળાંના માણસો અનેક સ્થળેથી તમને બેગમનો સંગ્રહ કરી આપે છે કે નહિ ? "

સલિમશાહઃ—

"આગ્રા શહેરમાં એવું ટાળું છે કે નહિ, એ મને માલૂમ નથી; પણ કદાચ હોઈ શકે એવો સંભવ પણ રહે છે. તો પણ દોલતરામ વગેરે મહાજનો, પૈસાના લોભથી મને સુંદરી રમણીઓ લાવી આપે છે."

સર્વાનંદ સ્વામીઃ—

"થોડા દિવસ પહેલાં તારાસુંદરી નામની એક સ્ત્રી તમારી આજ્ઞાથી ચોરાઈ હતી કે ?"

સલિમશાહઃ—

"હું કદી કોઇ ને કોઇ રમણી લાવવાની આજ્ઞા કરતો નથી. તેઓ સુંદરી સ્ત્રી લાવીને મને બતાવે છે. પસંદ પડે તો હું પૈસા આપી તેને ગ્રહણ કરૂં છું."

સર્વાનંદ સ્વામીઃ—

"એક બંગાળી સ્ત્રી તમને બતાવી હતી કે ?"

સલિમશાહઃ—

"ના, તો પણ મને એ સ્ત્રીની વાત કહી હતી."

સર્વાનંદ સ્વામીઃ—

"તમે તેને ગ્રહણ કરવાનો આગ્રહ પ્રકટ કર્યો હતો કે ?"

સલિમશાહઃ—

"અવશ્ય કર્યો હતો. પરંતુ બળાત્કાર કરી અથવા એની ઇચ્છા વિરુદ્ધ વર્તી એમ કરવા હું કબુલ થયો નહોતો."

સર્વાનંદ સ્વામીઃ—

"તે તમારા ભાવિસિંહાસનના લોભે પ્રલોભિતા થઇને, આત્મીય સ્વજનોનો ત્યાગ કરી દોલતરામની પાસે આવી હતી કે ?"

સલિમશાહઃ—

"જૂઠી વાત; બિલકુલ જૂઠી વાત. મેં કદાપિ કોઇ રમણીને મારી અંતઃપુરચારિણી થવાનું નાકબૂલ કરતાં જોઇ નથી. સઘળી સ્ત્રીઓએ સાગ્રહે મારા અંતઃપુરમાં પ્રવેશ કર્યો છે. નાકબૂલ કર્યું છે. કેવળ એ બંગાળી રમણીએજ ફક્ત નાકબૂલ કર્યું છે. એટલુંજ નહિ. પરંતુ ઘૃણાની સાથે એ પ્રસ્તાવને અગ્રાહ્ય કર્યો છે."

"દોલતરામે જો એવું પ્રલોભન બતાવ્યું હોય, તો તેણે પાખંડીનું કર્મ કર્યું છે. મારો એવો આદેશ અથવા ઉપદેશ નહોતો."

સર્વાનંદઃ—

"સાંભળ સમરેન્દ્ર! સલિમશાહની વાતો સાંભળ! સલિમશાહનું હૃદય હજી કાચ જેવું સ્વચ્છ અને સુનિર્મલ છે. હજી તેની વાતમાં એક બિંદુ પણ અસત્યનો સંબંધ રહેવાની સંભાવના નથી. તું અમૂલક સંદેહને વશ થઇ, ગુણવતી સતીના અમૂલ્ય જીવનને નષ્ટ કરવા બેઠો હતો. જા, હૃદયમાંથી સંદેહાગ્નિને દૂર કરી નિર્મળ હૃદયથી એ દેવીની પાસે ગમન કર. તારૂં કલ્યાણ થશે."

શાહજાદા સલિમશાહ! ઉંઘ આવે છે કે શું!"

સલિમઃ—

"મારી શી દશા કરી હતી? હું ઊંઘતો પણ નથી અને જાગતો પણ નથી."

સર્વાનંદ—

"વારૂ, એકાદ બે પ્રશ્નોના જવાબ આપો. ત્યાર પછી તમારી અભીષ્ટસિદ્ધિની વાત થશે."

સલિમઃ—

"કહો, હું તૈયાર છું."

સર્વાનંદઃ—

"તમારા પિતાના પ્રિયમિત્ર અને સભાસદ અબુલફઝલનું કોણે ખૂન કર્યું છે."

સલિમઃ—

"હુંજ તેના પ્રાણનાશનું મૂળ છું, તો પણ મેં મારા પોતાને હાથે તેનું ખૂન કર્યું નથી; તાબેદાર ગુલામ મારફત કરાવ્યું છે."

સર્વાનંદઃ—

"તેને માટે અનુતાપ થયો છે કે હજી સુધી આનંદ અનુભવો છો?"

સલિમઃ—

"સંન્યાસી મહારાજ! તેને માટે હું હદબેહદ અનુતપ્ત અને દુઃખી થયો છું. એ વાત સાંભરી આવતાં, મારે હજારો વીંછીઓના ડંસની વેદના ભોગવવી પડે છે. હું પહેલાં સમજી શકયો નહોતો કે, તે પિતાનો એટલો બધો પ્રિયપાત્ર હતો? જ્યારે જોયું કે, પિતા તેને માટે ત્રણ ચાર માસ પથારીવશ થયા, ત્યારે મારા અનુતાપની કાંઇ સીમાજ રહી નહિ. ત્યારથીજ હું બાદશાહના કોપ નયનોમાં પડયો છું અને એટલા માટેજ આજે અહિં આપની પાસે આવવું થયું છે."

સર્વાનંદઃ—

"સલિમશાહ! તમારા હૃદયમાં જ્યારે અનુતાપનો અનલ પ્રજળ્યો છે, ત્યારે તમારૂં દુર્ભાગ્ય ગયું છે. અબુલફઝલના મરણ પછીથી શત્રુપક્ષ સાહસ મેળવીને તમારી વિરૂદ્ધમાં ઉભો થયો છે. તેઓ હવે તમારા હક્કનું સિંહાસન બીજાને આપવાની કોશિશ કરે છે. બાદશાહ પાસે પણ એ ઠરાવ રજૂ કરવામાં તેઓ કુંદિત થયા નથી. પરંતુ હવે ભય નથી. તમારી સઘળી આફતો દૂર થઇ છે. પિતાના હૃદયમાં પુત્રવાત્સલ્ય પાછું ફરી આવ્યું છે. હવે કોની તાકાત છે કે તમને દગો દે! એક વાત કહી દઉં છું કે, તમારા પોતાના પુત્રના પ્રાણની રક્ષા કરજો. તે બીજાનાં હાથનાં રમકડાં જેવો છે! તેના તરફથી તમારે ઘણો ક્લેશ ભોગવવો પડશે, તોપણ કહું છું કે પુત્રના લોહીથી હાથને કલંકિત કરશો નહિ. તમારી હયાતીમાં જ્યારે તેનો પ્રાણ વિયોગે થશે, ત્યારે વિના કારણ પુત્ર હત્યા કરીને, શા માટે પાતકના ભાગી થશો? જાઓ તમારૂં અભિષ્ટ સિદ્ધ થશે. સ્વામિજીની સાથે હવે મેળાપ થશે નહિ."

સલિમશાહે, સંન્યાસીને પ્રણામ કરી પ્રસ્થાન કર્યું.

સમરેન્દ્રનારાયણે, સર્વાનંદ સ્વામીની ચરણ રજ ગ્રહણ કરી સ્વાંમિજીની સાથે સાક્ષાત્ કરવાની પ્રાર્થના કરી; સર્વાનંદ સ્વામીએ કહ્યું:—"તારે માટે દ્વાર ખુલ્લાં છે." ત્યારે સમરેન્દ્ર મહાત્માના ચરણોમાં પ્રણિપાત કરી હાથ જોડી ઉભો રહ્યો.

પરમાનંદ સ્વામીઃ—

"બાબા! તારો સંદેહ દૂર થયો કે?"

સમરેન્દ્રઃ—

"દેવ સંપૂર્ણ રૂપે દૂર થયો છે. દેવતા જેને સહાય છે, તેના મનમાં શું ગ્લાનિ રહી શકે? આજે દેવતાની કૃપાથી બે પ્રાણીઓના પ્રાણની રક્ષા થઇ છે."

પરમાનંદ સ્વામીઃ—

"વત્સ! તારો શુભ સમય આવી લાગ્યો છે! બે ચાર દિવસમાં પાર્થિવ સુખનો સાક્ષાત ઉત્કર્ષ મેળવીને તું સર્વાંશે સુખી થઇશ. આશ્રમથી ચાલતી વેળાએ, ફરી એકવાર મન મળજે; હું કેટલોક ઉ-

પદેશ આપીશ. અને પ્રિય શિષ્ય રતિકાંતરાયને મારા આશીર્વાદ ગ્રહણ કરવાનું કહેજે. હું હમણાં થોરાક દિવસ ઝૂસીમાં રહીશ.

સમરેન્દ્ર "ગુરુદેવની આજ્ઞા શિરોધાર્ય" કહીને, ફરીવાર સાષ્ટાંગ પ્રણામ કરી વિદાય થયો.



## પ્રકરણ ૭ મું.

### પીડા પછી



તારાસુંદરીનો જ્વરવિકાર આરોગ્ય થઇ ગયો છે. અત્યારે પથ્યપાળે છે; શરીરમાં કાંઇક બળ પણ તેણે મેળવ્યું છે. પરંતુ વખતે વખતે મસ્તિષ્કનો વિકાર હજી પણ જોવામાં આવે છે. તારાની બાળપણની ચંચળતા પાછી ચાલી આવી છે. એ ચંચળતા જ્યારે જ્યારે આવે છે, ત્યારે લજ્જાનું બંધન છેદાઈ જાય છે. ગુરુજનોના આગમનથી પણ એ ચંચળતાની નિવૃત્તિ થતી નથી. તેનાં મસ્તિષ્ક વિકારનાં લક્ષણો જોવામાં આવે છે. તો પણ એ વિકાર પૂર્ણ ઉન્માદની અવસ્થાને પ્રાપ્ત થયો નથી. વખતો વખત ફક્ત ઉત્તેજનાનો ભાવ ઉભરાઇ આવે છે. હકીમઅલીના ઉપદેશ મૂજબ માનસિક પીડાની શાંતિની વ્યવસ્થા ન થઇ શકી હોત, તો તારા ખરી દીવાની થઈ જાત. એ બહુદર્શી ચિકિત્સકે જે કાંઇ કહ્યું હતું, તેમજ થવા પામ્યું છે, તારા ફક્ત એકજ વચન લઇને બેઠી છે કે મારા વિજયકુમારને ગમે ત્યાંથી લાવી આપો. આ જાણે તેનો બાલપણનો હઠજ હોયની! એમાં શરમની વાત શી છે, તે તે સમજી શકતી નથી. તારા વિદ્યાવતી છે; પરંતુ અત્યાર સૂધી તેની વિદ્યાનો પરિચય કોઈ મેળવી શકયું નથી, અત્યારે તેનું હૃદય ખુલી ગયું છે, જ્યારે જે કાંઇ મનમાં આવે છે, તે તે બોલી જાય છે. કયારેક સંસ્કૃત શ્લોકો બોલે છે, કયારેક આપો આપ ભાષા રચના કરે છે, કયારેક ગાન ગાય છે. ઉત્તેજનાનો ભાવ ચાલી ગયા પછી પાછી તે પૂર્ણ સ્વસ્થ થઇ જાય છે. ત્યાર પછી તેવા તરંગો રહેતા નથી, ત્યારે તેની તે ધીરા, સ્થિરા અને ગંભીરા મૂર્તિના દર્શન કરીને કોણ કહી શકે કે, "એ તેજ તારા છે?"

ઉત્તેજનાને વખતે તારા રાગતાલ વિનાનાં અનેક ગાનો ગાય છેઃ—

જીવનનાં સાથી મૂજ યૌવનના સખા !
શશીભગિની ? બતાવી દે કરીને દયા !
કરી છે વિરક્ત ઘણી ઘણી;
સીમા રહી નથી ચંચળતાતણી;
એક દિન હતી ના મુખે વિરક્તિની કથા !
મળશે શું એ પ્રિય હૃદયને જીવનના સખા !
અનેક યત્નો હતા તેના;
પરિમાણ છે નહિ જેના;
સુમિષ્ટ સંભાષણ તેનાં કેવાં સુધા ભર્યાં !
ભગિની ! હૃદય ને મન એ પ્રતિમાને વર્યાં !

તારા ફરીવાર પાછી ગાતીઃ—

અરેરે ! જિંદગી મારી, જશે આવી સદાય શું !
દર્દ એ કોઇ નાં જાણે ! રડી રડી ને હું કહું !
જિન્દગી ખારી શી સ્હેવાય ?
ગમે તે થાય ! નહિ વેઠાય ?
ગમે તે દુનિયાથી કહેવાય ?
પ્રસુતાની પીડા તણું વંધ્યાને શું ભાન ?
અંધાને શી આરસી ? બહેરો ગાન પિછાન !
અજાણ્યા મન માને તે ગાય !
જીવ યૌવન પ્રાણ સમર્પ્યાં પ્રીતે જેને.
લાવો બતાવો સખી ! એ પ્રીતમને !
જેના વિના પ્રાણ જાય;
લાવો સખી લાવો હાય !
તારાનું જીવન પંખી ઉડી જાય !
શશી બ્હેન ! દયા કર ! લાગું તવ પાય ! ”

તારા અત્યંત ચંચળતા પ્રકટ કરવા લાગી. શશીમુખીએ તેને ઘણી ઘણી સમજાવી. રાયમહાશય આવ્યા; પણ તારાએ તેમના તરફ નજર પણ કરી નહિ. કેવળ ચંચળતાજ દેખાડવા માંડી.

“ ઘણી અશાંત છોકરી ! છટ ! આવું તે કરાતું હશે કે ? ” આમ કહીને હરસુંદરીએ પ્રવેશ કર્યો.

તારા કાંઇક શાંત થઇ. ફરી પાછી ચંચળતા સહિત બકવા માંડીઃ—" મા ! તેઓ આવ્યા છે કે ? " કોણ ? વિજય ? હા મા ! હમણાંજ આવશે. તું જરા શાંત થઇશ. તો તે આવશે. " કહીને હરસુંદરીદેવી તારાને આશ્વાસન આપવા લાગી.

તારા, કાંઇક શાંત થઇને બોલીઃ—" મા ! જો તેઓ આવશે, તો પછી હું અશાંત થઇશ નહિ. "

તારાએ શાંત થવાની ઘણી ચેષ્ટા કરી; પરંતુ કોઇ પણ રીતે તે શાંત થઇ શકી નહિ.

તે પાછી પોતાની ધુનમાં ને ધુનમાંજ ગાવા લાગીઃ—

આવવાની આશે રહું હું હવે કયાં સુધી ?
અનંત આશાની આશે રહું હું હવે કયાં સુધી !
સહવાશે નહિ આ અનંત દુઃખ હવે જરી;
થઇશ આકાશની તારા હું તારા હવે મરી. "

શશીમુખીએ આવીને, આદર કરીને કહ્યુંઃ—છટ ! બ્હેન ! ગુરૂજનોનાં દેખતાં આવી ધૃષ્ટતા કરે છે ?

તારા—

કલકલ નાદે નદી સિંધુ પાસે જાય;
પહાડ પર્વત બંધે બાધા પામે નાંહિ.
હું પણ જાઉં ત્યાંહિ
પ્રાણ પતિ વિરાજે જ્યાંહિ
વિજય સાગર વિના ના દેખું ઉપાય;
દીઓના દીઓના બાધા લાગું પાય. "

હરસુંદરીઃ—

" બ્હેન ! શશી ! વિજયકુમારને બોલાવવા માણસ મોકલ્યું છે કે ? બાલિકાની આ અસહ્ય યાતના મારાથી હવે જોઇ શકાતી નથી."

શશીસુખીઃ—

" તેઓ ઝૂસિના આશ્રમમાં સ્વામીજીની પાસે ગયા, છે રાજ વિક્રજિતને ત્યાં માણસ ગયું હતું અને તે તેમના ઝૂસિ જવાના સમાચાર લઇ આવ્યું છે ! રાય મહાશયે હજી હમણાંજ એક વેગવાન અશ્વસહિત અશ્વારોહીને તેમની પાસે મોકલી આપ્યો છે. હું ધારૂં છું કે, વિજયકુમાર હવે થોડીવારમાંજ આવવા જોઇએ. "

તારા—

" કયમ પ્રાણુ વ્યાકુળ કરે તારા તણુા ?
આંખોને વિરામ નહિ, નિશ્વાસ ઘણા !
કયમ ના સુખ પામું ?
જે દિશે નજર હું નાખું ?
અંધાર—અંધાર ઘોર તમ અંધાર નિહાળું.
નહિ જ્યોતિ--ઉજાસ અનેરી ભાળું

વિજયકુમારઃ—

" આ આવ્યો તારો વિજયકુમાર !

તારાએ, એકવાર વિજયકુમારના તરફ નજર કરી; પરંતુ વધારે વાર તે તેના મુખ ભણી જોઇ શકી નહિં. આંખો બંધ થવા આવી. ચીત્કાર કરીને તારાસુંદરી મૂર્છિત થઈ.

" તારા ! તારા ! મારા હૃદયાકાશના પૂર્ણ શશી ! મારી યાતના અને વેદનાને શાંત થવાના એક માત્ર સ્થાન ! મારી સંસાર સાગરની એક માત્ર તરણિ ! મારા સર્વ સ્વધન તારા ! તારી આવી અવસ્થા થઇ છે ! " આમ કહીને વિજયે તારાને વક્ષમાં ધારણ કરી.

---

## પ્રકરણ ૮ મું

### યુગલ મિલન



તારાસુંદરી અત્યારે પ્રકૃતિસ્થ થઇ હતી. તેણે જૂઠા પ્રલાપો કરવાનું, ઢંગધડાવગરની કવિતાઓ ગાવાનું અને ઇચ્છાનુસાર બોલવાનું છોડી દીધું હતું. હવે પીડાનું કશું પણ લક્ષણ રહ્યું નહોતું. તારા પછી ધીરા, સ્થિરા અને ગંભીરા થઈ ગઈ હતી. વિજયકુમારના દેશત્યાગ પછી તારાના હૃદયમાં એક પ્રકારની ગંભીરા ઉપજી આવી હતી, પરંતુ વિજયકુમારના મળવાથી તે ગંભીરતા અત્યારે પાછી ચાલી ગઈ હતી. તારાના મુખપર હાસ્ય ખીલી ઉઠયું હતું. વાયુની લહરીઓથી ડોલતાં સફતે કમળદળની શોભા તેના એ હાસ્યમાં ભળેલી હતી. ગૃહ શુન્ય દુઃખદારિદ્રથી

પાયમાલ થયેલો વિજયકુમાર આવું સુખ સંપાદન કરી શકશે, એવી તેણે પોતાના મનમાં કદાપિ કલ્પના પણ કરી નહોતી.

વિજયકુમારે કહ્યું કે:—

"તારા ! હવે કદાપિ તને છોડીને હું ક્યાંય પણ જઇશ નહિ. તેં ત્યારે ઉત્સાહ આપ્યો હતો, એથીજ હું જઇ શક્યો હતો; નહિ તો તને ત્યાગીને સુરલોકનું સ્વર્ગ ભોગવવાની પણ મારી ઇચ્છા નથી."

તારા—

"નાથ ! એથી શું યુગોના યુગો સુધી ભૂલી જવાય ખરૂં કે ? જો હું જાણતી હોત કે, આટલી બધી લાંબી મુદ્દતને માટે ભૂલી જશો, તો કદાપિ ત્યાગી દેત નહિ."

વિજય—

"શું કરૂં ? વખત ન મળવાથી, આવી શક્યો નહિ. બંગાળા દેશની અત્યારે કેવી હાલત છે, તારા પિતા પ્રત્યે પઠાણોનો કેવો વ્યવહાર ચાલી રહ્યો છે, એ સઘળું જાણવા છતાં પણ આવી વાત કેમ કહે છે ?" આમ કહીને વિજયકુમારે લૂટારાના પંજામાં સપડાવાથી લઇને છેક છેવટની ઘડી સુધીનો સઘળો વૃતાંત તારાને કહી સંભળાવ્યો. મુંજ મહારાજની વાત પણ બાકી રાખી નહિ. મુંજ મહારાજની વાતથી તારા ઘણી ખુશી થઇ. શેફાલીને મળવાની ઇચ્છા પ્રકટ કરી. વિજયકુમાર મેળવવાને સમ્મત થયો.

તારા—

"નાથ ! આ સુખ શું સ્થાયી રહેશે ? કોઇ જાણે મારા અંતરમાંથી મને કહી રહ્યું છે કે:—"અભાગિની ! તારૂં આ સુખ રહેશે નહિ. ત્યારે શું પાછો કાળાં વાદળાં આ સુખ ચંદ્રિકાને ઢાંકી દેશે ? નાથ ! તમે જોડે હશો તો હું સઘળા કલેશોને સહન કરી શકીશ. હું રાજ્ય ચાહતી નથી, અર્થ અથવા સંપત્તિને ઇચ્છતી નથી, કેવળ તમનેજ ચાહું છું, તમને ઇચ્છું છું. વિધાતાએ સુખથી પણ શું મને વંચિત કરશે ?"

વિજયકુમાર—

"તારા ! આપણા દુઃખના દહાડા વીતી ગયા છે. હવે દુઃખ આવશે નહિ. મહા પુરુષ પરમાનંદ સ્વામીએ આશીર્વાદ આપ્યા છે કે:—"થોડા વખતમાંજ આપણે પરમ સુખે સુખી થઇશું. મનુષ્યજન્મમાં સંસારમાં જે ઉચ્ચ સુખ મળવવાની સંભાવના છે, તેનોજ

આપણે ઉપભોગ કરી શકીશું એ વખત પણ હવે નજીકમાં આવી લાગ્યો છે.”

તારા, મહા પુરૂષનાં ચરણોમાં, ફિદેશથી પ્રણામ કરી બોલી કે:- “ મહાપુરૂષનાં વચનો અવ્યર્થંજ ગણાય છે.”



## પ્રકરણ ૯ મું

### દરબાર



આ શહેરમાં દરબાર ભરાવાનો છે, અને એનો દિવસ પણ મુકરર થઇ ગયો છે. બંગાલાપર વિજય મેળવવાનો બંદોબસ્ત કરવાનોજ એ દરબારનો મુખ્ય હેતુ છે. એ સાથે મુંજ મહારાજાને જાગીર આપવાનું અને એક મનસબદારની પદવી તથા સન્માનમાં કરવાનું પણ નક્કી થયું છે. અરવલ્લીપર્વતની તળેટીમાંના જંગલમાં એક જંગલી જાતિનું મોટું ટોળું પ્રબળ થઇને જોધપુરની નજીકના બાદશાહના તાબાનાં સ્થાનમાં અત્યંત ઉત્પાત આદરીને ત્યાંની પ્રજાને પીડિત કરવા માંડયું હતું. બાદશાહે તેમની દુષ્ટતાથી અસ્થિર થઇને મુંજ મહારાજને તેમનું દમન કરવાની આજ્ઞા કરી હતી. મુંજ મહારાજે તેમના પ્રતાપનો સમૂળગો નાશ કરીને, બાદશાહી દરબારમાં સમાચાર મોકલી આપ્યા. બાદશાહ એથી હદબેહદ ખુશ થયો. એ ઉપકારના બદલા માટે, મુંજને એ જાગીર મળવાની તથા એક મનસબદારના મુખ્ય સેનાપતિના કરતાં વધારે સન્માન મળવાની સંભાવના છે. લોક વાયકા એવી સંભળાતી હતી કે, સામાન્ય મનસબદાર રાજાધિરાજ થશે. બાદશાહની હીલચાલથી એવું માલુમ પણ પડી આવ્યું હતું. પરંતુ એ વ્યક્તિનું નામ કોઈના જાણવામાં નહોતું. સઘળા ઉત્સુક નયને એ અપૂર્વ લીલા જોવા માટે વાત જોઇ રહ્યા. છે. મુકરર કરેલા દિવસે દરબારગૃહમાં લોકોની મોટી મેદની એકઠી થઇ. રાજપૂતાનાનો અને અન્યાન્ય સ્થાનોનો રાજન્ય વર્ગ આવ્યો હતો; અને ભીલપતિ મુંજ મહારાજ પણ તેમની સહુની સાથે આવ્યો હતો. સમરેન્દ્રનારાયણ ‘વિજયકુમાર’ આ દરબારમાં હાજર હતો. અમો હવેથી સમરેન્દ્રનારાયણને વિજયકુમાર કહીનેજ ઓળખાવીશું. અત્યારે શુદ્ધ તારાસુંદરી અને રાયમહા-

શયની પાસેજ વિજયકુમાર રહ્યો નથી, બાદશાહના દફતરમાં પણ વિજય કુમારના નામથી પરિચિત થયો છે.

નકીબ પોકારી ઉઠયોઃ—

"દિન દુનિયાના માલિક શહેનશાહના હુકમથી બંગાળા દેશના વિજયના બંદોબસ્ત માટે નિમાયલા રાજા રતિકાંતરાયની દેખરેખ તળે, દેશીય જન સાધારણના એકઠા કરેલા સૈનિકોના સેનાપતિ તરીકે, મનસબદાર વિજયકુમાર ઉર્ફે સમરેન્દ્ર નારાયણને સ્વીકારવામાં આવ્યા છે. યુદ્ધના ચાલુ ખર્ચને માટે, દેશી પ્રતિનિધિ રાજા રતિકાંતરાયના હાથમાં પચાસ હજાર સોના મોહોરો આપવાનું ફરમાવવામાં આવે છે. વિજયકુમારની રાજભક્તિના વિશેષત્વથી અવગત થઇને તેમની કાર્યદક્ષતા તથા શૌર્ય વીર્યના જોઇને તેના પુરસ્કારરૂપે તેમને બંગાળામાં આવેલું સદર જિલ્લાનું આદિપુર પરગણું કે જેની વારસિક આવક પચાસ હજાર મોહોરો છે, તે જાગીર દાખલ આપવામાં આવે છે અને એની સાથે મહારાજાનો માનવંતો ખિતાબ પણ આપવામાં આવે છે. મહારાજા વિજયકુમાર ડંકા નિશાન અને નગારાંનો વ્યવહાર કરી શકશે. વિજયકુમાર સાધારણ સ્થિતિમાંથી મહારાજા થયા છે, એટલા માટે તેમનું પરચચુરણ ખર્ચ ચલાવવા તથા રાજસન્માન સાચવી રાખવા માટે સરકારમાંથી ચાળીસ હજાર રૂપિયા તેમને આપવામાં આવે છે. એ રૂપિયા બંગાળા તરફ રવાના થતાં પહેલાં તેમ તે આપવામાં આવશે. ઉમાશંકરરાય ચૌધુરીની સઘળી મિલ્કત વિજયકુમારને આપવાનો હુકમ થયો છે. વિજયકુમાર, રાજા ટોડરમલ્લ અને વિક્રમજિતનો માણસ હોવાથી માનસિંહ ઇર્ષાન્વિત થઇને મૃદુસ્વરે બોલી ઉઠયોઃ—"સાધારણ માણસ પ્રત્યે સમુદ્રવત્ અનુગ્રહ?"

આ વાત બાદશાહના કાને પહોંચી. તેણે કાંઇ પણ ન કહેતાં નકિબના તરફ કટાક્ષપાત કર્યો. નકીબ બાદશાહનો મનોભાવ સમજી-જવાથી, ઉંચા અવાજે બોલી ઉઠયોઃ—"જહાંપનાંહનું ફરમાન અલંઘનીય છે. જ્યારે જે કોઇ બંગાળાનો નવાબ થશે, તેને બાદશાહનો સહી શિક્કાવાળો હુકમ તામિલ કરવો પડશે, નહિ તો પછી તે ઉલટો સખ્ત સજાને પાત્ર થશે."

માનસિંહે શરમનું માર્યું માથું નમાવી દીધું. વિજયકુમારે ચિતોડના યુદ્ધમાં સમરેન્દ્રરૂપે બાદશાહના પ્રાણની રક્ષા કરી હતી, એ અસીમ ઉપકારના બદલા તરીકે, આ અસાધારણ અનુગ્રહ પ્રાપ્ત થયે

છે, એવું રાજા ટોડરમલ્લ અને વિક્રમજિત વગેરે એકાદ બે બાદશાહના છેક વફાદાર અને વિશ્વાસુ અનુચરો સિવાય બીજાું કાંઇ પણ જોવાનું નહોતું, બાદશાહ ગુપ્ત આઘાત કરી જયમલ્લને મારવા જતાં મોટી આફતમાં આવી પડયો હતો, એ આફતમાં તેને જરૂર જીવ ગુમાવવો પડત. વિજયકુમારે એવી સખ્ત આફતમાંથી, ઘોર ઘાતકી જલ્લાદોના પંજામાંથી બાદશાહનો જીવ બચાવ્યો હતો. બાદશાહે ખુલ્લી રીતે તેના ગુણ જાહેર કરવાને અસમર્થ થઇને, કૃતજ્ઞતાના અનુરોધથી વિજયની આવી અસીમ ઉન્નતિનો બંદોબસ્ત કર્યો હતો. એથી સર્વે લોકો વિજયકુમારની આવી અણધારી ઉત્પત્તિ જોઇને ચમત્કૃત થયા. માનસિંહે એનાથી બિન્દુ વિસર્ગ પણ જાણીતો નહોતો. એટલા માટે તે પણ હદ બેહદ અજાયબ થયો.

નકિબ ફરીવાર બોલ્યોઃ—

"મહારાજા વિજયકુમાર, શહેનશાહના તાબાના, જાગીરદાર અને જમીનદાર થયા છે, એટલા માટે રાજભક્તિ પ્રકટ કરશે અને સરકારના હિતાકાંક્ષી થશે. જરૂરને વખતે પોતે અથવા સૈન્ય સામંતદ્વારા યુદ્ધ વિગ્રહના કાર્યમાં, સરકારને સહાય કરશે. એમાં જે કાંઇ ખર્ચ થશે, તે તેમને પોતાની આવકમાંથી ઉપાડવો પડશે. તો પણ માગણી કરવાથી વિજયકુમાર બંગાળાના નવાબ પાસેથી એક વરસને વાયદે પચાસ હજાર મોહોરો આગળથી લઇ શકશે."

રાજા રતિકાંતરાયના વિષય કાર્યમાંથી નિવૃત્તિ મેળવવા માટે જ્યારે તેઓ ઇચ્છા દર્શાવશે, ત્યારે તેમની જમીનદારી તેમના જમાઇ વીરેન્દ્રનારાયણને આપવામાં આવશે. વિરેન્દ્રનારાયણને પણ રાજા જો ઉપાધિ આપવામાં આવે છે, અને ચાલુ યુદ્ધમાં વિજયકુમારના તાબા તળે તેના સહકારી સેનાપતિનું પદ મંજુર કરવામાં આવે છે. સઘળા એકી સાથે એકી અવાજે "કરામત" "કરામત" કરી ઉઠયા. કોઇ કોઇ દિલ્હીશ્વરોહવા જગદીશ્વરહવાના સ્વરથી ગગન વિદીર્ણ કરવા લાગ્યા. વિજયકુમાર કુર્નિશ વરતો કરતો આગળ ચાલ્યો અને રૂમાલદ્વારા બંને હાથ બાંધીને બાદશાહની સ્હામો ઉભો રહ્યો. બાદશાહે ઇષત્ હાસ્ય કરીને એકવાર કટાક્ષ કર્યો. વિજય ફરીવાર સ્હામેથી કુર્નિશ કરતો કરતો પાછો ફરી આવ્યો.

નકિબ, ફરીવાર ઉંચીને બોલવા લાગ્યોઃ—

"ભીલપતિ મુંજ મહારાજા શહેનશાહના ને ખાસ સંતુષ્ટ કર-

વાથી, દિન દુનિયાના માલિક જહાંપનાહે તેને જોધપૂરની પાસેની સરકારી ભૂમિ, જાગીરદારી કે ભેટ આપી.

ભીલરાજ, કુર્નિશ કરતો કરતો બાદશાહની પાસે આવી પહોંચ્યો. બાદશાહે પહેલાંની પેઠે ઈષત્ હાસ્યની સાથે કટાક્ષ કરવાથી, મુંજમહારાજ કુર્નિશ કરતો કરતો પાછો ચાલ્યો આવ્યો. દરબાર બરખાસ્ત થયો.

## પ્રકરણ ૧૦ મું

### ઉત્સવ



આજે મુંજમહારાજના આગ્રાના ભવનમાં નૃત્યગીતના મહોત્સવની તૈયારી થઈ હતી. તારાસુંદરીની સાથે શેફાલીનો આલાપ પરિચય કરાવવાના ઉદ્દેશથીજ, આ મહોત્સવની તૈયારી કરવામાં આવી હતી. તારાસુંદરીએ શેફાલીને મળવાની ઇચ્છા પ્રકટ કરવાથી, વિજયકુમારે મુંજમહારાજને એવા સમાચાર આપ્યા હતા. એ સંવાદાનુસારજ મુંજ, શેફાલીને સાથે લાવ્યો હતો. મુંજે આજના આ ઉત્સવ નિમિત્તે આગ્રાનાં ઘણાં માણસોને આમંત્રણ આપ્યું હતું. રાજા ટોડરમલ્લ, વિક્રમજિત, સુજનસિંહ, રતિકાંતરાય, તારાસુંદરી દેવી, શ્યામા, તારા, શશીમુખી અને રાય મહાશયનો પરિચારક વર્ગ આદિ સઘળાં લગભગ આવ્યાં હતાં. હરસુંદરી દેવી આવી શકી નહોતી. અને આવ્યો નહોતો રાજા માનસિંહ ગુંજકુંજાશે એમ ધારીને વિજયે ઘણી વાર પહેલાં આવીને કામકાજ દેખરેખનો ભાર સંભાળી લીધો હતો.

ભીલરમણીઓ ફૂલના અલંકારો તથા પોશાકથી સજ્જિતા થઈને સ્વર્ગની અપ્સરાઓની મૂર્ત્તિ ધારણ કરી લીધી હતી. ફૂલનાં કડાં, ફૂલના હાર વગેરે ફૂલના સઘળા અલંકારો તેમણે પહેર્યા હતા. કોઈ કોઈએ ફૂલના મુકુટો પણ મસ્તક પર ધારણ કર્યા હતા. મુકુટ ધારણ કર્યા હતા શેફાલિકા અને તેની સખી વિજળીએ અને મુકુટ રાખવામાં આવ્યા હતા શ્યામા અને તારાને માટે. શશીમુખીને મુકુટ પહેરવાનું કબુલ્યું નહિ. પરંતુ તારાસુંદરીને બળપુર્વક મુકુટ પહેરાવવામાં આવ્યો હતો.

સર્વાલંકાર વિભૂષિતા તારાસુંદરીએ આજે અલંકારની સાથે પુષ્પ મુકટ પરિધાન કરી, અપૂર્વ શ્રી શોભા ધારણ કરી હતી. શેફાલી અને વિજલી નૃત્ય કરવા માટે તારા અને શ્યામાને ખેંચતાણ કરતી હતી.

બંગાળીની કન્યાઓ નૃત્ય જાણતી નથી, પરંતુ ગાન ગાઇ શકે છે. સ્ત્રીઓના નૃત્યની પ્રથા બંગાળામાં નથી; રાજપૂતાનામાં છે; હિંદુસ્તાનના અન્યાય પ્રદેશોમાં પણ છે. આવા આવા અનેક વાંધા તારાસુંદરીએ ઉઠાવ્યા. પરંતુ તેની વાત કાણ કાને ધરે? શેફાલિ તારાને મેળવ્યા પછી ત્યાં શું કરવું, શો બંદોબસ્ત કરવો વગેરે અનેક બાબતોની તેની સાથે સલાહ કરતી હતી.

તે કયારેક કંઠ સાથે ભેટાડતી, ક્યારેક છાતીપર ખેંચતી, ક્યારેક બાજૂમાં બેસાડતી. આદરની સીમાજ નહોતી. તારાને મેળવવાથી તેને ઘણોજ આનંદ થયો હતો. આવાં સુખનાં સંમિલન તારાને બીજી કોઇપણ વેળાએ થયું નહોતું. તેની ઇચ્છા, આખી રાત્રિને નાચગાન અને આમોદમાં વીતાડવાની હતી. શશીમુખી ન્હાસી ગઈ, શ્યામાએ નૃત્ય કરવાનું કબૂલ્યું નહિ. તારા કોઇ પણ પ્રકારે છોડાવી શકે નહિ, તેમજ નૃત્ય પણ કરી શકી નહિ કારણ કે નૃત્ય કરતાં તો તેને આવડતુંજ નહોતું. તારા મોટા સંકટમાં આવી પડી હતી.

એ સમયે શેફાલી, મુંજમહારાજ અને વિજયકુમારને ફૂલોના શણુગારથી સજીને લઇ આવી બન્ને મહારાજાઓને શેફાલીના આગ્રહની રક્ષા કરવી પડી. તારાને નૃત્ય કરવું પડશે, એવું સાંભળીને વિજયકુમાર હસી હસીને થાકી ગયો.

શેફાલી જ્યારે સમજી શકી કે, તારા ખરી રીતે નાચવાનું જાણતી નથી, ત્યારે તેણે બે સિંહાસનો લાવીને, વિજય તથા તારાને પુષ્પમુકુટ શોભિત કરીને બેસાડયાં અને પોતે તે સિંહાસને વિંટળાઇને નૃત્યગીત કરવા લાગી.

મુંજે કહ્યું:—

"ત્યારે હું શું કરૂં?"

તારાએ કહ્યું:—

"ઇચ્છા થાય છે કે, અમારી સાથે નૃત્યગીતમાં ભાગ લો; નહિ તો આ રાજા–રાણીના પગતળે બેસી સ્વર્ગની શોભાનાં દર્શન કરો."

સ્વર્ગની શોભાજ છે! વિજયે આજે રાજવેશ ધાર્યો છે! મું-

જના ઉત્સનમાં આવવું પડશે, એમ ધારીને રાજા વિક્રમજિતે આજે વિજયકુમારને પોતાના હાથે રાજવંશમાં સજ્જિત કર્યો છે અને તારાને માટે રાજ રાણીનો પોશાક મોકલી આપ્યો છે. તારાસુંદરી પણ એ પોશાક પહેરી આવી છે.

રાજા ટોડરમલ્લ, વિજય અને તારાનો વશ જોઈને ઘણોજ ખુશી થયો. તેણે કહ્યું કેઃ—"માનસિંહ આવ્યો હોત, તો વધારે સારૂં થાત. હિંસાથી સળગી મરત અને હું હસત."

શેફાલીએ રાજારાણીની ચારે તરફ વિંટળાઈને નૃત્ય કરવા લાગી અને ગાવા લાગીઃ—

રંગ સોરંગી લગૈયાં !
હમારે તો રંગ સોરંગી લગૈયાં !
ગાઉં ગઝલિયાં ને નાચૂં તથૈયાં ! સંગે ગોકુલની દુલ્હૈયાં !
બાલ પ્રમા તેને બુઝુસા દિનમાં ! જોબન રેણી ઝુલૈયાં !
ભક્તિને જ્ઞાન ! કરી રદ એકી ! એકી અભેદી લખૈયાં !
ફાટયું મગઝ અરુ ફૂટકયૂં જિગર બસ ! કરકે છે ઇશ્કે બજૈયાં !
સાગર ! ફર ભરનગર વચ્ચોવચ પકડીને સૈયાંની બૈયાં !

મુંજ અને શેફાલીએ બન્ને જ્યાં જેટલાં ફુલો હતાં, તે લાવીને રાજ દંપતીને ફુલમય કરી દીધાં.

ત્યાર પછી શેફાલિએ ફરીવાર ગાયુંઃ—

"તમે મહેમાન કુદરતના ! ભર્યો જ્યાં નર મઝાનો છે !
ધણી ફુલ બાદશાહતના ! તહીં તોટો કશાનો છે !
વિકટ કાટી-ફુટી જંગલ, બનાવી ચાંદની શી અવ્વલ !
ઘડયા સોનેરી ઘાટ અસલ ! અહા ! કીમીઓ મઝાનો છે !
મુવેલા આશકો ! આવો ! ભરી દિલ લીજીએ લ્હાવો !
કહે દિલ્દાર; બોલાવો—જુવો ! ખુલ્લો ઝનાનો છે !
ન આપ્યું કાંઇ ! ના લીધું ! હતું એવું દીઠું સીધું !
મટયું મરવું ! મરી દીધું ! અગર શોકર કઝાનો છે !
કુસુમ ચંદન લગાવી રાજવી મારા સજ્જે શણગાર આ સારા !
સ્વીકારી સુંદરી તારા જગેજગમાં વહાવો પ્રેમની ધારા !"

મુંજે સમધુર વનફળ અને નગરમાંથી મળેલાં વિવિધ મિષ્ટાન્નોનું નિમંત્રિત વ્યક્તિવર્ગને પરિતોષપૂર્વક ભોજન કરાવીને વિદાય કર્યો.

વિજય શેફાલીના અને ભીલોના વિનય તથા શિષ્ટાચાર આદિ સર્વથી મોહિત થયો. વિજય અને તારા સિવાય બીજાં માણસો ઘર તરફ પાછાં ફર્યાં.

શેફાલી કોઇ પણ રીતે તારાને છોડવા ચાહતી નહોતી, એથી લાચાર થઇને વિજયકુમારને મુંજ મહારાજને ત્યાં રોકાવું પડયું.

પ્રાતઃકાળમાં પાછો વિદાય થવાનો વખત આવી લાગ્યો. શેફાલી, તારાને વિદાયગીરી આપવાને કોઇપણ રીતે રાજી થઇ નહિ. તારા, રાજા વિક્રમજિતના આપેલા મણિમય અલંકારો અને રાજરાણીના પોશાકોની એક પોટલી બાંધી શેફાલીની પાસે જઇ બોલી કેઃ— "સખિ ! મને એક ભિક્ષા આપવી પડશે." આ સાંભળી શેફાલી હસી પડી. હસી હસી આકુળ થઇ. જંગલી ભીલ રમણી સુસભ્ય રાજરાણીને શી ભિક્ષા આપી શકે? તેની પાસે આપવા જેવું પણ શું છે ? વળી એ આપી પણ શું શકે ?"

શેફાલીના આવા પ્રશ્નોના પ્રત્યુત્તરમાં તારાએ જણાવ્યું કેઃ— "કહે સખિ! હું જે માગીશ તે આપીશ ? મારૂં વચન પાળીશ ?" સરલ શેફાલી હમેશાં સ્વભાવની ગોદમાં પાલિત થઇ હતી; સંસારીઓનાં કારસ્થાનને તે જરાપણ જાણતી નહોતી. વચન પાળીશ, કહીને સત્યના બંધનમાં તે બંધાઇ; તેણે જેવી રીતે કહ્યું કે, હું અવશ્ય વચન પાળીશ, તેવીજ રીતે તારા એ પણ તરતજ પેલી પોટલી તેના હાથમાં આપીને કહ્યું કેઃ—" સખિ ! સ્નેહનાં સંભારણાં દાખલ આ સર્વ વસ્ત્રાલંકારોને તારે તારા અંગપર ધારણ કરવાં પડશે."

સત્યથી બંધાયલી શેફાલીએ કાંઈ પણ વાંધો ન ઉઠાવતાં આગ્રહની સાથે એ વસ્તુઓને ગ્રહણ કરી. વિજયકુમારે જોયું કે, તારા ચતુરાઈ ચલાવીને જીતી ગઇ ગઈ છે. તેણે પણ તરતજ રાજ–પોશાક, મોતીનીમાળા અને ઉષ્ણીષમા શોભતા સુંદર હીરકમણિ; મુંજની સન્મુખ રાખીને કહ્યું કેઃ—"સખે ! શેફાલીએ તારાનું માન રાખ્યું છે; આ સાધારણ વસ્તુઓ ગ્રહણ કરીને તું પણ મારૂં સન્માન સાચવ; નહિ તો હું ઘણોજ દિલગીર થઇશ," મુંજે વિજયકુમારની આપેલી વસ્તુઓને યત્નપૂર્વક ગ્રહણ કરીને કહ્યું કેઃ—" મિત્રની આપેલી આ ભેટ દિલ્હીના બાદશાહની આપેલી ખિલાત કરતાં પણ મુંજની પાસે વિશેષ મૂલ્યવાન છે. સખે ! મહાત્મન્ ! પ્રાણદાતા ! મુંજના આરાધ્ય દેવતા ! અધમ મુંજને સ્મરણમાં રાખશો કે ?"

વિજયકુમારે કહ્યું:—" સખે ! આ જીવનમાં તારા જેવા મિત્રને ભૂલી શકીશ નહિ. "

ત્યાર પછી બન્ને જણા ઘણીવાર સુધી ગાઢ આલિંગન કરી ઉભા રહ્યા. છેવટે વિજયકુમારે રડતાં રડતાં અશ્વારોહણ કર્યું. મુંજે આંસુની ધારાઓથી છાતી ભીંજવી દીધી. તારાની પણ એવીજ દશા થઈ.

## પ્રકરણ ૧૧ મું

### વિદાય



વિજયકુમાર, રાજા વિક્રમજિતને ઘેર દશ વરસ સુધી પુત્રની પેઠે પ્રતિપાલિત થઇને આજે વિદાય લેવા આવ્યો છે.

વિજયકુમાર:—

" પિતઃ ! અકૃતજ્ઞ સમરેન્દ્ર, સ્વકાર્ય સાધન કરી આજે નિષ્ઠુર થઇ વિદાય લેવા આવ્યો છે. તેની બન્ને આંખોમાંથી અવિરલ ધારાથી આંસુ વરસી રહ્યાં છે. "

વિક્રમજીત:—

" વત્સે! સુખ પછી દુઃખ, આલોક પછી અંધકાર અને શાંતિ પછી અશાંતિ હમેશાં ચાલીજ આવે છે. તું જો અકૃતજ્ઞ અથવા નિષ્ઠુર હોત, તો કદાપિ તારી આવી અણધારી ઉન્નતિ થાત નહિ. "

વિજયકુમાર:—

" પિતા ! પ્રતિપાલક ! આશ્રયદાતા ! સમરેન્દ્રની આવી આશાતીત બહાગની ઉન્નત્તિનું મૂળ કારણ કોણ છે ? કોના અનુગ્રહથી આ સહાયસંપતિહીન બ્રાહ્મણ કુમારને આજે રાજ્યનો, યશનો અને સન્માનનો લાભ મળી શકયો છે ? હું નથી કહી શકતો કે પૂર્વ જન્મમાં કયા પુણ્યબળથી આવા સદાશય અને કરુણામય દેવતાનો આશ્રય મેળવી શકયો હતો. હું નથી જાણી શકતો કે કયા સુકાર્યના સંચયથી બાળપણમાં માતા પિતાના સ્નેહથી વિચ્યુત થવા છતાંપણ પરમ કરુણાના આધાર અભિન્ન માતા પિતાને મેળવી શકયો હતો. "

વિક્રમજિત:—

"ભાઇ ! તું મારો પુત્ર છે. તને પુત્ર ધારીનેજ, જે કાંઇ કરવું જોઇએ તે કર્યું છે. એમાં કાંઇ ખાસ અલૌકિક અથવા અજાયબ

કામ કર્યું છે, એમ નથી. મેં તારા રૂપગુણપર મુગ્ધ થઇને, પુત્રના પદપર સ્થાપીને તારૂં પાલન કર્યું છે. એ પ્રતિપાલનમાં કોઇપણ પ્રકારનો સ્વાર્થ નહોતો, તેમ નથી. એ સ્વાર્થ શો હતો, તે તું જાણે છે? સ્વાર્થ બીજો કશો નહોતો, કેવળ પુત્ર સ્નેહ જ હતો. લોકો પુત્ર સ્નેહથી બાધ્ય થઇને જે કાંઇ કરે છે, એજ મેં પણ કર્યું છે અને એથી મારા આત્માને આનંદ પણ મળ્યો છે. જગત્‌માં એક માત્ર પુત્રને માટેજ લોકો પોતાના સ્વાર્થનો ત્યાગ કરી શકે છે, બીજા કોઇને માટે પણ ત્યાગ કરી શકતા નથી. બાબરશાહે પોતાના પુત્ર હુમાયુનના જીવનની રક્ષા માટે, પોતાના પ્રાણનો ઉત્સર્ગ કર્યો હતો. સુખ મેળવ્યું હતું એમ ધારીને ભારતનું સામ્રાજ્ય અને એ ઉપરાંત પ્રાણ પણ આપ્યા હતા. મેં પણ મારા સુખને માટે એવીજ રીતે તારે માટે જે કાંઇ કરવાનું હતું તે કર્યું છે. તોપણ તારી સાથેનો આ પિતા પુત્રનો સંબંધ, પૂર્વ જન્મના કોઇ નિગૂઢ બંધનના ફળરૂપ છે, એમાં તો જાણે કાંઇ સંદેહજ નથી. સારાંશ કે તું અતિ યોગ્ય પુત્ર છે. વિદ્યા બુદ્ધિ વિનય વગેરે સદ્‌ગુણથી વિભૂષિત છે. તારી ઉન્નતિ ન થાય, તો પછી બીજા કોની ઉન્નતિ થાય? પરમહંસ જેના પતિ કૃપાવાન છે, તે કદાપિ શું અયોગ્ય અથવા અધાર્મિક હોઇ શકે ખરો કે? હું તારા જેવા પુત્રનો પિતા થઇને મને પોતાને ધન્ય માનું છું."

વિજયકુમારઃ

"દેવ! આપ આપના ગુણથી ગમે તેમ કહો પરંતુ હું આપની પાસે સદાને માટે ઋણી છું. એ ઋણનો બદલો હું આ જીવનમાં કદાપિ વાળી શકું તેમ નથી. હું પુત્ર થઇને કેવળ મારૂં પોતાનું કાર્ય પૂર્ણ કરી ચાલ્યો જાઉં છું, પુત્રની ફરજ લેશ માત્ર પણ બજાવી શક્યો નથી. હું ભક્તિભાવે પિતાને જે પ્રકારે પ્રણામ કરવા જોઇએ તે પણ કરી શક્યો નથી."

વિક્રમજિતઃ—

"એવી વાત કહીશ નહિ. તું બ્રાહ્મણ છે, હું ક્ષત્રિય છું. પૂર્વ જન્મમાં તું મારો પુત્ર હતો, એમ ધારવામાં આવે તોપણ આ જન્મમાં તું મારો પ્રણમ્ય છે. એવી વાત કહેવાથી મને પાપનો સ્પર્શ થશે."

વિજયકુમારઃ—

"મેં નામના સંબંધમાં પણ મોટો ગોટાળો કરી નાખ્યો છે. એથી પણ મારી સરળતા પ્રકટ થઇ નથી."

વિક્રમજિતઃ—

"અમો તને સમરેન્દ્ર તરીકેજ ઓળખીએ છીએ અને એ નામથીજ ઓળખાવીશું. નામના સંબંધમાં કશીપણ પ્રતારણાજ થઇ નથી. યોગીદત્ત નામ ફેરવીને સ્વામિજીની અનુમતિ મૂજબ મેંજ તારૂં સમરેન્દ્ર નામ પાડયું છે. એમાં તારો શો દોષ છે? હવે જા વત્સ! અંતઃપુરમાં જા, તારી માતૃદેવીની પાસેથી વિદાય લઇ આવ. એ પણ રાજપૂત રમણી છે; તે અવશ્ય મારી પેઠે દૃઢ થઇને વિદાય આપી શકશે. પછી રાજા ટોડરમલની પાસેથી વિદાય લેજે."

"જનનિ! હતભાગ્ય સંતાન વિદાય લેવા આવ્યો છે; એમ કહીને વિજયકુમારે અંતઃપુરમાં પ્રવેશ કર્યો.

વિક્રમની પત્નીએ કહ્યુંઃ—

"આવ! ભાઇ! આવ! હું બધું જાણું છું. મહારાજની પાસેથી વિદાય લીધા કે?"

વિજયકુમારઃ—

"હા, મા! મારા પિતાની પાસેથી વિદાય લીધા છે. મા! અયોગ્ય સંતાન કેવળ વિરક્ત કરીનેજ વિદાય થાય છે. પુત્રનું કાર્ય કશું પણ કરી શકયો નથી."

"ભાઈ! પુત્ર સુખી થવાથીજ માતાપિતાને પરમ સુખ મળી શકે છે. તેં ધર્મના માર્ગે ચાલીને હદબેહદ ઉન્નતિ મેળવી છે, એના કરતાં અમોને બીજું કયું સુખ હોઈ શકે? તારી ઉન્નતિ કરવામાં જ તેં પુત્રનું કાર્ય બજાવ્યું છે. આજે જો તું તુચ્છ, દીન, હીન થઇને દુર્દશા ભોગવતો હોત, તો અમારી યાતનાનો અવધિ રહેત નહિ."

વિજયઃ—

"મા! મારે માતા નથી, પરંતુ તમારો અકૃત્રિમ સ્નેહ મળવાથી મને એ દુઃખ માલૂમ પડયું નહોતું! હવે હું તમારા અનંત સ્નેહથી જૂદો થઇને શી રીતે રહી શકીશ?"

"માતા! રસ્તાના કંગાલને ઉછેરીને મનુષ્ય કર્યો છે; મનુષ્યજ નહિ, માતા! એ સાથે રાજ રાજેશ્વર પણ બનાવ્યો છે! હું એનો શો બદલો વાળી શકીશ, માતા!"

"માતા! મારાથી તમને ત્યાગીને શી રીતે જઈ શકાશે! હું વારંવાર વિચાર કરૂં છું કે, હવે એ દેશમાં જઇશ નહિ. બાદશાહનું સૈન્ય આ સ્થળેજ રોકાઇ જશે. એથી માતૃસ્નેહથી મારે વિચ્યુત થવું પડશે નહિ."

વિક્રમગૃહિણીઃ—

"ગાંડારે ગાંડા! એવું તે કદાપિ થઇ શકતું હશે કે? તું બંગદેશના મસ્તકરૂપ થયો છે. એવી ઉંચી પદવી છોડીને તું અહીં એક સાધારણ સિપાઇનું કામ કરીશ? ના ભાઇ! જા, રાજ્ય અને ઐશ્વર્યનો ઉપભોગ કર. હું રાજમાતા થઇને પરમ સુખિની થઈ છું. માટે ભાઇ! હવે જલ્દી વિદાય થા. મારી ઘણા દિવસ થયાં કાશી, ગયા અને જગન્નાથજીનાં દર્શન કરવાની ઇચ્છા છે. અત્યારે તું બંગાળા દેશનો ઉપરી થયો છે, એટલે જગન્નાથધામ જવામાં મને ઘણીજ સગવડ પડશે."

વિજયઃ—

"મા! જગન્નાથ ક્ષેત્ર જતી વેળાએ બંગાળા આવવું પડશે. કહો જોઇએ એ સમયે એક વાર આપ આપના સંતાનના ગૃહે પધારશો કે?"

વિક્રમની પત્નીએ કહ્યુંઃ—"ભાઇ! હું રાજપત્ની હતી, હવે રાજમાતા થઇ છું. રાજમાતા થઇને તારે ઘેર થોડા દિવસ રહીશ, અને એમાં હું મારૂં સૌભાગ્ય માનીશ."

વિજયે મસ્તક નમાવીને કહ્યું કેઃ—"મા! એથી હું ઘણોજ સુખી થઇશ."

વિક્રમની પત્નીએ કહ્યુંઃ—"ભાઇ! જગદીશ્વરની પાસે પ્રાર્થના કરૂં છું કે, તું પુત્ર, પાૈત્રાદિ પામીને પરમ સુખી થા, પરમ આનંદે રાજત્વ કર."

વિજયે કહ્યુંઃ—"આપના આશીર્વાદને શિરપર ચઢાવું છું. તમારા જેવી દયામયી માતાના આશીર્વાદથી પુત્રનું અવશ્ય કલ્યાણ થશે."

વિક્રમની ગૃહિણીએ કહ્યુંઃ—"ભાઈ સમરેન્દ્ર! તારા નાના ભાઇની પત્ની તને પ્રણામ કરે છે."

વિજયકુમારે કહ્યુંઃ—"વહુ! હું આશીર્વાદ આપું છું. તમારો બાળક મહારાજાધિરાજ થઇને પિતા, પિતામહના નામને ઉજ્જવલ કરો." આમ કહીને વિક્રમગૃહિણીને તેણે ફરીવાર કહ્યુંઃ—"મા! બધાની પાસેથી વિદાય લીધા, પરંતુ અણુસમજુ બાળકને હું શી રીતે સમજાવું? તેને છોડીને જતાં મારી છાતી ફાટી જાય છે, મા!"

વિક્રમ ગૃહિણીએ કહ્યુંઃ—"અહા! બાળક બિચારો તારા વિના

બીજા કોઇને જાણતો પણ નથી ! તેને સમજાવવો બહુ મુસ્કેલ થઈ પડશે. "

વિજય:—" મા ! મારે હજી સુધી સંતાન થયાં નથી, પરંતુ એ પહેલાંજ સંતાન વાત્સલ્ય શું છે, તે હું આ બાળકને લીધે સમજી શકયો છું, હું બધાંને સમજાવી શકયો છું, પરંતુ આ બાળકને શી રીતે સમજાવી શકીશ ?"

"આમ કહી વિજયકુમાર વિક્રમગૃહિણી પાસેથી વિદાય લઈ અંતઃપુરમાંથી બહાર આવ્યો. એ સમયે ટોડરમલ્લ સાથે તેની મુલાકાત થઇ. તેણે તરતજ તેને કહ્યું કે:—" હું મહારાજની પાસેથી વિદાય લેવા આવતો હતો. પિતા અને માતાની પાસેથી વિદાયગીરી લીધી છે. બાળકે પણ આપી છે. "

ટોડરમલ્લ:—" સમરેન્દ્ર ! તારી આવી ઉન્નત્તિથી અમો હદ બે હદ ખુશી થયાં છીએ. જો કે તને વિદાય આપતાં દિલગીરી થાય છે, પરંતુ તારા સુખ સૌભાગ્યનો વિચાર કરીને અમો એ કષ્ટને શાંત કરી શકીએ તેમ છીએ. ઇશ્વરની પાસે પ્રાર્થના કરૂં છું કે, તું ધર્મ માર્ગે ચાલીને આ સુખ સમૃદ્ધિનો ઉપભોગ કર. "

વિજય:—" મહારાજ ! મારી જે કાંઇ ઉન્નતિ થઇ છે, તે આપની દ્વારાજ. આપે રસ્તાના ભિખારીને પકડીને રાજ્યાસન સોંપી દીધું છે. "

ટોડરમલ્લ:—" સમરેન્દ્ર ! તું રસ્તાનો ભિખારી હો અથવા ગમે તે હો, પરંતુ આ ઉચ્ચપદને માટે સર્વાંશે યોગ્યજ છે. અમો તારી આ ઉન્નત્તિના પૃષ્ટપોષકો છીએ ખરા; પરંતુ માનસિંહ સિવાય, બીજું કોણ તારૂં પૃષ્ટપોષક નથી ? બાદશાહી દરબારના લગભગ તમામ લોકો તારી ઉન્નત્તિથી ખુશી થયા છે. નાખુશ થયો છે કેવળ માનસિંહ ! એ બિચારો ઇર્ષાથી દગ્ધ થઇ રહ્યો છે ! તું અમારો માણસ છે, એટલા માટે તેના મનમાં આટલી બધી ઇર્ષા પેદા થઇ છે. પરંતુ હું એની દુર્દશા જોઇને ઘણો ખુશી થયો છું. દુઃખનો વિષય એ છે કે, ઘણું કરીને માનસિંહ પાછો બંગાળાની મસનદપર બિરાજવા જાય છે. "

વિજયે કહ્યું:—

" બંગાળાનો બાદશાહ જ્યારે મારી વિરૂદ્ધમાં હથિયાર ઉઠાવશે, ત્યારે મારે અનેક અસુવિધાઓ વેઠવી પડશે. "

ટોડરમલ્લે કહ્યું:—

" અસુવિધા શાની ? તું અવશ્ય તારી પદવીને છાજતું સન્માન સાચવીને ચાલજે. પરંતુ એટલું પણ ખાસ યાદ રાખજે કે, માનસિંહ પદમર્યાદામાં ગમે તેટલો ઉચ્ચ હોવા છતાં પણ તેનું હૃદય તેવું ઉચ્ચ નથી, અને એથી કરીને એ બાદશાહનો અપ્રિય થઇ પડયો છે. માનસિંહ મનમાં ને મનમાં બાદશાહનો પરમ વિદ્વેષી છે. બાદશાહ પણ તેને એવીજ નજરથી જૂએ છે. શાહજાદા સલિમશાહનો પણ એવોજ ભાવ છે. બીજી એક વાત બરાબર લક્ષમાં રાખજે કે, દરબારમાં બે મુખ્ય પક્ષ છે. એમાંનો એક પક્ષ માનસિંહનો છે, તથા બીજો પક્ષ અમારો છે. અમો રાજભક્ત અને રાજ્યના હિતાકાંક્ષી છીએ; પરંતુ માનસિંહ એવો નથી. એની આંતરિક ચેષ્ટા, હાલના બાદશાહનું મરણ થયા પછી પોતાના ભાણેજ સુલતાન ખુશરૂને સિંહાસનપર બેસાડવાની છે. પણ એથી શું બાદશાહ અથવા સુલતાન સલિમશાહ સંતુષ્ટ થઇ શકશે કે ? એ બધું ગમે તેમ હો, પરંતુ જો કદાચ કાંઈક આફત આવી પડે, તો વરતજ મારી પાસે તેની ખબર પહોંચાડી દેજે; એટલે તારી તમામ આફતોને દૂર કરવાની હું બનતી કોશિશ કરીશ. હવે બંગાળા જવામાં વિલંબ ન કરતાં સત્વર રવાના થવાની તૈયારી કર. હાલના બંગાળાના વિજયથી બાદશાહની સાથે કદાચ અમારે બંગાળામાં આવવાનું થાય તો તે સંભવિત છે. જો મારે આવવું પડશે, તો હું તને ત્યાંના ઘણા વિષયનું જ્ઞાન આપીશ અને એ સાથે રાજનીતિનો યોગ્ય ઉપદેશ પણ આપીશ. "

આમ કહીને ટોડરમલ્લ ત્યાંથી ચાલ્યો ગયો. વિજયકુમાર પણ પોતાના પરિચિત બાળકને મળવા માટે આતુર થઇને એ ઓરડામાં તેના આગમનની વાટ જોતો બેસી રહ્યો.



# પ્રકરણ ૧૨ મું.

## મહાત્માનો ઉપદેશ.

રાજા રતિકાંતરાય આગ્રાનું કામ પતાવીને બંગાળા તરફ જવાને તૈયાર થયો. બાદશાહી દરબારમાંથી તેના અને વિજયમહારાજના માટે નેવું હજાર નગદ સોના મોહોરો આવી. એ દરમ્યાન રાય મહાશયે પુનઃ એકવાર રાજા ટોડરમલ્લ અને વિક્રમજિતની સાથે મુલાકાત કરી. વિજયકુમારે પણ બંધુ બાંધવોની પાસેથી વિદાય ગ્રહણ કર્યો. મુંજ મહારાજ અને સુજનસિંહની પાસેથી વિદાય લેતાં તેને ઘણો કલેશ થયો. સરલ સ્વભાવનો મુંજ બાળકની પેઠે રડવા લાગ્યો. સુજનસિંહે પણ આંખનાં આંસુથી છાતી ભીંજવી દીધી. વિજયકુમારે નાના પ્રકા· આશ્વાસન ભરેલાં વચનોથી મુંજને સાંત્વન આપ્યું.

સુજનસિંહને સંબોધીને તેણે કહ્યું કે:—" ભાઈ! તારી સાથે ફરીવાર મુલાકાત થશે. હું થોડા વખતમાંજ તને બંગાળાના મુખ્ય સેનાપતિના સહકારી તરીકે જોવાની આશા રાખું છું. રાજા ટોડરમલ્લે મને એ આશા પૂર્ણ થવાની સંભાવનાની વાત કહી છે."

સુજનસિંહ અને મુંજ મહારાજને વિદાય આપી, વિજયકુમાર રાયમહાશયની સાથે આવી મળ્યો. આ વખતે જમીન માર્ગે જવાનું નક્કી થયું. મૃજ્જનકિ અને એજબહાદુરને મુનાયમખાંના મદદગાર તરીકે મોકલવામાં આવ્યા. સાથે વીસ હજાર મોગલ અને રાજપૂત સૈનિકો ચાલ્યા. બાકીના સૈનિકો સાથે રાજા ટોડરમલ્લને લઇ બાદશાહ પોતે રવાના થશે, એવો બંદોબસ્ત થયો.

વિજયકુમાર સૈનિકના વેશથી સુસજ્જિત થયો. બાદશાહ પણ બનાવટી કિરિચ, કમરબંધ અને ઉષ્ણીષ ધારણ કરીને, તૈયાર થયા. આજનો તેનો વેશ અપૂર્વ ભાસવા લાગ્યો.

વિજયકુમારની એ સૈનિકવેશમાંજ તારાની પાસે જવાની ઇચ્છા થઇ આવી. તારાસુંદરીએ તેને જોઇ મૃદુમૃદુ હાસ્ય કરતાં કરતાં કહ્યું કે:—" તથાપિ મમ સર્વસ્વ રામકમલ લોચન." વિજય તારાની પાસે

પરાજિત થઇને, જ્યાં આગળ શ્યામા ઉભી હતી, ત્યાં જઈ પહોંચ્યો. શ્યામા અપરિચિત સૈનિક પુરૂષને જોઇને ભયની મારી ચીત્કાર કરી ઉઠી. શ્યામાના ચીત્કારથી શશીમુખીએ આવીને સૈનિકના વેશમાં આવેલા વિજયકુમારને સંબોધીને કહ્યું કે:—

" મહાશય ! અમારા મહારાજા વિજયકુમાર બહાદુર અપરિચિત પુરૂષને પોતાના મકાનમાં આવેલો જોશે, તો મોટો અનર્થ થશે. એટલા માટે આપ સત્વર પલાયન કરો. "

વિજયકુમારે લજ્જિત થઇને કહ્યું કે:—" શશી બ્હેન ! હવે મશ્કરી કરવાની જરૂર નથી. હું હમણાંજ જાઉં છું. " જોતજોતામાં પાલખી અને ગાડી ઉભય આંગણુંમાં આવી પહોંચ્યાં. સર્વેથી પ્રથમ અશ્વરોહીઓનું એક દળ અને કેટલાક પાયદળ સૈનિકો હતા, અને વચ્ચમાં સ્ત્રીઓની પાલખી હતી. સહુથી આગળ વિજયકુમાર અને બેજબહાદુર અશ્વપર બેસી ચાલવા લાગ્યા. નકીખાં સહુની પાછળ રહ્યો. પ્રયાગધામમાં આવ્યા પછી રાયમહાશયની આજ્ઞાથી છાવણી સ્થાપવામાં આવી. રાયમહાશય, વિજયકુમાર, હરસુંદરી વગેરે સઘળાં સ્વામીના દર્શન માટે પગે ચાલીને ઋુસીના આશ્રમમાં આવી પહોંચ્યા.

સ્વામિજીએ સહુને સાથે આવેલાં જોઇને કહ્યું કે:—" તમો સર્વ બેસો, હું તમોને કેટલીક વાતો કહેવા ઈચ્છું છું. " તેઓએ સ્વામીની ચરણરજ ગ્રહણ કરીને આસન ગ્રહણ કર્યા !
સ્વામીજીએ કહ્યું:—

" વત્સરતિકાન્ત ! હવે તારી ધારણા સિદ્ધ થઇ છે. કામના અપૂર્ણ અથવા અર્દ્ધપૂર્ણ રહેવાથી, તપસ્થાનના માર્ગમાં જવાનું મુશ્કેલ થઈ પડે છે. જે વ્યક્તિ એવી રીતે કહે છે, તે તે દિશાને નષ્ટ કરે છે. તેને માટે નથી રહેતી તપસ્યા કે નથી રહેતો સંસાર. "

**देहेन्द्रियेसु नियताः कर्मगुणाः कुर्व्वते स्वभोगार्थं ।**
**नाहं कर्त्ता नममेति ज्ञानतः कर्म्मनैव बध्नाति ॥**

**मणिरत्नमाला.**

જીવ કર્મફળાનુસાર, દેહ ધારણ કરીને એ કરેલાં કર્મનું ફળ ભોગવે છે. હું કર્ત્તા નથી અને કોઇ વસ્તુ મારી નથી, એવું જ્ઞાન થવાથી, જીવ પુનઃ કર્મદ્વારા બંધાતો નથી. "

**अन्य शरीरेण कृतं कर्म्म भवेत् येन देह उत्पन्नः ।**
**तदवश्यं भोक्तव्यं भोगादेव क्षयोहस्य निर्द्दिष्टः ॥**

**मणिरत्नमाला**

કર્મ કરવાથીજ ભોગવવાના નિમિત્તે ફરીવાર શરીર ધારણ કરવું પડે છે. કર્મફળનો ક્ષય થવાથી, પછી શરીર ધારણ કરવું પડતું નથી, અર્થાત્ પછી જન્મ થતો નથી.

**ना भुक्तं क्षीयते कर्म्म कल्पकोटीशतैरपि ॥ श्रुति ।**

ભોગવ્યા વિના શત કોટી કલ્પે પણ કર્મનો ક્ષય થતો નથી.

અપૂર્ણ વાસનાના દુશ્છેદ્ય બંધનમાં બંધાઇને જીવ વારંવાર ક્લેશ ભોગવ્યા કરે છે.

તારી વાસના સંપૂર્ણ રીતે તારા પોતાના સ્વાર્થથી ભરેલી ન હોવા છતાં પણ જ્યારે તેમાં આત્મપ્રસાદ અને આત્મચરિતાર્થતાનો સંપર્ક છે, ત્યારે એ છેક નિરાપદ અને સહીસલામત નથી. વત્સ ! વાસનાનું ગમે તે પ્રકારે દમન કરવું જોઇએ; એમ ન કરવાથી તેનું ફળ અવશ્ય ભોગવવું પડે છે. ભોગના કરતાં સહજ ઉપાય બીજો કોઈ નથી. શાસ્ત્રના મત પ્રમાણે કર્મને સારૂં નરસું કશું પણ હોતું નથી. સ્વર્ગ અને નરક ઉભય સમાનરૂપે એની પાસે ઘૃણિત ગણાય છે.

**पुण्यकर्म्मनि स्वर्गं नरकं पापकर्म्मणि ।**
**कर्म्मबन्धमयी सृष्टिर्नान्यथा भवति ध्रुवम् ।**

**शिवसंहिता.**

પુણ્ય કર્મ કરવાથી સ્વર્ગ અને પાપ કરવાથી નર્ક ભોગવવું પડે છે. મહાત્માઓના મત મુજબ બંન્ને દુઃખનાં કારણ અર્થાત્ ઉભયને કર્મફળથીજ પાછાં શરીર ધારણ કરીને જન્મ ગ્રહણ કરવો પડે છે."

**धर्म्मेण गमनमूर्द्धं गमनमधस्ताद्भवत्य धर्मेण ।**
**ज्ञानेन चापवर्गो विपर्य्याद्दिष्यते बन्धः ॥**

**सांख्यकारिका ।**

સાંખ્યમત પ્રમાણે પણ ધર્માધર્મ કરવાથી સ્વર્ગ નરકમાં જવું પડે છે. અર્થાત્ કાંઇજ સારૂં નથી. કેવળ જ્ઞાનજ મોક્ષનો હેતુ છે. અજ્ઞાનતા રહેવાથી બંધન થાય છે અર્થાત્ વારંવાર જન્મમરણની દશા ભોગવવી પડે છે:

સાંખ્ય એમ પણ જણાવે છે કે,

**किं पुनरीश्वरने तत्व साक्षात् कारणे सिध्यत्यतीत आह ।**

પુરુષ કર્મશૂન્ય જ્યારે થશે, અને તત્ત્વ જ્ઞાનના પ્રભાવથી ધર્માધર્મ સમરૂપ પરિશૂન્ય પ્રકૃતિને ઉદાસીન ભાવે જ્યારે જોશે, ત્યારે તેના જન્મ મરણની નિવૃત્તિ થશે. અર્થાત્ પછી જન્માદિ થશે નહિ-

પાતંજળદર્શનકારે કહ્યું છે કે:—

तद्वैराग्यादपि दोष बीजक्षये कैवल्यम् ।

पातंजलदर्शनम्

જ્યારે વૈરાગ્યને માટે વિવેક અને જ્ઞાનમાં વિરક્ત થાય છે, ત્યારે મુક્તિ થાય છે,

વત્સ! મારા સંસારી શિષ્યવર્ગમાં સર્વના કરતાં તેંજ ઉત્કૃષ્ટ જ્ઞાન પ્રાપ્ત કર્યું છે. એટલા માટે તારો અધઃપાત થશે, એવું મારાથી શી રીતે કહી શકાય? ગમે તેમ હો, પણ હવે વિનાકારણ વખત ન વીતાડતાં સત્વર સંસારમાંથી વિદાય ગ્રહણ કર. વળી મારી આજ્ઞાથી તારે એક કાર્ય કરવું પડશે. તમારા સૌભાગ્ય યોગે, અત્યારે એ સુયોગ આવી લાગ્યો છે. ઘણા થોડા વખતમાંજ ગૌડનગરમાં ભયંકર મારામારી ઉભી થશે અને એથી કરીને ગૌડનો સદાને માટે ધ્વંસ થઇ જશે. અસંખ્ય મનુષ્યોએ ભયાનક મારામારીમાં માર્યા જશે. કાળો કેર વર્ત્તી જશે. લોહીની નીકો વહી ચાલશે. ભાઇ! આ વખતે તું દીન દરિદ્ર માનવો પ્રતિ દયા પ્રકટ કરીને એ સર્વ જીવોનું રક્ષણ કરજે તથા પરમ કરુણા નિધાન પરમાત્માને સંતુષ્ટ કરી તારૂં કર્તવ્ય બજાવજે. હરસુંદરી, શશી, અને મારા સંન્યાસી શિષ્યોમાંના ઘણાખરા તારા મદદગાર થશે. વિજય, વીરેન્દ્ર આદિ સંસારી શિષ્યો પણ એ સમયે ઘણું ઘણું પુણ્ય પ્રાપ્ત કરી શકશે. ”

મા હરસુંદરી! તને વિશેષ શું કહું? સ્ત્રી હોઇને તેં જે ઉન્નત્તિ કરી છે, તે અનેક જ્ઞાનવૃદ્ધ પુરુષો પણ કરી શકે તેમ નથી, તેં સંસારમાં રહીને વાસનાપર વિજય મેળવ્યો છે. સાંસારિક દુઃખ દારિદ્ર તને હેરાન કરી શકશે નહિં. તું સ્વામી તથા પુત્રના ગુમ થવાથી જરાપણ દિલગીર થઇ નથી, કન્યાનું અપહરણ થવા છતાં પણ દુઃખી થઇ નથી. બસ, હવે તારૂં કાર્ય પૂર્ણ થયું છે.સંસારમાં તું એક આદર્શ દેવીરૂપ છે. પ્રત્યેક આર્ય કુટુંબની પ્રત્યેક સ્ત્રીએ તારા જેવી પવિત્ર થવાની પરમ આવશ્યકતા છે. હું તને આશીર્વાદ આપું છું કે, ભગવાન તારૂં સદાસર્વદા આ લોક અને પરલોકમાં કલ્યાણ કરે.”

**अनेन विधिना सर्व्वांस्त्यस्त्यक्त्वा संगान् शनैः शनैः ।**
**सर्व्वद्वन्द्वविनिर्मुक्तो ब्रह्मण्येव्यतिष्ठते ॥**

**मनुसंहिता.**

દારા પુત્રાદિ સકળ વિષયમાંથી ધીમે ધીમે મમતા છોડીને અને માનાપનાદિથી વિમુક્ત થઇને, બ્રહ્મમાં વાસ કરજે. ગૌડ ભૂમિનું ઉપસ્થિત કાર્ય સમાપ્ત કરીને મારી પાસે આવવાથી હું તને સમાધિના યોગ્યસ્થાન હિમાલયની નિર્જન ગુફા બતાવી આપીશ અને જેવી રીતે સમાધિ કરવી જોઇએ. તેના સંબંધમાં ખાસ અગત્યનો ઉપદેશ પણ આપીશ. ”

**अभ्यास वैराग्याभ्यां तन्निरोधः ।**

**पातंजलदर्शनम्**

બન્ને બાજૂના પ્રવાહવાળી ચિત્તનદી, જેવી કરીને પ્રવાહ શૂન્ય થાય, એ પ્રકારે નિરોધ કરવો પડશે; અર્થાત્ વારંવાર અનુષ્ઠાન કરીને અભ્યાસ કરવો પડશે: અને વૈરાગ્યનો આશ્રય લઇને ચિત્તવૃત્તિને દબાવવાથી સમાધિ શીખી શકાશે !

“ વત્સે ! શશીમુખિ ! તું નિર્લિપ્ત કમળપત્ર જેવી છે ! તારૂં કાર્ય પૂરૂં થયું છે. તારે યોગ, યાગ કે તપસ્યા આદી કશું પણ કરવાનું હવે રહ્યું નથી. હું આખી જિન્દગી સૂધી સંન્યાસી રહીને જે કાંઈ કરી શક્યો નથી, તેમાં તું બાલિકા વયમાંજ સફળ થઈ છે. તારી પવિત્રતાની કાંઇ સીમાજ નથી. તારા જેવી ભાગ્યવતી બીજી કોણ છે ? પૂર્વ જન્મનાં મેળવેલાં કર્મફળથી તું આજે મુક્ત થઇ છે.

તું જે કાંઇ કરે છે, તે શોભી ઊઠે છે. સુખ દુઃખ, પાપ પુણ્ય લઇને યથેચ્છ ક્રીડા કરવાની શક્તિ તારામાં આવી ગઇ છે. ખરેખર તું મહા પવિત્ર દેવી છે !

**अश्नन यद्वा तद्वा संवीतोयेन केनचिच्छान्तः ।**
**यत्र क्वचन च शायी विमुच्यते सर्व भूतात्मा ॥**

**मणिरत्नमाला**

આત્મ તત્વને જાણનારી વ્યક્તિ જે ધારે તે કરી શકે છે. શયન ભોજનાદિમાં તેને કાંઇ વિધિ નિષેધ નથી.

**ब्रह्मण्याधाय कर्माणि संगं त्यक्त्वा करोतिय: ।**
**लिप्यते न स पापेन पद्मपत्र मिष्टिवान्तसा ॥**

**श्रीमद् भगवद्गीता**

જળ જેવી રીતે કમળપત્રમાં લિપ્ત થતું હોથી, તેવી રીતે જે કર્મફળ ઇશ્વરમાં અર્પણ કરીને આસક્તિશૂન્ય હૃદયે કર્મનું અનુષ્ઠાન કરે છે, તે પાપમાં લિપ્ત થતો નથી. ”

**राग द्वेषविनिर्मुक्तः सम लोष्ट्रास्म काञ्चनः ।**
**मुक्त इत्युच्यते योगी, त्यक्त संसार वासनः ॥**

**योगवाशिष्ठ**

જેને રાગ દ્વેષ નથી, જેને પત્થર અને સોનું સમાન જણાય છે, જેને સંસારની વાસના નથી, તેજ મુક્ત છે.

પાપનો અગ્નિ, સુખનો ઉલ્લાસ, દુ:ખનું દશન આદિ કાંઈપણ તારી પાસે માથું ઉંચું કરી શકશે નહિ. તારી નજરમાં માટી અને ચાંદીમાં જરાપણ ભેદ નથી. કાચ અને કાંચનમાં કશોપણ તફાવત નથી, લોઢા અને સોનામાં અંતર વિશેષ નથી, માટે તને બીજો ઉપદેશ આપવાની કશીપણ જરૂર નથી. તું અવિદ્યારૂપિણી માયાશક્તિને જીતીને ધર્મના જ્વલન્ત ઉદાહરણ સ્વરૂપ થઈ છે. કામના, વાસના અને લાલસાને વિસર્જન કરી આત્માને આરામ આપીલું વિચરણ કરી રહી છે. તારે અત્યારે **वसुधैव कुटुंबकम्**! જોયું થઇ પડયું છે.

વત્સ વિજયકુમાર ! તારે હજી અનેક કાર્યો કરવાનાં છે. તેં સંસારક્ષેત્રમાં સંસારપદ, માન. ઐશ્વર્ય અને ઉચ્ચસ્થાનનો અધિકાર કર્યો છે. યશ ગૌરવ અને પાંડિત્યમાં પ્રધાનતા મેળવી છે, વિનય, શિષ્ટાચાર અને સૌજન્યમાં તું અદ્વિતીય થયો છે; પણ હવે બરાબર સાવધાનતાથી જોઇ રહેજે. જોજે જ્ઞાન, ભક્તિ અને ધર્મચર્યામાંથી લેશ માત્રપણ ભ્રષ્ટ થઇશ નહિ. આ સંસારમાં તું સદા સર્વદા સુખી રહે અને તારી નામના અથવા ખ્યાતિને અમર કરવાને શક્તિમાન થા, એવી મારી અંત:કરણપૂર્વક આશિષ છે. બસ! એથી વિશેષ હું તને બીજું કશું પણ કહેવા ઇચ્છતો નથી. ”

**नोपकारात् परोधर्म स्वदेशस्य विशेषतः ।**

સ્મરણમાં રાખીને આત્માથી, સ્વજન, પ્રજા અને દેશના લોકોનો ઉપકાર કરજે અને પછીથી એ ઉચ્ચ વૃત્તિને વર્દ્ધિત કરીને, **वसुधैव कुटुंबकम्** ના સૂત્રને હૃદયમાં ધારણ કરીને કર્મ જીવનની શેષાંજલિ પ્રદાન કરજે. ”

વત્સ! તપસ્વીજીવન કરતાં ગૃહસ્થ જીવનને ઉતરતું અથવા હ-

લક્ષ્ય ધારીશ નહિં. ગૃહસ્થ જો સંસાર સમુદ્રના પ્રલોભનની-તરંગમાળામાંથી આત્મરક્ષા કરીને કાર્ય કરવાને સમર્થ થાય તો તરતજ ભગવાનના ચરણારવિન્દને મેળવી શકે; ભાઇ! આ વિષયમાં તું લેશ માત્ર પણ સંદેહ રાખીશ નહિ. સંસારમાં સર્વ દુઃખોનું મૂળ કેવળ એ દુષ્ટ સંદેહજ છે એ સંદેહના પરિણામેજ આ સંસારમાં અનેક પ્રકારના અનર્થો ઉત્પન્ન થાય છે.

**मौनाद्धि स मुनिर्भवति नारण्यवसनान्मुनिः ।**
**अक्षरं तत्तुयो वेद स मुनिः श्रेष्ठ उच्यते ॥**

**सनत्सुजातीय भाष्यम् ।**

જંગલમાં વસવાથી મુનિ થવાતું નથી. મુનિલક્ષણની (જેનામાં) સંપૂર્ણતા હોવાથી અર્થાત્ આત્મદર્શન જે મેળવી શકે છે, તેજ શ્રેષ્ઠ મુનિ છે.

સ્ત્રીપુત્રને સંતુષ્ઠ કરવાં જોઇશે, બંધુબાંધવોને પ્રસન્ન રાખવા પડશે, દીનદરિદ્રના ઉપર ઉપકાર કરવા પડશે. તેમ છતાં પણ એમાંના કોઇપણ મનુષ્યની માયાના બંધનમાં બંધાવું પડશે નહિ. કર્તવ્ય ધારીને કાર્ય કરવું પડશે. ભાઇ! જો તું આવો સંસારી થઇશ, તો સંન્યાસીના કરતાં પણ સારી પેઠે ખ્યાતિ મેળવી શકીશ. વળી હું તને ખાસ ભાર દઇને કહુંછું કે, સ્વાર્થ અને વાસનાને ત્યાગીને સંસારના કાર્યમાં તું હવે પાછો પ્રવૃત્ત થજે. આવી રીતે વાસના અને સ્વાર્થથી શૂન્ય થઇને જો કદાચ કાંઇ દુષ્કર્મ કરી નાખીશ, તો પણ પાપ તને સ્પર્શ કરી શકશે નહિ. તારે તારા આત્માને હજી ઘણો ઉન્નત કરવાનો છે. જ્યાં સુધી આત્મા ઉન્નત થયો નથી, ત્યાં સુધી તેનાં બંધનો પણ શિથિલ થયાં નથી, એમ સમજી લેજે અને એ સાથે એને અધિક ઉન્નત કરવાનો યોગ્ય યત્ન કરજે. પ્રભુ તારાપર એથી અતિ પ્રસન્ન થશે.

કર્તવ્યતાના સંબંધમાં સંદેહ થાય, તો તારી પોતાની વિવેક બુદ્ધિને બોલાવીને એ વિષયનો પ્રશ્ન પૂછજે અને વિવેક જેમ કહે તેમ કરજે.

**तारकं सर्व विषयं सर्वथा विचारमक्रमं—**

**चेति विवेकजं ज्ञानम् ।**

વિવેકમાંથી જે જ્ઞાન મળે છે, તેના દ્વારા સર્વ વિષય સમજી શકાય છે.

એ વિવેક શક્તિની એકવાર અવમાનના કરવાથી, પછી તેની સહાયતા મેળવી શકીશ નહિ અને ત્યારે ડગલે ને પગલે વિવેક વિહીન કાર્ય કરીને, તું પાપ સાગરમાં ડૂબી જઇશ. હાલમાં ગૌડમાં ઉપજેલી મહામારીમાં જ્ઞાન, બુદ્ધિ અને અર્થને સદ્વ્યવહાર કરીન તું કૃતાર્થ થઇ શકીશ."

વત્સે શ્યામા અને તારા! તમોને પણ હું એકાદ બે ઉપદેશની વાતો કહેવા ઇચ્છું છું. તમો બન્ને પરમાત્માના પવિત્ર સ્થાનમાં શ્રદ્ધા રાખજો અને પતિ દેવતાની પૂર્ણ સેવા કરજો. સંસારમાં સ્ત્રીને માટે સ્વામી જ સાક્ષાત્ પરમાત્મારૂપ છે. જે સ્ત્રી સ્વામીના હૃદયને દુઃખિત કરે છે, જે વનિતા નિજનાથના કલ્યાણની કામના કરતી નથી, જે રમણી પોતાના પતિની સેવાને વિશે સર્વસ્વ સમર્પણ કરતી નથી, તે સ્ત્રીનો અવતાર અફળ છે. અને એવી અધમ ભામિનીઓ આ વિશાળ ભૂમંડળના ભારરૂપ છે. જ્યાં સુધી લલનાઓના હૃદયમાં સ્વામી ભક્તિનો સંચાર થશે નહિ, જ્યાં સુધી આર્યમાતાઓ પોતાની દુહિતાઓને પતિભક્તિના મહાત્મ્યના મંત્રો સુણાવશે નહિ, જ્યાં સુધી આર્યબાલાઓ સ્વામીના હૃદયને સંતુષ્ટ કરવાની કળા જાણશે નહિ, ત્યાં સુધી તેમનો મોક્ષ થઈ શકશે નહિ; અનંત પ્રકારની યાતનાઓ તેમને માટે અહર્નિશ ઉભી રહેશે. જેણે પતિભક્તિ ત્યાગી છે, તેણે ઈશ્વરને પણ ત્યાગ્યો છે, એમ માની લેજો. પોતાના પતિને જે સ્ત્રી કાળો, કુબડો, કાણો, કહીને તેની નિંદા કરે છે, તે રવ રવ નરકની અધિકારિણી થાય છે. અનસૂયા જેવી સતી સન્નારીનું દૃષ્ટાંત લઇ પ્રત્યેક કામિનીએ પતિભક્તિનું રહસ્ય પ્રાપ્ત કરવું જોઇએ. પતિના પ્રેમથી જે પ્રમદા વંચિત રહેલી છે, તે યુગોના યુગો સુધી પ્રચંડ પશ્ચાતાપના પાવકમાં પ્રજળ્યા કરે છે અને અંતે એની ઘણીજ દુર્દશા થાય છે."

તમો બન્ને પતિભક્તિના આદર્શરૂપ છો, તમારી સ્વામીભક્તિએ મને પરમ આનંદિત કર્યો છે; પરમાત્મા તમારૂં કલ્યાણ કરો. ઉમાકાન્ત, પોતાના કરેલાં કાર્યોની અનુશોચનાથી અત્યારે અત્યંત અનુતપ્ત થઇ રહ્યો છે. તે તેમજ ભલે કરે; કર્મનું ફળ ભલે ભોગવે. તેને હવે બીજું કાંઈ પણ કાર્ય કરવાનું નથી; જે સ્થિતિમાં અત્યારે તે આવી પડયો છે, એથી તેને હમણાં સુખ મળી શકશે અને પરિણામે ઉન્નતિ પણ થઈ શકશે. ઉમાકાન્તની સહધર્મિણી શૈલજાસુંદરી અત્યંત સરલ અને સાત્વિક અબળા છે. ખરેખર એની સ્ત્રી તેને તેનાં

પૂર્વે જન્મના પરમ પુણ્યના યોગેજ મળેલી છે, દુનિયામાં સારી અ-ર્ધાંગના મેળવવી એ પણ પરમભાગ્યની વાત છે. જે પુરૂષને કુભાર્યા મળે છે, તેની જીંદગી બરબાદ થાય છે, તેનાં સુખોનો મહાલય ચૂર્ણ વિચૂર્ણ થઇ જાય છે અને જીવનની સર્વ આશાઓપર પાણી ફરી વળે છે. ઉમાકાન્ત સદ્‌ભાગ્ય યોગે એ મહા વિષમ વ્યાધિજનક દુઃખથી અલિપ્ત રહ્યો છે. પરંતુ ઉમાકાન્તના અધમ સ્વભાવને લીધે એની એ સરલ સ્ત્રી કર્મકાંડમાં કશી પણ ઉન્નત્તિ મેળવી શકી નથી; એટલા માટે હવે તેને યાગ યજ્ઞ અને વ્રત નિયમાદિ કરવાની ખાસ જરૂર છે. એથી એની બુદ્ધિ માર્જિજત થશે અને ભક્તિ પ્રબળ થશે. પરિણામે એ પ્રબળ ભક્તિ ગંભીર જ્ઞાનનો પ્રકૃષ્ટ પથ બતાવી દેશે.

દાઉદખાંની કન્યા શિરાજુને તમો સન્માન અને સાવધાનતાથી સાચવશો. યવની ધારીને તેની ઘૃણા કરશો નહિ. હું દિવ્યચક્ષુથી જોઉં છું કે, તે શાપભ્રષ્ટા છે. તેનાં કાર્ય જોઇને જગત્ ચમત્કૃત થશે. જાઓ, તમો નિર્વિઘ્ને બંગદેશમાં ચાલ્યા જાઓ. હું આશીર્વાદ આપું છું.

સઘળાં સાષ્ટાંગે સ્વામીના ચરણોમાં વંદન કરી બંગદેશ પ્રતિ વિદાય થયાં.

## પ્રકરણ ૧૩ મું

### મોગલપતાકાતળે



બાદશાહના મોકલેલા સૈન્ય સામંતો અને સાજસરંજામ સહિત રાજા રતિકાન્તરાયે રાજમહેલમાં આવીને છાવણી નાખવાનો હુકમ ફરમાવ્યો. વીરેન્દ્ર નારાયણ પણ આ-વીને હાજર થયો. બાદશાહના આપેલા ઇલ્કાબથી વિ-ભૂષિત થઇને અત્યારે એ પણ એક રાજા ગણાતો હતો. રાય મહા-શયના ઉપરના યુદ્ધની યાત્રાની સઘળી દેખરેખનો ભાર સોંપાવા છતાં પણ તેઓ બાદશાહના સુયોગ્ય અને સુદક્ષ સેનાપતિ વિજય મહારાજને, સમસ્ત ભાર અર્પણ કરીને નિશ્ચિંત થવા ઇચ્છતા હતા, એટલા માટે તેમણે કેટલાક મુખ્ય મુખ્ય સૈનિક કર્મચારીઓને બોલાવ્યા હતા. વીરેન્દ્ર પણ એકત્ર થયેલા સૈનિકોમાં હાજર થતો.

રાજા રતિકાન્તે વિજયને સંબોધીને કહ્યુંઃ—" વત્સ ! વિજય-

કુમાર ! અત્યારની કૂચના સંબંધમાં તમારો અભિપ્રાય જાણવા માટે આજે અમો એકઠા થયા છીએ. મેં મારા મનમાં ધાર્યું હતું કે, સેનાપતિ મુનાયમખાંની સાથે જઇ મળતાં પહેલાં જ આપણે ટાંડા નગરી પર ઘેરો ઘાલીને દાઉદખાંને બંદિવાન બનાવી શકીશું. પરંતુ સંભળાય છે કે, દાઉદ પટણા શહેરમાં દુર્ગનાં દ્વાર બંધ કરીને વસવા લાગ્યો છે, વળી મુનાયમખાં પણ પટણા ભણી કૂચ કરી રહ્યો છે. આ તરફ બાદશાહ પણ રાજા ટોડરમલ વગેરેની સાથે જળમાર્ગે બંગાળા તરફ આવે છે. મારા મત મુજબ બાદશાહના આવતાં પહેલાંજ, તમારે કાંઇક રણનિપુણતા દેખાડવી પડશે. મુનાયમખાં હાજર નથી, બાદશાહ હજી ઘણા દૂર છે, માટે આ વખતે જે કાંઇ કરી શકશો, તેનાથી તમારી અને તમારા સોબતીઓની કીર્તિની અત્યંત વૃદ્ધિ થશે. હવે હું તમો અને તમારા સોબતી વીરેન્દ્ર વગેરેનો અભિપ્રાય જાણવાને અત્યંત આતુર છું, માટે જલ્દી જણાવો. ”

વિજયકુમારે ઉત્તર આપ્યોઃ—“ મહારાજ ! આપની અભિજ્ઞતા અતુલનીય છે. હાલમાં ઉપજેલી લડાઇને વખતે આપનો આ ઉપદેશ ખાસ ગ્રહણ કરવા યોગ્ય છે. હું આપની આજ્ઞાને શિરોમાન્ય રાખી તાન્ડાપર આક્રમણ કરવાની ઇચ્છા ધરાવું છું. ”

બેજબહાદુર અને નકિખાંએ કહ્યું:—“ બાદશાહના આવવાની વાટ જોવી સારી નથી.

વીરેન્દ્ર:—

“ મહારાજ ! કાપુરુપ દાઉદખાંએ બેગમપૂરી ( પટણા ) ના દુર્ગમાં આશ્રય ગ્રહણ કર્યો છે; તેનામાં યુદ્ધ કરવાની જરાપણ તાકાત નથી. પરંતુ તેના સિપાહીઓ નમાલા અને બાયલા નથી. પઠાણોએ, મહા ભીષણ પ્રતાપથી યુદ્ધ કરવાનો સંકલ્પ કર્યો છે. દાઉદનો કર્મનિષ્ઠ અને સુદક્ષ સેનાપતિ ઘણે ભાગે ટાન્ડાનગરીમાંજ વસે છે. અને કેટલાક સૈનિકો દ્વારા તેણે દુર્ગમ માર્ગ અટકાવી દીધો છે. શત્રુપક્ષને બંગાળામાં દાખલ ન થવા દેવાનોજ તેનો સહુથી મુખ્ય ઉદ્દેશ છે. બાદશાહ બહાદુરના આવવાની જેઓ વાટ જોવા માગે છે, તે ભલે જુએ. પરંતુ મારી ઇચ્છા તો મારૂં પોતાનું સૈન્ય લઇને ટાન્ડા પર ઘેરો ઘાલવાની છે. વળી વિજય મહારાજની પણ જ્યારે સમ્મત્તિ છે, ત્યારે તેમને પણ તેરિયાગલિની પહાડી ગુફામાં વસતા પઠાણ સરદારોના આક્રમણને અટકાવવાનો ઉપદેશ આપવો પડશે. દાઉદખાંને

મારા પોતાના હાથે સજા કરવાની મારી પરમપ્રબળ ઇચ્છા છે. ભગવાન શું મારીએ ઇચ્છાને પૂર્ણ કરશે ?" આમ કહીને વીરેન્દ્રનારાયણ રાજાની આજ્ઞાનીવાટ જોવા લાગ્યો.

રાજા રતિકાન્તરાયે કહેવું;—"વત્સ ! વીરત્વ પ્રકટ કરવામાં હું તને કશી પણ બાધા કરવા ઇચ્છતો નથી. તારી જેવી અભિરુચિ હોય તેમ કર."

વિજયે કહ્યું:—

"અનુમતિ મળતાં હું પણ પહાડી પ્રદેશમાં જઇશ."

રતિકાન્તરાયે ઉત્તર આપ્યો:—"વત્સ ! ખ્યાતિ કે નામનાના ખરા સુયોગનો પરિત્યાગ ન કરતાં, આ આફતભરેલા કામમાં તને આગળ વધતો જોઇને મને હદ બેહદ આનંદ ઉત્પન્ન થાય છે. હું આશીર્વાદ આપું છું કે, યુદ્ધમાં વિજય મેળવીને પ્રસન્ન હૃદયે તું પાછો ફર."

હવે એક પ્રાર્થના એ છે કે, વૃદ્ધને બીજા કોઇ પણ કાર્યમાં ન રોકતાં વિદાય આપ. તેં ધન, માન, અને જ્ઞાનમાં શ્રેષ્ઠતા મેળવી છે, શૌર્ય, વીર્ય અને પરાક્રમમાં પરાકાષ્ટા પ્રાપ્ત કરી છે, એટલા માટે હું તારા પર સઘળો ભાર મૂકીને નિર્જન પ્રદેશમાં વસવાની ઇચ્છા રાખું છું. સ્વામિજીની આજ્ઞાનુસાર હજી થોડાક દિવસ આ અરણ્યમાં રોકાવું પડશે હવે કર્મ કરવાની ઇચ્છા નથી. મારાં કર્મ એક પ્રકારે પૂર્ણ થયાં છે. સ્વદેશની માયાથી આજ સુધી હું કર્મશૂન્ય થઇ શક્યો નથી. હવે તમારા અને વીરેન્દ્ર આદિ સુયોગ્ય સંતાનો પ્રત્યે, દેશનો ભાર સમર્પણ કરીને, હું ભગવાનના ચરણની સાધના કરવા ચાહું છું."

વિજય:—

"મહાત્મન્ ! આપને ઉપદેશ આપવો, કિંવા આપના આ દેશનો પ્રતિવાદ કરવો, એ અમારે માટે માત્ર એક પ્રકારની ધૃષ્ટતાજ ગણાય; તોપણ અત્યારના પ્રસંગે આપને એક નિવેદન કરવાનું છે કે, હું અને વીરેન્દ્ર પોત પોતાના કામ માટે રવાના થઇશું ત્યાર પછી આ બાકીના સૈન્યની સરદારી કોણ કરશે ? સેના અને સામરિક કર્મચારીઓ સ્વાભાવિક રીતેજ દુર્દાન્ત અને ઉચ્છૃંખલ થઇ ઉઠશે, યોગ્ય સરદારની સરદારી તળે ન રહેવાથી તેઓ ભયંકર અત્યાચાર ચલાવશે અને પ્રજામાં પોકાર મચાવશે."

ત્યારે નકિ અને બેઝબહાદુર વગેરે ઉઠીને કહેવા લાગ્યા કે:- "રાજા! જો વિજયમહારાજા અને વીરેન્દ્રરાજા યુદ્ધકાર્ય માટે રવાના થાય, તો પછી અમો બેઠા બેઠા શું કરીએ? અમોને પણ જૂદા જૂદા વિભાગ કરીને યુદ્ધ માટે મોકલી આપો."

વીરેન્દ્રે કહ્યું:—

"હું કોઇની પણ મદદ માગતો નથી. હું મારૂં પોતાનું સૈન્ય લઇને રવાના થઇશ."

રાજા રતિકાંતરાયે કહ્યું:—

"વીરેન્દ્ર! તમારા સૈન્ય સમ્પ્રદાયનો ઘણો ખરો ભાગ નવીન શિક્ષિત છે, એટલા માટે મારા મત મુજબ બાદશાહના સુશિક્ષિત અને સુદક્ષ સૈન્ય સેનાપતિની સહાયતા લેવાની તારે માટે ખાસ જરૂર છે."

વીરેન્દ્રે માથું નીચું કરી સંમતિ જણાવીને એટલે રાજાએ સૈન્યના બે વિભાગો પાડયા અને બંનેને એકેક ભાગ આપી પોતે હરસુંદરી, સ્યામા, તારા અને જીવન તથા ગૌરી સાથે પોતાને ઘેર ગયા. વિજય પેલા ઘાટ તરફ અને વીરેન્દ્ર ટાંડા તરફ ચાલ્યો.

ટાંડા ઘેરાયું છે. પઠાણ સરદારો મરણિઆ થઈ રાજધાનીનો બચાવ કરે છે. વીરેન્દ્ર પણ વિસામો લેતો નથી. તેણે પણ પ્રતિજ્ઞાલઈ ટાંડાપર હલ્લા શરૂ કર્યા છે. લાંબા વખતના શત્રુ દાઉદખાંની રાજધાની ન લેવાય તો તેના મનમાં શાંતિ થવાની નહોતી. તેને થાક ચઢતો નથી; મહેનત સામું જોતો નથી; જીવનની ફિકર કરતો નથી. જ્યાં જ્યાં મુસ્કેલી જણાય ત્યાં ત્યાં વીરેન્દ્ર હાજર રહે છે; જ્યાં જ્યાં પરાજય થવાનો સંદેહ ઉભો થાય છે, ત્યાં ત્યાં વીરેન્દ્રની અભયવાણી સંભળાય છે. સૈનિકો વીરેન્દ્રની અભયવાણી સાંભળી ઉત્સાહપૂર્વક લડે છે. ટાંડામાં વીરેન્દ્ર જેવો અસાધારણ અને ઉત્સાહી સેનાપતિ નથી. ત્યાં તો વિલાસી પઠાણો એકઠા થયા છે, તો પણ એ વિલાસી પઠાણોએ વિલાસ તજી એક માસ યુદ્ધ કર્યું; એક માસ પછી તેઓ કાયર થઇ ગયા. હવે તેમણે નાસવા માંડયું; નગર વીરેન્દ્રના હાથમાં આવ્યું. વીરેન્દ્રની ચાલચગત અને નિરપેક્ષતા માટે કંઇ કહેવાનું નહોતું. તોપણ વિજયી સૈન્યનો આ જયોલ્લાસ અટકાવવાનું કામ કઠણ બની ગયું. સૈનિકો નગરમાં પેસી અત્યાચાર કરવા લાગ્યા. શહેર

તાબામાં આવ્યા પછી લશ્કરી રીત મુજબ સૈનિકો અમુક વખત સુધી લૂટ ચલાવી શકે છે. માટે વીરેન્દ્રનારાયણે તેઓને નગરમાં પ્રવેશ કરવાની મના કરી નહિ. હિન્દુ સૈનિકો લૂટ કરી પાછા વળ્યા, પણ મુસલમાન સૈનિકો અમાનુષિક અત્યાચાર કરવા લાગ્યા. દુર્બુદ્ધિવાળા હિન્દુ સૈનિકો પણ તેમની સાથે ભળ્યા. નવાબપુરી રૂદનના અવાજોથી ગાજી ઉઠી. સિરાજુએગમે આ અત્યાચારનું વર્ણન લખી પોતાના વિશ્વાસુ અનુચરને વીરેન્દ્ર પાસે મોકલ્યો.

વીરેન્દ્ર વિશ્રામ કરવા જતો હતો, એ વખતે નવાબનદિનીનો પત્ર આવ્યો. તે તરતજ પોતાનો પોશાક પહેરી થોડા ઘણા સાથીઓને લઇ ઉન્મત્તની માફક નગરમાં ધસ્યો. લૂટફાટ બંધ પડી; અત્યાચાર દૂર થયો. અત્યાચારમાં સપડાયલાઓને તેણે સ્તુતિથી, વિનતિથી, ઇનામ આપીને અને નુકસાનવાળી આપીને સંતુષ્ટ કર્યા. તેણે જાહેર કરી દીધું કે જે કોઇ નગરવાસી તરફ જરાપણ અત્યાચાર કરશે તેને સખત સજા થશે. સૈનિકો બીકના માર્યા શાંત થઈ ગયા.

એ વખતે વીરેન્દ્રનારાયણે નવાબ પુત્રીનાં મકાન આગળ આવી તેમને મળવાની માગણી કરી, સિરાજુએ બહાર આવી કહ્યું. "રાજા ! આપની કૃપાથી અત્યાચાર બંધ પડયો છે, નગરવાસીઓનું રક્ષણ થયું છે, તે માટે આપને સેંકડો ધન્યવાદ આપું છું. મને શો હુકમ છે?

વીરેન્દ્ર:—

નવાબનન્દિનિ ! કર્તવ્ય માની મેં લડાઇ કરી છે અને નગરનો કબજો લીધો છે. માટે મને કૃતઘ્ન માનશો નહિ; હું આપે મારા પર કરેલા ઉપકારનો અંશપણ વાળી શકીશ નહિ. અત્યારે મારી વિનંતિ એ છે કે આપ હવે આ શત્રુના શહેરમાં ન રહેતાં કોઇ બીજે સ્થળે પધારો. આપ આપની ધન સંપત્તિ, દાસદાસીઓ અને અનુચરો વગેરે જે કંઈ સાથે લેવા માગતાં હશો તે બધું લઇ શકશો; અને જ્યાં સુધી આપ નક્કી કરેલે ઠેકાણે નહિ જઇ પહોંચો ત્યાં સુધી ખાસ મારા રક્ષક સૈનિકો આપની સાથે રહેશે."

સિરાજુ:—

મહાશય ! આપ અતિ મહાન્ છો, અતિ ઉચ્ચ છો. આપે આજે શત્રુની કન્યા તરફ જે ઉદારતા બતાવી છે, તે જગતમાં નવાઇ જેવું ઉદાહરણ બતાવશે. મને પટનામાં પિતાની છાવણીમાં મોકલી દેશો તો હું આપની આભારી થઇશ.

વીરેન્દ્ર—

"તેમજ થશે" કહી સિરાજુની રજા માગી પોતાના તંબુએ આવ્યો.

દાઉદખાં સાથેનું યુદ્ધ પૂરૂં થયું છે. મુનાયમખાં, રાજા ટોડરમલ્લ અને બાદશાહે જાતે આવી એ યુદ્ધ ચલાવ્યું છે. આ જાતનું યુદ્ધ અકબરશાહના રાજ્ય અમલમાં ચિતોડનાં યુદ્ધ સિવાય બીજું એકેય થયું નથી. વિજયકુમાર અને વીરેન્દ્રનારાયણે ઘણુંજ પ્રરાક્રમ બતાવ્યું છે. દાઉદખાંના કટક તરફ નાસી જવા છતાં પઠાણોએ ભારે ઉત્સાહથી યુદ્ધ ચાલુ રાખ્યું હતું; પરંતુ વિજય અને વીરેન્દ્રના પ્રતાપે તેઓ હારી તેમના પ્રભુને માર્ગે ચાલ્યા ગયા હતા. દાઉદે કંઇ પણ ઉપાય ન મળતાં ફક્ત ઓરિસાનો પ્રદેશ લઇ સમ્રાટની તાબેદારી સ્વીકારી.

બાદશાહે સૈનિકો તથા સેનાપતિઓનો લાયકાત મુજબ ઇનામ આપ્યાં અને વિજય તથા વીરેન્દ્રની ખૂબ પ્રશંસા કરી. તેણે વીરેન્દ્રના ટાંડાઅધિકારની તથા વિજયની તેરિયાગિરિના ઘાટોના વિજયની વાતો સાંભળીને કહ્યું કે મારા સૈન્યમાં આવા વીર પુરુષો છે એની ખબરજો મને પ્રથમથીજ પડી હોત તો હું આટલું બધું કષ્ટ વેઠીને બંગાળામાં આવત નહિ. તેણે રાજાની ખોળ કરી પરંતુ મેળાપ થયો નહિ. છેવટે મુનાયમખાંના હાથમાં બંગાળાનો બધો ભાર આપી બાદશાહ આગરે ગયો.

વિજયે તારાસુંદરી અને શ્યામાને વીરેન્દ્રનારાયણે પોતપોતાના દેશની રાણી બનાવી છે. રતિકાન્તરાય સ્વામિજીની આજ્ઞા પાળવાની વાટ જોઇ રહ્યા છે.

## પ્રકરણ ૧૪ મું

### સુશીલાનો ગૃહસંસાર



ગા ડથી થોડે દૂર સુશીલાનું નાનું સરખું ઘર શોભે છે. ત્યાં શિલ્પીનું કોતરકામ નથી; વિલાસનું નામ નિશાન નથી; ઐશ્વર્યનો પ્રતાપ નથી; છતાં પરમ શોભાથી શોભતું એ ઘર રમણીય સૌન્દર્ય ફેલાવી રહ્યું છે. તે સૌન્દર્ય કયું ? ગૃહિણીની દયા, માયા, સુજનતા અને અસાધારણ પતિભક્તિ તથા તેનું આદર્શ ગૃહિણીપણું છે.

ગૃહિણી સુશીલાસુંદરીની મહેનત અને યત્નથી કેશવલાલનું માટીનું ઘર હાસ્ય કરી ઉઠતું હતું. ચોકખું આંગણું, ચકચકતી ભોંય અને તેજ પ્રમાણે કચેરીનો ઓરડો વગેરે તરફ દૃષ્ટિપાત કરતાંજ સુશીલા સુન્દરીનાં ગૃહિણીપણાથી નવાઇ પમાય છે. દિવાલોપર કોઇ પણ ઠેકાણે એક નાનું છિદ્ર પણ નથી; ક્યાંય ડાઘા પણ નથી; ઘરની આસપાસ કચરાનું નામ પણ નથી.

કેશવલાલ, નવાબનાં ફારસી દફતરનો દફતરદાર હતો, તેને થોડો પગાર મળતો; પરંતુ જેટલું મળતું તે તેની સ્ત્રીના ગુણોને લીધે પુરતું થઇ રહેતું. તેની પત્ની પોતાના પતિએ ઉપજાવેલા થોડા ઘણા પૈસામાંથી કંઇક બચાવતી અને તે બચાવેલી રકમવડે તે પોતાના મકાન આગળની આઠ–દશ વિઘા જમીનપર ખેતી કરાવતી હતી. તે ખેતીના પાકથી તેનું ગુજરાન ચાલ્યું જતું હતું. કેશવલાલ સવારમાં ઉઠતાંવેંત નવાબના મકાનપર જતો હતો. બીજો પહોર પૂરો થવા આવતો ત્યારે તે પાછો આવતો. ઘેર આવી નાહી ધોઇ જમતો અને થોડો આરામ લઇ પાછો નોકરીપર ચઢતો; રાત પડયે ઘેર આવતો. માટે ખેતીનાં કામપર તે દેખરેખ રાખી શકતો નહોતો. તોપણ ખેતીનું કાર્ય વગર હરકતે ચાલ્યા કરતું હતું. તેના મજુરો માલિકની ગેરહાજરીમાં આળસ કરતા નહિ, તેઓ પોતાનાં કામના જેટલીજ મહેનત લઇ કેશવલાલનું કામ પૂરૂં કરતા. તેનું કારણ સુશીલાના દયા, માયા અને સૌજન્યાદિ ગુણો હતા.

સુશીલા વાત્સલ્ય સ્નેહવડે તેઓની બધી ફરિયાદો સાંભળતી; તેનાં મ્હોં સામું જોઇ ખાવાનું આપતી. કોઇ મજુરપર કરજ થઇ ગયું હોય તોતે "સુશીલા મા પાસે જાઉં છું." કહી સુશીલા પાસે દોડતો સુશીલા પોતાનાં ઘરેણાં ગીરો મૂકીને પણ તેનું કરજ પટાડતી; વળી દરેક મજુરોને દરરોજ ઉપદેશ આપતી, પોતે મહેનત કરતી. આવી રીતે પોતે મહેનત કરતાં છતાં બીજાપર ઉપકાર કરતી. ફક્ત મજુરોજ નહિ, પણ ગામનાં બધાં માણસો સુશીલાને ચાહતાં સવારે, બપોરે અને સાંજે ગામનાં છોકરાં સુશીલાને ઘેર એકઠાં થતાં. સુશીલા કોઇને દવા આપતી, કોઇને ભણાવતી તો કોઇને ઉપદેશ આપતી. અને ખાવાનું આપી બધાંને સંતોષ પમાડતી, તેઓ બધાં ખાવાનું ખાતાં ખાતાં નાચતાં કુદતાં ઘેર જતાં. બાડા, બોબડા, આંધળા કે લુલા ગમે તે સુશીલાને બારણેથી ખાલીહાથે જતા નહિ. ગામનાં બધાં માણસો સુશીલાને "સુશીલામા" કહી બોલાવતા.

સુશીલાએ એક દિવસ સુખનું મ્હોં જોયું હતું. દાસ, દાસી, ગાડી, ઘોડા વગેરે અતુલ ઐશ્વર્યમાં ઉછરી એક દિવસ સમાજનાં શિખરપર બેઠી હતી. તેને પૈસાનો તોટો નહોતો; માનની સીમા નહોતી, પરંતુ કોઇ ખાસ કારણને લીધે એ બધું જતું રહ્યું હતું; તેથીજ તેને આ નિર્જનવાસ સ્વીકારવો પડયો હતો; તેથીજ તેને આ કઠોર મહેનત કરવી પડતી હતી; સુશીલા અતિ ઉત્સાહથી આ કાર્ય કરતી હતી. આ દમ્પતિ–યુગલને જોઈ અત્યારે કોણ કહે તેમ હતું કે આ લોકોએ એક દિવસ ઐશ્વર્યનાં શિખરપર ચઢી સમાજમાં ઉંચું સ્થાન મેળવ્યું હતું. પૂર્વનાં ઐશ્વર્યના વિચારથી સુશીલાના મનમાં એક ક્ષણ પણ વિકાર ઉત્પન્ન થતો નહોતો; પરંતુ આ અવસ્થામાં પણ બીન હરકતે પતિની સેવા કરવામાંજ તેને અપાર આનંદ મળતો હતો.

દિવસ દોઢેક પહોર ચઢયો છે, કેશવલાલ અતિ ઉતાવળથી દફ્તર ખાનામાંના કાગળો એકઠા કરી, ઘેર જવા લાગ્યો. કચેરીથી ઘર સુધીનો રસ્તો કંઇ ટુંકો નહોતો, નગર છોડી પાસેનાં ગામમાં કેશવલાલનું ઘર હતું. ત્યાં સુધી હાથી, ઘોડા કે પાલખીમાં બેસીને જવું હોય તો પણ અતિ મુસ્કેલી નડતી, તો પણ આજે સખત તાપમાં કેશવલાલને એકાદ ગાઉ કરતાં વધારે રસ્તો કાપવો પડયો.

બીજો પહોર વીતવા આવ્યો છે. સૂર્યદેવ પોતાનાં પ્રખર કિરણો વડે પૃથ્વીને બાળી નાખવા તૈયાર થયા છે; જીવ, જંતુ, કીટ, પતંગ વગેરે બધાં ચૂપ થઇ રહ્યાં છે. કોલાહલથી ભરપૂર લક્ષ્મણાવતી પણ ધીમે ધીમે શાંતમૂર્તિ ગ્રહણ કરતી જાય છે. કેશવલાલ પરસેવાથી રેબઝેબ થઈ આગળ ચાલવા લાગ્યો. પગ પાછા પડવા લાગ્યા. કેશવલાલનો સુકોમળ દેહ હવે તે કેટલુંક સહન કરી શકે ? એક તો કચેરીમાં મહેનત કરવી પડે તેમાં આ ઘોર તાપમાં ચાલવાનો શ્રમ વેઠવો પડે. કેશવલાલની આંખમાં આંસૂ આવ્યાં, ધીમે ધીમે આંસૂની રેલ આવી. ધારા વહેતી છાતીપર પડવા લાગી. છિ ! કેશવલાલ ! શું કરે છે ? તારી અસાધારણ સહનશક્તિ કયાં ગઈ ? સુશીલા આ જોઇ શું કહેશે ? તે લોકોને આનંદ આપનારી અનિન્ધ સુંદરી સુશીલા તારા મ્હોં સામું જોઇ અવસ્થા ફરી જવાથી ઉપજતું અતિકષ્ટ અને દારૂણ દારિદ્રદશાની પીડા સહન કરે છે. તું કાયર બનશે તો ચાલશે કેમ ? તારી કાયરતા જોઇ તે કોમળ હૃદય પણ કાયર બની જશે. એક વખત આદર્શપુરૂષ શ્રી ભગવાન રામચંદ્રની વાત યાદ કર. તું તે કોણ

માત્ર છે, તે તો રાજાધિરાજ હતા છતાં તેને વનવાસ ભોગવવો પડયો હતો અને તેમણે નિર્વિકાશ ચિત્તે એ બધું સહન કર્યું હતું. તેની સાથે સરખામણી કરતાં તારૂં દુઃખ તો તદ્દન ઓછું છે. પરમેશ્વરે દયા કરી તને દેવી જેવી સ્ત્રી આપી છે. તે દેવી સાથે તું જે ઠેકાણે રહીશ, ત્યાં તને સ્વર્ગ જેટલું સુખ મળશે. જા, સતીની સેવા ગ્રહણ કરી તારૂં તપ્ત શરીર ઠંડું કર.

કેશવલાલ વસ્ત્રના છેડા વડે આંખો લૂછી ઉતાવળે પગલે ઘર તરફ જવા લાગ્યો. થોડે દૂરથી ઘર જણાવા લાગ્યું; પરંતુ થાકેલા, તાપથી પીડાતા કેશવલાલને મન તો દૂરનું દૂર જતું જણાયું. ધીમે ધીમે ઘર પાસે આવ્યો, તેણે જોયું કે સુશીલા ટોળામાંથી છૂટી પડેલ મૃગલીની પેઠે તેની વાટ જૂએ છે. બીજા કોઇ દિવસે પતિના આવ વાને આટલી બધી વાર લાગતી નથી; બે પ્રહર વીતે તે પહેલાં તે ઘેર આવે છે. આજે આમ કેમ થયું ? એજ વિચારમાં સુશીલા ઉભી છે.

કેશવલાલે ઘરમાં પ્રવેશ કર્યો. સુશીલાનો આનંદ માતો નથી; તે તરતજ કચેરીની ઓરડીમાં આવી પતિનાં લુગડાં અને છતરી યોગ્ય સ્થાને મૂકવા લાગી અને બારી આગળ બેસાડી પંખો નાખવા લાગી ઓરડીમાંનું નાનું બાળક બાપા, બાપા કહી કેશવલાલના ખોળા પર ચઢવા લાગ્યું. કેશવલાલ શાંત પડયો; તેનો થાક, તરસ, ભૂખ બધું શાંત થઇ ગયું. તે બાળકના કોમળ ગાલોપર વારંવાર ચુમ્બન કરવા લાગ્યો, અને સ્વર્ગનું સુખ અનુભવવા લાગ્યો.

કેશવલાલે કહ્યું, " સુશીલા ! હવે પવન નાખવાની જરૂર નથી. તેં મને જે રત્ન આપ્યું છે, તેના સ્પર્શથીજ મારૂં બધું દુઃખ ટળી ગયું છે. "

સુશીલાએ લગાર હસી પવન નાખતાં નાખતાં કહ્યું, " આજ આટલું મોડું કેમ થયું ? મને બહુ ઉચાટ થતો હતો; અને આ છોકરો તો રોઇ રોઇને અરધો થઇ ગયો હતો. તે દરરોજ તમારો આવવાનો વખત થાય એટલે મારો છેડો તાણ્યા કરે છે અને બહાર આવવા ઇચ્છે છે. આજ પણ તેમ કરવા લાગ્યો પણ તમને ન જોતાં તે રડવા લાગ્યો. તે હાથના ઇસારા કરતો જાય અને રડતો જાય, તેને શાંત પાડવામાં મારો બધો વખત ગયો, વારૂ, હવે નાહી ધોઇ જમવા બેસો; ત્યાર પછી વિલંબ થવાનું કારણ કહેજો. " એમ કહી સુશીલા પતિનાં શરીર પર તેલ ચોળવા લાગી. સુગંધી પાણી

લાવી નવરાવવા લાગી. કેશવલાલ તળાવડીપર નહાવા જવાનું કહેવા લાગ્યો પણ સુશીલાએ ન માન્યું. છેવટે કંઈ પણ ઉપાય ન જણાતાં કેશવલાલે સુશીલાને તેનું ધાર્યું કરવા દીધું. નહાયા પછી પાઠ પૂજા કરતાં ઘણો વખત વીત્યો. મુસલમાનના સંસર્ગમાં આવ્યા છતાં આ બધું ભૂલી ન જવાથી કેશવલાલના આચાર, વિચાર અને ક્રિયાકાંડ બધાં બરાબર થતાં હતાં, તેથી તે ક્રિયામાં ઘણો વખત જતો હતો, છોકરો શાંતપણે બેસી પૂજાની ક્રિયા જોતો હતો. પરંતુ કેશવલાલ જમવા બેઠો એટલે તેની પાસે દોડી આવ્યો, સુશીલાએ રસોડામાંથી નાના વાસણમાં થોડોક ખોરાક લાવી છોકરાને ખવરાવવાનું કર્યું, પણ છોકરે માન્યું નહિ; રડવા લાગ્યો. કેશવલાલે પોતાનાં વાસણમાંથી ખવરાવવા માંડયું, તે પણ ન ખાતાં છોકરો રડવા લાગ્યો, અને ઇસારાથી તેના ખોળા તરફ આંગળી કરવા લાગ્યો, છેવટે કેશવલાલે તેને ખોળાપર બેસાડયો; છોકરો આનંદ પામ્યો.

ભોજનનું કામ પૂરૂં થયું, કેશવલાલ પથારીપર સૂઇ આરામ લેવા લાગ્યો. સુશીલા પાનબીડું આપી પતિના પગ ચાંપવા લાગી. બાળક રડવા લાગ્યું, સુશીલાએ તેને ઉંઘાડવાનો પ્રયત્ન કર્યો, પણ છોકરે માન્યું નહિ, છેવટે કેશવલાલે તેને પોતાને પડખે સુવાડયો. છોકરો ઊંઘી ગયો, સુશીલા ત્યારે પણ પગ ચાંપતી હતી, અને થોડી થોડીવારે સ્વામીને પંખો કરતી હતી. કેશવલાલ તેને વારંવાર જમવાનું કહેતો હતો, પણ સુશીલા "જાઉં છું. જાઉં છું," કરતી હતી. પતિને ઉંઘ ન આવે ત્યાં સુધી ભોજન કરવાની તેની ઇચ્છા નહોતી.

કેશવઃ—

સુશીલા! તારી સેવાથી હું સુખી થયો છું, પરંતુ તું જે પ્રમાણે મારી સેવા કરે છે, તે હું નજરે જોઉં છું એટલે મારૂં સુખ દુઃખમાં ફેરવાઇ જાય છે; હું તને એક દિવસ પણ સુખી કરી શકયો નથી; છતાં તું મારે માટે જીવન આપે છે.

સુશીલાઃ—

સ્વામિ! દેવ! સુશીલાના સર્વસ્વધન! આ દાસી ફક્ત કર્તવ્ય બજાવે છે; તેમાં કંઇ પણ વખાણવા જેવું નથી.

કેશવઃ—

સુશીલા! તું આ નરાધમને માટે જે રીતે દુઃખ વેઠે છે, તેનાથી અર્ધું દુઃખ પણ ભગવાનની સેવા કરવામાં વેઠતી હોત તો

તે અત્યાર સુધીમાં તારા પર પ્રસન્ન થયા હોત. માણસને માટે આટલું બધું કેમ વેઠે છે ?

સુશીલાઃ—

દેવ ! હું તો ભગવાનનીજ સેવા કરૂં છું. હું કર્તવ્યબુદ્ધિથી પ્રેરાઇ ભગવાન ભણી તમારીજ સેવા કરૂં છું. સ્વામીને ભગવાન ન જાણું તો મારી સેવા અધુરી રહી જાય. હું તમારાં ચરણમાં પડી એજ માગું છું કે મારા પતિ અને પ્રભુમાં મારી ભેદબુદ્ધિ ન થાય.

કેશવ—

માનવી રૂપમાં રહેલી દેવી ! આટલે દિવસે હું સમજ્યો કે વિધાતાએ મને અનંત સુખ આપવા માટેજ આ ગરીબ દશા આપી છે. આ મારી ગરિબાઇ નથી પણ સ્વર્ગનું પહેલું પગથિઉં છે. ઐશ્વર્યના મદમાં મસ્ત રહ્યો હોત તો તારાં જેવાં રત્નની પરીક્ષા હું કરી શક્યો હોત નહિ; તેથીજ વિધાતાએ દયા કરી મને ઐશ્વર્યના અધિકારમાંથી છોડાવ્યો છે.

બહારથી અવાજ આવ્યો. કોઇ ભિખારણ ગાતી હતી અને ભોજન માગતી હતી. સુશીલા પતિની સેવા તજી એકદમ બહાર આવી, ભિખારણને માનપૂર્વક બેસાડી ઘરમાંથી અન્ન લાવી ખાવા આપ્યું. ભિખારણે પેટ ભરીને ખાધું અને ખરાં અંતઃકરણપૂર્વક કહેવા લાગી "મા, તેં જેમ મારા પેટની પીડા શાંત કરી છે, તેમ તું પણ દુનિયામાં લાંબા સમય સુધી સુખ ભોગવજે. આ અનાથના આશીર્વાદથી તારી બધી ઇચ્છાઓ પૂરી થશે મા, તું રાજાની રાણી થઇશ અને તારો સ્વામી રાજા થશે."

---

## પ્રકરણ ૧૫ મું.

### રોગનો પ્રકોપ

કાલની ગતિ વિચિત્ર છે. વખત જાય છે, આવે છે અને ફરી ફરીને આવશે પણ આજે જે ભાવે આવશે તે ભાવકાલે રહેવાનો નથી. આ પરિવર્તનશીલ કાલના પ્રભાવથીજ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય થયા કરે છે. આજે સુંદર સૂર્યકિર-

ણોથી શોભતી પ્રકૃતિ તમારૂં મન હરણ કરે છે, તેજ પ્રકૃતિ કાલે તમારાં મનને ક્લેશ આપશે. આજે જે મંદમંદ પવનનો સ્પર્શ તમને શાંતિ આપે છે, તેજ પવન કાલે ગગનભેદી ગર્જનાથી તમારૂં મન કંપાવે છે. આજે રત્નના અલંકારોથી શોભતી જે સુંદર રમણીનાં અતુલ લાવણ્યથી વીજળી પણ તેજ વિનાની થઇ જાય છે; ચંદ્ર લજવાય છે; હાસ્યથી મહેલો ગાજે છે; આનંદનો અંત જણાતો નથી; સુખનો છેડો જણાતો નથી તેજ રમણી કાલે રત્નરાજિવિચ્યુત થઇ ધૂળમાં મળી ગઈ હશે; તે લાવણ્ય, તે ચંચળતા, તે હાસ્ય, તે વીજળી જેવા કટાક્ષ કોણ જાણે કયાંય ગયાં હશે. નિદારૂણ વૈધવ્યની અસહ્ય યાતનાએ તેનું બધું હરણ કર્યું હશે. એ પરિવર્તનશીલ કાલના પ્રભાવથીજ આજે ગૌડની એ અવસ્થાનો આરંભ થયો છે.

અનંત ઐશ્વર્યવાળી લક્ષણાવતી પોતાનાં ગૌરવથી બંગ, વિહાર અને ઓઢીઆમાં પ્રધાન નગરી ગણાય છે. પાલ અને સેનવંશના રાજાઓના વખતથી તેના ગૌરવનો આરંભ થાય છે. મુસલમાનોના અમલમાં તેની શોભા અતિશય વધી ગઈ હતી. વેપાર—વાણિજ્યના વિસ્તારથી, વિદ્યાકળાના અભ્યાસથી અને મુસલમાન નવાબોના વિલાસથી ગૌડનગરમાંની વસતિ દિવસે દિવસે વધ્યે જતી હતી. ધન વધવાથી, પ્રભુતા વધવાથી જે દુર્ગુણો આવે છે, તે બધા દુર્ગુણો ધીમે ધીમે ગૌડનગરવાસીઓમાં આવવા લાગ્યા. દ્વેષ, વેર અને અદેખાઇએ ગૌડનગરને પોતાનું મથક બનાવ્યું, સ્વાર્થાંધતા અને વિલાસમાં ગૌડવાસીઓ ડુબવા લાગ્યા. પાપની કોઇને બીક લાગતી નહિ, પુણ્ય તરફ પ્રીતિ નહોતી, અધર્મથી મન ખેંચાતું નહોતું, સમાજનું શાસન શિથિલ થતું હતું, રાજશાસનમાં પક્ષપાત પેઠો હતો. સત્યને બદલે અસત્ય તરફ લોકોની પ્રીતિ વધતી હતી. વ્યભિચાર વધવા લાગ્યો, ન્યાય જવા લાગ્યો ગુણની કદર ઓછી થવા લાગી. પંડિત અને મૂર્ખમાંનો ભેદ રહ્યો નહિ. બધા પાપસાગરમાં ડુબવા લાગ્યા. આવી અવસ્થા ગૌડમાં કદી થઇ નહોતી. ભગવાન તે કેટલું સહન કરે ? ગૌડની પડતી નિવારી શકાઇ નહિ.

દુઃસાધ્ય રોગના હુમલાથી ગૌડ ઉજ્જડ થવા લાગ્યું. પહેલાં એક ગામડાંમાં રોગ જણાયો. એક બે કરતાં દરરોજ વીસપચીસ મરણો થવા લાગ્યાં. દરરોજ મરણની સંખ્યા વધવા લાગી. સંખ્યા સો ઉપર ગઇ, ધીમે ધીમે દરરોજ હજારો માણસો મરણનાં મ્હોંમાં ઝંપલાવા

લાગ્યાં. દરેક ગામડાંમાં હાહાકાર ઉઠવા લાગ્યો. ભયંકર મહામારીમાં નગર ઉજ્જડ થવા લાગ્યાં. આ ભયંકર રોગની ચિકિત્સા થઇ શકતી નહોતી. ઔષધ રોગીને બચાવી શકતું નહોતું; વૈદો રોગ શાંત કરી શક્યા નહિ. જોતજોતામાં મોટા મોટા કસ્બાઓ ઉજડ થઇ ગયા.

કોણુ કોની સંભાળ રાખે! કોણુ કોની દવા કરવાવે? બધાં પોતપોતાને સંભાળવા લાગ્યાં. બાળ્યા કે દાટયા વિનાનાં અસંખ્ય શબો રસ્તાની બેઉ બાજૂએ ખડકાવા લાગ્યાં. હિંદુ કે મુસલમાન, બ્રાહ્મણુ કે શૂદ્ર, ધનવાન કે ગરીબ બધાંની એકજ દશા થવા લાગી. જેઓથી બની શક્યું તે જીવનની બીકથી નાસી ગયાં. પરંતુ જાય ક્યાં? રોગ પણુ સાથેજ જવા લાગ્યો, નાસતાં માણુસોમાંના ઘણાંખરાં તો રસ્તામાંજ મરણુ પામ્યાં. થોડાં ઘણાં બીજે ગામે પહોંચ્યાં, પણુ પહોંચ્યાં કે તરત મૃત્યુદેવના મ્હોંમાં સપડાયાં. શહેર ભયંકર સ્મશાન જેવું બની ગયું. બંગાળાના સુબેદાર સુનાયબખાંએ આ રોગમાં દેહ તજ્યો. ગૌડની અવસ્થા અતિ ખરાબ થઇ ગઇ. ગૌડના નન્દનવન જેવા બાગો સ્મશાનતુલ્ય થઈ ગયા, મનહરણુ કરનારી સુંદર સ્ત્રીઓનાં ગાયનોથી ગાજતા બાગો ઘુવડના શબ્દોથી ગાજવા લાગ્યા. કિલ્લાનાં દ્વારો પર સૈનિકો નહોતા. બજારોમાં માણુસનું જણ્યું દેખાતું નહોતું. નદીના ઘાટોપર વેપારીઓનાં વહાણોનું નામ નિશાન પણુ જણાતું નહોતું. હમામખાનાં પાઠશાળાઓ, શિલ્પશાળાઓ બધાં સુનકાર થઇ ગયાં હતાં. કોલાહલથી મુખરિત બની ગયેલી ગૌડનગરી અત્યારે સુમસુમાકાર શૂન્યતાથી છવાઇ ગઇ છે. મહામારી ધીમે ધીમે ભયંકર મૂર્તિ ધારણુ કરે છે. ગૌડના વૃદ્ધ હાડપિંજર જેવા બની ગયેલા રહેવાશીઓ નસીબપર આધાર રાખી બેઠા છે. તેઓ કરે પણુ શું? આ ભયંકર દૈવ વિડમ્બનાનું નિવારણુ કરવાનું કામ મનુષ્યોના હાથમાં નહોતું. હાય! કેટલીએ પ્રફુલ્લ અરવિન્દ સમાન નવોઢા સ્ત્રીઓ સ્વામીની છાતીપર તરવારનો ઘા મારી અકાળે મરણુ પામી છે, કેટલીએ કળી જેવી યુવતીઓ ખીલતાં ખીલતાં પિતા માતાને હંમેશને માટે રડાવી ચાલી ગઈ છે. સંસારનું એક માત્ર અવલંબન નવીન સ્વામી, પત્ની, પુત્રને અગાધ સલિલમાં હડસેલી આ લોકનો ત્યાગ કરી ગયા છે. રોગની દવા લાગુ પડતી નહોતી; રોગીની ચાકરી થતી નહોતી; શબનો સત્કાર થતો નહોતો. શબના ઢગલામાંથી નીકળતી દુર્ગંધથી રોગ ફેલાતો જતો હતો.

આ ઘોર દુર્દિનમાં કોઇ પણ રક્ષણ કરનાર, સેવા કરનાર કે સહાનુભૂતિ બતાવનાર નહોતું. બિચારા નગરવાસીઓ શું આ પ્રકારે અનંત યાતનાથી દગ્ધ થઇ પ્રાણ તજશે ? વિધાતાનો કોપ શું શાન્ત નહિ થાય ? ના, ના, તે અનંત દયાના આધાર પ્રભુનાં કાર્યમાં નિષ્ઠુરતાનો ગંધ માત્ર નથી. તે પાપી, પાખંડીનો તિરસ્કાર કરતો નથી. તે દયાળુ અવશ્ય આ પીડાતા રોગીઓનો રોગ મટાડશે.

જૂઓ—ભગવાને કૃપા કરી છે. સેંકડો સહાય કરનારાઓનો આવિર્ભાવ થયો છે. એ સહાયકારી ટોળામાં જોગી, જતી, સંન્યાસી અને ગૃહસ્થ બધાંનો સમાવેશ થાય છે. આ ઇશ્વરે પ્રેરેલાં ટોળામાં સ્ત્રી, પુરુષ અને બાળકો પણ જોડાયાં છે. પીડિતની સેવા કરવી. રોગીની દવા કરવાનું અને શબોને ઠેકાણે પાડવાનું કામ તેમણે માથે ઉપાડી લીધું. ખાવું પીવું તજી તેઓ એક મનવડે એ કામ કરવા લાગ્યા. એ ટોળાંમાંના કોઇને રોગીપર તિરસ્કાર આવતો નહોતો, રોગીનાં મળમૂત્ર ધોતાં સુગ ચઢતી નહોતી, રોગ થવાની ધાસ્તી લાગતી નહોતી; તેઓ વિના ગરબડે સડતાં શબોની વ્યવસ્થા કરવા લાગ્યા. નોકર ચાકરોની પણ સેવા કરે છે. પૈસા અને શક્તિ વગેરે વિવિધ ઉપાયોથી બીજાને સુખી કરે છે. એ ટોળાંને ભગવાનની સહાયતા હતી; તેનાં કાર્યોપરથી એ વાત સ્પષ્ટ જણાતી હતી. આ સહાયતા એ દયાળુ સર્વશક્તિમાનની પ્રેરણાથીજ થતી હતી. ટોળાંમાના કોઇએ શબોનો સત્કાર કરવાનો, કોઇએ દવા કરવાનો તો કોઇએ સેવા કરવાનો ભાર માથે લીધો છે; કોઇ જરૂર પડતું દ્રવ્ય પૂરૂં પાડે છે. આ બધા કર્મવીરોને જોતાં દેવતાનું સ્મરણ થાય છે. દેવતા ન હોય તો આવું અસાધારણ કાર્ય થઇ શકે ? મનુષ્યો શું આવી નિર્વિકાર સ્થિતિ રાખી શ્રમ સહન કરે કે ? તે માટેજ અમે કહીએ છીએ કે આ લોકો દેવતાઓ છે, આ કાર્ય દેવતાનું છે, મનુષ્યનું નથી. ગૌડની અવદશા જોઈ દેવતાઓ સશરીર ગૌડભૂમિપર અવતર્યા છે અને માણસોનો બચાવ કરે છે; હવે ગૌડની દુર્દશા દૂર થશે. સુંદર ગૌડ આ વખતે સર્વગ્રાસી કરાલ કાલના પંજામાંથી છૂટશે.

આપણો પૂર્વ પરિચિત રાજા રતિકાન્તરાય, હરસુંદરી અને શશીમુખી વગેરે મહા ઉત્સાહપૂર્વક આ કાર્યમાં જોડાયલાં છે વિજયમહારાજા અને વીરેન્દ્રરાજા ઘણું દ્રવ્ય લઈ પોતાના નોકરો સાથે આવી પહોંચ્યા છે. લોકોનો અને પૈસાનો તોટો નથી. જે કાંઈ જોઇએ તે

બધું તે પૂરૂં પાડે છે. ઉમાશંકર આ વખતે પાપનું પ્રાયશ્ચિત કરે છે. ઉમાશંકર પ્રાણની માયા તજી, શરીરનો સ્નેહ તજી, સાધ્ય-કે અસાધ્ય બાબતનો વિચાર કર્યા સિવાય દરેક કામ કરવાને તત્પર થયો છે. ઉમાશંકરે આજે પરમ યોગી–ઘોર તપસ્વીને પણ હઠાવ્યો છે. કંઇપણ આનાકાની વિના દરેક કાર્યમાં ઉમાશંકર અગ્રેસરતાનીભર્યો ભાગ લે છે. અત્યારે તેને જોઇ કોણ કહે તેમ છે કે એ અહંકારની મૂર્તિ ઉમાશંકર છે !

એકલા ઉમાશંકરેજ અસંખ્ય શબોને બાળ્યાં તથા દાટયાં છે. પોતાનાથી બની શકે તેવાં કાર્યમાં એ બીજાંની મદદ લેતો નથી. તેને રોગીનાં મળમૂત્રની સૂગ ચઢતી નથી. ફક્ત કામ કરવામાંજ ઉમાશંકર મશગુલ છે. ઉમાશંકર મશગુલ છે, ઉમાશંકર ઘેર ઘેર ભટકી રોગીઓની તપાસ કરે છે; દરેક રસ્તામાં ફરી શબોની તપાસ કરે છે. નગરની સીમાપર ઉમાશંકર રોગીની શોધ ખોળ કરવા ભટકતો ભટકતો કેશવલાલને ઘેર આવી પહોંચ્યો. તેણે જોયું કે પતિ પત્ની બંને પથારીવશ થયાં છે. આગળ એક નાનું બાળક ઉંચે અવાજે મા–બાપને બોલાવે છે. તે પણ હાડપિંજર જેવું થઇ ગયું છે. તેને પણ રોગ લાગુ પડયો છે. શિશુ બૂમો પાડે છે, પણ તેનાં મા–બાપ અચેતન હોવાથી જવાબ આપતાં નથી; ઉમાશંકરે તરતજ બાળકને ઉપાડી લીધું. તેની આંખોમાંથી આંસુ પડવા લાગ્યાં. મહાપાપી ઉમાશંકર આજે દેવતા બન્યો છે; તેથીજ બાળકના દુઃખે તેનું હૃદય ગળી ગયું, બાળકને રોગી અવસ્થામાં અપાય તેવો ખોરાક આપી તેને શાંત પાડવા લાગ્યો. પછી તેને ઉપાડી દોડતો દોડતો સર્વાનંદ સ્વામી પાસે આવી પહોંચ્યો. તેણે કહ્યું, " મહારાજ, આવો ! આ હૃદયભેદી દેખાવ હું જોઇ શકતો નથી. ઉજ્જડ બનેલાં ગામડાંનાં સેંકડો દશ્યો જોઈ હું દુઃખી થયો છું પરંતુ આવું હૃદયભેદી–આવું ભયંકર દશ્ય મેં કયાંય જોયું નથી. દેવ! આપ સર્વવિદ્યાવિશારદ છો. માણસની શક્તિ બહાર હોયતો દૈવી શક્તિ અજમાવીને પણ આ ત્રણ પ્રાણીઓના જીવ બચાવવા પડશે. "

સ્વામિજી ઉતાવળે પગલે ઉમાશંકર સાથે કેશવલાલના મકાનમાં આવી પહોંચ્યા, તેમણે જોયું કે પતિ પત્ની ભયંકર રોગથી ઘેરાઇ મડદાંની માફક પડયાં છે. સ્વામીની આંખમાં આંસુ કેમ બેટા ! " એમ કહી એક પિંગળી જટાવાળો મહા યોગી ઘરમાં આવ્યો, સર્વા-

નંદ સ્વામીએ પાછળ જોયું તો–પરમહંસ પરમાનંદ સ્વામીને જોયા.

સર્વાનન્દ સ્વામીએ કહ્યું–"ગુરૂદેવ ! આ ભયંકર દેખાવથી મારો સંન્યાસ ઉડી ગયો છે. કોણ જાણે શાથી આ શય્યાપર પડેલા યુવકને જોઇ મારી હૃદયતંત્રી છિન્ન ભિન્ન થઇ જાય છે. દેવ ! આજે હું સંસારથી વિરાગ પામેલો સંન્યાસી નથી, પરંતુ ઘોરમાયાથી બદ્ધ થયેલા ગૃહસ્થથી પણ અધમ બની ગયો છું. ગુરૂદેવ ! મારી આવી અવસ્થા કેમ થઇ ? મારા હૃદયે આવી દુર્બળતાનો આશ્રય કેમ લીધો ? આપની દયાથી ઉંચા શિખર પર ચઢવા છતાં મારૂં અધઃપતન શા માટે થાય છે ? ગુરૂ ! સંસાર સમુદ્રના સુકાની ! કૃપા કરી મારા હૃદયનો અંધકાર દૂર કરો, કે જેથી હું માયાની બેડીમાંથી છૂટું."

પરમહંસદેવે થોડીવાર વિચાર કરી કહ્યું, "વત્સ ! પ્રકૃતિથી ઉત્પન્ન થયેલી અવસ્યંભાવી ઘટનાની ઝાંખી છાયા પડવાથી આજે તને આવો માનસિક વિકાર થયો છે, આ વિકાર સ્થાયી નથી; તો પણ તેનો અંકુરમાંથી નાશ કરવો એ કર્તવ્ય નથી એમ માની ધૈર્ય રાખવું પડશે. આ નિગૂઢ રહસ્ય ભેદવાનો હજુ સુમય આવ્યો નથી, તેથી તારે હાલમાં અંધકારમાં રહેવું પડશે. વખત આવ્યે બધું જાણી શકશે; મનનો વિકારપણ જતો રહેશે.

એ વખતે રાજા રતિકાન્તરાય, હરસુંદરી દેવી, શશી, વિજય મહારાજા અને વીરેન્દ્રરાજા વગેરે આવી પહોંચ્યાં. સુશીલા અને કેશવલાલની હૃદયવિદારક અવસ્થાની વાત સાંભળી બધાં રડતાં રડતાં ત્યાં આવી પહોંચ્યાં. સાંભળેલી વાત પ્રત્યક્ષ થયેલી જોઇ તેમનાં દુઃખનો પાર રહ્યો નહિ. પરંતુ રતિકાન્તની અવસ્થા બહુજ શોચનીય હતી. સર્વાનંદ સ્વામીની પેઠે તેનું હૃદયપણ આજે શોકના ઉચ્છ્વાસથી ભરપૂર બની ગયું. પર્વત સમાન અચળ રતિકાન્ત બાળકના જેવો બની ગયો. આમ કેમ થયું તે પોતે સમજી શક્યો નહિ. છેવટે તે પણ પરમહંસના પગમાં પડી પૂછવા લાગ્યો–"ગુરૂદેવ ! મને આ શું થયું ? આ રોગથી દુબળી પડી ગયેલી સુશીલા સુંદરીને જોઇ મારો વાત્સલ્ય સ્નેહ ઉછળી પડે છે તેનું કારણ શું ! કોઇ મને કહે છે કે એ તારી ખોવાઇ ગયેલી ભત્રીજી ઉમાસુંદરી છે; પરંતુ એનાં ફીકાં મ્હોંપર કંઇ સરખામણીનું ચિહ્ન જોઇ શકતો નથી. પ્રભો ! મારો જીવ ઉપદેશ માનવા ઇચ્છતો નથી. ગમે તેમ પણ આને જીવનદાન આપવું પડશે." એમ કહી કઠોર કર્મત્યાગી રતિકાન્ત, બાળકની માફક રડવા લાગ્યો.

એ વખતે સ્વામીજીની શિષ્યમંડળી, ઉમાશંકર, વિજય, વીરેન્દ્ર વગેરેએ આવી સ્વામીજીને કહ્યું. "મહારાજ! આપ દેવતા છો. આપ ઈચ્છા કરશો તો અતિ સહજ વાતમાં આ લોકો રોગમુક્ત થશે."

હરસુંદરીનો બ્રહ્મચર્ય ભાવ જતો રહ્યો; તે તો સુશીલાનું માથું ખોળામાં લઇ નિમેષ નેત્રે તેનું મ્હોં જોવા લાગી અને આંખોમાંનાં પાણીથી તેની છાતી પલાળવા લાગી. સર્વાનંદ દૂર ઉભો હતો. પરંતુ કેશવલાલનાં મ્હોંપરથી આંખો ખસેડી શકતો નહોતો. એક વખતે કઠોર બની ચાલ્યા જવાની ઇચ્છા કરી પણ ચાલ્યું જવાયું નહિ. તેને કોણ જાણે કોણે છેદી ન શકાય એવાં બંધનથી બાંધી રાખ્યો.

શશીમુખી મૃદુ મૃદુ હાસ્ય કરતી હતી અને રોગી તથા રોગિણીની સેવા કરતી હતી.

ઉમાશંકર બધાં કરતાં વધુ યત્ન કરતો હતો. કેવી રીતે તેઓ સારાં થાય, કેવી રીતે તેમનાપર ઉપકાર કરી શકાય તે કરવા માટે ઉમાશંકર ગાંડો બની ગયો છે. જ્યારે જેની જરૂર પડે તે ત્યારે હાજર કરે છે.

આ વખતે બધાંએ એકઠાં મળી સ્વામીજીને રોગીને સાજા કરવાની વિનંતિ કરી બધાંની પ્રાર્થનાથી દયા લાવી સ્વામીજીએ કહ્યું, "તમે બધાં જ્યારે વિનંતિ કરો છો, ત્યારે હું તેઓમાંનાં એકને બચાવીશ. કહો કોને બચાવું ? તમને વધુ વહાલું કોણ છે, જે હોય તેને હું બચાવું."

સ્વામીજીનાં વચનોથી બધાં હતાશ થઇ ગયાં. એકના જીવ બચવાથી તેઓ સંતુષ્ટ થાય તેમ નહોતું; તેઓએ ત્રણેને બચાવવાનું કહ્યું.

સ્વામીજીએ કહ્યું—"એમ બની શકશે નહિ. મારામાં એટલી બધી અલૌકિક શક્તિ નથી કે જે વડે ત્રણેને બચાવી શકું."

ત્યારે બધાં બોલી ઉઠયાં, "દેવ! જો ત્રણેને ન બચાવાય તો કોઇને પણ બચાવવાની જરૂર નથી. પણ એટલી દયા કરો કે અમે બધાં પણ એમની સાથેજ આ રોગથી મરણ પામીએ. અમે તેઓનું દુઃખ જોઇ શકતાં નથી. તેઓ અધર્મી હોત તો અમે આપને આટલું બધું કહેત નહિ. સાંભળવા મુજબ બીજાનું ભલું કરવું એ તેઓનું જીવનવ્રત હતું. આ બંનેનાં વખાણો ચારે તરફ સંભળાય છે. તેઓનું જેવું રૂપ છે તેવાજ ગુણો છે. આ સુશીલાસુંદરીની સ્વામી ભક્તિ

અતુલનીય છે. સાંભળવા મુજબ આ યુવતી રાજાની કન્યા છે. રાજ દરબારમાં ઉછરી છે છતાં ગરીબાઇ ભોગવે છે. વળી આ ગરીબાઇમાંજ તેનું ગૌરવ વધ્યું છે; સૌરભ ફેલાયો છે. જુઓ-ઘર કેવું ચોક્ખું છે, પદાર્થો કેવી સુંદર રીતે ગોઠવ્યા છે. દાસ—દાસી નથી, રસોઇ કરનાર રસોયા નથી, છતાં આ લક્ષ્મી સ્વરૂપિણી દેવીની ગોઠવણીથી આ દરિદ્રપુરી સુવર્ણ પુરી બની ગયેલ છે, આ યુવાનનું ચરિત્રપણ યુવતી જેવુંજ છે એના જેવો સજ્જન કોઇ જણાતો નથી. અમે તેઓનાં વખાણો સાંભળી મુગ્ધ બન્યા છીએ, બધા લોકો પોત પોતાની અવસ્થા વિસરી તેને માટે દુઃખી છે. બધાં તેઓને બચાવવાને અંતઃકરણ પૂર્વક માગણી કરે છે."

સ્વામીજીએ કહ્યું—"તમારી બધાની ઇચ્છા વિરૂદ્ધ કામ કરવું એવી મારી ઇચ્છા નથી. વારૂ, એ ત્રણે બચશે, પરંતુ એમને માટે તમારે એક કાર્ય કરવું પડશે, રોગી યુવકનું લોહી ખરાબ થઇ ગયું છે, માટે તે લોહીને સુધારવું જોઇએ અગર તેનાં શરીરમાં મોટા પ્રમાણમાં શુદ્ધ લોહી નાખવું જોઇએ. તમારામાંનો કોઈ જો પોતાનું લોહી આપવા તૈયાર થતો હોય તો આગળ આવો. એક ખાસ યંત્રદ્વારા તેનું લોહી રોગીનાં શરીરમાં નાખવું પડશે. સ્ત્રીઓનાં લોહીથી કાર્ય સરશે નહિ, તે વખતે "હું લોહી આપીશ." હું લોહી આપીશના પોકારોથી મકાન ગાજવા લાગ્યું. બધાં લોહી આપવા તૈયાર થયાં.

રતિકાન્તે કહ્યું, "ગુરૂદેવ ! હું ઘરડો થયો છું; માટે હવે ઘણા દિવસ ગાળવાનો નથી. મારી ઇચ્છા છે કે આ યુવકને લોહીનું દાન કરી મારૂં જીવતર સફળ કરૂં."

વિજયમહારાજાએ કહ્યું, "દેવ ! રાજા ઘરડા છે તેથી તેનાં લોહીથી જોઇએ તેટલો ફાયદો થશે નહિ. હું યુવાન છું; માટે કૃપા કરી આ અધમનું લોહી લો અને આ યુવકનો જીવ બચાવો હું આનંદપૂર્વક લોહી આપી કૃતાર્થ થાઉં."

વીરેન્દ્રે આગળ આવી કહ્યું, "પ્રભો ! વિજયમહારાજા, બધી બાબતોમાં બિહાર-બંગાળા તથા ઓરિસામાં આગેવાન છે, માટે એવા ઉપયોગી માણસનું લોહી ન લેતાં આ નકામા મનુષ્યનું લોહી સ્વીકારો. આવાં કાર્યમાં મારૂં લોહી આપી હું મારૂં જીવતર સફળ કરૂં. તે માટે આપ મને પરવાનગી આપો. સ્વામીજીના શિષ્યો પણ એક પછી એક પ્રાર્થના કરવા લાગ્યા. તેમાં સર્વાનંદ સ્વામીએ તો અતિશય

આગ્રહ કર્યો. સ્વામીજી નિર્વાક બની ગયા. કોઇની વાતનો ઉત્તર ન આપતાં ગંભીરતાથી બધાંની વિનંતિ સાંભળવા લાગ્યા.

ઉમાશંકરે સ્વામીજી પાસે પછાટ ખાઇ ઉંચે અવાજે રૂદન કરતાં કહ્યું, "દયામય ! મારી વિનંતિ સાંભળવીજ પડશે; નહિ સાંભળો તો હું આપઘાત કરીશ. મારા જેવા અતિ પાપીનાં લોહીથી જો યુવાનનો જીવ બચશે તો મારાં અતુલનીય પાપોનુ જરાપણ પ્રાયશ્ચિત થશે. દેવ ! પ્રભો ! મને એ સુખથી વંચિત કરશો નહિ." એમ કહી ઉમાશંકર બહુજ આગ્રહ કરવા લાગ્યો.

સ્વામીજીએ કહ્યું, "ઉમાશંકર, નકામો આપઘાત શામાટે કરે છે ? લોહી આપવાથી તારૂં મરણ થશે. તેં ઘણાં પાપો કર્યાં છે એ ખરૂં, પરંતુ એ બધામાંથી મુક્તિ મળે તેમ છે; આપઘાત કરવાથી એ કાર્ય બની શકશે નહિ; માટે એ વિચાર તજી દે."

ઉમાશંકરે કહ્યું—દેવ, મેં ઘણાં પાપો કર્યા છે, અને તે માટે હું પ્રબલ અનુતાપ કરૂં છું. પરંતુ એ બધાં પાપોમાંનું એક પાપ મને વીંછીની પેઠે ડંખે છે. તે દુઃખ એક ક્ષણ પણ મને વિરામ લેવા દેતું નથી. આજે આ યુવકનું મોં જોઈ એ પાપની સ્મૃતિરૂપી દુઃખ તાજું થઇ આવ્યું છે. અરેરે! કેવી પીડા! આના કરતાં તો વીંછી અગર સર્પનો દશહજાર દરજ્જે સારો છે. પ્રભો ! પ્રાણ જાય છે. પ્રાણતો જશેજ. તોપણ આ કાર્યમાં પ્રાણ આપી શકીશ તો મારૂં દુઃખ ઘણા પ્રમાણમાં ઓછું થશે. પ્રભો! આજ્ઞા આપો, હું લોહી આપું. આપઘાત હોય કે ગમે તે હોય, પ્રાણ જતાં વેદના થોડી ઘડીનો શમશે. જીવતા રહી અનંત પીડાઓથી પીડાવા કરતાં જીવ આપી નિદારૂણ પીડાને શાંત કરવાથી મને પરમશાંતિ મળશે.

પરમહંસદેવે ઉમાશંકરનો આગ્રહ જોઇ કહ્યું, "વત્સ ઉમાશંકર, હું તારો આગ્રહ જોઈ અતિ આનંદ પામ્યો છું. હું જાણુંછું કે અત્યંત પસ્તાવાના અગ્નિથી બળતો રહી તું અતિ પીડા પામે છે; પરંતુ એ પસ્તાવાથીજ તારાં પાપો બળી જશે. હવે તું દુઃખથી છુટી જશે. તુંજ આ કાર્ય કરવાને યોગ્ય પાત્ર છે, તે હું સ્વીકારૂં છું. જોજે મરણ વખતે પણ તારી દૃઢતા અચળ રહેવી જોઇએ. મરણ વખતે કાયરતા બતાવીશ તો તું બધું ગુમાવીશ." ઉમાશંકર, પરમાનંદ સ્વામીના ચરણોમાં પડયો.

ભગવાં લુગડાં અને રૂદ્રાક્ષની માળાથી શોભતા અભયાનંદ

સ્વામી એક સાંડસી લઇ રોગીની પથારી પાસે આવ્યા. સાંડસીની ટોચે ઝીણી અણીવાળી સોય હતી. અભયાનંદે સાંડસી બતાવી ઉમાશંકરને કહ્યું, "ઉમાશંકરરાય! આની સહાયતાવડે તમારૂં લોહી ખેંચવામાં આવશે. લોહીનો પ્રવાહ બંધ થતાં આ સાંડસીવડે તમારૂં માંસ કાપી ફરીથી યંત્રનો પ્રયોગ કરીશ, તેથી દુઃખ ઘણું થશે; સહન કરી શકશો ?"

ઉમાશંકરે એક વખત રોગીના મુખ સામું જોયું. માનસશાસ્ત્રી સ્વામીદેવ સામેજ ઉભા હતા. તેણે ગંભીરે અવાજે કહ્યું, "ઉમાશંકર! આનાકાની કરે છે ? વારૂ, લોહી આપવાની જરૂર નથી."

ઉમાશંકરે હાથ જોડી કહ્યું. "દેવ ! બીતો નથી; આનાકાની કરી છે ખરી; પરંતુ તે પ્રાણની માયાથી નહિ. મેં જે યુવકનું બધું લૂટી લીધું છે; તેને મરતો મૂકયો હતો; અને જેની પત્ની–" ઉમાશંકરથી વધુ બોલાયું નહિ, તે રડવા લાગ્યો. થોડીવાર પછી બોલ્યો, "મેં સાંભળ્યું છે કે તે યુવક જીવથી મૂઓ નથી. સાદૃશ્ય જોઇ આ યુવકજ તે યુવક છે એમ મેં ધાર્યું છે; પરંતુ એક ક્ષણ માટે મને વિચાર આવ્યો–એવો સંદેહ ઉત્પન્ન થયો કે આ જો તે યુવક ન હોય તો ? તેથીજ આનાકાની કરી છે. પ્રાણના ભયથી નહિ."

પરમહંસદેવે કહ્યું—

"વારૂ, ધાર કે આ તે યુવક નથી, તો પછી લોહી શા માટે આપે છે ?"

ઉમાશંકરે કહ્યું—

"એ ગમે તે હોય પણ હું લોહી આપી મારૂં પાપ ધોઇશ."

પછી અભયાનંદસ્વામીએ ઉમાશંકરનાં શરીરપર યંત્ર મૂક્યું. ઉમાશંકર આનંદપૂર્વક લોહી આપવા તૈયાર થયો. તેના અતિ આગ્રહથી સ્વામીજીએ કહ્યું, "વત્સ ! હવે લોહી આપવાની જરૂર નથી; યુવક હમણાંજ રોગમુક્ત થશે. તેમાં પણ તું નિષ્પાપ થવાથી તેનું આરોગ્ય જલદી સુધરશે, તેં જેના તરફ અત્યાચાર કર્યો હતો તે આ જ યુવક છે. તારી બીકથી તે પોતાનું નામ, વંશ વગેરે છુપાવી છુપાવેશે અહિં રહે છે. એ બધી વાત અત્યારે જાહેર કરીશ નહિ. રોગમુક્ત થશે એટલે બધી વાત જાહેર થશે. એમ કહી સ્વામીજીએ યોગ જીવનને બોલાવી રોગીઓને સાજાં કરવાની આજ્ઞા આપી. યોગજીવને એક ખાસ પ્રક્રિયાવડે સુશીલાસુંદરી, કેશવલાલ અને પેલાં બાળકને સાજાં કર્યાં. યુવકનાં શરીરપર પૂર્વનું સૌન્દર્ય પાછું આવ્યું. સર્વા-

નંદ સ્વામીએ બૂમ પાડી કેશવલાલને પોતાની છાતી સરખો ચાંપ્યો. રતિકાન્તરાય અને હરસુંદરીએ મા! મા! કહી સુશીલાસુંદરીને ખોળા-પર લીધી. બાળક ઘડીમાં સર્વાનંદને, ઘડીમાં હરસુંદરીને, ઘડીમાં રતિ-કાન્તરાયને અને ઘડીમાં મા બાપને ખોળે જવા લાગ્યો. સ્વામીજીએ પણ તેને ખોળાપર લઈ આશીર્વાદ આપ્યા. ત્યારે બધાં આનંદ પામી સ્વામીજીનાં ચરણોમાં પડયાં. ઉમાશંકર રડતો રડતો યુવકની દયા માગવા લાગ્યો.

સુધાંશુમોહને ( કેશવલાલે ) અંતઃકરણ પૂર્વક ઉમાશંકરને ક્ષમા આપી અને સ્વામીના પગમાં પડી કૃતજ્ઞતા બતાવી સ્વામીજીએ કહ્યું, "સુધાંશુમોહન ? તારા ગુણની વાત મેં સાંભળી છે, આજે તારી ઉદારતા જોઈ મને ઘણો આનંદ થયો છે, તારૂં સારૂં થશે.

ઉમાશંકરે કહ્યું, "દેવ ! ભગવાનની કૃપાથી વિજયકુમારને અ-તુલ ઐશ્વર્ય મળ્યું છે. તેને કોઇ પણ જાતનો અભાવ નથી, માટે મારી ઇચ્છા છે કે મારી બધી સંપત્તિ સુધાંશુ મોહનને આપી પૂર્વે કરેલાં પાપનું પ્રાયશ્ચિત કરૂં."

રતિકાન્તે કહ્યું, "રાયજી ! તમારે તમારી સંપત્તિ આપવાની જરૂર નથી. મારા ભાઇ નિશિકાન્ત અતુલ ઐશ્વર્યવાળા હતા. તેની બધી મિલ્કત મારી પાસે આવી છે. હું તે બધું મારી વહાલી ભત્રીજી ઉમાસુંદરીને આપીશ; વળી મારા ભાઇને રાજાની પદવી મળી હતી તે બાદશાહના દરબારમાં પ્રયત્ન કરી સુધાંશુમોહનને અપાવીશ."

વિજય મહારાજે કહ્યું, "તે ભાર મારા પર લઉં છું."

સર્વાનંદ સ્વામીએ ઘણા દિવસો થયાં સંસાર તજ્યો હતો. પત્ની અને બાળક પુત્ર સુધાંશુમોહનને ઘેર રાખી સર્વાનંદ સંન્યાસી થયા હતા. સુધાંશુ ઉમરમાં આવ્યો એટલે રાજા રતિકાન્તરાયના ભાઇ નિશિકાન્તરાયની એકની એક દીકરી ઉમાસુંદરી સાથે તેના લગ્ન થયાં. રાજાને સંતાન ન હોવાથી સુધાંશુ પુત્રની માફક રાજમહેલમાં ઉછરવા લાગ્યો. રાજાની સાથે ઉમાશંકરને શત્રુવટ હતી. ઉમાશંકરે જુદાં જુદાં તરકટો રચી રાજાને દુઃખમાં નાખવાનો પ્રયત્ન કર્યો. એને લીધે બંને વચ્ચે લડાઇ ટંટો થતા હતા. એક વખત એક ગામને લીધે બંનેને યુદ્ધ થયું. નિશિકાન્ત વીર પુરૂષ હતો. તે ઉમાશંકરથી શામાટે ડરે? ઉમાશંકર નવાબનો માનીતો થયો છતાં નિશિકાન્ત તેને ધિક્કારતો હતો. તે માટેજ આ ગામ લેવાનો પ્રયત્ન થયો હતો. બંને

પક્ષો લડાઈ કરવા તૈયાર થયા. ઉમાશંકર બંગાળાના નવાબની સહાયતા લઇ પોતાના પક્ષને મજબૂત બનાવી લાવ્યો હતો, એટલે લડાઇમાં નિશિકાન્તની હાર થઇ. ફક્ત પરાજય નહિ પણ નિશિકાન્ત મરાયો. તેનો જમાઈ સુધાંશુમોહન પણ આ લડાઇ વખતે હાજર હતો તેના માથાપર પણ જબરો જખમ થયો. તેના પક્ષનાં અને ઉમાશંકરના પક્ષનાં બધાં માણસો જાણતાં હતાં કે સુધાંશુમોહન મરણ પામ્યો છે. દુર્મતિવાળા ઉમાશંકરે તે વખતે ઉમાસુંદરીને પકડવા માણસો મોકલ્યાં. ઉમાસુંદરી અતિશય રૂપાળી હતી તેથી તેને નવાબના હાથમાં સોંપી પોતાનું કામ કાઢી લેવાનો ઇરાદો ઉમાશંકરે રાખ્યો હતો. પરંતુ બહુ શોધખોળ કરવા છતાં ઉમાસુંદરીનો પત્તો લાગ્યો નહિ. આ તરફથી સુધાંશુમોહન જીવતો છે એવી ખબર ઉમાશંકરને મળી. ત્યારે તે દેશ દેશ એમની શોધ કરવા માણસો મોકલવા લાગ્યો. પરંતુ કયાંય પણ તેનો પતો મળ્યો નહિ. નિશિકાન્તની સંપત્તિ નવાબે જપ્ત કરી એને લીધે રતિકાન્તરાય સાથે ઉમાશંકરને વિવાદ થયો. દારિદખાંના અમલમાં રતિકાન્ત ખરાબ અવસ્થામાં હતો છતાં તેમણે પોતાની ભત્રીજી અને જમાઇની શોધ કરવામાં કચાશ રાખી નહિ. પરંતુ તેઓએ નામ, ધામ અને વંશનું નામ છુપાવી છુપો વેશ ધારણ કર્યો હોવાથી તેમનો પત્તો મળ્યો નહિ. દારિદખાંના પરાજય પછીજ સુધાંશુમોહને નવાબ સરકારની નોકરી સ્વીકારી હતી; અને નામ છુપાવી ગૌડના સરહદપર અતિ સાધારણ અવસ્થામાં રહેતો હતો. એથી કોઇપણ તેને ઓળખતું નહોતું. અને આ પ્રબળ રોગમાં સપડાયો ન હોત તો કદાચ તેને હંમેશને માટે છુપું રહેવું પડત. ઉમાશંકરને લીધેજ તેનો વૈભવ પાછો મળ્યો. સર્વાનંદ સ્વામી પુત્રને છાતીસરખો ચાંપી રડતા રડતા કહેવા લાગ્યા, "વત્સ ! સંતાનના સ્નેહમાં અંધ બની હું આલોક અને પરલોક ગુમાવવા તૈયાર થયો છું. મને રજા આપ. હું આશીર્વાદ આપું છું કે તું સુખી થઈ તારી સુયોગ પત્ની સાથે સંસાર ભોગવજે. તેં નસીબના જોરથી સીતા, સાવિત્રી અને દમયંતી જેવી સતી સ્ત્રી મેળવી છે. એ પત્નીને લીધે તું બધું મેળવી શકીશ. સુધાંશુમોહન પિતાના ચરણોમાં પડયો અને રૂદન કરતો કરતો કહેવા લાગ્યો–પિતૃદેવ ! શાસ્ત્રમાં જોયું છે કે—

**पिता स्वर्गः पिता धर्मः पिताहि परमं देवः ।**
**पितरि प्रीतिमापन्ने प्रियन्ते सर्वदेवताः ॥**

પરંતુ મારાં કર્મ નસીબે તેમાંનું કંઈ થયું નહિ. હું પિતાની સેવા કરી જીવનને સફળ કરી શક્યો નહિ.

સર્વાનન્દ સ્વામીએ કહ્યુ, "બાપુ! ગુરૂની કૃપાથી સંસારથી હું મુક્ત થયો છે; જો નસીબનાં જોરથી ચિત્ત સ્થિર રાખી શકીશ તો મુક્તિ મેળવી શકીશ. પરંતુ તે શું મારા નસીબમાં લખ્યું હશે?"

સુધાંશુમોહને પિતાની પદરજ લઇ કહ્યું, "પિતા! માતા સ્વર્ગમાં ગયાં છે, આપ સંસારત્યાગી યોગી છો. ત્યારે આ હતભાગ્ય સંતાન કોની સાથે રહેશે? રજા આપો તો હું પણ આપની સાથે આવું. પરમગુરૂ પિતાની કૃપાથી જો આ નશ્વર સંસારની અસારતા અનુભવી શકું તો મનુષ્ય જન્મની સફળતા થાય."

સર્વાનંદે કહ્યું, "વત્સ! સંસાર તજવા યોગ્ય હજી તારી ઉંમર નથી. સમય આવે અને ચિત્ત વ્યગ્ર બને તો જે સારૂં લાગે તે કરજે. હવે મને રજા આપ. હવે માયાના બંધથી મ્હને બાંધ નહી. જ્યાંસુધી હું તારી પાસે રહીશ ત્યાંસુધી માયાનું બંધન છેદી શકીશ નહિ. મારી તેટલી બધી ઉન્નતિ થઇ નથી. જો તેટલી ઉન્નતિ થઇ હોય તો પછી કોનો ભાર છે કે મને બાંધે?

સુધાંશુએ કહ્યું, "દેવ! હું કુપુત્ર થઇ આપના પરમાર્થમાં બાધા દેવા માગતો નથી. આશીર્વાદ આપો કે મારી મતિ અધર્મમાં નજાય.

સર્વાનંદે પુત્રને આલિંગન કરી આશીર્વાદ આપ્યો અને કહ્યું, "વત્સ! ધર્મમાં મતિ રાખી સુખી થજે." સર્વાનંદની આંખમાં આંસુ આવ્યાં. તત્તજ તેણે આંસૂ લૂછી નાખી સ્વામીજીની પાસે ગમન કર્યું.

સ્વામીજીએ પૂછ્યું, "સર્વાનંદ આવ્યો? માયા તજી શક્યો છે?"

સર્વાનંદ—"ભગવાન્! માયાનું છેદી ન શકાય તેવું બંધન છેદી આવ્યો છું."

સ્વામી—"મોટી પરીક્ષામાં આજે તું પસાર થયો છે. હવે બ્હીક નહિ. હવે આ ભયંકર રોગને અટકાવવા માટે એક યજ્ઞ કરવાની જરૂર છે. ગઇ કાલે આગ્રાથી સમ્રાટે મોકલેલા અમલદારો અને નવા સુબેદાર આવી પહોંચ્યા છે. તેઓ મને મળી ગયા છે. તેમની પાસે જઇ તું કહે કે હોમ કરવામાં જે જે સાધનો જોઇએ તે તેમણે પૂરાં પાડવાં પડશે અને વિજયકુમાર અને વીરેન્દ્રનારાયણને મને મળવાનું કહેજે."

—✱—

## પ્રકરણ ૧૬ મું

### યજ્ઞ



ગૌડના છેડાપરના ભાગપર, કિલ્લાની દિવાલ પાસે આવેલાં વિશાળ મેદાનમાં હોમકુંડ સળગે છે. લાકડાંનો પર્વત જેવડો ઢગલો પડયો છે. ઘીનું સરોવર ભરાયું છે. હોમનાં સાધનો અને લાકડાં લાવવા માટે સેંકડો માણુસો નીમાયાં છે. તેઓ જે જે ઠેકાણેથી ઘી તથા લાકડાં મળે છે ત્યાંથી લાવી એકઠાં કરે છે.

શુભ મુહૂર્ત જોઈ પેલા લાકડાંના પર્વતને આગ લગાડવામાં આવી. અગ્નિના ધૂમાડા આકાશમંડળને ઘેરવા લાગ્યા. તે પ્રચંડ અગ્નિમાં ઘી રેડવાનું સહેલું ન હોવાથી ઘીનાં સરોવરમાંથી નળો ચઢાવી એ લોઢાના ફુવારાવડે ઘી રેડવામાં આવતું હતું. ફુવારાવાટે ઘી વરસાદની ધારની માફક, અગ્નિમાં પડે છે. ઘી પડતાંજ અગ્નિ બમણા વેગથી સળગી ઉઠયો.

ઘણાં વિસ્તારવાળાં જંગલમાં દાવાનળ પ્રકટે અને જેવો પ્રકાશ પડે તેથી વધુ પ્રકાશ પડવા લાગ્યો. રાત્રે તેના ભડકા ઘણાં ગામોમાં જણાવા લાગ્યા. ગેરૂઆં લુગડાંવાળા સંન્યાસીઓ તે અગ્નિને વીંટળાઈ મંત્રો ભણી ભણી જવ–તલનો હોમ કરવા લાગ્યા. સાધારણ માણુસોતો અગ્નિની પાસે પણ આવી શકતાં નહોતાં. આ પ્રમાણે ૪૧ દિવસ સુધી અગ્નિ પૂર જોરમાં સળગ્યો, ત્યારપછી બેંતાળીસમા દિવસે સ્વામીજીની આજ્ઞાથી અગ્નિ હોલવવાનું કામ શરૂ થયું. સંન્યાસીઓ ફરીથી મંત્રો ભણી તેમાં પુષ્પો અને અંજલિ નાખી પ્રદક્ષિણા કરવા લાગ્યા. પછી ઘી નાખવાનાં યંત્ર જેવાં યંત્રોવડે પાણી નાખી અગ્નિ ઠારવામાં આવ્યો. તે પ્રલયાગ્નિ હોલવતાં પંદર દિવસ લાગ્યા. આ તરફ રોગ પણ શાંત થવા લાગ્યો. હવે દિવસે એકાદ બે શબો જણાતાં હતાં. પરંતુ ધીમે ધીમે તે પણ ઓછાં થયાં. હવે મુડદાં દેખાતાં નહોતાં. તે નિસ્તબ્ધતા ભયંકરતા હવે નથી, શોકથી ભરપૂર નગરીનો સંદેહ હવે જતો રહ્યો છે. ઉનાળાના તાપથી તપી ગયેલાં સુકાં ઝાડો જેમ વરસાદના વરસવાથી પ્રફુલ્લ થાય તેમ હોમ થયા પછી નગરવાસીઓનો પુનર્જન્મ થયો. પહેલાંની માફક વેપાર–વણજ ચાલવા લાગ્યો; ભણવા ગણવાનું કામ શરૂ થયું; ધર્મ અને રાજાનાં કાર્યો શરૂ થયા. વિદ્યાલય અને ન્યાયાધીશની કચેરીઓ માણસોથી ભરપુર જણાવા લાગી.

વિલાસી સ્ત્રી પુરુષોના વિલાસ તથા કમલનયના કોમલાંગીના કંઠો-માંથી નીકળતાં ગાયનો સંભળાવા લાગ્યાં. ગંગાના ઘાટોપર સ્ત્રીઓનાં પગલાં થવા લાગ્યાં. તેમના નુપૂરો ઘાટોપર ઠમકવા લાગ્યાં. અસ્તવ્યસ્ત થઇ ગયેલી ગૌડનગરીમાં પાછી સ્વસ્થતા આવી. જે કંઇ થયું તે કેવળ પરમહંસદેવની કૃપાથી. દયામય સ્વામીજીએ કાળના મુખમાં પડેલી ગૌડનગરીને બચાવી. મહાપુરુષો આગળ કોઇપણ કાર્ય અસંભવિત નથી. એ કાર્ય કરવામાં જો કોઇપણ વૈજ્ઞાનિક સત્ય છુપાયેલું હોય, તો તેપણ તેનની ઇચ્છા અને તેમનીજ ઊંડી શોધખોળનું પરિણામ છે.

## પ્રકરણ ૧૭ મું

### પઠાણોનો છેલ્લો પ્રયત્ન

બાદશાહે મુનાયબખાંની જગાએ પંજાબના સુબા હુસેન કુલિખાંને નીમ્યો, અને તેને દાઉદખાંનું બરાબર રીતે દમન કરવાની આજ્ઞા આપી. નવીન સુબો પઠાણ અમલને તોડી પાડવા યુદ્ધની તૈયારી કરવા લાગ્યો. મોગલ પતાકા નીચે ઘણા સૈનિકો એકઠા થયા. મહારાજા વિજયકુમાર અને વીરન્દ્રનારાયણ પણ ભારે ઉત્સાહ પૂર્વક આવી પહોંચ્યા. વીરેન્દ્રની ઇચ્છા હતી કે ગમેતેમ થાય પણ મારે હાથે મારે પઠાણ બાદશાહને હરાવવો. તે માટે વિજયમહારાજાના પ્રયત્નથી દાઉદખાંને હરાવવાનો ભાર વીરેન્દ્રને સોંપાયો. ખંડયુદ્ધો થવા લાગ્યાં. પઠાણો મરણિયા થઇ લડવા લાગ્યા.

મોગલ સૈન્ય તેઓની ખાળી ન શકાય તેવી ગતિ ન અટકાવી શકવાથી ઘણે સ્થળે હાર્યું. મહારાજા વિજયકુમાર ચિંતા કરવા લાગ્યો. ગયા યુદ્ધમાં અતિશય પરાક્રમ કરી તેઓએ પઠાણોને હરાવ્યા હતા. પરંતુ તે વખતે તો બાદશાહ, રાજા ટોડરમલ, સેનાપતિ મુનાયબખાં વગેરે હતા. આ વખતે તો તેમનું કોઈ નહોતું. સુબેદાર પણ નેવોસવોજ છે. માટે આ લડાઇમાં મોગલ સૈન્ય હારશે તો બધો દોષ તેને માથે પડશે. વિજયકુમાર બાદશાહના દરબારનો એક હોશિઆર સેનાપતિ ગણાતો હતો. તેણે કેટલાંક યુદ્ધમાં જય મેળવ્યો હતો. અને તેથી બાદશાહનાં વખાણને પાત્ર થયો હતો તે શું આ યુદ્ધમાં હારી જશે?

અત્યારે બંગાળાના જમીનદારો અને જાગીરદારોમાં સહુથી મોટો હતો; માટે આ કલંક તેનેજ વહન કરવું પડશે. મહારાજા વિજય આ પ્રમાણે વિચારતો હતો. છેવટે તેણે વીરેન્દ્રને મદદ કરવા પોતાનું સૈન્ય લઇ દાઉદખાં કે જે રાજમાલમાં પડયો હતો તે તરફ ચાલવા માંડયું. દાઉદખાં તે વખતે વીરેન્દ્રનાં સૈન્યથી ઘેરાઇ રાજમહાલમાં પડયો હતો. જબરૂં યુદ્ધ થયું. બંને પક્ષ તરફથી પરાક્રમની પરાકાષ્ટા બતાવવામાં આવી; જય કોનો થશે તે સ્થિર થઈ શકતું નહોતું; એ વખતે મહારાજા વિજયકુમાર પોતાનાં સૈન્ય સાથે ત્યાં આવી પહોંચ્યા. વિજયમહારાજાનાં સૈન્યના કોલાહલથી વીરેન્દ્રનું સૈન્ય ઉત્તેજીત થઇ ગયું; અને પઠાણો દુશ્મનોને આવી રીતે નવીન સહાયતા મળવાથી નિરાશ થઇ ગયા. વિજયમહારાજાનું નામ સાંભળતાંજ તેઓના હાંજા ગગડી ગયા. દાઉદખાં પોતે અતિ બહાદુરી બતાવી યુદ્ધ કરવા લાગ્યો. તે સમજી ગયો હતો કે આ લડાઇમાં તે બધું ગુમાવવાનો છે. આ યુદ્ધમાં જીત ન મળે તો તેની આશાનો અંત આવવાનો છે. તેણે વારંવાર મોગલોની સાથે સંધિ કરી વગર કારણે એ સંધિ તોડી છે. આ યુદ્ધમાં હારી જતાં નક્કી ફાંસીએ લટકવું પડશે; એ બધાંનો વિચાર કરી દાઉદખાં આ વખતે ખૂબ જોરથી લડે છે. જે કદી બન્યું નથી તે આજે બનવા લાગ્યું છે. વીરેન્દ્ર પણ તેવીજ રીતે મંડયો છે. જયાં જ્યાં ભયંકર લડાઇ થાય છે, ત્યાં ત્યાં વીરેન્દ્ર પહોંચી વળે છે. આતતાયીને મારવો; પકડવો; અપમાન કરવું, એજ તેનું લક્ષ્ય છે. તેવામાં વિજય મહારાજાનાં સૈન્યનો શબ્દ સાંભળી તેનો ઉત્સાહ બમણો વધ્યો. તે પોતાનું સૈન્ય છોડી તીરવેગે પઠાણોના સૈન્યમાં ધુસ્યો, જ્યાં ઘણા પઠાણોથી વીંટળાઇ દાઉદખાં યુદ્ધ કરતો હતો તે અકસ્માત વીરેન્દ્રને આવેલો જોઈ ગભરાયો. વીરેન્દ્રે ક્ષણ પણ ન ગુમાવતાં ઘોડાપર ઉભા થઈ દાઉદખાંને ઉંચકી પોતાના ઘોડાપર બેસાડયો. આ બધું કાર્ય જોતજોતામાં જાદુના જોરથી બન્યું હોય તેમ બની ગયું. દાઉદખાંને ઘોડાપર બેસાડી પોતે ઝપાટાબંધ પોતાનાં સૈન્ય તરફ ચાલવા લાગ્યો આ વખતે પઠાણોની ચમક ભાંગી; આ વખતે પઠાણો વીરેન્દ્ર તરફ ધસ્યા પણ એ મહેનત નકામી હતી. તે વખતે હજારો મોગલ સૈનિકો વીરેન્દ્રનો બચાવ કરવા આવી પહોંચ્યા હતા; વિજયકુમારની પ્રબળ સેના ચોગમ પથરાઇ પડી હતી. બીજો કંઈ ઉપાય ન જણાતાં પઠાણો નાસવા લાગ્યા.

દાઉદખાંના પગમાં બેડીઓ નાખી વિજયકુમારની છાવણીમાં લાવવામાં આવ્યો. વીરેન્દ્રનારાયણના નામના જયધ્વનિ પોકારવામાં આવ્યા. વિજયકુમાર વીરેન્દ્રને ભેટી તેનાં વીરત્વનાં વખાણ કરવા લાગ્યો. વીરેન્દ્રનારાયણની ભવિષ્યવાણી સફળ થઈ. આતતાયી પકડાયો. જે આટલા દિવસો સુધી ધન, માન, એશ્વર્યમાં બહાર-બંગાળા અને ઓઢીઆનો અર્ધેશ્વર હતો; આજ તેજ દાઉદ બેડીએ જકડાઇ વીરેન્દ્રના તાબામાં આવ્યો છે, હીરા-મણિ-માણેકનાં સુંદર અલંકારોને બદલે કઠણ લોઢાની સાંકળોએ તેના હાથ પગ જકડયા છે. અપમાનથી દાઉદખાં જીવતો છતાં મરણ પામેલો છે.

મોગલ દરબારના ન્યાયમંદિરમાં કામ ચાલતાં દાઉદખાંને રાજદ્રોહના ગુન્હા સબબ ફાંસીની સજા કરવામાં આવી. પઠાણો આગેવાન વિનાના હોવાથી નાસી ગયા. સુબેદારના દરબારમાં વીરેન્દ્રનારાયણના સન્માનની સીમા રહી નહિ. મહારાજ વિજયકુમારની પછી તરતજ વીરેન્દ્રનું આસન નાખવામાં આવ્યું.



## પ્રકરણ ૧૮ મું

### મહાપ્રસ્થાન

હોમકુંડથી થોડે દૂર વડનાં ઝાડ નીચે પરમહંસ પરમાનંદ સ્વામી મૃગચર્મપર બેઠા છે. તેની ચારે બાજુએ તેમના સંન્યાસી અને ગૃહસ્થ શિષ્યો બેઠા છે. તેવે વખતે બાદશાહે મોકલેલ અમલદાર પ્રભુનારાયણસિંહે આવી સ્વામીજીને દંડવત્ પ્રણામ કર્યા. સ્વામીજીએ આશીર્વાદ આપી તેને બેસવાનું કહ્યું.

પ્રભુનારાયણે કહ્યું,—ભગવન્! આપે દયા લાવી ગૌડમાં ફાટી નીકળેલા રોગમાં લોકોને જે મદદ આપી છે, તેની વાત સાંભળી શહેનશાહ કૃતાર્થ થયા છે. આપ જ્યારે જ્યારે જે કંઇ આજ્ઞા કરો તે બજાવવાની આજ્ઞા મને બાદશાહે આપી છે. અને આપ બતાવો તે કાર્ય બજાવવામાં જોઇતા દ્રવ્ય બદલ શહેનશાહે મારી સાથે પચાસહજાર સિક્કા મોકલ્યા છે અને જરૂર પડે તો સુબેદારને પણ સહાયતા આપવાની આજ્ઞા આપી છે; તે સિવાય જે કંઇ સામાન-વાહન વગેરેની

જરૂર પડે તે બધું આપ પાસે હાજર કરવાનો હુકમ બાદશાહે સુબેદારપર મોકલ્યો છે તે મુજબ અમે હોમમાં આપને મદદ આપી છે છતાં હજુ ઘણા પૈસા બાકી છે. માટે તે દ્રવ્ય કયા કાર્યમાં વાપરવું તેની આજ્ઞા આપો. વળી આપ હિમાલય જવાના છો તો તે સંબંધમાં શી વ્યવસ્થા કરવાની છે તે પણ જણાવો. બાદશાહ પોતે પ્રયાગ આવી દર્શન કરવા ઇચ્છે છે. બાદશાહે આપની તથા આપના અનુચરોની બરદાસ કરવા માટે અમને ખાસ હુકમો આપ્યા છે. કોઇપણ વિષયમાં આપને મુસ્કેલી તો પડતી નથી ? લડાઇના કામમાં ગુંથાયલા હોવાથી અમે આપની બરાબર સેવા ન કરી શકયા હોઇએ; તે માટે અમને બહુ શરમ આવે છે."

પરમહંસદેવે કહ્યું, "ના કોઇપણ વિષયમાં હરકત આવી નથી. વળી આ ભાગના લોકો અમારી ખાતર બરદાસ બહુજ કરે છે. તેઓને સંતોષ આપવા માટે અમારી ઇચ્છા ન હોય તોપણ અમારે તેઓની ભેટ સ્વીકારવી પડે છે.

આ પ્રમાણે બંને વચ્ચે વાતચીત થતી હતી, એવે વખતે સુબેદાર આવી પહોંચ્યો. સુબેદાર માથું નીચું કરી સલામો ભરતો ભરતો સ્વામીજી પાસે આવ્યો સ્વામીજીએ તેને બેસવાનું કહ્યું. સુબેદાર કંઇપણ તર્ક વિના દર્ભાસનપરબેસી ગયો અને પોતાને કૃતાર્થ માનવા લાગ્યો. બાદશાહ પોતે જેને માન આપે તેથી સાથે મેળાપ કરી કૃતાર્થ થવું એમાં કંઇ નવાઇ નથી ! સ્વામીજીએ કહ્યું:—"સુબેદાર સાહેબ, તમારાં કાર્યોથી હું બહુ પ્રસન્ન થયો છું. હોમ કરવામાં તમારા તરફથી જે મદદ મળી છે તેથી અમને ઘણી સુગમતા મળી છે."

સુબેદારે કહ્યું, "ગુરૂજી માલિક, અમે તો સાધારણ માણસો છીએ. શહેનશાહ પોતે જેને પીર માની માન આપે છે, તેને તે હું શું સહાય કરી શકું ? તોપણ શહેનશાહ પૂછે તો—" એમ કહી સુબેદાર ચુપ રહ્યો.

સ્વામીજીએ કહ્યું, "શહેનશાહ નહિ પૂછે તોપણ હું તમારી આ સહાયતા વિષે તેમને જણાવીશ."

સુબેદાર આનંદ પામી ઉઠી ઉભો થયો અને સલામ કરી. રજા લઇ ચાલ્યો ગયો. હવે જવાની તૈયારીઓ થવા લાગી. આ મુસાફરીમાંથી કેટલાકતો કદી પાછા વળવાના નહોતા. સ્વામીજી પોતેજ હવે

આ પ્રદેશમાં આવવાના નહોતા. તે ઘણા કાળથી શરીર બચાવી ભમવાનનું કાર્ય કરતા હતા, પરંતુ હવે શરીર બચાવવાની તેની ઇચ્છા નથી. રતિકાન્ત તથા હરસુંદરીની પણ તેવીજ ઇચ્છા છે. તોપણ તેઓને હજુ તપ કરવું પડશે. પરિણામે તેઓ પાછાં વળવાનાં નથી. ઉમાશંકર પણ સ્વામીજી સાથે આવવાની હઠ પકડી બેઠો છે. આ ઉમાશંકર તે પેલો ઉમાશંકર નથી. અત્યારનો આ ઉમાશંકર પશ્ચાત્તાપના અગ્નિમાં ખાખ થઇ પુનર્જન્મ મેળવી શુદ્ધ થયો છે. તેથીજ સ્વામીજીએ તેને સાથે આવવાની રજા આપી છે. વિજય મહારાજા, વીરેન્દ્રરાજા અને તારાસુંદરી, શ્યામાસુંદરી તથા ઉમાસુંદરી સાથે આવી પહોંચ્યા છે. જીવનપણ આવ્યો છે. શશીમુખીનો આનંદતો માતો નથી. કેવળ નથી આવ્યો સુધાંશુમોહન. પિતાનું અનિષ્ટ થાય એવી શંકાથી તે આવ્યો નથી. સ્વામીજીએ આ વાત જાણી તેને આવવાનું કહ્યું અને મનમાં કહેવા લાગ્યા—સર્વાનંદની પરીક્ષા થવાની છે; પરંતુ આ પરીક્ષામાં તેને પહેલી પરીક્ષા જેવું રહેવું પડશે. તેની પહેલી વારની ચંચળતા ક્ષમા કરવા યોગ્ય છે. તેની અવસ્થામાં હું હોત તોપણ કદી પણ સ્થિર રહી શકત નહિ. તેની અવસ્થામાં જે સ્થિર રહી શકે તે મનુષ્યનાં નામને યોગ્ય નથી. તે કઠોર પ્રકૃતિનો રાક્ષસ અથવા ભયંકર કપટી છે.

આ વખતે પરમહંસદેવે રતિકાંત વગેરેને પાસે બોલાવ્યાં. તેઓએ આવી સ્વામીજીને પ્રણામ કર્યા, અને પાસેના આસનોપર બેઠાં. શૈલજાસુંદરી સ્વામીજીનાં દર્શને આવી શકી નહોતી. છેવટે સુધાંશુમોહન ધ્રુજતો ધ્રુજતો આવી પહોંચ્યો. તેને શંકા હતો કે કદાચ પિતાજી મને જોઇ ચંચળ બની જાય. સુધાંશુ સ્વામીજીને પ્રણામ કરી પિતાને પ્રણામ કરવા લાગ્યો. સ્વામીજીએ આશીર્વાદ આપી સર્વાનંદ સામુ જોયું કે સર્વાનંદ નિર્વિકાર ચિત્તે બેઠા છે. તેનામાં ચંચળતા નથી કે ઉદાસિનતા નથી. તેણે પદરજ આપી, આશીર્વાદ આપ્યા અને આનંદથી પુત્ર સાથે વાત કરી.

પરમહંસદેવે કહ્યું, " સર્વાનંદ આજે તારો આત્મવિજય જોઈ મને બહુ આનંદ થયો છે. તારી મને બહુ ચિંતા હતી; પરંતુ આજે ઓચિંતા ટળી ગઈ. તું જો આજપણ ચંચળતા બતાવત તો હું દુઃખી થઇ તને પ્રથમથીજ ઉન્નત કરવાનો પ્રયત્ન કરત. પણ ધિક્કારત નહિ પરંતુ જો કઠોરતા બતાવત તો તને કપટી જાણી તારો સંબંધ તજી

દેવ. કારણ કે તું જ્ઞાનધર્મથી ઉંચો ચઢેલો પરમયોગી અથવા યતિધર્મચારી હોય તેથી શું થયું; કર્મનાં બંધનથી જડાયલ પ્રકૃતિજાત પિતા પુત્ર સંબંધને કાપી નાખનાર તું તે કોણ?

દેહ છે ત્યાં સુધી એ બધો સંબંધ રાખવો જોઇએ તોપણ આસક્તિના સંદેહથી પુત્રના આવવાથી ગુસ્સે થઇ તેની પાસેથી નાસવાનો પ્રયત્ન ન કર્યો તે જોઇ મને લાગે છે કે તારી ખરેખરી ઉન્નતિ થઇ છે. તું મારા સંન્યાસી શિષ્યોમાં સર્વથી શ્રેષ્ઠ છે, એ એકતાનાં નેં આજે પરિચય આપ્યો છે. તારી નીરોગી યોગજીવનનું આસન છે ને પણ નાની ઉમરમાં ઘણી ઉન્નતિ કરી છે. અત્યારે મારા ગૃહસ્થ શિષ્યોમાં સહુથી મોટો રતિકાન્ત છે, માટે તેનો અભિપ્રાય સાંભળવાની ઇચ્છા છે. એમ કહી સ્વામીજીએ રતિકાન્ત તરફ નજર કરી.

રતિકાન્તે કહ્યું, "ગુરુદેવ! મને કંઇપણ આસક્તિ રહી નથી. બધું પૂરું થયું છે. મને આપનાં ચરણોમાં સ્થાન આપો." રસસુંદરીની પણ તેવી ઇચ્છા હતી.

સ્વામિજીએ કહ્યું, "ભલે તેમજ થશે."

એ વખતે જીવને આવી પ્રભુના ચરણમાં પ્રણામ કર્યા અને માથું ઝુકાવી ઉભો રહ્યો. સ્વામીજીને કહેવાની વાત તેનાથી કહી શકાઇ નથી તે જોઇ રતિકાન્તે કહ્યું, પ્રભુ, આ જીવન આપની સેવાની ઇચ્છા રાખે છે.

સ્વામીજીએ કહ્યું, "એને સાથે લેવામાં કંઇ વાંધો નથી.

ઉમાશંકર કંઇપણ બોલતો નથી પણ અવિરામ અશ્રુધારાથી તેની છાતી પલળી જતી હતી. કૃપામય સ્વામીજીએ કહ્યું, "વત્સ! ઉમાશંકર, તું પણ અમારી સાથે આવજે. મેં યોગજીવનને તારે વિષે કહ્યું છે, તે તને દીક્ષા આપશે."

નગરવાસી અને પાસેના રહેનારાઓની માગણીથી સ્વામીજી બે ચાર દિવસ ત્યાંજ રહ્યા. છેવટે મુસાફરીની તૈયારી થવા લાગી.

બાદશાહે મોકલેલા અમલદારે સુબેદારની સહાયતાથી સ્વામીજી માટે વાહન વગેરેની સોઇ કરી આપી. વિજયમહારાજા અને વીરેન્દ્ર છુટે હાથે પૈસો વેરવા લાગ્યા. સ્વામીજી અને તેના નોકરોને કોઇપણ ચીજની અગવડ ન પડી. વિજય અને વીરેન્દ્ર પોતાનાં કુટુમ્બ સાથે રાજમહાલ સુધી સાથે ગયા. ત્યાંથીજ મહાપ્રસ્થાનના યાત્રાળુઓએ રજા લીધી.

શ્યામા, ઉમા, તારા, વિજય, વીરેન્દ્ર અને સુધાંશુમોહન સ્વામીજી તથા બીજા સંન્યાસીઓને પ્રણામ કરવા લાગ્યા. ત્યારપછી તેઓ બધા રતિકાન્ત, ઉમાશંકર તને હરસુંદરી પાસે આવ્યા.

આ વખતે રડવાનું કામ શરૂ થયું. તારા, ઉમા અને શ્યામા રડવા લાગી. રતિકાન્ત અને હરસુંદરી પણ આંસુ અટકાવી શક્યાં નહિ. તેઓ ગળગળે અવાજે કન્યાઓને બોધ દેવા લાગ્યાં. રતિકાન્તે કહ્યું, "મા તારાસુંદરિ, ઉમાસુંદરિ, અને શ્યામાસુંદરિ, તમે અમને પ્રસન્ન ચિત્તે રજા આપો. તમને રડતાં જોઈ અમારા પરમાર્થ સંબંધી-વિચારોને અડચણ પડશે ઇષ્ટદેવ સંબંધી વિચાર કરતી વખતે રડતી દીકરીઓના ચહેરા જોઇ હું એ કાર્ય ચુકી જઇશ. માટે ચિત્ત સ્થિર રાખી દઢતાપૂર્વક મને રજા આપો; હવે માયાથી બાંધો નહિ. તમે મારી ધર્મિષ્ઠ અને કર્તવ્યનિષ્ઠ દીકરીઓ છો, તમને વધુ તે શું કહું—અમારૂં સારૂં વિચારી જે કરવું યોગ્ય હોય તે કરો.

હરસુન્દરીએ કહ્યું, "દીકરીઓ, હું સ્ત્રી છું; અચળ પર્વત સમાન મારા સ્વામી પણ જ્યારે તમારી દીલગીરી જોઈ દીલગીર થાય છે, તો પછી મને શું થતું હશે તેનો વિચાર કરો."

એમ કહી તે તેને આશીર્વાદ આપવા લાગી. ઉમાને કહ્યું, "બેટા, તારી સાથે મ્હેં વધુ દિવસો ગાળ્યા નથી. હું આશીર્વાદ આપુંછું કે સુધાંશુમોહન સાથે તું સુખી થાય. બ્હેનને ચાહજે અને તારાને તારી સગી બ્હેન પ્રમાણે ગણજે. તારા મારી દીકરી છે. શ્યામા અને તારા વચ્ચે કંઇ તફાવત નથી, એક બીજી વાત એ કહુંછું કે ધર્મમાં મતિ રાખજે અને સ્વામિની સેવા કરજે. સ્વામી સિવાય સ્ત્રીઓની ગતિ નથી. તારા અને શ્યામા, તમને પણ મારો એજ ઉપદેશ છે. હવે રાજાનો આશીર્વાદ લઇ તમે જાઓ.

રાજાએ કન્યાઓને આશીર્વાદ આપ્યા અને મધુર સંભાષણથી બધાએ કન્યા પાસેથી રજા લીધી. આ વખતે વિજય, વીરેન્દ્ર અને સુધાંશુમોહન આગળ આવ્યા. બધાની આંખો—આંસુથી ભરપુર હતી.

ચિતોડ વિજયી વિજયકુમાર અને દાઉદખાંને હરાવનાર વીરેન્દ્ર-નારાયણ આજે બાળક જેવા બની ગયા છે; સુધાંશુમોહન પણ તેવોજ થઇ ગયો છે. રાજાએ બધાને ભેટી, આશીર્વાદ આપી, જુદો જુદો ઉપદેશ આથી રજા લીધી.

ઉમાશંકર આવ્યો. તેનામાં કઠોરતા નહોતી પણ દઢતા બહુ

જણાતી હતી. તેણે તારા પાસે આવી કહ્યું, "મા, માયામાં લપેટીશ નહિ. હું બહુજ વ્યગ્ર બની ગયો છું. આ મહા પાપીનો પાપથી છૂટકો થયો છે માટે તું ભગવાનને ધન્યવાદ આપ. તારી માતાને મારા માટે રડવા દઈશ નહિ. મારો પુનર્જન્મ થયો છે. એમ કહી તેણે તારા, શ્યામા તથા ઉમાને આશીર્વાદ આપ્યા. તેઓ બધાંએ ઉમાશંકરની પદરજ લીધી. તારાના હૈયામાં ભયંકર તોફાન મચ્યું હતું. તોપણ તેણે હૃદય દૃઢ કરી પિતૃદેવ પાસેથી રજા લીધી, છતાં તેનું હૃદય ઉછળવા લાગ્યું. ઉમાશંકરે, વિજય, વીરેન્દ્ર વગેરે પાસેથી રજા લીધી. વિજયની ક્ષમા માગતાં કહ્યું કે, "બાપુ, મેં તારાપર ઘણો જુલમ કર્યો છે, ઘણું દુઃખ આપ્યું છે. અત્યારે એ માટે હું પસ્તાઉં છું, આ મહાપાપીને કોણ ક્ષમા કરી શકે ?"

વિજયે રોતાં રોતાં તેની પદરજ માથે ચડાવી કહ્યું, "વડિલ, અત્યારે આપ મહાપુરુષ છો. અત્યારે આપે શું કર્યું નથી ? અમારી મૂર્ખતાને લીધે આપે અમારો તિરસ્કાર કર્યો હતો; પણ તે તિરસ્કારે અમારૂં કેટલું બધું સારૂં કર્યું. હું તે સમય દેશ તજી નાઠો હતો, તેથીજ આજે બહાર-બંગાળ અને ઓઢીઆમાં સર્વોપરી થઇ શક્યો છું."

ઉમાશંકરે બીજી કંઇપણ વાત ન કરતાં સર્વે પાસેથી રજા લીધી. બધાં મળી ગયા બાદ જીવન ઘોષે આવી વિજય વગેરે પાસે રજા માગી વિજય અને વીરેન્દ્ર બે એકીસાથે બોલી ઉઠયા, "જીવનભાઈ, શું ખરે-ખર તમે અમને તજી જાઓ છો ?"

જીવને કહ્યું—હું આપનો સેવક છું; મને ભાઇ કહેવો યોગ્ય છે ? મોટા માણસ નહોય તેને ભાઇ કહી બોલવવો ન જોઇએ.

વિજય અને વીરેન્દ્રે કહ્યું, "ભાઈ, તે હલકા નથી. તમે કુળવાન ન હો તેથી શું થયું, તમે જે અસાધારણ સ્વાર્થત્યાગ અને અલૌકિક પ્રભુભક્તિ બતાવી છે, તેની તુલના થાય તેમ નથી. અમે નાનપણથીજ તમને ભાઇ કહેતા આવ્યા છીએ તો પછી અત્યારે શામાટે ન કહીએ ? જો તમે અમારી પાસે રહેત તો અમે તમને અમારા ભાઈની પેઠે પરમ આદરમાનથી રાખત. પરંતુ અમે તમારાં કલ્યાણમાં અડચણ-રૂપ થવા ઇચ્છતા નથી. જાઓ, પરમયોગી પ્રભુનાં પવિત્ર ચરણોની સેવા કરી સાધુ સંગનું ઉત્તમ ફળ મેળવો." એમ કહી વિજયમહા-રાજા બધાંને લઇ દીલગીર અંતઃકરણે પાછા ફર્યા. સ્વામીજી પણ પોતાના શિષ્યો સહિત હિમાલય તરફ ચાલવા લાગ્યા.

## ઉપસંહાર.

વિજયમહારાજાનો યશ ચોતરફ ફેલાઇ રહ્યો છે. તેનાં બળ અને દયા માયાની ખ્યાતિ વિસ્તાર પામી છે.

ઘરમાં કે બહાર, વાટમાં કે ઘાટમાં સર્વત્ર વિજય મહારાજાનાં ગુણગાન થાય છે. લોકો તો વિજય મહારાજાનાં રાજ્યને રામરાજ્ય માને છે. રાજ્ય બહુ વિસ્તારવાળું હતું. વિજય મહારાજાના રાજ્યમાં બંગાળાના સુબાનું નામપણુ કોઇ જાણતું નહોતું. તેનાં રાજ્યમાં તો વિજય મહારાજાનીજ દોહાઇ ચાલતી હતી. રાજ્યમાં મહારાણી તારાસુંદરીને પણ બધા લોકો ઓળખતા હતા. મહારાણીની આજ્ઞાથી રાજધાની અને મોટા મોટા કસ્બાઓમાં અન્નનાં સદાવ્રત ખોલવામાં આવ્યાં છે. ત્યાંથી ગરીબ, આંધળાં, લુલાં લંગડાં વગેરે બધાં દરરોજ અન્નજળથી સંતોષ પામે છે. તે સિવાય વસ્ત્રો પણ આપવામાં આવે છે. મોટાં પર્વોને દિવસે દુઃખી દરિદ્રીઓને એકેક જોડ લુગડાં આપી મિષ્ટાન્ન જમાડવામાં આવે છે. આથી મહારાણી તારાસુંદરી રાજ્યમાં અન્નપૂર્ણાના નામથી પ્રખ્યાત થઇ છે.

મહારાણીનાં આ અન્નનાં સદાવ્રતોના નિયમો અતિ સુંદર છે. કોઇને પણ કઠોર વચનો કહેવાનો હુકમ નથી. ગમે તે વખતે આવે તોપણ તેને જમાડવામાં આવે છે. તે સિવાય સરકારી ખર્ચે મહારાજાની જુદી જુદી અતિથિશાળાઓ પણ છે. મહારાજા પોતાની રાણી સાથે જ્યારે જ્યારે જમીનદારી જોવા નીકળે છે, ત્યારે ત્યારે હજારો માણસોના જયધ્વનિથી આકાશ ફાટી જાય છે, પર્વતો કંપે છે અને તેની સાથે મહારાજા તથા અન્નપૂર્ણારૂપી મહારાણીનાં ગુણગાન સંભળાય છે. શ્યામારાણી અને વીરેન્દ્ર રાજાની પણ તેવીજ ખ્યાતિ ફેલાઇ રહી છે.

દેવી શૈલજાસુંદરી, તારા મહારાણીને સુખી કરવા માટે નાના પ્રકારના વ્રતનિયમાદિ કરી આનંદથી કાળ ગાળે છે.

ગોરી કદીકદી શ્યામાના રાજ્યમાં અને કદીકદી તારાના રાજ્યમાં સખીરૂપે માન પામે છે. અને સિરાજુ? પિતાએ આપેલાં હીરા–માણેક વગેરે દ્રવ્યનો તેને અભાવ નથી. દાઉદખાં નાસતી વખતે રાજકોષમાંથી ઘણું દ્રવ્ય લઇ ગયો હતો. આ બધું દ્રવ્ય સિરાજુ પાસે હતું. દાઉદખાંના મરણ પછી સિરાજુએ એ બધી સંપત્તિ વડે પટનાની

પેલીમેર હાજીપુર પાસે એક મસીદ બંધાવી છે. દીન-દુઃખી અને અનાથોને રહેવા માટે તેની ચારે તરફ ધર્મશાળા બાંધી છે. ત્યાં રોગીઓને દવા આપવા માટે હકીમ રાખેલો છે. ગરીબ મુસલમાનોનાં છોકરાંને ભણાવવા માટે એક મૌલવી નીમ્યો છે. અનાથ વિધવાઓને ભરણુપોષણ માટે માસિક સહાયતા આપે છે. ગરીબોને દરરોજ જમાડવાની વ્યવસ્થા કરેલી છે. મુસલમાન ફકીર અને હિંદુ સંન્યાસીઓને જમાડવાની જુદી જુદી સગવડ કરેલી છે. તે દાન કરવામાં હિન્દુ કે મુસલમાનનો વિચાર કરતી નથી. જાતિભેદ જોયા વિના પાત્રાપાત્રનો વિચાર કરી દાન આપે છે. તેનાં આ સત્કાર્યની વાત નવાબ અને બાદશાહના કાનપર ગઇ છે. બાદશાહે ખુશી થઇ પોતાને હાથે તેને પત્ર લખી તેને ધન્યવાદ આપ્યો. સુબેદાર તેને સલામ કરવા વખતો વખત આવતો હતો. મુસલમાનો તેનાં એ સ્થાનને પીરબીબીની દરગાહ અને હિંદુઓ કુમારી બીબીનું સ્થાનક કહેતા હતા.



**નોકરીનો ઉમેદવાર**—સચિત્ર સાંસારિક નવલકથા. અંગ્રેજી ભણેલો એક ગરિબ યુવક નોકરીની શોધમાં ફાંફાં મારતાં જે અથડામણમાં પડે અને જુદા જુદા સ્વભાવનાં શેઠશેઠાણીઓના સહવાસમાં આવીને અનેક લાલસા, ધર્મ-ભ્રષ્ટતા વગેરેની વચ્ચે આવી પડવાથી અટવાયા કરે છે તેનું આ ચિત્ર અત્યંત બોધક અને રસિક છે મૂલ્ય રૂ. ૧।.

**કાશ્મીર અને કેસરી** [બીજી આવૃત્તિ]—રણજીતસિંહને અફઘાનો સાથે ઘણી વાર ઝપાઝપી થઇ હતી અને કાશ્મીર પ્રાન્તને માટે તો ચાર વાર સવારીઓ લઇ જવી પડી હતી. આ વાર્તાનું એક પછી એક પ્રકરણ વાંચવાને વાંચવાને વાંચકની મનોવૃત્તિ ઉશ્કેરાતી જાય તેમ છે. પૃષ્ઠ ૨૫૦ પાકું પુંઠું કિં. રૂ. ૧—૦—૦.

**પિશાચમંદિર** ભાગ ૧-૨—આ નવલકથા એટલી તો હૃદયગ્રાહી અને ચમત્કારિક છે કે પૃષ્ઠે પૃષ્ઠે જીજ્ઞાસારસની જાણે કે સરિતા જ વહેતી હોય એવો સહજ ભાસ થાય છે અરણ્યમાં અત્યાચાર, કિલ્લાનો ગુપ્ત ભેદ, ભયાનક યંત્ર, કેદમાં સપડાએલી કુમારિકા, શ્વેત આકૃતિ, ચક્રયંત્રવાળું ભોંયરૂં, પ્રેમમંદિર કે પિશાચમંદિર ? વગેરે પ્રકરણો વાંચતાં આહાર નિદ્રાનું સર્વથા વિસ્મરણ થઈ જાય તેમ છે. મનોહર ચિત્રો બંને ભાગ જુદા જુદા બાંધેલા છે. પાકું પુંઠું, બન્ને ભાગનાં પૃષ્ઠ ૫૦૦ છતાં કિમ્મત દરેક ભાગની રૂ. ૨) મુજબ કુલ રૂ. ૪.

<u>રા. વ્રજલાલ જાદવજી ઠક્કરકૃત રસિક નવલકથાઓ.</u>

**દગાબાજ દુનિયા**—આ નવલકથાની વસ્તુસંકલનાઓ તો અદ્ભુત, પરંતુ સંભવિત છે કે, પ્રત્યેક પૃષ્ઠે વાંચકની જીજ્ઞાસા વૃદ્ધિંગત થાય તેમ છે. આ નવલકથા રસિક, ચમત્કારિક અને બોધક વિષયોથી ભરપૂર છે. ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો પાકું પુઠું રૂ. ૨—૦—૦.

**કંગાલ કેદી** અથવા સ્નેહ-બંધન—ભાગ ૧-૨ આ નવલકથામાં સુખ-દુઃખના પડછાયા, સ્વામી સ્નેહજ્યોતિનું આદર્શ સાધુ જીવન અને દૈવી પરોપકાર, હતભાગ્ય રંગનાથની સ્થિતિનું અને જીવનનું કલ્પના પણ ન કરી શકાય એવું અસંભવનીય પરિવર્તન, આદિ અનેકવિધ આકર્ષણીય ઘટનાઓથી પરિપૂર્ણ. આઠ સુંદર ચિત્રો, બન્ને ભાગનું પાકું પુઠું: કીંમત ભાગ ૧ લો રૂ. ૧-૧૨-૦ ભાગ ૨-૦-૦ કુલ રૂ. ૩-૧૨-૦.